# અનુક્રમણિકા.







## આ લેખકના અન્ય ગ્રંથો:—

૧. સુંદર અને વિદ્યાનંદ, અથવા પ્રેમનો ચિતાર ભાગ ૧ લો.
( બીજી આવૃત્તિ. )

૨. ચદ્ર, અથવા દુઃખદ વાદળ અને વચ્ચે રૂપેરી કોર.

૩. એમર્સનના નિબંધો.

૪. જ્યુલિયસ સીઝર.

૫ ઓથેલો.

૬. મેઝર ફૉર મેઝર અથવા થાય તેવા થઇએ તો ગામ વચ્ચે રહીએ.

૭. ચદ્ર-રમણ અથવા પ્રેમની ચાતુરી.

૮. વેનિસનો વેપારી.

૯. અદ્વૈત મુક્તાવળી, અથવા વેદાંતપ્રક્રિયાનો અત્યુત્તમ ગ્રંથ.

૧૦. હેમ્લેટ, ડેન્માર્કનો રાજકુમાર.



# ઉપોદ્ઘાત.

સુરતના વતની અને ધધાર્થે મુંબઇનિવાસી સ્વર્ગવાસી શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસે તા. ૧ લી સપ્ટેમ્બર સન ૧૮૭૭ ના રોજ વિલ કર્યું છે, તે અન્વયે પ્રથમ સન ૧*૮૦ માં રૂ. ૨,૦૦૦ સોસાઇટીને મળ્યા. તે એવી શરતથી કે વ્યાજમાંથી સામાજિક સુધારો થ.ય એવાં પુસ્તકો તૈયાર કરી છપાવવાં. સદરહુ વિલથી શેઠ હરિવલ્લભદાસે અમુક પ્રસગ બન્યા પછી બાકી રહેલી પોતાની તમામ મીલકત પુસ્તકપ્રસાર માટે સોસાઈટીને અર્પણ કરેલી છે. તે અન્વયે સન ૧૮૯૪ માં રૂ. ૧૮,૦૦૦ ની સરકારી પ્રૉમિસરી નોટો પુસ્તકો તૈયાર કરાવવા તથા તે પ્રસિદ્ધ કરાવવા માટે સદરહુ વિદ્યાવિલાસી અને પરોપકારી ઉદાર ગૃહસ્થ તરફથી મળેલી છે, તેમાંથી આજ પર્યંત નીચેના પુસ્તકો "શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રન્થમાળા" તરીકે પ્રસિદ્ધ થયાં છેઃ—

| | |
|---|---|
| ૧. કયી કયી નાતો કન્યાની અછતથી નાની થતી જાય છે, તેનાં કારણો તથા તેમાં સુધારો કરવાના ઉપાય | રૂ. ૦—૭—૦ |
| ૨. માને શિખામણ. | રૂ. ૦—૬—૦ |
| ૩. નીતિમંદિર. | રૂ. ૦—૧૨—૦ |
| ૪. બાળલગ્નથી થતી હાનિ | રૂ. ૦—૬—૦ |
| ૫. પુનર્વિવાહપક્ષની પૂરીપૂરી સોળેસોળ આના ફત્તેહ ! | રૂ. ૦—૫—૦ |
| ૬. ભોજનવ્યવહાર તથા કન્યાવ્યવહાર. | રૂ. ૦—૪—૦ |
| ૭. ધાર્મિક પુરુષો. | રૂ. ૦—૪—૦ |
| ૮. ઉદ્યોગી પુરુષો. | રૂ. ૦—૪—૦ |
| ૯. બેન્જામીન ફ્રાંકલીન. | રૂ. ૧—૦—૦ |
| ૧૦. બોધક ચરિત્ર. | રૂ. ૦—૪—૦ |
| ૧૧. સદ્વર્તન. | રૂ. ૧—૮—૦ |

| | |
|---|---|
| ૧૨. રઘુવંશ કાવ્ય. | રૂ. ૧—૮—૦ |
| ૧૩. જાદવજી દાદાજી ચોધરીનું જીવનચરિત્ર. | રૂ. ૦—૨—૦ |
| ૧૪. ગુજરાતનો પ્રાચીન ઈતિહાસ ભાગ ૧ લો. | રૂ. ૦—૧૨—૦ |
| ૧૫. ગુજરાતનો અર્વાચીન ઈતિહાસ ભાગ ૨ જો. | રૂ. ૧—૦—૦ |
| ૧૬. નીતિસિદ્ધાંત. | રૂ. ૧—૦—૦ |
| ૧૭. ફ્રાન્સિસ બેકનનું જીવનચરિત્ર. | રૂ. ૧—૪—૦ |
| ૧૮. શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસનું જીવનચરિત્ર. | રૂ. ૦—૬—૦ |
| ૧૯. પરોપકાર. | રૂ. ૦—૧૨—૦ |
| ૨૦. ઢોરનું ખાતર. | રૂ. ૦—૪—૦ |
| ૨૧. જગતનો અર્વાચીન ઈતિહાસ. | રૂ. ૨—૦—૦ |
| ૨૨. કિરાતાર્જુનીય કાવ્યનું મૂળ સાથે ગુજરાતી ભાષાંતર. | રૂ. ૧—૦—૦ |
| ૨૩. વિવિધ પ્રકારના હુન્નરોપયોગી નુસખાઓ. | રૂ. ૦—૧૨—૦ |
| ૨૪. વાર્નિશ. | રૂ. ૧—૦—૦ |
| ૨૫. જીવનનો આદર્શ. | રૂ. ૦—૧૨—૦ |
| ૨૬. કીર્તિકૌમુદી. | રૂ. ૦—૮—૦ |
| ૨૭. શિશુપાલવધ—પૂર્વાર્ધ ( સર્ગ ૧ થી ૧૦ ) | રૂ. ૧—૦—૦ |
| ૨૮. હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્યનો ઉદય, | રૂ. ૦—૬—૦ |
| ૨૯. રસાયનશાસ્ત્ર. | રૂ. ૦—૧૦—૦ |
| ૩૦. બ્રિટિશ હિન્દુસ્તાનનો આર્થિક ઇતિહાસ, વિભાગ ૧ લો. | રૂ. ૦—૧૨—૦ |
| ૩૧. જાપાનની કેળવણીની પદ્ધતિ. | રૂ. ૦—૧૨—૦ |
| ૩૨. શિશુપાલવધ—ઉત્તરાર્ધ ( સર્ગ ૧૧—૨૦ ) | રૂ. ૧—૦—૦ |
| ૩૩. લૅન્ડૉરના કાલ્પનિક સંવાદો, ભાગ ૧ લો. | રૂ. ૦—૧૨—૦ |
| ૩૪. ખગોળ વિદ્યા. | રૂ. ૦—૧૨—૦ |
| ૩૫. લૅન્ડૉરના કાલ્પનિક સંવાદો, ભાગ ૨ જો. | રૂ. ૦—૧૨—૦ |
| ૩૬. યુરોપીય પ્રજાના આચરણનો ઇતિહાસ. | રૂ. ૧—૦—૦ |

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીની ઑફિસ,

અમદાવાદ—તા. ૧૫ જુલાઇ સને ૧૯૧૭.

પરતુ કોઈ પણ જમાનાની નૈતિક દશાનું તોલન કરવામા, નીતિવેત્તાઓનું દૃષ્ટિબિંદુ તપાસીને બેસી રહેવુ એટલું પૂરતુ નથી પરતુ લોકોમા તે દૃષ્ટિબિંદુનો કેટલો સાક્ષાત્કાર થયો હતો તે જોવુ પણ આવશ્યક છે પ્રજાની શ્રેષ્ઠતા ઘણીવાર તેના ઉપદેશકોના થામડીઆ અને સ્વાર્થી સિદ્ધાત મા પ્રતિબિંબિત થાય છે, પરંતુ કેટલીક વખત તેનો પ્રત્યાઘાત પણ થાય છે, જેથી કરીને સમાજના પ્રચલિત પવનની છેક વિરૂદ્ધ જઈને તે ઉપદેશકને તપોવૃત્તિનુ બોધન કરવુ પડે છે જે સાધનોથી નૈતિક ઉપદેશકો પોતાના જાતભાઈઓ ઉપર અસર કરે છે તે સાધનો સ્વભાવ અને બળ પરત્વે ઘણા ભિન્ન ભિન્ન હોય છે અને ઘણીવાર જે જમાનામા નૈતિક દર્શન ઘણા ઉચા પ્રકારનુ હોય છે તે જમાને નીતિના ઉચા ઉપદેશનો નહી હે તો કોઈ વખત જમાનામા નીતિનો ઉચો ઉપદેશ થતો હોય છે, પણ લોકોની નીતિ ઉપર તેની અસર થતી જણાતી નથી કેટલીક વખત સામાન્ય પક્તિના નીતિવેત્તાઓ પોતાના સમાજના દરેક ભાગમા ઘણી અસર ઉપજાવી શકે છે એટલા માટે ઉપદેશકોના ઉપદિષ્ટ નૈતિક ધોરણ અને નમુના ઉપરાત, લોકોમા સાક્ષાત્ નીતિ કેટલી હતી તે પણ ઇતિહાસ મારે જોવુ જોઈએ

ઓગસ્ટસથી શાર્લમેન સુધી યુરોપનો નૈતિક ઇતિહાસ તપાસવામા ઉપરોક્ત ત્રણ બાબતો મેં ધ્યાનમા રાખી છે શરૂઆતમા નીતિનો સ્વભાવ અને બધનો કેવા છે તે સબધી પ્રતિસ્પર્ધી સિદ્ધાતો મેં તપાસ્યા છે, અને સુધારાની અવસ્થાઓને ક્રમે ક્રમે કયા કયા સદાચારો ખાસ બધબેસતા આવે છે તે પણ મેં બતાવ્યુ છે, કે જેથી કરીને ખાસ બનાવોને લીધે નીતિનો સ્વાભાવિક વિકાસ કેટલે દરજ્જે અવરૂદ્ધ થયો છે કે ત્વરિત થયો છે તેનો નિશ્ચય આપણે કરી શકીએ પછી વિધર્મી રાજ્યના નૈતિક ઇતિહાસમા હું પેઠો છુ અને તેમા સ્ટોઈક મત, મિશ્રવાદ અને મિસરના તત્ત્વજ્ઞાન ક્રમે ક્રમે તપાસ્યા છે, અને સમાજની સામાન્ય દશાના કેવી રીતે એ પરિણામ હતા અથવા તે દશા તેમા કેવી રીતે પ્રતિબિંબિત થતી હતી હતી તે બતાવ્યુ છે, હાય ! અને સાહિત્યમાં તેમની કેવી અસર થઈ હતી

તે જોયું છે; અને શેહેનશાહો અને તત્ત્વચિંતકોના સઘળા પ્રયાસો જે ભ્રષ્ટતાને અટકાવવા અશક્ત નીવડ્યા હતા તેનાં કારણોની તપાસ કરી છે. પછી ખ્રિસ્તિધર્મની ફતેહ ઉપર આપણું લક્ષ ચોટે છે. આ બાબતમાં કેવળ ધાર્મિક અને વિવાદગ્રસ્ત વિષયોથી હું જેમ બને તેમ દૂર રહ્યો છું; અને એક નૈતિક બળ તરીકે ખ્રિસ્તિધર્મે યુરોપમાં શું શું કર્યું છે તેજ માત્ર મેં તપાસ્યુ છે. તેથી વિધર્મી રાજ્યના સંજોગોથી એ ધર્મને કેવી રીતે અટકાયત થઇ અથવા મદદ મળી, આ અટકાયત કેવી જાતની હતી, એની ફતેહ થતા એનું રૂપાન્તર કેવું થઇ ગયુ, તપોવૃત્તિનો ઉન્માદ કેવો હતો, અને જંગલીઓના હુમલાઓથી કેવા પરિણામ આવ્યા, અને સમાજની નીતિ ઉપર તેની જે જે અસર થઇ છે તે બધુ મેં તપાસ્યુ છે. મનુષ્ય જીંદગીની પવિત્રતાનુ વધતુ જતુ ભાન, [illegible] ઇતિહાસ, સંત જીવનની કથાઓની ખીલવણી, સામાજિક અને કૌટુંબિક સદાચારો ઉપર તપોવૃત્તિની અસર, મઠની સંસ્થાઓના નૈતિક પરિણામો, બુદ્ધિના સદાચાર, અન્ત થતા ખ્રિસ્તિ રાજ્ય અને તેની જગોએ આવતા જંગલી રાજ્યોના સદાચાર અને દુરાચાર, વ્યાવહારિક પદવીની ધીરે ધીરે આવતી પૂજા, અને ખ્રિસ્તિ ધર્મના લડાયક સમયની પ્રાથમિક અવસ્થાઓ કે જે ધર્મયુદ્ધોમાં શિરોબિંદુએ પહોંચી હતી, આ બધી બાબતો ઉપર થોડું થોડું વિવેચન મેં કર્યું છે, અને છેવટે સ્ત્રીઓની પદવી પર થએલા પરિવર્તનો ઉપર દૃષ્ટિ નાખી સ્ત્રી પુરૂષના સંબંધમાં સમાએલા નૈતિક પ્રશ્નોનો વિચાર મે કર્યો છે.

આ બધું કરતાં મારા આગલા પુસ્તકોના વિચાર આમાં ભળી ગયા છે અને બે ત્રણ જગોએ તો તેમાં આપેલી હકીકત આમાં પણ ફરીને મેં આપી છે. દૃષ્ટાન્તોનો રસ રદ કરવા કરતાં અથવા 'જુઓ મારૂં પુસ્તક ફલાણું, પાનું 'ફલાણું' એમ કહેવામાં સમાએલી આપવડાઇનો દેખાવ કરવા કરતાં મને તેમ કરવું વધારે વાજબી લાગ્યું છે. જો કે જે દૃષ્ટિબિંદુથી આ ઇતિહાસ મેં લખ્યો છે તેવો ઇતિહાસ, મારી માહિતી પ્રમાણે હજી સુધી લખાયો નથી; તો પણ તેમાં સમાએલી હકીકતો નવીન નથી, અને તેથી પરિચિત ભૂમિમાં જ અમારો પ્રવાસ છે. આ

ભૂમિનું ઘણુંખરું અને બહુ સારી રીતે સંશોધન થએલું છે. મારી ખુબી માત્ર એટલીજ છે કે આ હકીકતોને અમુક રીતે મેં ગોઠવી છે, અને તેમાં અમુક જાતનું તાત્પર્ય મેં રાખ્યું છે. જે જે ગ્રંથોમાંથી મને મદદ મળી છે, તેમાંથી જે અગત્યના છે તેમનો સ્વીકાર ગ્રંથમાં હું કરતો ગયો છું; પરંતુ ગ્રંથ મોટો થઈ જવાના ભયે બધી મદદનો સ્વીકાર કર્યો નથી, પણ વાંચનાર તે ક્ષમા કરશે એવી આશા છે.

પરંતુ સ્વર્ગસ્થ ડીન મિલમેનનો ખાસ ઉપકાર માનવાની આ તક મારે જવા દેવી જોઈએ નહિ. એણે ઘણા ગ્રંથો લખ્યા છે; પરંતુ તેના જ્ઞાનની વિવિધતા અને વિશાળતા કેવી હતી તે એના નિકટ સંબંધમાં આવેલા એના મિત્રોજ જાણી શક્યા છે. બુદ્ધિમાં શાંત, તેજસ્વી અને વિવેકી, વાતચિતમાં મનોહારી અને આગ્રહને વાતો અને વિવેકથી ખુશ કરનારો અને બુદ્ધિ અને વર્તનની ઉદારતાવાળો, એવો અનુપમ હીરો એ હતો. એનામાં અનેક ગુણ હતા અને ઇતિહાસકાર થવા માટે એ તદ્દન યોગ્ય હતો. અને તેણે ધર્મનો જે ઇતિહાસ લખ્યો છે તેમાંથી મને ઘણી કિંમતી મદદ મળી છે, જો કે કદાચિત્ મારા વિચાર તેનાથી જૂદા પણ પડ્યા છે.

જૂદા જૂદા માણસો જૂદી જૂદી દલીલથી આ પુસ્તકની વિરુદ્ધ ટીકા કરશે એ વાત હું સારી રીતે સમજુ છું. ઇંગ્લાંડમાં અત્યારે જે નીતિનો સિદ્ધાંત જોરમાં પ્રચલિત છે તેની બહુ સામે આ ગ્રંથ જાય છે, અને તેમાં અનેક નાની ભૂલો રહી ગઈ હશે તે ઉપરાંત, તેની યોજનાજ ઘણાને પસંદ આવશે નહિ. વળી જે વિષય એમાં ચર્ચ્યો છે તેમાં અવશ્ય કરીને એવા પ્રશ્નો આવી જાય છે કે જેને અડકવું એક અંગ્રેજ લેખકને અત્યંત મુશ્કેલ થઈ પડે છે, અને ઇતિહાસના જે ભાગની સાથે એ સંબંધ ધરાવે છે તે ભાગ ઘણોજ ગેરસમજ અને રાગદ્વેષથી ભરપૂર છે. પણ તેમાં વિવેકી નિષ્પક્ષપાતના સાધનોનો સ્વીકાર મેં કર્યો છે; અને હું આશા રાખું છું કે આ ગ્રંથ, ભલે તેવો અપૂર્ણ છતાં, મારા વાંચનારને કેવળ નિરુપયોગી નહિ લાગે.

લંડન, માર્ચ ૧૮૬૯.

# ભાષાન્તરકારનો ઉપોદ્ઘાત.

વિલ્યમ એડવર્ડ હાર્ટપોલ લેકીનું સ્થાન ઇતિહાસકાર તરીકે અંગ્રેજી સાહિત્યમાં પ્રસિદ્ધ છે. અંગ્રેજી સાહિત્યના આપણા ગુર્જર વાચક વર્ગમાં પણ એ વિદ્વાનનાં પુસ્તકો હંમેશ વંચાય છે. આવા માન્ય લેખકોના મનનીય ગ્રંથો અનુવાદરૂપે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી ગુર્જર વાચકવૃંદ સમક્ષ મૂકે છે તે સોસાઇટીના નેતાઓને ઘણું શોભાસ્પદ છે કારણકે અમૂલ્ય ગ્રંથો બહાર પાડી ગુજરાતની ગ્રંથ-સમૃદ્ધિમાં સંગીન ઉમેરો તેઓ કરતા જાય છે, અને પછી કિંમતે તે ગ્રંથો આપી લોક વિદ્યાને કેળવતા જાય છે, તેથી ગુજરાત તેમનો ઉપકાર જેટલો માને તેટલો ઓછો છે

લેકીકૃત 'જીવનનો આદર્શ' અને 'યુરોપમાં બુદ્ધિ-સ્વાતન્ત્ર્યનો ઇતિહાસ' એ બે પુસ્તકો ગુજરાતના માન્ય વિદ્વાનોની પાસે લખાવી આ સંસ્થા ગુર્જર પ્રજા સમક્ષ ક્યારના મૂકી ચૂકી છે. અને આ 'યુરોપીય પ્રજાના આચરણનો ઇતિહાસ' લખવાની તક મને તેમણે આપી તે માટે હું તેમનો સાનંદ ઉપકાર માનું છું.

આ ગ્રંથ નીતિશાસ્ત્રનો નથી, પણ નીતિના ઇતિહાસનો છે એ વાત ગ્રંથ વાચનાં વાંચનારને એની મેળે વિદિત થશે. લેકી પોતે કહે છે તે પ્રમાણે વિષય નવો નથી પણ વિષયની વ્યવસ્થા નવી છે. ઇતિહાસને નીતિના વિકાસ ક્રમની દૃષ્ટિએ તપાસવાનો ઉદ્દેશ એણે રાખ્યો છે આ ક્રમ અને તેનું હાર્દ બહુ સુંદર શબ્દોમાં સ્પષ્ટ રીતે આ ગ્રંથમાં એણે કહ્યું છે.

આખો ગ્રંથ બે ભાગમાં વહેંચાએલો છે. પ્રથમ ભાગમાં ત્રણ અને બીજા ભાગમાં બે પ્રકરણો એણે યોજ્યાં છે. કુલે પાંચ પ્રકરણો છે. તેમાંથી પ્રથમ પ્રકરણ અને ચોથું પ્રકરણ બહુ ઉપયોગી અને ઉપદેશાત્મક છે. પાંચમા પ્રકરણનો વિષય ઘણો ગંભીર છે અને સમાજમાં ઘણું અગત્યનું સ્થાન એ ભોગવે છે. તેથી અનુવાદમાં પ્રથમ અને પાંચમાં પ્રકરણમાં

બહુજ થોડુ મૂકી દેવામાં આવ્યુ છે. ચોથા પ્રકરણમાં પણ ઘણો વિશેષ ભાગ લીધો છે. બાકીનાં પ્રકરણોમાં વિસ્તારપૂર્વક સાર માત્ર લીધો છે.

હવે નીતિના ઇતિહાસ લખનારે નીતિનું સ્વરૂપ પ્રથમ સમજાવવું જોઇએ; તેથી પ્રથમ પ્રકરણમાં પ્રચલિત સિદ્ધાંતોની ચર્ચા ગ્રંથકારે કરી છે. નીતિના બધા સિદ્ધાંતો બે મુખ્ય સિદ્ધાંતોમાં કોઇને કોઈ રૂપે અંતર્ગત થઇ જાય છે. આ બે સિદ્ધાંતો આંતર નીતિવાદ અને બાહ્ય નીતિવાદ છે. આ બે સિદ્ધાંતોનુ સ્વરૂપ કહી તેમની ચર્ચા એણે કરી છે. બાહ્યનીતિવાદમા જનહિતવાદ તેના સમયમા વધારે માન્ય ગણાતો હતો, અને લેકો તે પ્રત્યે આકર્ષાતા હતા. તેથી જનહિતવાદને સારી પેઠે છણી તેની અયથાર્થતા એણે સ્પષ્ટ કરી છે અને આંતરવાદ સ્વીકાર્યો છે. પરંતુ આંતરવાદ સ્વીકારતા એક મુશ્કેલી આવે છે, અને તેનો ખુલાસો કરવો જોઇએ. જો નૈતિક પ્રત્યક્ષો કિંવા આચરણની ગ્રાહ્યાગ્રાહ્યતાનો વિવેક અને ભાન આપણને આત્મ-સિદ્ધ હોય તો પછી તેમા ફેરફાર થવાપણુ કાંઈ રહેતુંજ નથી. અને મનુષ્યના વર્તનમા જો ફેરફાર થતા ન હોય તો પછી નીતિમા 'ઉન્નતિ, પ્રગતિ' એવા શબ્દો આપણે કેમ વાપરી શકીએ અને નીતિનો ઇતિહાસ શી રીતે લખી શકાએ? નીતિશાસ્ત્રકારોને આ મુશ્કેલી હવે નડી નથી. પરંતુ તે મુશ્કેલી લેકીના સમયના સન્દેહોમાંથી ઉભી થતી હતી એ વાત પણ લક્ષમા રાખવા જેવી છે. બેન્થામ અને મિલનો જનહિતવાદ તે સમયે લેકોના મગજમાં ઘૂમી રહ્યો હતો, અને ઔદ્યોગિક કાળને તે બહુ અનુકૂળ આવે એવો હતો. પરંતુ તે વાદના સિદ્ધાંતમા અંતર્ગત રહેલી અસંગતતાનો ખ્યાલ મનનશીલ વિચારકોને ક્યારનો આવવા લાગ્યો હતો, અને આંતર નીતિવાદે તેથી કરીને પોતાનુ ડોકું પુનઃ ઉંચુ કરવા માંડ્યું હતુ. તથાપિ માર્ટિનો અને મર જેવા લખનારા પોતાના લેખ હજી હવે લખવાના હતા. વિજ્ઞાન શાસ્ત્રની પીઠ ઉપર ચડી વિચરતો સ્પેન્સરનો ઉત્ક્રાંતિવાદ કાંઇ નવીન અને મોહકરૂપે હજી હવે ઉપસ્થિત થવાનો હતો. જર્મન ફિલસુફીના ક્ષેત્રમાં કેન્ટ અને હેગલના સિદ્ધાંતોમાં અંતર્ગત રહેલા હાર્દને વિકસિત કરી યથાર્થ સ્વરૂપે બહાર [illegible] બાડલી, કેર્ડ ઇત્યાદિ લેખકો

પોતાના વિચાર હજી હવે જણાવવાના હતા. અને આટલાંટિક મહાસાગરને પેલેપાર વસતા સમૃદ્ધિવાન પણ પ્રવૃત્તિશીલ અમેરિકનોના પોકાર અને પડઘા પણ તેમાં ભળવાના હતા. આ સર્વના પરિણામે પાશ્ચાત્ય સાહિત્યમાં નીતિશાસ્ત્રે એક અમુક દૃષ્ટિબિંદુ ગ્રહણ કરવા માંડયું છે, અને તેમાં નૈતિક વિચારોમાં રહેલા ભિન્ન ભિન્ન તત્ત્વોનું એકીકરણ કરવાનો પ્રયાસ થાય છે.

પરંતુ ઉપલી મુશ્કેલીનો ખુલાસો લેખક એમ કહી કરે છે કે નીતિનું સામાન્ય પ્રત્યક્ષ તો સૌને એક સરખુંજ થાય છે, પણ વિશેષ પ્રત્યક્ષ ભિન્ન ભિન્ન થાય છે. આમ થવાનું કારણ સન્જોગની ભિન્નતા હોય છે. અર્થાત્ દૃષ્ટિબિંદુની એકતા છતાં ધોરણમાં ફેર પડચે જાય છે. અથવા ધોરણ શબ્દ ઉપરજ નિર્વાહ કરવો હોયતો તે એક છતાં આચરણમાં તેનો વધતો ઓછો સાક્ષાત્કાર થતો જાય છે. સંપૂર્ણ સાક્ષાત્કારનું આચ્છાદન સન્જોગને લીધેજ થાય છે. તેથી ફરીને આચરણના ધોરણમાં ફેરફાર થવો સંભવિત છે અને ઇતિહાસ સાક્ષી પૂરે છે કે તે થયો છે. દૃષ્ટાંત તરીકે દયાને ક્રૂરતા અને ક્રૂરતાને દયા કોઇ કહેતું નથી; છતાં દયાના પ્રચલિત ધોરણમાં જમાને જમાને ફેર માલમ પડે છે. આ ફેરફાર કેવા સન્જોગોને લીધે થયો છે એ બતાવવાનું કામ નીતિના ઇતિહાસકારનું છે: અને તેથી નીતિનો ઇતિહાસ લખવો બની શકે છે.

પરંતુ અહીં એક બીજો ભ્રમ ભાંગવાની પણ જરૂર છે. ખરી વાત છે કે નીતિના ઇતિહાસ લખનારે સન્જોગોનોજ ઇતિહાસ લખવાનો છે, અર્થાત્ સન્જોગોને લીધે મનુષ્યની વૃત્તિઓમાં કેવા કેવા ફેરફાર થતા આવ્યા છે તેજ એ લખી શકે. પણ સન્જોગો તો જાતે જડ હોય છે: તેથી સન્જોગોનો ઇતિહાસ લખવામાં જડવાદનોજ ઇતિહાસ લખાય છે. તેથી લોકો પ્રારબ્ધવાદી થઇ જશે. પરંતુ આ વાત લેખકના આશયથી કેવળ વિરૂદ્ધ છે. તેથી વાંચનારના મન ઉપર એવી અસર ગ્રંથ વાંચતાં જામતી જાય, તો તે અસરને નિર્મૂળ કરવાનું અત્ર પ્રયોજન છે. નીતિમાં ઇચ્છા સ્વાતન્ત્ર્યનું તત્ત્વ મુખ્ય છે, અને જો કે એ વાતનું સ્પષ્ટ કથન અને બ્યાન લેખકે

કર્યું નથી, તથાપિ અત્રાન્તરે અને સ્થાનાન્તરે એ વાત એણે વારંવાર સમજાવી છે સામાજીક કે રાજકીય અગત્યતાને તે મોટું મહત્વ ગણે છે તેનું તાત્પર્ય એમ જણાય છે કે માણસના મન એની મેળે અમુક કાળે અમુક દિશામાં પ્રવૃત્ત થાય છે તેથી બાહ્ય સંજોગો તો કેવળ નિમિત્ત કારણ થાય છે સંજોગોની વચમાં મનુષ્યના હૃદયમાં નૈતિક વૃત્તિ ઉઠે છે, અને તેની પ્રબળતાના પ્રમાણમાં અનુકૂળ કે પ્રતિકૂળ બાહ્ય સંજોગોને અનુસાર સમાજમાં તેની ગતિ થાય છે

નીતિના વિકાસમાં સંજોગોની આમ આવશ્યકતા છતાં નીતિના અંતમાં તેમનો પ્રવેશ નથી બીજી રીતે બોલીએ તો નીતિમાં ઇચ્છાનો સ્વીકાર છે અને ઇચ્છા-સ્વાતંત્ર્ય વિના નીતિનું સ્વરૂપજ બનતું નથી આ સ્વાતંત્ર્ય સમજવાનો અત્ર પ્રયાસ નથી, તેમ તેનું પ્રયોજન પણ નથી બાળકના ઘડતર અને પાલનમાં સમાજના પ્રચલિત રીતરિવાજ અને ધોરણમાં માબાપ કે ગુરૂની શિક્ષામાં, વ્યવહારના અનેકવિધ પ્રસંગોમાં ઇત્યાદિ અનેક પ્રકારે તેનો સ્વીકાર થાય છેજ, અને જાણે કે અજાણે બાળકોનું વર્તન પણ એ શક્તિના સ્વીકાર ઉપરજ થાય છે આન્તરનીતિવાદ અને બાહ્યનીતિના કોઇપણ પ્રકાર વચ્ચે એક ભેદ એ છે કે આન્તરનીતિવાદ એ શક્તિનો સ્વીકાર કરી શકે છે, પરંતુ બાહ્યનીતિવાદીના સિદ્ધાંતમાંથી તેનો સ્વીકાર ઉપસ્થિત થઇ શકતો નથી આ વાત સુધારકોએ ખાસ કરીને લક્ષમાં રાખવા જેવી છે ખરો સુધારક નીતિમાં આન્તરવાદી હોવો જોઇએ, કારણકે ઇચ્છા-સ્વાતંત્ર્ય વિના સુધારો બનવોજ અશક્ય છે પરંતુ આન્તરવાદમાં સ્વાત્માર્પણ સ્વાર્થ ત્યાગ ઇત્યાદિ ગુણો કે જેમના વિના નીતિનું સ્વરૂપજ બની શકતું નથી તે ગુણો મુખ્ય છે તેથી ખરા સુધારકમાં એ ગુણો અવશ્ય જોઇએ અને જેનામાં એ ગુણો હોય તેજ સમાજમાં ખરા નેતાનું સ્થાન પ્રાપ્ત કરી શકે છે પણ આ ગુણો શેરીએ કે ચૌટે વેચાતા મળતા નથી, અને તેથીજ ખરા સુધારકો એટલા થોડા આપણે ઇતિહાસમાં જોઇએ છીએ પરંતુ જ્યાં સુધી આવા પ્રતિભાશાળી અને નીતિમાં જાજ્વલ્યમાન નેતાઓ કોઇ દેશમાં ઉત્પન્ન થાય

નહિ, ત્યાં સુધી તે સમાજની ઉન્નતિ અને પ્રગતિની આશા રાખવી વ્યર્થ છે; અને મોટી મોટી વાતો કરવી નિરર્થક છે. સુધારકોએ કેવી રીતે કામ લેવું જોઇએ તે વિષે લેખકે આ ગ્રંથમા ઈસારા કર્યા છે તે પણ લક્ષમા લેવા જેવા છે.

નીતિના દરેક સિદ્ધાંતમા તત્ત્વજ્ઞાનનો અમુક સિદ્ધાત પણ પાયાભૂત હોય છે. જનહિતવાદમા ચિદ્‌શક્તિ સ્વતંત્ર ક્રિયાકારક રહેતી નથી; તેથી તે મતમા જડચેતનનો ભેદ માત્ર ભુસાઈ જાય છે. વળી વ્યવહાર પરત્વે જ્ઞાનની પ્રક્રિયાનો સિદ્ધાત કેન્દ્ર સ્થાપીને તે મતની જ્ઞાનની પ્રક્રિયાને પણ એણે દોષિત ઠરાવી છે. આમ જનહિતવાદ સર્વથા ત્યાજ્ય ઠરે છે પરંતુ આ ઉપરથી એમ સમજવાનુ નથી કે આંતર નીતિવાદમા સમાજના શ્રેયનો અને લોકોના હિતનો અનાદર અને અભાવ છે.

આમ નીતિના સિદ્ધાતમા આંતરવાદ આદરણીય થાય છે, અને તેથી તેની સામે મુકાતા આક્ષેપોનો પરિહાર લેખક કરે છે. આપણી કલ્પનાદિ શક્તિઓનો સબંધ નીતિમા કેવો છે તે પણ એ કહે છે.

આંતરવાદ પ્રમાણે નીતિ સમજતા એમ સ્પષ્ટ થાય છે કે મનુષ્યના સ્વભાવમા મૂળે કેટલાક લક્ષણો રહેલા છે તે સજોગના સાથે દૃશ્ય કાર્યોમા પ્રતીત થવાનો પ્રયાસ કરે છે, અને તેથી નીતિના ક્રમમા ઉન્નતિનો અવકાશ રહે છે, અને વૃત્તિઓ કેળવાતી જાય છે આ કેળવણીની પદ્ધતિ કેવા પ્રકારની છે, અથવા કેવા કેવા કારણોને લીધે સમાજો પોતાની નીતિના ધોરણ ઉચા કરતા જાય છે અને તેથી કરીને કેવા કેવા સદાચાર પ્રત્યે તેમની પસદગી વધતી જાય છે તેનું દિગ્દર્શન લેખક કરે છે, અને તેમાંથી કેટલાક ઉપયોગી નિયમો એ તારવી કાઢે છે. તેમની અત્ર પુનરુક્તિ કરવી ઉચિત નથી

પરતુ આ નિયમોમા જો કે સામાન્ય અંશ રહેલો હોય છે, પરંતુ અનેક કારણોને લીધે દેશ દેશમા અને જાત જાત પ્રતિ તે ભિન્ન ભિન્ન હોય છે. લેખક કહે છે તેમ આ નિયમોનું આપણું જ્ઞાન આબોહવાના

આપણું જ્ઞાન જેવુંજ હોય છે. તેથી કોઇપણ દેશની નૈતિક ઉન્નતિ કે અગતિના નિયમો તારવી કાઢવા પૂર્વે તે દેશનો ઇતિહાસ સર્વ પાસાં મનન પૂર્વક શોધાવો જોઇએ. યુરોપના અનેક ઐતિહાસિક ગ્રંથોનો અભ્યાસ કરી યુરોપના સમયમાં આવા નિયમો લેકીએ તારવી કાઢ્યા છે, અને આ ગ્રંથમાં કહ્યા છે.

બીજા પ્રકરણથી યુરોપનો નૈતિક ઇતિહાસ ગ્રંથકાર કહેવા માંડે છે. યુરોપના ઇતિહાસમાં રોમનો ઇતિહાસ મધ્યબિંદુ છે. સુધરેલી દુનિયાની ભિન્ન ભિન્ન પ્રજાઓ, ભિન્ન ભિન્ન વિચારો, ધર્મો અને સંસ્થાઓ રોમના સાર્વભૌમ સત્તાની છત્રછાયા નીચે રોમમાં એકઠાં થાય છે, અને પછી યુરોપમાં પ્રસરી જાય છે. ખ્રિસ્તિ ધર્મ પણ એમજ ફેલાયો છે. આ ખ્રિસ્તિ ધર્મની મૂળ જન્મ-ભૂમિ તો એશિયામાં આવેલો સિરિયા પ્રાંત હતો. પરંતુ રોમમાં આવી એ સર્વોપરિ થયો અને યુરોપમાં ફેલાઇ ગયો. સાતમા સૈકાની શરૂઆતમાં હઝરત મહમદ પેગંબરે મુસલમાની ધર્મ સ્થાપ્યો અને દુનિયામાં 'દીન, દીન'ના પોકાર ઉઠ્યા. એક હાથમાં કુરાન અને બીજા હાથમાં તલવાર ગ્રહી આરબ લડવૈયાઓ બહાર નીકળી પડ્યા અને સો વર્ષમાં તો લગભગ આખી દુનિયા ઉપર ફરી વળ્યા. તેમણે આફ્રિકા અને ઇજીપ્તમાં રાજ્ય સ્થાપ્યાં; ઇરાનમાંથી પારસીઓને હાંકી કાઢ્યા; અફગાનીસ્તાન, બલુચિસ્તાન, તાતાર ઇત્યાદિ દેશો સર કર્યા, અને ચીનની સરહદ સુધી પહોંચી વળ્યા. સીરિયા, તુર્કસ્તાન ઇત્યાદિમાં રાજ્ય જમાવી બગદાદમાં ખલીફાત સ્થાપી. આણી તરફ આફ્રિકામાંથી તેઓ સ્પેન ઉપર ધસ્યા, અને ત્યાંથી ફ્રાન્સ તરફ ચાલ્યા. પણ પોઇટીઅર્સની લડાઇમાં ચાર્લ્સ માર્ટલે તેમને શિકસ્ત આપી, અને તેથી યુરોપનાં નસીબ અને ઇતિહાસ ફરી ગયાં, અને પછી રોમના ખ્રિસ્તિ ધર્મગુરૂઓ આખા યુરોપને તેમની સામે ઉશ્કેરવા લાગ્યા, અને ધર્મયુદ્ધો ચાલુ થયા. સમય જતાં યુરોપમાં ખ્રિસ્તિ ધર્મ દૃઢ થયો, અને મુસલમાનોની બીક મટી ગઇ. પરંતુ ખ્રિસ્તિ સમય પહેલાં રોમની નૈતિક સ્થિતિ કેવી હતી અને તેનાં શાં શાં કારણો હતાં તેમની તપાસમાં ગ્રંથકાર પ્રવૃત્ત થાય છે.

મનુષ્યના સ્વભાવમાંજ ક્રિયા કરવાનું સતત્ વલણ મૂળથીજ રહેલું હોય છે, કારણ કે 'જીવવું' એ પ્રાણી માત્રનું લક્ષણ છે, અને તેથી જીંદગી જાળવવાનો પ્રયાસ દરેક પ્રાણી એની મેળેજ કરે છે. તેથી કરીને મનુષ્ય જાતની છેક પ્રાથમિક અવસ્થામાં પણ સમયના સંજોગને યોગ્ય અમુક પ્રતિનું આચરણ એની મેળેજ બંધાઇ જાય છે. આ ન્યાયે રોમની છેક પ્રાથમિક અવસ્થા પ્રજાતંત્રના બંધારણમાં બંધાઈ ગઇ હતી; અને આચરણ અને વ્યવહારના વિચાર અમુક દિશામાં અનાયાસે એની મેળેજ વળી જવા લાગ્યા હતા.

સાર્વભૌમ પદ પ્રાપ્ત કરવાને સર્જિત થએલી રોમન પ્રજા આમ અનાયાસેજ લડાયક ગુણો તરફ ઢળી ગઇ હતી. તેથી શૌર્ય અને પરાક્રમ તેમનામાં ઉચ્ચ સ્થાને આવ્યા હતા. તેની સાથે નીતિમાં અમુક અમુક સદાચાર પણ ઉત્તમ ગણાવા લાગ્યા હતા. સ્વદેશાભિમાન, નક્કર વેઠવાની શક્તિ, આત્મ-ભોગ આપવામાં તત્પરતા, અને બુદ્ધિ અને મનનમાં કાંઇક [illegible] પણ આચરણમાં પ્રતીત થવા લાગ્યા. આવી સ્થિતિ સૈકાઓ પર્યંત ચાલુ રહી.

ચોતરફ દિગ્વિજય કરી સામ્રાજ્ય સ્થાપવું એ રોમના જીવનનો હવે મુખ્ય ઉદ્દેશ થઇ પડ્યો. પરંતુ તેમ કરતાં અનેક અન્ય પ્રજાઓના સંસર્ગમાં આવવાનો પ્રસંગ તેમને પ્રાપ્ત થયો. અને તેથી તેમના ચારિત્ર્ય અને વિચારો ઉપર આ સંસર્ગની અનેક વિધ અસર થવા લાગી. પ્રથમ તેઓ ગ્રીક લોકોના સંસર્ગમાં આવ્યા. ગ્રીક પ્રજા તત્ત્વજ્ઞાની, વિચારશીલ, સૌંદર્ય અને કળાના ઉત્કટ ભાનવાળી, અને સ્વભાવે અને આચરણમાં એકંદરે કોમળ અને દયાળુ હતી. વળી સામ્રાજ્ય પ્રાપ્ત થતાં સમૃદ્ધિ અને સત્તા વધવા લાગ્યાં, અને તેથી રોમન પ્રજા વિલાસ-વૃત્તિને સેવનારી બનવા લાગી. તેથી રોમના સાદા અને ભવ્ય સદાચારને સ્ટોઇક મત અનુકૂળ હતો તે માન્ય ગણાવા લાગ્યો, પણ સાથે સાથે એપિક્યુરસ મત પણ તેમના જીવનમાં પેઠો. કાળે કરીને રોમનું જીવન છેક બદલાઇ ગયું અને પરિણામે રોમન લોકો કેવળ સ્વચ્છંદી અને ભ્રષ્ટ થવા લાગ્યા.

હવેથી નીતિભ્રષ્ટ રોમન લોકોનો ઇતિહાસ તેમની પડતીનોજ ઇતિહાસ છે અન્ય સ્ટૉઇક મત નીતિમાં લથડી ગએલા અને નબળા રોમનોને ટકાવ કરવા કે રાખવા સમર્થ થઇ શકો નહિ એપિક્યુરસના મતે તો આ પડતીની ગતિમાં ત્વરિતતા ઉમેરી પૉમ્પી અને સીઝર જેવા આગેવાનોમાં ઉંડા ઉંડા સ્વાર્થ-લોભ જાગ્રત થયો અને પ્રજા-વિગ્રહ મંડાણા તેમાં રોમની ખુવારી થઈ અને ઑગસ્ટસના સમયમાં પાદશાહત શરૂ થઇ અને પ્રજાને માથે લોભને પાપે પનોતી બેઠી લોકો વૈભવી અને ભ્રષ્ટ થઇ ગયા ઘર ઘરમાં ગેરવ્યવસ્થા ચાલી અમીર વર્ગ ખુદાઇ નિસ્તેજ બની ગયો ગરીબ વર્ગ સુસ્ત અને એદી બની ગયો કળા, હુન્નર નાશ પામ્યા ખેતી સ્વદેશાભિમાન અને ઐક્યનો અસ્ત થયો અને નીતિભ્રષ્ટતા નિરંકુશ બની ઉઘાડે છોગે શેરીએ અને ચૌટે ઘૂમવા લાગી

આવી દશામાં ધર્મ માણસને [illegible] રૂપ થઇ પડે છે પરંતુ રોમનો ધર્મ મૂળથીજ રાજકીય હતો, અને રાજ્ય ભ્રષ્ટ થઇ જતાં તે ધર્મને માટે પણ માન જતું રહ્યું તેથી માત્ર ધાર્મિક ક્રિયાઓમાંજ ધર્મ ગણાવા લાગ્યો અને ખ્રિસ્તિ ધર્મ માનતા તેઓ એને પણ તિરસ્કારની નજરથી જોતા લોકો શીખ્યા

પરંતુ એક બીના અત્ર ખાસ લક્ષમાં રાખવા જેવી છે દરેક પરિવર્તનમાં લાભ અને હાનિ બન્ને સમાએલા હોય છે પણ લેખક કહે છે તેમ રોમને આ સમયે લાભ વિના હાનિજ પ્રાપ્ત થઇ અને તેનાં ત્રણ કારણો પણ તે બતાવે છે પાદશાહતની સ્થાપના, ગુલામગીરીનો રિવાજ, અને તરવારના પ્રાણઘાતક ખેલ તેથી કરીને "વિલાસવૃત્તિની સાથે આવતા જોઇતા અન્ય સદાચાર તેમનામાં આવ્યા નહિ સુધારો વધતાં રીતભાત વધારે સભ્ય થાય છે અને પરોપકાર વૃત્તિ સતેજ થાય છે બુદ્ધિની ચપળતા અને ઔદ્યોગિક સાહસ વધે છે રાજકીય લાભોનું ક્ષેત્ર વિસ્તાર પામે છે અને લડાઇના ખાસ સદાચાર ઓછા થઇ જાય છે તો તેને બદલે સમાનતાના સદાચાર વૃદ્ધિ પામે છે" આમાનું કશું રોમન લોકોને પ્રાપ્ત થઇ શક્યું નહિ તેથી રોમ નષ્ટ થયું

હવે ઇતિહાસનું તાત્પર્ય જો ઉપદેશમા હોય તો આ બીનામાથી આપણે ઘણુ શીખવાનું મળી આવશે. સમયને અનુસરી ઘણી બાબતમા આપણે ફેરફાર કરવા પડે છે, નહિ કરીએ તો એની મેળે થશે. કાળ કિંવા પ્રગતિનો નિયમજ એવો છે. આમ હિંદુસ્તાનમા અનેક પરિવર્તનો થયાં છે અને થશે. પરંતુ લક્ષમા રાખવાની વાત અત્ર એટલીજ છે કે જે ફેર ફારો કરવા આપણે શક્તિમાન થઇએ અથવા કરી શકીએ તે કેવળ એકદેશી થઈ ન જાય એ જોવાની બહુ આવશ્યકતા છે સાધની સાથે નવુ ચાલ્યુ આવતુ હોય તો નવુ સમય જતા નીકળી જશે એવી આશાથી તે વખતે સતોષ માનવો ઉચિત ગણાય પણ જાણ્યે કે અજાણ્યે નવુજ માત્ર પેસી જતુ હોય તો વિચારશીલ પુરૂષોએ તે વાત તુરત લક્ષમા લેવી ઘટે છે પાશ્ચાત્ય સંસર્ગના બળે આપણી રહેણીકરણીમા, માત્ર વિલાસ વૃત્તિને સતોષવા કેવળ અનુકરણરૂપે ઘણુ પેસી જાય છે જેથી લાભ થઈ શકતો નથી અને હાનિ તો થાય છે એકજ દાખલો અત્ર બસ થશે ચ્હા પીવાનો રિવાજ સમાજના છેક નીચના વર્ગમા પણ ઘરેઘર પેસી ગયો છે

કેવા સજોગોમા ખ્રિસ્તિ ધર્મ રોમમા દાખલ થયા અને શરૂઆતમા કેવી કેવી મુશ્કેલીઓ એ ધર્મને વેઠવી પડી હતી એ વાત હવે ગ્રંથકાર ત્રીજા પ્રકરણમા કહે છે રોમનુ સા પણ ભવ્ય જીવન હવે નષ્ટ થઈ ગયુ હતુ, અને વિલાસ વૃત્તિને લીધે મનુષ્યોના આચરણ કેવળ નીતિભ્રષ્ટ અને અવશ થઈ ગયા હતા રોગ ભોગી અને વહેમી થઈ ગયા અને આવી અનુકૂળ સ્થિતિ મળતા ઇશ્વરનો અનુભવ (Mysticism) રોમમા પેસી પ્રબળતા પામ્યા રોમના લોકમા અન્ય વર્નોના વણી સ્વતત્રતા હતી અને લખકોને પોતાના વિચાર જણાવવાની છૂટ હતી તેથી અનેક મતમતાતરો રોમમા ચાલતા હતા અને લોકોના મન તે તરફ વળતા હતા યાહુદી ધર્મમા એકેશ્વરવાદ હોવાથી લોકોને તે બહુ આકર્ષક થવા માડ્યો હતો, ટુકામા લોકોના મન અત્યારે એવી સ્થિતિમા આવી ગયા હતા કે કોઇ પ્રબળ ધર્મ મળતા તુરત તેમા તેઓ ભળી જાય

આવી પરિસ્થિતિમાં ખ્રિસ્તિ ધર્મ પણ રોમમાં પગભર થયો હતો અને પોતાની સત્તા અને વગ વધાર્યે જતો હતો. સમયનો લાભ લઇ અને જૂદાં જૂદાં આકર્ષક તત્ત્વોને પોતાના સિદ્ધાંતમાં વણી દઇ છેવટે એ સર્વોપરિપદને પ્રાપ્ત થયો અને રોમમાં અને આખા યુરોપમાં પ્રસરી ગયો. તેથી કરીને તે ધર્મની સ્થાપના કોઇપણ પ્રકારે ચમત્કારરૂપ હતી એ વાત માનવાની ગ્રંથકાર સાફ ના કહે છે. સમયના સંજોગની સાનુકૂળતા, સંસ્થાની સુઘટ વ્યવસ્થા અને નેતાઓની કાર્યદક્ષતા અને કુશળતા, અને ભિન્ન ભિન્ન આકર્ષક તત્ત્વોનો તેમણે કરેલો સ્વીકાર, ઇત્યાદિ કારણોની સામગ્રી અસરને લીધે ખ્રિસ્તિ ધર્મ છેવટે વિજયી નીવડ્યો છે.

ખ્રિસ્તિ ધર્મે દુનિયાના ઇતિહાસમાં મોટા ફેરફાર કર્યા છે, અને હજી પણ કર્યે જાય છે. પરંતુ ખ્રિસ્તિ ધર્મના આગમનથી યુરોપની નીતિમા જે જે પરિવર્તનો થયાં છે તે હવે ચોથા પ્રકરણમાં ગ્રંથકાર કહી બતાવે છે. ખરૂં કહીએ તો આ ચોથુ પ્રકરણજ ગ્રંથનો અમૂલ્ય ભાગ છે, અને તેમા શાર્લમેનના સમય સુધીના નૈતિક ઇતિહાસની સમીક્ષણા ગ્રંથકારે કરી છે.

નીતિનાં મૂળ તો તત્ત્વજ્ઞાન અને ધર્મ બન્નેમાં હોય છે, પરંતુ આચરણ ઉપર થતી દરેકના ઉપદેશની અસરમાં બહુ ફેર પડી જાય છે. નૈતિક ઉત્સાહ વિના આચરણની સુદૃઢ વ્યવસ્થા થઇ શકતી નથી, કારણ કે આ નૈતિક ઉત્સાહજ માણસને કાર્યમાં પ્રવૃત્ત કરે છે. તે મંદ હોય તો નીતિમાં પ્રવૃત્તિ પણ મંદ રહે છે. બુદ્ધિની પ્રેરણાથી જે જ્ઞાન થાય તે જ્ઞાનને આચરણમાં પ્રતીત કરાવનાર તત્ત્વ આ નૈતિક ઉત્સાહ છે. અને આચાર વિચારની એકતા થાય ત્યારેજ માણસને નીતિમાન આપણે કહીએ છીએ. પરંતુ શ્રદ્ધા અને ભક્તિદ્વારા હૃદયની ઉર્મીઓને ખીલાવવાનું સામર્થ્ય ધર્મમાં ઘણુ રહેલુ હોવાથી નીતિને તે બહુ પ્રોત્સાહન આપી શકે છે. તત્ત્વજ્ઞાનના દર્શનોમાં આવું સામર્થ્ય હોતુ નથી, કારણ કે તે કેવળ બુદ્ધિપ્રધાન હોય છે. તેથીજ કરીને વિધર્મીઓનાં તત્ત્વ દર્શનો ભ્રષ્ટ થઇ ગએલા આચરણને સુધારી શકયા નહિ. પરંતુ ખ્રિસ્તિ ધર્મમાં પાપનું ભાન અને પશ્ચાતાપ મુખ્ય વાતો હોવાથી ખાસ કરીને નીતિભ્રષ્ટ માણસોને તેમાંથી

દિલાસો અને આશ્વાસન બહુ મળે છે. તેથીજ દુ:ખી અને ભ્રષ્ટ માણુસોને એ ધર્મ વધારે મોહક થાય છે. ખ્રિસ્તિ ધર્મના પ્રસારનું આ પણ એક કારણ છે તેથીજ રોમનો ગુલામ-વર્ગ ખ્રિસ્તિ ધર્મમા ભળ્યો હતો, અને તેથી પરસ્પર બન્નેને ઉંચા લાભ થયા હતા એ વાત ગ્રંથકાર બહુ સારી રીતે સમજાવે છે. હિંદુસ્તાનમા પણ નીચના વર્ગના લોકોજ ખ્રિસ્તિ ધર્મમા ગયા છે અને જાય છે અને 'ખ્રિસ્તારી' ના નામથી ઓળખાય છે અને હલકા વર્ગ ( Depressed classes ) ની સ્થિતિ સુધારવાની જે ચળવળ અત્યારે દેશમા ચાલી રહી છે તે વાત પણ લક્ષમા ઉતારવા જેવી છે

પરોપકાર અને પ્રેમજીવન ખ્રિસ્તિ ધર્મના પાયામા રહેલા છે, અને ખ્રિસ્તિ ધર્મના આરંભ કાળમા લગભગ બસે વર્ષ પર્યંત ખ્રિસ્તિઓના આ ચરણ અતિ વિશુદ્ધ અને અનુપમ રહ્યા હતા પરંતુ જેમ નદીનું જલ મૂળમા સ્વચ્છ હોય છે, પરંતુ આગળ ચાલતા તે વિસ્તૃત પણ અસ્વચ્છ થતુ જાય છે, તેમ મહાન ચળવળીના મુખ્ય ઉચ્ચ ઉદ્દેશમા સમય જતા આજુબાજુના સંજોગોની અનેક અસરો ભળતી જાય છે, અને તેથી જૂદુ જ સ્વરૂપ તે ધારણ કરતી જાય છે. તે પ્રમાણે ખ્રિસ્તિ ધર્મની સ્થાપના મા નૈતિક સુધારણાના જે આશાજનક ચિહ્નો જણાતા હતા તે સૈઅગ્રે પર્યંત બહાર દશ્ય થયા નહિ તથાપિ ખ્રિસ્તિ ધર્મે જનસેવા ઘણી કરી છે, અને તેની તપાસમા હવે ગ્રંથકાર ઉતરે છે.

ખ્રિસ્તિ ધર્મની પ્રથમ અસર એ થઇ કે તેથી મનુષ્યની જીંદગી પવિત્ર ગણાવા લાગી. તેથી ગર્ભપાતમા ગુનો થાય છે એવી સમજણ લોકોમાં ઉભી થઇ અને બાળહત્યામા ઘોર પાપ સમજાવા લાગ્યુ છોકરાઓને રખડતા મૂકવાનો ચાલ બંધ પડયો, અને સરકારના પ્રાણઘાતક ખેલ ધીમે ધીમે બંધ પડયા. વળી દેહાંત દંડની સજા સામે અણગમો ઉભો થવા લાગ્યો અને આત્મહત્યામા પાપ છે એવી સમજણ થતા તે પ્રત્યે તિરસ્કાર ઉપજવા લાગ્યો. સાર્વત્રિક ભ્રાતૃભાવનો ઉપદેશ થવા લાગ્યો એ તેની બીજી અસર થઇ. તેથી ગુલામ વર્ગને ઘણો ફાયદો થયો, અને

તે વર્ગના ખાસ સદાચારોની કિંમત અંકાવા લાગી. સખાવતો વધી અને તેમની નિયમસર વ્યવસ્થા થવા લાગી. પરંતુ અમુક પ્રકારના દીવાનાપણા પ્રત્યે ખ્રિસ્તિ સત્તા બહુ કઠોરતાથી વર્તી છે અને તેથી ડાકણોમાં ખપી અનેક ડોશીઓના પ્રાણ ગયા છે. વળી સખાવતોમાં બહુ વિવેક પણ રહેતો નહિ, તેથી સખાવતનો ઉદ્દેશ પણ બહુ ફળીભૂત થતો નહિ. તોપણ તેને લીધે લોકોમાં કંઈક કોમળતા આવી હતી. આ બધા સુધારા કરવામાં ખ્રિસ્તિ સંસ્થાએ બે ઉપાયો કામે લગાડ્યા હતા. - પ્રભુભોજન-માંથી બાતલ કરી ગુનેગારને ધાર્મિક શાસન એ કરતી હતી, અને ખ્રિસ્તિ ધર્મ જ્યારથી રાજ્ય-ધર્મ થયો ત્યારથી તે ધર્મના વલણને અનુસરી રાજ્ય-માં કાયદા થવા લાગ્યા હતા.

કોન્સ્ટનટાઇનના સમયથી ખ્રિસ્તિ ધર્મ રાજ્ય-ધર્મ થયો. પરંતુ તે પહેલાં ખ્રિસ્તિઓ ઉપર રાજ્ય તરફથી વખતે વખતે બહુ જૂલમ થતો અને ત્રાસ વરતાતો. આના પરિણામમાં તપોવૃત્તિ ઉભી થઇ અને ભયમાંથી બચી જવા લોકો જંગલમાં જવા લાગ્યા. ધીમે ધીમે તેઓ દેહને કષ્ટ દેવામાં જીંદગીનું સાર્થક માનવા લાગ્યા. તેમાંથી સંતો નીકળવા લાગ્યા, અને પછી મત કથાઓ ચાલુ થઇ. આમાંથી સંત જીવનનું દૃષ્ટિબિંદુ ઉભું થયું. આ તપોવૃત્તિના પ્રચારમાંથી પરિણામ નીપજી આવ્યાં. નાન પ્રત્યે અણગમો થયો. મનુષ્યની પ્રકૃતિમાંજ રહેલા વિકારના તત્ત્વને કેવળ દબાવી દેવા માટે દેહ-દમન ઉત્તમ ગણાવા લાગ્યું; અને કુંવારી જીંદગીની પવિ-ત્રતા સદાચારના ક્રમમા અગ્રસ્થાને આવી. તેથી થયું એમ કે ધર્મે વિષાદ-મય રૂપ પકડવા માંડ્યું, અને મનુષ્ય જીવનમાં ખુશ મીજાજ અને આનંદ રહ્યા નહિ. પરંતુ નીતિ પરત્વે ઇચ્છા સ્વાતન્ત્યનો સાક્ષાત્કાર વધારે સ્પષ્ટ થવા લાગ્યો, તથાપિ કૌટુંબિક સદાચારનો નાશ થયો. અને પોતાનાં સગાં વહાલાં પ્રત્યે કઠોર હૃદયના અને નિષ્ઠુર વર્તણુકના થવા લાગ્યા. ધર્મગુરૂઓ પણ એ વાતને ઉત્તેજન આપતા હતા. વળી નાગરિક સદાચાર અસ્ત થવા લાગ્યો તેથી પ્રજાકીય કે સામાજીક ચપળતાનો લોપ થયો; સ્વદેશાભિમાન નષ્ટ થવા લાગ્યું અને તેથી રૂમી રાજ્યની પડતી ત્વરિત બની.

વળી આ સર્વ પરિવર્તનોને લીધે સમયની નૈતિક દૃષ્ટિમાં પણ ફેર પડી ગયો, અને નાની નાની બાબતોમાં નીતિની બહુ ઉહાપોહ થવા લાગી, પરંતુ આખા સમાજમાં જ એકંદરે સડો પેસી ગયો હતો. પાદરી વર્ગ ભ્રષ્ટ થઇ ગયો હતો અને લોકોમાં બાલીશતા અને દુરાચાર પેસી ગયાં હતાં.

તથાપિ કેટલીક બાબતોમાં તપોવૃત્તિનું વલણ સારૂં પણ હતું. આત્મભોગ આપતાં શીખવવાની તે એક પ્રકારની શાળા હતી. સંતોની કથામાં નીતિનું સૌંદર્ય હતું. મુંગા પ્રાણીઓ પ્રત્યે માયાળુ થવાનું તેમાં વલણ હતું. પરંતુ આ બધી વાતોને ધર્મની સાથે વણી દેવી પડતી હતી.

પશ્ચિમમાં તપોવૃત્તિએ વ્યાવહારિક સ્વરૂપ લીધું હતું; અને તેમાંથી મઠની સંસ્થા ઉભી થઇ. ઘણાં કારણોને લીધે આ સંસ્થા હવે લોકોને આકર્ષક થવા લાગી હતી, અને તેથી દીનતા અને આજ્ઞાધીનતાના સદાચાર આગળ આવવા લાગ્યા. મેહેનત કરવામાં જે દૂષણ ગણાતું હતું તે હવે જતું રહ્યું અને તેથી મેહેનતુ વર્ગની કિંમત અંકાવા લાગી. પરંતુ બુદ્ધિ–વિષયક સદાચારોને સખત ફટકો લાગ્યો, અને ધર્મની બાબતમાં સ્વતન્ત્રતાનો કેવળ નાશ થયો. તેથી કરીને ધર્મમાં કોઈ પણ જાતની શંકા કરવામાં પાપ ગણાવા લાગ્યું; ધાર્મિક જૂલમ થવા લાગ્યો અને શાસ્ત્રીય શોધખોળ કરનારાઓને ત્રાસ થવા લાગ્યો. મઠમાં પ્રાચીન ગ્રંથો સચવાઇ રહેતા અને હસ્તલિખિત પ્રતોનું સરક્ષણ થતુ, પણ નવીન કૃતિનો સત્કાર થતો નહિ. માત્ર ધર્મ સબધીજ લેખ લખાતા હતા. તેથી મઠની સસ્થા એકંદરે જ્ઞાનની પ્રવૃત્તિને અનુકૂળ નહોતી. વળી પોતાનાજ ધર્મમા સત્ય રહેલું છે, બીજે કયાંઇ સત્ય હોયજ નહિ એવી સમજણ થવાથી સત્યનો પ્રેમ ઓછો થઇ ગયો. ઉપરાંત ધર્મને નામે નરકનાં બીહામણાં ચિત્રો આપી લોકોની કલ્પનાને માણસો થરથરાવી દેતા, અને તેમાંથી બચવા લોકો મઠમાં નાણું આપતા. આમાં અન્ય કારણો પણ ભળવા લાગ્યાં, અને મઠનું નાણું વધી પડયું. તેથી સમય જતાં મઠ સંસ્થામાં અત્યંત દુરાચાર પેઠો. તેથી તે સસ્થા અતે નાબુદ થઇ.

આ સઘળાનો ઉપસંહાર કરી છેવટે ગ્રંથકાર તે સમયના યુરોપની નીતિરીતિનું તાદૃશ્ય ચિત્ર આપે છે. ઠેકાણે ઠેકાણે ઘાતકી ગુન્હા થતા હતા. પ્રપંચ અને પાખંડ કરી રાજાઓ પોતાનું રાજ્ય વધારતા, અને તે જો આસ્તિક (ખ્રિસ્તિ હોય તો તેમને સારા કહી ધર્મગુરૂઓ તેમને વખાણતા હતા. રાજા નીતિમાન હોય પણ જો તે ખ્રિસ્તિ ન હોય તો તેને તેઓ વખોડતા હતા. ધીમે ધીમે ધર્મગુરૂઓનું જોર વધી પડયું અને રોમના ધર્મગુરૂઓ આગે સ્વતંત્ર થઇ રાજ્યોમાં વચ્ચે પડવા લાગ્યા; અને ધર્મનો આશ્રય લેનાં રાજાઓના હક દિવ્ય ગણાવા લાગ્યા. મુસલમાનોના સામને લીધે અને ધર્મભક્તિને લીધે ધર્મયુદ્ધનો જમાનો આવ્યો. તેમાથી શૌર્ય સંસ્થા (Chivalry) અને પદવી પૂજા જન્મ પામ્યાં. આમાંથી આગળ જતાં જાગીર-વ્યવસ્થા (Feudal System) વિસ્તાર પામી. આવા સમયનો દૃષ્ટાંતભૂત પુરૂષ મહાન્ શાર્લમેન હતો. તેથી તેનું વર્ણન કરી ગ્રંથકાર આ પ્રકરણ સમાપ્ત કરે છે.

હવે આ બધાની સ્ત્રીનાં ચારિત્ર્ય અને પદવી ઉપર કેવી અસર થઇ તે છેલ્લા પ્રકરણમાં ગ્રંથકાર તપાસે છે. બાબત અગત્યની છે. પણ તેનો ઇતિહાસ લખવામા મુશ્કેલીઓ છે. પરંતુ ઇતિહાસકારને એ બાબત હાથમા લીધા વિના છૂટકો નથી.

જંગલીઓમા સ્ત્રીઓની દશા દયાપાત્ર હોય છે. સમય જતાં સ્ત્રીઓ વેચાતી બંધ થઇ, દાયજાનો રિવાજ ચાલુ થયો અને સ્ત્રીઓની પદવી સુધરતી ગઇ. વળી એક સ્ત્રી કરવાનો રિવાજ પડતાં સ્ત્રીઓનો મહિમા અને સુખ વધ્યાં.

ગ્રીસના કવિતા-કાળમાં સ્ત્રીઓનાં સુંદર ચિત્રો આલેખાયાં છે. પણ ઐતિહાસિક કાળમા તેમની પદવી તેથી ઉતરતી હતી. ગ્રીક લોકોના જીવનમાં સ્ત્રીઓના બે વર્ગ પડી ગયા હતા; ગૃહપત્ની અને વારાંગના. આ બન્નેનાં ચિત્રો ગ્રંથકાર ગ્રંથમાં આલેખે છે અને વારાંગનાનું સ્થાન ગ્રીક સંસારમાં શા માટે અનુચિત ગણાતું નહોતું તેનાં કારણો એ બતાવે છે.

રોમમાં સ્ત્રીઓ પરત્વે સાર્વજનિક અભિપ્રાય વધારે વિશુદ્ધ હતો. પ્રજાતંત્ર કાળમાં સ્ત્રીઓની પદવી ઘણી માનવતી હતી. પરંતુ તે કાળના આખર સમયમાં લોકોની રીતભાત ભ્રષ્ટ થઇ ગઇ, અને ઘણાં કારણોને લીધે લોકોને લગ્ન પ્રત્યે અરૂચિ થવા લાગી. પછી સ્ત્રીઓને સ્વતંત્ર કરવાના કાયદા થવા લાગ્યા અને લગ્નોચ્છેદની અત્યંત છૂટ થઇ. તેનું પરિણામ બહુ બુરૂં આવ્યું, અને સ્ત્રીઓ કેવળ ભ્રષ્ટ અને નિર્લજ્જ બની ગઇ, છતાં સ્ત્રીઓનો સદાચાર છેક નષ્ટ થઇ ગયો નહોતો, અને તે કાળમાં પણ સદાચારી સ્ત્રીઓના ઘણા દાખલા છે.

સ્ત્રીઓને પરાણે સદાચાર પળાવવા પછી કાયદા ઘડાવા લાગ્યા. નીતિશાસ્ત્રવેત્તાઓ પણ ઉપદેશ કરવા લાગ્યા કે લગ્ન પરત્વે નૈતિક બંધન અરસપરસ સ્ત્રી પુરૂષને સરખું છે, અને વેશ્યાવૃત્તિ અધમ છે. વળી નવીન પ્લેટોમતાદિની અસરથી લોકમતમાં પાતિવ્રત્યનો મહીમા વધવા લાગ્યો હતો.

આ લોકમતમાં ખ્રિસ્તિધર્મે પોતાનું વજન ઉમેર્યું, અને તેના ગુન્હા કરનારને તે ધર્મ ધાર્મિક સજા કરવા લાગ્યો. ઉપરાંત ખ્રિસ્તિ રાજ્યકર્તાઓ કાયદા પણ કરવા લાગ્યા. વળી તપોવૃત્તિ પ્રત્યે લોકોને ભાવ ઉપજતા નીતિની આ બાબતને ઘણુ પ્રોત્સાહન મળ્યું તેથી અનેક સ્ત્રીઓએ સતની પદવી પ્રાપ્ત કરી ધર્મ-વીરતત તેઓ દાખવવા લાગી. તે સબંધમાં અનેક કથાઓ પણ પ્રચલિત થઇ.

પરંતુ તપોવૃત્તિએ લગ્ન-સંસ્થાને જબરો ફટકો માર્યો, કારણકે તપોવૃત્તિને મૂળે લગ્નનોજ અણગમો હતો. તેથી પાદરીઓએ કુંવારા રહેવું એવો ધર્મમાં મત ઉભો થયો, અને તેના પરિણામમાં પાદરી વર્ગ ભ્રષ્ટ થવા માંડ્યો. સારાશ કે તપોવૃત્તિના સમયમાં સ્ત્રીઓની ગણના બહુ હલકી થતી હતી.

દરમ્યાન જર્મનીઓએ રોમ સર કર્યું, અને તેમનામાં સ્ત્રીઓની ગણના બહુ ઉંચા પ્રકારની થતી હતી પરંતુ તેમના રાજાઓમાં બહુ સ્ત્રી

કરવાનો રિવાજ હતો. આ વાત ખ્રિસ્તિ ધર્મે નાબુદ કરી, અને લગ્નમાં ધર્મનું તત્ત્વ મૂકીને લગ્ન સંસ્થાને ધીમે ધીમે પવિત્ર બનાવી દીધી. વળી સ્ત્રીપુરૂષના લગ્ન સંબંધી હક સમાન છે એ વાતને ખ્રિસ્તિધર્મે જોસથી ઉપાડી લીધી અને અદ્યાપિ પર્યંત પણ આ વિચાર યુરોપમાં પ્રચલિત છે. વળી લગ્નોચ્છેદના રિવાજને પણ ખ્રિસ્તિધર્મે ખૂબ વખોડી કાઢયો. તેથી લગ્નની બાબતમાં સ્ત્રીપુરૂષને સ્વતંત્રતા પ્રાપ્ત થઇ. વળી મિશ્ર લગ્નો પ્રત્યે પણ ખ્રિસ્તિધર્મે વિગ્રહ આરંભ્યો, કારણ કે તેથી કૌટુંબિક વિખવાદ બહુ થતો, આમ એકંદરે સ્ત્રીની પદવી સુધારવામાં ખ્રિસ્તિધર્મે બહુ કર્યું છે. અહીં પ્રથ પૂરો થાય છે.

પરંતુ સમય જતાં ખ્રિસ્તિ ધર્મમાં ફાંટા પડવા લાગ્યા, અને પ્રોટેસ્ટંટ મતે પોપની સામે બળવો કર્યો. આ ધર્મ–સુધારકોનો મત એવો હતો કે લગ્નના સ્વરૂપમાં ધર્મનું તત્ત્વ નથી, પણ તેમાં સામાજીક કરારજ હોય છે. તેથી લગ્નોચ્છેદ કરવામાં કાંઇ અડચણ આવતી નથી. છતાં લગ્ન કરવાં એ ઉત્તમ વાત છે, અને તેથી પ્રોટેસ્ટંટ પાદરીઓ પરણવા લાગ્યા. તથાપિ છેક હાલના સમય સુધી કાયદામાં સ્ત્રીઓ, વિશેષે કરીને પરણેલી સ્ત્રીઓ, સ્વતંત્ર ગણાતી નહોતી. અને છેક છેલ્લા ત્રીશેક વર્ષથીજ સ્ત્રીપુરૂષો વાસ્તવિક રીતે સમાન હકદાર છે એવી ગણના થવા લાગી છે. અને પરિણામે ઇંગ્લાંડમાં મતાભિલાષી સ્ત્રીઓની ચળવળ જેવી ચળવળ થવા માંડી છે.

નીતિ પરત્વે સંસારમાં કુટુંબનું સ્થાન અતિ ઉચું છે; તેથી તે સંબંધી કાંઇક વિશેષ વિચાર અત્ર અપ્રાસંગિક નહિ ગણાય. જ્યાં કૌટુંબિક જીવન વિશુદ્ધ ન હોય ત્યાં સમાજમાં સડો પેસી જાય છે, તેથી કરીને પ્રજામાં રાષ્ટ્રીયતા ( Nationality ) આવી શકતી નથી, અને રાજ્યને નિરંતર જોખમ રહ્યા કરે છે. કૌટુંબિક જીવનમાં લગ્નની વાત પ્રધાનપદ ભોગવે છે. પરંતુ લગ્નમાં સ્ત્રી પુરૂષના પરસ્પર અભ્યુદય અને નિઃશ્રેયસનો વિચાર મુખ્ય હોવો જોઇએ. તેથી કરીને પ્રબળ કામ–વિકાર કે કેવળ સ્વાર્થના અંશથી

દોરાઇ લગ્નો થાય તે વાત આદરણીય નથી, કારણ કે એવા સબંધો અલ્પા યુષી નીવડે છે, અને તેથી સ્ત્રી પુરૂષ ઉભયના જીવનમાં ઉચ્ચાશયતા નહિ રહેતાં જીવન ભ્રષ્ટ થતું જાય છે અને તેમનો સંસાર બગડતો જાય છે કુટુંબ એ વૃત્તિઓને કેળવવાની એક જાતની શાળા હોય છે છોકરાઓને કેળવવા માટે કોમળતા અનુવૃત્તિ, આત્મત્યાગ, અમુક ઉદ્દેશે કાર્ય કરવાની સતત્ અડગતા, જવાબદારી, ચચળ પ્રવૃત્તિ ઈત્યાદિ ગુણો માબાપોને સેવવા પડે છે, અને સંતાનો પણ આ ઉત્તમ પાઠ જેવા કુટુંબમાં શીખે છે તેવા શાળામાં કે સંસારમાં પણ શીખી શકતા નથી, તેથી કૌટુમ્બિક જીવન ઉચ્ચ ભાવનાઓથી ભરપૂર અને વિશુદ્ધ અવશ્ય રહેવું જોઇએ

માનસ-શાસ્ત્રની દ્રષ્ટિએ જોતાં સંપૂર્ણ વિશુદ્ધ કૌટુમ્બિક જીવનમાં પ્રેમનો આવિર્ભાવ રહેલો હોય છે પ્રાણી વર્ગમાં નર માદા એક બીજા પ્રત્યે કોઈ અકથ્ય આવિર્ભાવથી સ્વાભાવિક રીતેજ આકર્ષાય એવો સૃષ્ટિનો નિયમજ છે પંતુ મનુષ્ય એ બુદ્ધિમાન પ્રાણી છે, અને તેથી ઇતર પ્રાણીઓના જેવા અલ્પાયુષી સબંધ તેને અનુચિત લાગે છે તેથી કરીને મનુષ્ય વર્ગમાં લગ્ન સંસ્થા ઉચ્ચ સ્વરૂપ પકડે છે અને ઐહિક આયુષ્મિક શ્રેયનું સાધન તે બને છે તેથી જે લગ્નમાં ઉચ્ચાશયતા અને મહાન્ નીતિ ભાવનાઓ પોષાઇ ખીલી શકે નહિ તે લગ્નો અવશ્ય તિરસ્કારને પાત્ર છે, અને એવા લગ્નો ન થાય એવા ઉપાયો યોજાવા જોઇએ સ્ત્રી પુરૂષ બન્ને એક બીજાને અર્થે જીવે, પોતાના સંતાનોને ઉચ્ચ માર્ગમાં વાળી સમાજમાં ઉચ્ચ સ્થાનને માટે યોગ્ય કરે, નિર્વાહ અને ગુજરાનના સાધનમાં એક બીજાને પડખે રહી પરસ્પર મદદ કરે, અને વિચાર અને વાણીને કેળવી સમાજની સામાન્ય પ્રગતિમાં યથાશક્તિ પોતાનો ફાળો આપે-આ પવિત્ર દૃષ્ટિ લગ્નોની હોવી જોઇએ

વળી એક બીજી વાત પણ લક્ષમાં રાખવા જેવી છે જો કે સ્ત્રી અને પુરૂષ બન્ને મનુષ્ય છે, તથાપિ બન્નેના સ્વભાવ અને પ્રકૃતિમાં ફેર છે, અને તેથીજ બન્નેની વચ્ચે લગ્નનો સબંધ શક્ય થાય છે આમાં સ્ત્રી

પણ હોવું જોઇએ અને રહેવું જોઇએ; પુરૂષમાં પુરૂષપણું હોવું જોઇએ અને રહેવું જોઇએ. અને સ્ત્રીત્વ અને પુરૂષત્વના યથાર્થ મિલાપમાંજ લગ્નનું લગ્નપણું રહેલું છે. તેથી કરીને જે પ્રવૃત્તિ કે સંસ્થાથી સ્ત્રીના સ્ત્રીત્વને કે પુરૂષના પુરૂષત્વને હાનિ પહોંચતી હોય અથવા પહોંચે તેમ હોય તેનો ત્યાગ થવો જોઇએ; કારણ કે તેથી લગ્ન-સંબંધને હાનિ પહોંચે છે, અને તેથી સમાજને અંતે નુકશાન થાય છે. અર્વાચીન સમયમાં અનેક આર્થિક ફેરફારને લીધે યુરોપ અને અમેરિકામાં કૌટુંબિક જીવન ઘણું રૂપાંતર પામી ગયું છે. જે ધંધા પ્રથમ ઘરના ઉદ્યોગ ગણાતા હતા તે હવે યંત્રોને લીધે મોટાં મોટાં કારખાનામાં થવા લાગ્યા છે, અને સ્ત્રીઓ અને છોકરાં આ કારખાનામાં કામે જવા લાગ્યા છે. તેથી કૌટુંબિક લાગણીઓ કેળવવાનો અવકાશ બહુ થોડો રહે છે. પુરૂષ પણ લગભગ આખો દિવસ કુટુંબથી વેગળોજ રહે છે, અને તેથી પોતાની સ્ત્રી અને બાળકોના સમાગમથી કોમળતાની જે કેળવણી એને મળી શકે છે તેનાથી બેનસીબ એ રહે છે. સ્ત્રીઓ પરત્વે તો વસ્તુસ્થિતિ ત્યાં બહુ ફરી ગઇ છે. વેપાર હુન્નરનાં કારખાના વધતાં સ્ત્રીઓને નિર્વાહનાં સાધન વધ્યાં છે; તેથી ગુજરાન અર્થે લગ્ન ઉપર કે સગાં સંબંધીઓ ઉપર આધાર રાખવાની જરૂર તેમને રહેતી નથી; અને કુંવારી જીન્દગીની સ્વતન્ત્રતા વધારે મોહક લાગતાં પરણેતર જીંદગી પ્રત્યે અણગમો રહે છે. પરણેલી સ્ત્રીઓને પણ કુટુંબની સ્થિતિ ગમે તેવી હોય તો પણ તે નીભાવી લેવાનું મન થતું નથી. અર્થાત્ સ્ત્રી પુરૂષની વચ્ચે આધારાધેય સંબંધ રહેવો જોઇએ તે ઘણો ઓછો થઇ ગયો છે. વળી પોતે કમાતી થવાથી ઘર કામકાજ તેમને હલકા પ્રકારનું લાગે છે. આવાં અનેક કારણોથી ત્યાં લોકોનું કુટુંબ-સુખ જતું રહેવા લાગ્યું છે. આ પરિવર્તનો કેટલાક વિચારશીલ લેખકોને જોખમકારક લાગે છે. મતાભિલાષી સ્ત્રીઓની ધમધમાટીની અસર કદાચ આગળ ઉપર સ્પષ્ટ થશે. પાશ્ચાત્ય દેશોમાં ઔદ્યોગિક સાહસો વધતાં આવાં પરિણામ આવ્યાં છે, અને નીતિશાસ્ત્ર-વેત્તાઓમાં હમણા હમણામાં આ વાત બહુ છણાવા લાગી

છે. દરેક દેશે પોતાનાજ મંજોગોનોજ સૂક્ષ્મ વિવેક કરી તેમને ખીલવવા છે એ વાત ખાસ કરીને લક્ષમાં રાખવા જેવી છે.

આપણા આર્યાવર્તનો આવો ઇતિહાસ લખવા માટે અગાધ શક્તિ, અદ્વિતીય વિદ્વત્તા, અવિરત શ્રમ, અને પુષ્કળ અવકાશની આવશ્યકતા છે, અને મારે માટે તો એ કાર્ય અતિ દુર્ઘટ છે—કદાચ અશક્યજ છે. પરંતુ લેકીની પેઠે જો કોઇ સમર્થ આર્ય વિદ્વાન એવો ગ્રંથ લખવાનું હાથમાં લે તો બેશક તેથી ઘણો લાભ થાય. તથાપિ આ ટૂંકા ઉપોદ્દઘાતમાં પણ આપણા ઇતિહાસની જેવી તેવી પણ રેખા દોરવી ઇષ્ટ છે એમ સમજી હું લખું છું. વિચારશીલ, મનનપૂર્વક ઇતિહાસ આપવાનો અહીં પ્રયાસજ નથી. માત્ર સાદી અને જેમ બને તેમ ટૂંકામાં રૂપરેખા અંકિત કરવી એટલોજ ઉદ્દેશ છે.

પાશ્ચાત્ય વિદ્વાનોના ગ્રંથો ઉપરથી જણાય છે કે મનુષ્ય જાતનો નવ દશ હજાર વર્ષનો વિશ્વસનીય ઇતિહાસ આપણને મળી શકે છે. મનુષ્યની ઉત્પત્તિ થયાને કેટલો કાળ ગયો છે તે કહેવું બની શકે તેમ નથી. આપણામાં યુગ યુગાંતર અને મન્વતરની કલ્પના છે; અને તે પ્રમાણે કરોડો વર્ષો થતા જાય છે. અર્વાચીન સમયમાં પાશ્ચાત્ય વિદ્વાનોએ ભુસ્તર વિદ્યાનું શાસ્ત્ર ખૂબ ખેડયું છે, અને તેની ગણત્રી આપણી તે કલ્પનાને અનુકૂળ થતી જણાય છે. ખ્રિસ્તિ ધર્મ-પુસ્તક બાઇબલમાં મનુષ્યની ઉત્પત્તિ થયાને છ હજાર વર્ષ કહ્યાં છે, પણ એ વાત હવે યુરોપમાં પણ મનાતી નથી.

એવું જણાય છે કે ઐતિહાસિક કાળના છેક પ્રાથમિક સમયમાં આર્ય નામથી ઓળખાતો મનુષ્યનો એક સમૂહ એશિયાના છેક ઉત્તર ભાગમાં વસતો હતો; અને એક સામાન્ય ભાષા બોલતો હતો. આ ભાષામાંથી યુરોપની ગ્રીક, ઇટાલિક, કેલ્ટિક, ટયુટોનિક અને સ્લેવોનિક ભાષાઓ ઉપજી આવી છે; અને એશિયાની સસ્કૃત, પ્રાકૃત, ઝંદ, ફારસી અને આર્મેનિયન ભાષાઓ પણ તેમાંથીજ થઇ છે

આ મૂળ ટોળામાંથી એક ભાગ છૂટો પડી યુરોપ તરફ ગયો, અને

તેમની ઓલાદથી યુરોપ વસ્યો. બીજો ભાગ ઇરાને તરફ ગયો; અને મધ્ય એશિયામાં થઇ એક ત્રીજો ભાગ હિંદુસ્તાન ભણી આવી પ્રથમ પંજાબમાં વસ્યો, અને ત્યાંથી હિંદુસ્તાનમાં પ્રસર્યો. હિંદુસ્તાનમાં તે વખતે દ્રવિડ નામની જાતના જંગલી લોકો વસતા હતા, જે મૂળે તાતાર, ટિબેટને રસ્તે થઇ મધ્ય એશિયામાંથી આવેલા મનાય છે. જેમ જેમ આર્યો હિંદુસ્તાનમાં આગળ વધતા ગયા, તેમ તેમ આ જંગલી લોકોને તેઓ દક્ષિણ તરફ હાંકતા ગયા.

ચારથી પાંચ હજાર વર્ષો પૂર્વે હિંદમાં આવેલા આ આર્યો તે વખતે પણ સુધારામાં ઘણા આગળ વધી ગએલા હતા. આવ્યા ત્યારેજ આ આર્યો ઉત્તમ સરકાર અને વિચારો પોતાની સાથે લેતા આવ્યા હોય એમ જણાય છે; અને આ વિચારો લગભગ બે હજાર વર્ષ પર્યંત વિકાસ પામતા રહ્યા છે. આ કાળ વેદકાળ કહેવાય છે, અને આપણે તે કાળને એ સંજ્ઞાથી ઓળખશું. આ સમયમાં દેશની પરિસ્થિતિ અને રીતરિવાજ કેવાં હતાં તે આપણે જોઇએ.

ઋગ્વેદમાં આર્યોને પ્રાર્થના કરતાં આપણે જોઈએ છીએ. સૃષ્ટિક્રમ દેવોનો સ્થાપેલો હોય છે અને કુદરત પણ દેવોની આજ્ઞા પાળતી જણાય છે. વળી ઋત કિંવા સત્ય-નીતિનો કાયદો પણ હોય છે અને તે માણસો-એ પાળવોજ જોઇએ; અને જે ન પાળે તેને દેવો શિક્ષા કરે છે; આવા વિચાર મુખ્યત્વે કરીને તે સમયે પ્રચલિત હોય એમ જણાય છે. પ્રાર્થના-ને માટે દેવ-મંદીરો બંધાણાં નહોતાં. તેથી તે સમયે તેમનામાં મૂર્તિપૂજા હોય એ વાત સંભવિત લાગતી નથી. પણ સમય જતાં બૌદ્ધ ધર્મ અને જૈન ધર્મ હિંદમાં ચાલવા લાગ્યા, ત્યારે લોકોને અનુકૂળ થઇ બ્રાહ્મણોએ પણ વેદધર્મમાં મૂર્તિપૂજા દાખલ કરી હોય એમ જણાય છે. વેદકાળમાં યજ્ઞ હોમાદિ અને દૈવતાઓની સ્તુતિ વિગેરે થતાં, અને સગાં સ્નેહીઓ પ્રાર્થના કરી પ્રસાદી લેતા. દેવોને પ્રાર્થના કરવાથીજ કલ્યાણ થાય છે એમ મનાતું હતું; અને કલ્યાણમાં દ્રવ્ય, ખોરાક, આયુષ્ય, આબાદી, ઢોર, ગાય,

ધોડા, શત્રુથી રક્ષણ, વિજય અને ક્વચિત્ અસુર શત્રુઓનો નાશ ઇત્યાદિ માગતાં હતાં. આત્માની અમરતાના અને ભાવિ જીંદગીની આશાના ઝ·કારા પણ ક્વચિત્ ક્વચિત્ દેખાય છે. દેવો અમર છે એવી માન્યતા હતા. અસત્યનો તિરસ્કાર અને પાપનો ધિક્કાર જોવામાં આવે છે.

આ પ્રમાણે પ્રાર્થનાઓ ઘણું કરીને સાંસારિક કલ્યાણને માટે થતી હતી, અને દેવતાઓ સંતોષાય તો કલ્યાણ અવશ્ય થાય એવી માન્યતા હતી.

આ દેવોનાં નામ પ્રત્યે જો આપણે નજર નાખીએ છીએ તો આપણને માલમ પડે છે કે પુરાણકાળના શિવ, મહાદેવ, દુર્ગા, કાળી, રામ, કૃષ્ણ ઇત્યાદિ તે નથી; તેમ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશની ત્રિમૂર્તિ જે પાછળથી આપણા સાંભળવામાં બહુ આવે છે તે પણ નથી; પરંતુ અગ્નિ, ઇંદ્ર, સૂર્ય, મરુત, આદિત્યો, ઉષા, અશ્વિનો, રૂદ્ર ઈત્યાદિની પ્રાર્થનાઓ તે સમયે થતી હતી.

કેટલાક કહે છે કે એ સમયે આર્યો પોતાનાં ઢોર ઢાંખર લઇ અહીં તહીં ભટકતા અને બહુ તો ભરવાડશાઈ જીંદગી ગાળતા હતા. પણ સમયની સ્થિતિ જોતાં આ વાત માન્ય થઇ શકે એવી નથી. ખેતીની સ્થિતિ આબાદ હતી, અને તે વખતે ઘણા હુનર પણ ખીલ્યાં હતાં. કાપડ વણવાનું તેઓ સારી રીતે જાણતા હતા. સુતાર કામથી તેઓ માહીતગાર હતા. સોનાના અને લોઢાના બખતર બનાવવાનું કામ પણ તેઓ જાણતા હોય એમ જણાય છે. વળી તેઓ સમુદ્રની મુસાફરી કરતા, અને દ્વીપો ઉપર ચડાઇઓ પણ તેઓ કરતા; તેથી વહાણ બાંધવાના કામમાં તેઓ કુશળ હોય એમ જણાય છે. વેપાર તો તેઓ સારી રીતે ખેડતા હતા; અને સમય જતાં મિસર, બેબિલોન ઇત્યાદિ દૂર દેશાવરોની સાથે તેઓ વેપાર કરવા લાગ્યા હતા. ખગોળ-શાસ્ત્રમાં તો બેશક તેઓ અનાર્યોથી બહુ આગળ વધેલા હતા. સિંધુને કાંઠે, કચ્છ અને ગૂજરાતમાં પણ તેઓ વધી આવ્યા હતા. નાનાં નાનાં રાજ્યો અને રજવાડાં પણ તેમણે સ્થાપી દીધાં હતાં.

આવા સુધરેલા આર્ય લોકો વર્ણે ગોરા અને ચેહેરામાં સુંદર હતા.

બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શુદ્ર એ ચાર વર્ણ હતી. ઋગ્વેદના પ્રખ્યાત પુરૂષ-સુક્તમાં પણ તેમનો ઇસારો છે, અને તેમની ઉત્પત્તિનું વર્ણન છે. ઉપરાંત જંગલીઓની પાંચમી જાત હતી, અને તેમને આર્યો નિશાદ કહેતા હતા. ગામ અને પૂર વસ્યાં હતાં. ઘરો ઘણું કરીને તેઓ માટીના બનાવતા પણ પથ્થર અને ચૂનો પણ વાપરતા હોય એ સંભવિત છે. ગામોને કોટ અને કીલ્લા હતા. રાજાઓ પુરોહિત રાખતા હતા, અને તેમને ગાયો ઈત્યાદિ, બક્ષીસ આપતા હતા. ગરીબો અને ધનવાન—એવા વર્ગ હતા અને ગરીબો પ્રત્યે ધનવાન બહુ ઉદાર રહેતા.

બહુધા એક સ્ત્રી કરવાનો રિવાજ હતો, પન્તુ આ રિવાજમાં કદિ અપવાદ પણ બનતા હશે. રાજાઓમાં બહુ સ્ત્રી કરવાનો રિવાજ હોય એમ જણાય છે. પુરૂષ વધારે બળવાન–વીર્યવાન ગણાતો હોવાથી પુરૂષને આવી છૂટ અપાતી હોય એ સંભવિત છે. તથાપિ સ્ત્રીઓની સ્થિતિ સુખી હતી અને પદવી માનપ્રદ હતી. તેથી સ્ત્રી કુવારી રહી બાપને ઘેર ઘરડી થાય તો તેમાં મોટું દુર્ભાગ્ય મનાતું. સ્ત્રીઓને ફરી લગ્ન કરવાની છૂટ હોય એમ પણ જણાય છે. પણ તેવાં લગ્ન ક્વચિત્જ બનતાં હોય એમ લાગે છે. જૂઠું બોલનારા પાપીઓને ભાઇ વિનાની સ્ત્રીઓ સાથે અને પોતાના સ્વામીનું બુરૂં વાંચતી સ્ત્રીઓ સાથે સરખાવ્યા છે. સ્વરૂપવાન સ્ત્રી પોતાને ભાગ્યશાળી ગણતી હતી. "તે પોતેજ લોકોમાંથી પોતાનો મિત્ર પસંદ કરી લે છે," એમ ઋગ્વેદમાં કહ્યું છે. દ્રવ્યની ખાતર કોઇ સ્ત્રી જો કોઇ પુરૂષને પરણે તો તેની બહુ નિંદા થતી હતી. આ ઉપરથી એમ જણાય છે કે કેટલીક સ્ત્રીઓને તો પોતાનો પતિ પસંદ કરવાની છૂટ હતી. તથાપિ સ્વયંવરનો ચાલ નહિ હોય. રામાયણ અને મહાભારતના સમયમાં સ્વયંવર થતા હતા; પરંતુ તે પણ ઘણું કરીને રાજાઓમાજ થતા હશે. આ સઘળી વાતોથી એમ જણાય છે કે બાળલગ્નો તો તે સમયે નહિજ થતાં હોય. મુસલમાનોના ત્રાસદાયક સમયમાંજ બાળલગ્નનો રિવાજ અસ્તિત્વમાં આવ્યો હોય એમ જણાય છે.

સતીનો રિવાજ પણ મુસલમાનોના સમયથી આર્ય સંસારમાં પેઠો લાગે છે. વેદકાળમાં પતિ મરી જતો ત્યારે તેની સ્ત્રીને સ્મશાનમાં લઈ જવામાં આવતી હતી; ત્યાં ચેહ ઉપર બેસારી પાછી તેને ઉઠાડી ઘેર લાવતા. આમાંથી સતીનો રિવાજ પ્રચલિત થયો હોય એમ લાગે છે. આ રિવાજ અંગ્રેજ સરકારના રાજ્યમાં લૉર્ડ બેન્ટિકના સમયમાં કાયદાથી નાબુદ થયો છે.

એકંદરે સ્ત્રીઓની પદવી ઉંચી ગણાતી હતી એમ લાગે છે. તથાપિ સ્ત્રીઓની બેવફાઇના અને વ્યભિચારના ઇસારા પણ મળી આવે છે. જૂગટું રમાતું હતું અને તેનાં બુરાં પરિણામો પ્રત્યે લોકોનું લક્ષ ખેંચાવા લાગ્યું હતું. જુગારીઓની સ્ત્રી પ્રત્યે અન્ય પુરૂષો છળકપટ અને પ્રપંચ કરે છે. એક ઠેકાણે સ્ત્રીએ ગુપ્ત સંકેત સાચવ્યાનું પણ લખ્યું છે. ગર્ભપાત ગુપ્ત રીતે થતો હોય એ સંભવિત લાગે છે. સ્ત્રીઓ ઉપર અંકુશ જોઇએ એવી સામાન્ય રીતે માન્યતા પ્રચલિત હતી. પાછળથી સ્મૃતિકારો તો સ્પષ્ટ કહેતા કે સ્ત્રી કદાપિ સ્વતન્ત્ર નથી. પરંતુ તે ઉપરથી એમ સમજવાની ભૂલ આપણે કરવી જોઇતી નથી કે સ્ત્રીઓની ગણત્રી ગુલામ તરીકે થતી હતી. મનુસ્મૃતિમાં સ્પષ્ટ કહ્યુ છે કે જ્યાં નારીઓ પૂજાય છે ત્યા દેવતાઓ રમે છે.

ગ્રીસ અને રોમમાં જે ઉદ્દેશથી ગર્ભપાત થતા હતા અને બાળકોને રખડતા મૂકવામાં આવતાં હતા તે ઉદ્દેશથી આર્યાવર્તમા કદિ પણ એમ થયુ હોય એવું જણાતુ નથી. પાછળથી રજપૂતોમાં દીકરીઓને દૂધપીતી કરવાનો રિવાજ પડયો હતો, પણ તેનુ કારણ એમ છે કે તરવારીઆ રજપૂતોને 'સસરો' થવામાં મેણુ લાગતું હતું. આ ચાલ પણ દયાળુ અંગ્રેજ સરકારના અમલમાં છેક અર્વાચીન સમયથી બંધ પડી ગયો છે. પરંતુ લેકી કહે છે તેમ સુધારાની વૃદ્ધિમા વ્યભિચારના ગુન્હાને વધારવાનું વલણ હોય છે અને તેથી ગર્ભપાતના ગુન્હા પણ વધે છે. આ ગુન્હાઓ વિધવાઓ કરે છે. પરંતુ મારા ધારવા પ્રમાણે એ ગુન્હા થવા પણ હવે લગભગ બંધ પડી ગયા છે. કારણ કે રિવાજ તરીકે જો કે પુનર્લગ્નનો સ્વીકાર આર્ય સંસા-

રમાં અદ્યાપિ પર્યંત પણ થયો નથી; તથાપિ બ્રાહ્મણ વાણીઆ જેવી ઉંચ વર્ણની વિધવાઓ નાત જાતમાંથી નાશી છૂટી અન્ય સાથે ઘર માંડીને રહે છે અને સગાં સંબંધી તેમને કોઈ પણ પ્રકારે કનડી શકતાં નથી. અફસોસ છે કે હાલના હિંદુઓ નાકું પકડીને બેઠા છે તે બેઠાજ છે અને બેઠાજ રહેશે. ભેગા મળીને કાંઇ તોડ કાઢવાનું તેમને ફાવતુંજ નથી. બેએક વર્ષ પહેલાં વાણીઆની નાતમાં તરતની પરણેલી બે કન્યાઓ રાંડતાં નાતે તેમને ફરી પરણાવવાની પરવાનગી આપી છે એ વાત અત્યંત સંતોષકારક છે. સમજુની બલીહારી છે!

વળી વેદકાળમાં ગુલામો ભેટ તરીકે અપાતા હતા, તેથી ગુલામગીરીનો રિવાજ હોય એમ જણાય છે પરંતુ ગુલામોને ત્રાસ અપાતો હોય એમ જણાતું નથી. એકંદરે સમાજની સ્થિતિ આબાદ હતી અને લોકો સુખી હતા. સ્ત્રીઓ સુંદર વસ્ત્રાલંકાર પેહેરતી. કપડાંમાં ઉનનાં વસ્ત્રો વાપરવાનો ચાલ વિશેષ હતો; સુતરાઉ કપડાં પણ વપરાતાં હશે. પુરૂષો પાઘડીઓ પેહેરતા, અને સ્ત્રીઓ હાલના ખાખીઓની જટા જેવો માથે વાળનો ઉભો અબોડો વાળતી. તેથી માથે ઓઢવાનો, લાજ કાઢવાનો કે પરદા પોશનો રિવાજ હોઇ શકે નહિ. આ રિવાજ પણ મુસલમાનોના સમયથીજ પડયો છે. હાલ પણ દક્ષિણમાં માથે ઓઢવાનો રિવાજ નથી.

અનાજમાં જવ, ચોખા, માશ (અડદ), તલ, ધાણા ઇત્યાદિ ધાન્ય વપરાતાં હતાં. દહીં, ઘી અને મધ પુષ્કળ વપરાતાં હતાં. ફળાદિનો ઉપયોગ પણ બહુ થતો હતો. યજ્ઞમાં માંસ વાપર્યાનું પણ એક ઠેકાણે કહ્યું છે. દેવોને મહીષીનું બળીદાન અપાતું હોય એમ જણાય છે. સોમપાન ઇત્યાદિ કરી પીણાના ઈસારા પણ ઘણા છે. સુરાપાન થતું હોય એમ પણ જણાય છે. પણ એ સુરા શામાંથી કાઢવામાં આવતો હતો તે જણાતું નથી. હાલ વિવાહ વિધિમાં જે મધુપર્ક કરવામાં આવે છે તે એક જાતનો અતિથિ–સત્કાર છે. અને માંસ વિના મધુપર્ક નહિ, એમ આશ્વલાયન કહે છે; અને તેમાં ગોવધ થએલા છે. અત્યારે આપણને આથી સખેદ આશ્ચર્યજ

ઉપજે છે ! પરંતુ પરદેશ–ગમનની વિરૂદ્ધ બોલનારાઓએ આવી વાતો ધ્યાનમાં રાખવી ઘટે છે. અત્યારે તો આપણે મધુપર્કમાં દહીં, ઘી અને મધજ વાપરીએ છીએ.

રથ બનાવવામાં લોકો તે સમયે કુશળ હતા, અને લાકડા અને ધાતુમાં કારીગરી બનતી હતી. ભાલા, તરવાર, છરી, ફરશી ઇત્યાદિ લડાઇનાં હથિઆર બનાવવામાં પણ તેઓ કુશળ હતા. ચામડાની કારીગરી પણ થતી હતી. જુગારીઆઓને ખેતી કરવાની ભલામણ થતી હતી તેથી ખેડવાઈ જમીનનો ટોટો નહિ હોય. ખેતીના દેવને પ્રાર્થનાઓ થતી. નેહેર કામથી પણ તેઓ જાણીતા લાગે છે; અને લેણદેણનો શરાફી વ્યાપાર પણ તેમનામાં ચાલતો હતો.

વેદકાળમાં આર્યોનું જીવન એકંદરે આવું હતું. તેમાંથી તેમના આચરણનો નમુનો કલ્પવો મુશ્કેલ નથી. દેશનું નહિ, પણ પોતાની જાતિનું અભિમાન તેમને બહુ હોવું જોઇએ, અને આવું અભિમાન મનુષ્યને ઉત્તમ નીતિમાં પ્રેરનારૂં અપ્રતિમ બળ નીવડે છે. વળી અનાર્યોની વચમાં તેમને રહેવાનું હોવાથી તેમનામાં સંપ અને ભાતૃભાવ હોવાં જોઇએ; કારણ કે બાહ્ય સંકટથી સંપ અને ભ્રાતૃ–ભાવની લાગણીઓ બહુ કેળવાય છે અને દૃઢ થાય છે. વળી સૌ સાથે આવેલા હોવાથી દરેક કુટુંબમાં તેના વડા કે કુળ પિતાની સત્તા સર્વોપરી ગણાતી હશે. આબાદ થવામાં વસ્તી–વૃદ્ધિની પ્રથમ જરૂર; તેથી સ્ત્રીઓ પ્રત્યે માન અને પૂજ્ય બુદ્ધિ રહેતાં હોવાં જોઇએ. સ્ત્રીઓ પણ પોતપોતાના પતિને વફાદાર રહે અને તેનું શુભ ઇચ્છનારી હોય તો તે પણ વાસ્તવિક છે. જરૂર પડતાં જૂદી જૂદી જાતનાં કળા હુન્નર પણ અસ્તિત્વમાં આવ્યાં હોય તો તેમાં પણ નવાઈ નથી. રાજ્યતંત્ર પ્રથમ પ્રજાતંત્ર જેવુંજ હોવું જોઇએ; અને વડીલો પ્રત્યે સર્વને માન અને પૂજ્યબુદ્ધિ રહેતાં હશે. વર્ણ વ્યવસ્થા હજી ગર્ભમાં હતી, અને તેથી આમન સામન લગ્નોની બહુ છૂટ હશે. છેવટે આ દેશનાં કુદરતી સૌંદર્ય અને રમણીયતાથી તેમના સસ્કારી હૃદય અને બુદ્ધિમાં કોઈ અલૌકિક પ્રતિબિંબ પડતાં તેમનામાં રહેલી શુદ્ધ ધર્મ–ભાવના દેવોના કવન કરવા લાગી હશે.

આ બીજા સમયના મહોગના બળે વિકાસ પામતાં ગયાં. અનાર્ય પ્રજાને જીતી પોતાના દેશનો વિસ્તાર કરતાં કરતાં તેમને રાજાની જરૂર પડી. તેથી રાજ્યો બંધાવા લાગ્યાં. અને નિયમસર વ્યવસ્થા થવા લાગી. શત્રુઓને હરાવે અને દેશનું સરક્ષણ કરે એવો ક્ષત્રી–વર્ગ ઉભો થયો. વેપાર વધતા વૈશ્ય વર્ગ ઉભો થયો, અને યજ્ઞયાગાદિ કરવાં બ્રાહ્મણ–વર્ગને ભાગે રહ્યાં. અનાર્યોને સુધારી તેમનો દાસવર્ગ તેમણે બનાવ્યો. આમ બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શુદ્ર એમ ચાર વર્ણ ઉભા થયા. આ બધુ બ્રાહ્મણ કાળમા અને આરણ્યકકાળમા બન્યુ લાગે છે; અને સૂત્રકાળમાં સૂત્રરૂપે ગુથાવા લાગ્યું.

હવે વર્ણ–વ્યવસ્થા બધાતા આરસપરસ વ્યવહાર અને સંબંધની વ્યવસ્થા થવા લાગી. ત્રિવર્ણમાં માહોમાહે લગ્ન થતા હોય એમ જણાય છે બ્રાહ્મણ ક્ષત્રીની કન્યા પરણે અને ક્ષત્રી વૈશ્યની કન્યા પરણે તે અનુલોમ વ્યવહાર કહેવાતો. તેથી ઉલટુ બને તે પ્રતિલોમ વ્યવહાર કહેવાતો આ પ્રતિલોમ વ્યવહાર પ્રત્યે આર્યોને બહુ અણગમો હતો. વીર્યહાનિ કે ક્ષેત્રદોષ થતાં જે અનિષ્ટ પરિણામો આવે છે તેમનો ભય આર્યોને બહુ રહેલો હોય એમ જણાય છે. તેથીજ તેમને કુળ અને જાતિનું બહુ અભિમાન રહેતુ હતુ પરતુ જનસ્વભાવમા રહેલુ વિકારનું પ્રબળ તત્ત્વ નિયમ કે વ્યવસ્થાની બેડીને વારવાર તોડી નાખે છે આ વાત બરાબર લક્ષમા ઉતારવાથી આગળ જતાં જે અનેક નાનો અને પેટા નાતો થઈ તે બરાબર સમજી શકાશે.

પરતુ આર્ય જીવનમા વિચારનું એક બીજુ વેન પણ વહેતુ હતુ મનુષ્ય જીવનનો કોઈ ગભીર અને ગહન ઉદ્દેશ હોવો જોઇએ એવી ભાવના આર્ય જીવનમાં મૂળથીજ અન્તર્ગત રહેલી છે. આ ભાવનાને પોષવા અર્થે આશ્રમની વ્યવસ્થા થઇ. અને બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સન્યાસ એવા ચાર આશ્રમ નિયત થયા. હિંદુસ્તાનના અનુપમ સૃષ્ટિ સૌંદર્યથી મુગ્ધ બની પ્રથમ આ ભાવના દેવપ્રાર્થના રૂપે પ્રતીત થવા લાગી; અને દેવોને સતોષવાનો પ્રયત્ન થવા લાગ્યો. પછી યજ્ઞકાળ આવતાં દેવોને બધુ અર્પણ

કરવાની બુદ્ધિ થઇ. અને વહાલી વસ્તુઓનો દેવોને ભોગ અપાવા લાગ્યો. સમય જતાં પિતૃપૂજા થવા લાગી અને પિતૃઓ દેવ ગણાવા લાગ્યા. તેમાંથી સ્વર્ગનો વિચાર જન્મ પામ્યો; પરતુ તેથી આર્ય-ભાવના સંતુષ્ટ થઇ નહિ. છેવટે એવો વિચાર આવ્યો કે દેવો અમર છે તો મનુષ્યો પણ કેમ અમર ન હોઇ શકે? તેથી જીવ બ્રહ્મના વિચાર થવા લાગ્યા, અને ન્યાય, સાંખ્ય, વેદાન્તાદિ દર્શનો પ્રાદુર્ભાવ પામ્યા.

પરંતુ યજ્ઞકાળમાં યજ્ઞો કરવાથી સ્વર્ગની પ્રાપ્તિ થાય છે એ વિચાર આગળ આવ્યો. આર્યોની નીતિ મૂળથીજ સામાજીક હોઇને તેમાં સ્વાર્થ ત્યાગ અને આત્મ-ભોગનાં તત્વો પ્રથમથીજ હતાં. આ તત્વો યજ્ઞકાળમાં બહુ બહાર આવ્યાં. યજ્ઞમાં મુખ્ય સ્વરૂપ સ્વાર્થ-ત્યાગનુંજ છે. ભગવાનને ભોગ આપવાની વાત યજ્ઞમાં મુખ્ય છે. તેથી અશ્વમેધ, અજામેધ ઇત્યાદિ યજ્ઞો થવા લાગ્યા. વખતે નરમેધ પણ થતા હતા. વખત જતાં યજ્ઞોની વ્યવસ્થા બહુ બારીક થઇ પડી, અને આખુ આર્યજીવન યજ્ઞોથી ભરાઇ ગયુ. કેટલાક યજ્ઞો કે જે સત્ર કહેવાતા તે બહુ લાંબો કાળ ચાલતા અને તેમની ક્રિયા બહુ સૂક્ષ્મ અને ચોક્કસ રીતે થતી હતી. તેથી કરીને યજ્ઞ કરાવનારો બ્રાહ્મણ વર્ગ બહુ આગળ પડ્યો, અને પશુહિંસા વધી પડી. બૌદ્ધધર્મ અને જૈનધર્મ આ વાતની સામે થયા. બૌદ્ધધર્મનો આગ્રહ જાતભેદને તોડવાનો પણ હતો. આ પ્રમાણે આર્ય ધર્મમાંજ વિરોધ ઉત્પન્ન થયો. તેથી કરીને બ્રાહ્મણોને પણ વેદધર્મનુ સ્વરૂપ સમયને અનુકૂળ કરવાનું આવશ્યક લાગ્યું પરિણામે પુરાણના શૈવ, વૈષ્ણવ ઇત્યાદિ ધર્મો ચાલ્યા અને આગળ જતાં બંગાળામાં શાક્તમત ચાલ્યો, અને કાળી, દુર્ગા ઇત્યાદિ દેવીઓ પૂજાવા લાગ્યાં. અત્યારે તો મત મતાંતર અને પંથોનો પાર રહ્યો નથી.

અદ્યાપિ પર્યંત આર્યોની આતર વ્યવસ્થા આપણે જોઇ. ધીમે ધીમે આખા ભારત વર્ષમાં તેઓ પથરાઇ ગયા, વર્ણાશ્રમ ધર્મ બંધાઇ ગયો; નાનાં મોટાં રાજ્યો સ્થપાયા; ધર્મ ભાવના રૂપાંતર પામતી ગઇ.

અંદર અંદર વિખવાદ શરૂ થયો; જંત્રતંત્રાદિ વહેમો છેક અથર્વ વેદના કાળથી તેમનામાં પેસવા માંડયા હતા; શાક્તમત પણ ચાલવા લાગ્યો, અને તેથી આર્યોના જીવનમાં અધમતા આવવા લાગી. આ બધું આપણે જાણ્યું. આવી પરિસ્થિતિમાં હવે બાહ્ય તત્ત્વનું મિશ્રણ થવા માંડે છે.

આર્યાવર્ત અતિ સમૃદ્ધિવાન દેશ છે. અને હીરા માણેકનો દેશ છે એવી ખ્યાતિ છેક વેદકાળથી પણ પરદેશમાં તેની થઇ હતી, કારણ કે આર્યાવર્તનો વેપાર મિસર, બાબીલન, ઇરાન ઇત્યાદિ દૂર દેશાવરો સાથે ચાલેલો હતો. તેથી પરદેશીઓને હિંદનો બહુ મોહ રહેતો હતો. બૌદ્ધ અને જૈન ધર્મોની અસરથી અને ગરમ દેશની હવાના પ્રતાપે આર્ય પ્રજાનાં સત્ત્વ અને પરાક્રમ શિથિલ થવા લાગ્યાં હતાં. ઇ. સ. પૂર્વે ચોથા શતકથી પરદેશીઓના હુમલા થવા લાગ્યા, અને તેથી દેશની પાયમાલી થવા લાગી. પ્રથમ દારા આવ્યો. પછી સિકંદર આવ્યો. સિકંદર પછી તેના પ્રાંતોના હાકેમો આ તરફ આવવા લાગ્યા; પણ તેમાંથી કોઈ અહીં રાજ્ય બાંધી રહ્યું નહિ. ઇસ્વીસનના આરંભમાં શક લોકોએ કાશ્મીરમાં રાજ્ય સ્થાપ્યું, અને આ લોકો ચારે તરફ દેશમાં હુમલા કર્યા કરતા. આવી સ્થિતિ લગભગ પાંચસે વર્ષ ચાલી તે પછી થોડોક સમય આર્યબુદ્ધિ પાછી જાગ્રત થઇ, પ્રજામાં ચચળતા આવી; અને વ્યાકરણ, ભાષ્ય ઇત્યાદિ ગંભીર ગ્રંથો લખાયા.

પરંતુ મુસલમાન ધર્મનું જોર વધતાં મુસલમાનોની ચડાઇઓ આ દેશ ઉપર થવા લાગી. મહમદ ગીઝનીએ તો હદ વાળી. તેરમા સૈકાથી તેમનું રાજ્ય શરૂ થયું. સોળમા સૈકામાં મોગલોએ રાજ્ય સ્થાપ્યું. મોગલોના સમયમાં પણ વલંદા, ફ્રેંચ, અગ્રેજ ઇત્યાદિ યુરોપીય પ્રજાઓ હિંદુસ્તાનમાં વેપાર અર્થે આવતી થઈ હતી. તેમાંથી અગ્રેજોએ ધીમે ધીમે પોતાની વગ વધારી પોતાની સત્તા સર્વોપરી કરી. આ સઘળી બીના ઇતિહાસમાં જાણીતી છે.

આ ઐતિહાસિક પરિવર્તનોથી હિંદુઓનું હિંદુપણુ તો છેક ન ગયું, પણ તેમનું આર્યત્વ નષ્ટપ્રાય થઈ ગયું, મુસલમાની સમય જામ્યા પેહેલાં

પણ વર્ણ-વ્યવસ્થા બગડવા લાગી હતી, અને આર્યોમા કુસંપ અને કલહ વધ્યા હતા. હિંદુસ્તાનમા મુસલમાની રાજ્ય જામવાનું આ પણ એક કારણ છે. દરેક રાજ્ય પોતાનોજ વિચાર કરી બેસી રહેતું, અને પાડોશી રાજ્યોનુ બૂરૂ ચાહતુ બ્રાહ્મણ વર્ગ હજી પવિત્ર ગણાતો હતો, પણ તેમનુ બ્રહ્મતેજ જતુ રહેવા લાગ્યુ હતુ. દેશમા હજી કળા હુનર હતા, પણ વેપારને ધક્કો લાગવા માંડ્યો હતો તથાપિ રજપૂત સમયમા આચરણનો અમુક નમુનો સચવાઇ રહ્યો હતો સત્ય, ટેક, પ્રમાણિકપણુ, શૌર્ય, પરાક્રમ ઇત્યાદિ સદાચાર ઉંચા ગણાતા હતા નિર્બળનુ રક્ષણ કરવામા ક્ષત્રીઓ કર્તવ્ય માનતા હતા. પરંતુ રાજાઓ ઘણી રાણીઓ પરણતા, અને અન્ય લોકોમા પણ તે ચાલ થયો હતો તથાપિ સ્ત્રીઓની સ્થિતિ એકંદરે સુખી હતી રજપૂતાણીઓ અદ્યાપિ પર્યંત પણ ડાહી, માની, અને ચતુર ગણાય છે સ્વતંત્રતાનો જુસ્સો પણ કાંઇક રહ્યો હતો પરંતુ મુસલમાનોનો સમય આવતા આ ગુણો પણ નાશ પામવા લાગ્યા. ધર્માંધ મુસલમાનો હિંદુઓને વટલાવવાનો પ્રયત્ન કરતા, હિંદુઓ ઉપર ભારે કર નાખતા, અને સામા થતા તેમને છૂંદી મારતા આવા ત્રાસથી કેટલાક હિન્દુઓ મુસલમાન થઇ ગયા, અને એટલી નાતો વધી લોકો નિર્માલ્ય અને તેજહીન થઇ ગયા, અને ખુશામત અને છેતરપીંડી વધ્યા સતી, બાળલગ્ન પડદો ઇત્યાદિ અનિષ્ટ રિવાજ પૂર જોસમા ચાલવા લાગ્યા. મંત્ર જંત્રાદિ વહેમના ઝુંડ ઉભા થયા. અને અનેક મતમતાંતર ચાલવા લાગ્યા આર્યશાસ્ત્રોના બંધ શિથિલ થવા લાગ્યા અને લોકોને માથે અનેક જાતની વિટંબણાઓ પડવા લાગી પરંતુ આ દુ:ખદ ચિત્રમા એક રેખા સારી હતી મોગલ શાહનશાહોએ હિન્દને ઘર ગણી રાજ્યની જમાવટ અહીંજ કરી, તેથી હિન્દની સંપત્તિ હિન્દમાજ રહેતી, અને કળા અને કારીગીરીને ઉત્તેજન મળતુ ભવ્ય ઇમારતો બંધાણી, અને હિન્દના છીંટ, મલમલ ઇત્યાદિ યુરોપમા જતા વળી ત્રાસ અને જુલમના સમયમા હિન્દુઓને પોતાના ધર્મનો આગ્રહ વધ્યો, અને તેથી દાનમોક્ષ અને તપ વધ્યા પણ ભગવતની વિદ્વત્તા અને સંપ-પ્રેમ ન્હોતા નહિ તેથી શાસ્ત્રોના અનુકૂળ અર્થ થવા લાગ્યા અને વહેમ વધ્યા

મોગલ શહેનશાહતના અસ્ત સમયમાં મરેગાનું જોર વધ્યુ. પણ જામી ગએલી શેહેનશાહતની સાગે ઉધાડુ ઉદય એમ ન હોવાથી લડવામાં નામ-ભાગની પદ્ધતિ તેમણે પ્રચ્યુ કરી. એનું પરિણામ એ આવ્યુ કે પોતાની સત્તા હાઠે પણ મરેગાઓ ચોથ અને સરદેશમુખીને નામે લુંટફાટજ કરતા હતા તેથી દેશમા સર્વત્ર અંધાધુની અને ત્રાસ પ્રસરી રહ્યા મધ્ય હિન્દુસ્તાનમા પીંઢારા અને ફાસીઆ ત્રાસ ઉપજાવતા, પંજાબમા સીખ લોકો માહોમાહે વઢતા હતા દક્ષિણમા હૈદર અને ટીપુનું રાજ્ય થોડાકાળને માટે ઉદય પામ્યુ અને પછી અસ્ત પામ્યુ. ગેગ, દુકાળ અને ચારીઆ ચો તરફ ત્રાસ વરતાવવા લાગ્યા જાન માલની સલામતી રહી નહિ અને લોકો ત્રાહિ ત્રાહિ પોકારવા લાગ્યા. લડાઇ, ટંટા, અને ફીસાદ ચારે તરફ થવા લાગ્યા આવે સમયે અંગ્રેજ યોદ્ધો બહાર પડયો, અને કરામતથી કામ કરી પોતાની સત્તા એણે સ્થાપી સત્તાવનના બળવા પછી બ્રિટિશ શેહેનશાહતની હિન્દમા સ્થાપના થઇ, અને પરમ વત્સલ અને દયાળુ મહારાણી શ્રી વિક્ટોરિયાના નામે પરમ હિતકર બ્રિટિશ રાજ્ય ચાલવા લાગ્યુ

બ્રિટિશ અમલ જેમ જેમ જામતો ગયો, તેમ તેમ જાનમાલનું રક્ષણ થવા ગયુ, અને હિન્દના ધર્મ અને કાયદાને માન અપાવા લાગ્યુ દેશી રજવાડા નિયમમા આવવા લાગ્યા અને આધુનિક સુધારાનો કાળ બેસવા લાગ્યો લોકો નિર્ભય થયા અને વાઘ અને બકરી એક આરે પાણી પીએ એવો સમય આવ્યો આ શાંતિનો સમય આવતા લોકને પોતાના અભ્યુદય અને નિશ્રેયસનો વિચાર કરવાનો પ્રસંગ પાછો પ્રાપ્ત થયો.

સરકારે પણ લોકોને કેળવવાનો આરંભ કર્યો યુનિવરસિટીઓ સ્થપાઇ, અને છાપા અને વર્તમાનપત્રો નીકળવા લાગ્યા અંગ્રેજી ભાષાનો અભ્યાસ વધતા લોકો પાશ્ચાત્ય વિચાર અને રહેણી કરણીથી વાકેફ થવા લાગ્યા વેહેમના ગુઢ વિખેરાયા, અને 'યા હોમ કરીને પડો સુધારો આગે' એવી બૂમ પડી બંગાળામા બ્રહ્મોસમાજ ઉભો થઇ, અને મુંબઇ અને અમદાવાદમા પ્રાર્થના સમાજ અસ્તિત્વમા આવી આર્ય સમાજ અને

થિઓસોફિકલ સોસાઇટી ઉભાં થયાં, અને આર્યશાસ્ત્રો નવીનરૂપે સમજાવા લાગ્યાં. સુધારાનો પવન પૂર જોસમાં ફુંકાવા લાગ્યો; અને પુનર્લગ્ન અને પરદેશ ગમનની જબરી હિમાયત થવા લાગી. તાર, આગગાડી અને આગબોટ થતાં મુસાફરી અને વેપારની સગવડો વધી અને વિચારની આપ લે થવા લાગી. યાંત્રિક કળા દાખલ થતાં ગરીબોની રોજી ઉખડી, અને પોષ્ટ ઓફીસની સેવીંગ બેંકમાં નાણાં જમા થવા લાગ્યાં; અને તેથી લોકોમાં કરકસરની ટેવ પડવા લાગી. એકંદરે આર્ય જીવનમાં ઉત્સાહ આવ્યો, અને હિન્દનું નશીબ સુધરેલી દુનિયાની સાથે સંકળાવા લાગ્યું. પણ દેશમાંથી કળા હુન્નર ગયાં અને લોકો સરકારની નોકરી શોધવા લાગ્યા. છેલ્લા દસકામાં લોક-વિચાર અલબત્ત બદલાવા લાગ્યો છે, અને દેશમાં ઔદ્યોગિક ચળવળ ચાલી રહી છે!

કોંગ્રેસ સ્થપાતાં લોકો રાજકીય પ્રશ્નો સમજવા લાગ્યા છે. સંસાર સુધારા કૉન્ફરન્સ પણ ભરાવા લાગી છે, અને તેમાં સાંસારિક સુધારાના પ્રશ્નો ચર્ચાય છે. સંસાર સુધારામાં અત્યારે બે પ્રશ્નો મુખ્ય થઇ પડ્યા છે, નાતભેદ અને નીચલા વર્ગની ઉન્નતિ. સમય એવો આવ્યો છે કે જૂદી જૂદી નાતો ભેગી મળી આ પ્રશ્નોનો કાંઈક તોડ આગળથી કાઢી તૈયાર નહિ રહે તો સમયના સંજોગમાં રહેલાં બળો તો તેનો તોડ કાઢવા પ્રવૃત્ત થઇજ ચૂક્યા છે. એકંદરે આર્ય જીવને હવે કાંઇક નવુંજ રૂપ ધારણ કરવા માંડ્યું છે. પરંતુ લોકોનો ઘણો મોટો ભાગ હજી અશિક્ષિત છે, અને સ્ત્રી કેળવણી હજી પણ નહિવત્ છે.

આ બધાં પરિવર્તનોમાંથી પાશ્ચાત્ય સંપર્કની અસર હિન્દવાસીઓનાં આચરણ ઉપર ઘણી ગંભીર અને મોટી થઇ છે અને હજી થતી જાય છે. પાશ્ચાત્ય સંસર્ગથી હિન્દની પ્રગતિનું વેગજ જાણે ફરી ગયું હોય એમ લાગે છે. સૈકાઓ પર્યંત જે વાત બનવી મુશ્કેલ થઈ પડી હતી, અને જે કદિ પણ બનશે એ વાત અસંભવિત લાગતી હતી, તે જોતજોતામાં આપણી નજર સન્મુખ બનતી જાય છે. જમાનાને જમાના પર્યંત જૂનાં ગણેલી

જે પ્રજાને ખાસ કરીને ઐમવાનો વારો આવ્યો નહોતો તે પ્રજા હવે બ્રિટિશ અમલના શાંતિદાયક સમયમા સુખ ચેનની મીઠી નિદ્રાનું પરમ સુખ લેવા લાગી, અને દેશપ્રકૃતિના ગાનારને ‘હિન્દુપણું જાય હા’યુ’ એવો પોકાર તેમના કાનમા નાખવાની જરૂર લાગી. પણ હિન્દુપણું હાર્યુ તે હાસ્ય તેને રોકી રાખવાનું સામર્થ્ય હવે કોઇનામાં રહ્યુ હોય એમ લાગતું નથી

મેકમુલર કહે છે કે હિન્દની પ્રજામા આળસુ અને એદી થઇ જવાનું વલણ છે, આ વાત સાચી લાગે છે હિન્દનો વેપાર માત્ર પશ્ચિમ વાસીઓના હાથમા ગયો છે, અને જે હિન્દ પ્રથમ પોતાની કારીગીરીને માટે આખી દુનિયામા પંકાતુ હતુ તેજ હિન્દમાંથી કાચો .માલ ખરીદાઇ પરદેશ ચડે છે અને અન્યરૂપે પાછો હિન્દમાજ દશગણી વીશગણી કીંમતે વેચાય છે. આ બાબતમા હિન્દ હવે છે’ના દશકામાં ઘણુ જાગ્રત થયુ છે.

એક વિદ્વાન કહે છે કે આર્થિક ફેરફારથી સુધારા એની મેળે થાય છે, આ વાત પણ હિન્દના સમયમાં અજાઅબ રીતે સાચી નીવડી છે પચ્ચીસ વર્ષમા આપણા આચાર વિચારમા કેટલો ફેર પડી ગયો છે!' રેલવે, આગબોટ ઇત્યાદિથી આભડછેટ ઓછી થઇ ગઇ છે અને નાત જાતના બંધ શિથિલ થઇ ગયા છે મોંઘવારીથી નાતવરા ઓછા થઇ ગયા છે, અને વખત જતા તેમા હજી પણ બહુ ફેરફાર થશે મિશ્રલગ્નો થવા લાગ્યા છે અને ધર્મનો છોછ ઓછો થયો છે. બાળલગ્નો બહુ ઓછા થઇ ગયા છે, અને જો કે હજી વિધવાઓના પુનર્લગ્નનો રિવાજ નિયમ તરીકે સ્વીકાર પામ્યો નથી, તથાપિ અન્યરૂપે પુનર્લગ્નો ઘણા થવા લાગ્યા છે એકંદરે સ્ત્રીઓને વધારે છૂટ મળતી જાય છે, રેહેણીમા સુખચેનનું ધોરણ ઉંચુ થતુ જાય છે, અને તેથી કુળવાન અકુળવાનના જૂના વિચાર વમાતા જાય છે અંગ્રેજી કેળવણીનો પ્રભાવજ એવો છે કે ગ્રેજ્યુએટ થના માણસ ઘણુંખરૂ જૂના વિચારોને એની મેળેજ મૂકી દે છે.

તુ રાતે સાથે શરીર સંપત્તિ ક્ષીણ થતી જાય છે, અને હાલ ॥

યુવકોમાં મોટાઇના ખોટા વિચાર પેસી ગયા છે. પચાસ રૂપીઆ કમાતો વેપારી જે કામ કરે છે તે કરતાં મેટ્રિક થએલો યુવક શરમાય છે. ધંધા રોજગાર અને નોકરીમાં પણ હરીફાઇ વધતી જાય છે અને તેથી કમાણી જૂજ અને અનિશ્ચિત બનતી જાય છે. જ્ઞાન કેવળ એકદેશી થતું જાય છે પરદેશ ગમનની છૂટ વધતી જાય છે, પણ સાધનના અભાવે તેનો લાભ જેવો જોઇએ તેવો મળી શકતો નથી. તંદુરસ્તીના નિયમો બરાબર જળવાતા નથી, અને બાળકોનું મરણ પ્રમાણ વધતું જાય છે. મતમતાંતર વધતા જાય છે અને સાર્વજનિક સંસ્થાઓ કોમ કોમવાર થતાં માત્ર એક જાતિય બની જવાનું જોખમ તેઓ વોરતી જાય છે. નાત જાતમાં અને માણસ માણસમાં અવિશ્વાસ વધતો જાય છે, અને તેથી લગ્ન જેવાં પવિત્ર કાર્યો પણ કરારનું રૂપ ધારણ કરતાં જાય છે.

ટૂંકામાં કહીએ તો પાશ્ચાત્ય પ્રજાના સંસર્ગથી વ્યક્તિવાદ આપણામાં ઘણો પેસી ગયો છે. ખરી સ્વતન્ત્રતા વિના ખરી ઉન્નતિની આશા રાખવી વ્યર્થ છે એ વાત હવે યુરોપ અમેરિકાના વિચારશીલ લેખકો સ્વીકારવા લાગ્યા છે. અર્થાત્ આર્થિક પરિવર્તનોને લીધેજ થએલા સુધારા સગીન રીતે શ્રેયસ્કરજ હોય એવો નિયમ નથી. વ્યક્તિવાદમાં સ્વતંત્રતાનો આભાસ હોય છે, પણ સ્વતન્ત્રતા હોતી નથી. તેનો દેખાવ ઉપરથી રમણીય અને શુદ્ધ લાગે છે, પણ તે અતે સ્વાર્થવાદ જ છે. તેથી નીતિના ભોગે થતા સુધારા કોઇ પણ રીતે આદરણીય નથી. અફસોસ છે કે અત્યારે આપણામાં વ્યક્તિવાદ બહુ ઘુમી રહ્યો છે, અને પોતાનુંજ કામ કાઢી લેવામાં ઘણું કરીને આપણે તૈયાર રહીએ છીએ. આ વ્યક્તિવાદનાં પરિણામ બહુ બુરાં આવ્યાં છે. નાનગાં ઘેર ઘેર પરેતીગા થયાં છે, અને કહેવાતા પટેલીઆ પોતાના મોજેજ કામ કરતા જાય છે. ઘેર ઘેર વ્યક્તિગત સ્વતન્ત્રતાનો પવન વાઇ રહ્યો છે. અમલદારો પ્રજાના ચાકર ગણાવા લાગ્યા છે, અને વિદ્યાગુરૂને વિદ્યાર્થીઓ પોતાને માટે રાખેલો પગારદાર નોકરજ ગણે છે. કોઈ મંડળ સ્થાપિત થાય, તો તેના સભાસદો પોતાના માનદ મન્ત્રીને પોતાના નોકર જેવોજ લેખે છે. મોટા નાનાનો ફેર રહ્યો નથી અને સૌ

નાહ. આપણા ચારિત્ર્યને ઉચ્ચ અને ઉન્નત કરવું હોય તો આ બાબત ધ્યાનમાં લેવાની બહુ જરૂર છે. સુધારા કરવા જ્યાં ઇષ્ટ લાગે છે, ત્યાં પણ પેહેલ કરવાની હિંમત નથી.

કૃત્રિમ સુધારો કોઇ પણ રીતે આદરણીય નથી. સમાજના વિચારો બદલાઇ સુધારો થવો આવશ્યક છે એવી પ્રબળ લાગણી જ્યાં સુધી લોકોમાં ઉભી થાય નહિ ત્યાં સુધી સુધારો ખરા સ્વરૂપે આગળ વધી શકતો નથી. કેવળ બાહ્યાનુકરણથી ફાયદો નથી. એક નાનું પણ નિર્દોષ દૃષ્ટાંત લઇએ. આપણી નિશાળોમાં પ્રથમ સવારનો અને બપોર પછી સાંજનો ટાઇમ હતો. હવે તે અગીઆરથી પાંચનો થયો છે. આ ફેરફાર આપણા જેવા ગરમ દેશમાં લાભદાયક નથી. અન્ય રૂપે મુંબઇ યુનિવરસિટિએ પણ હવે આ વાત સ્વીકારી છે. અર્થાત્ કોઇ પણ સુધારો કે ફેરફાર સમાજના હૃદયમાંથીજ ઉભો થવો જોઇએ, અને એ ઉદ્દેશે લોક વિચારને બરાબર કેળવવો જોઇએ. નવાની હિમાયત કરવા પેહેલાં જૂનું બરાબર તપાસી તેમાં જે ફેરફાર કરવો ઉચિત લાગે તે કરવામાંજ શ્રેય છે.

દેશની સામાજીક સ્થિતિ પરત્વે નજર નાખીએ છીએ તો અનેક મતમતાંતર અને ધર્મો પ્રવર્તી રહ્યાં છે. અનેક નાતો, પેટાનાતો અને તેમાં પણ જૂદાં જૂદાં તડો ગામે ગામ જોવામાં આવે છે. અને તેથી અનેક અડચણો અને મુસીબતો ખમવી પડે છે. સ્વાર્થ વૃત્તિને લીધે કુસંપ અને ઇર્ષ્યા વધતાં સંપ અને સદ્‌ભાવ રહેતાં નથી. ઉપલક ઉપચાર થવા લાગ્યા છે, પણ રોગને મૂળમાંથી ડાંભવાના ઉપાય યોજાતા નથી. બંકો, મીલો, વીમા કંપનીઓ ઇત્યાદિ થવા લાગ્યાં છે, પણ હજી વ્યવસ્થા અને ચારિત્ર્યમાં ઉચ્ચાશયતાની જરૂર છે.

હિંદુસ્તાનમાં ઘણી કોમ વસે છે, પણ તેમાં પારસી ભાઈઓએ પાશ્ચાત્ય સુધારાનું વધારેમાં વધારે અનુકરણ કર્યું છે. તેમના મૂળ વતન ઇરાનનો મામલો ફરી જતાં એ કોમ ઇસ્વીસનના આઠમા સૈકામાં હિંદુસ્તાનમાં આવી પ્રથમ સુરત તરફ વસી. આમ વિદેશીય સંજોગોમાં પોતાનો નિભાવ અને નિર્વાહ કરવાનું તેમને માથે આવતાં તેમનામાં ઉત્સાહ અને

આગળ પડવાના ગુણ આવ્યા; અને પરદેશીઓના રીતરિવાજનું અનુકરણ કરવાની તેમને ટેવ પડી. મૂળ સંખ્યામાં થોડા; વળી ધર્મની એકતા; અને પરદેશીઓની વચમાં રહેવું; એટલે તેમનામાં સંપ ગ્યો. હિંદુ સમયમાં તેઓ હિંદુ આચાર વિચાર માન ગખતા, અને હિંદુ પેહેરવેશ પણ તેઓ પેહેરતા. સુરત તરફ કોઇ પારસી ગૃહસ્થે સ્વામીનારાયણનો પંથ સ્વીકાર્યાનું પણ સાંભળ્યું છે. તાત્પર્ય કે સમયને વર્તી ચાલવામાં ચતુર અને ઉગતા જમાનાનાં ચિહ્નોને ઝડપી લેવામાં કુશળ પારસી કોમે યુરોપીઅન રીતરિવાજનું ઘણું અનુકરણ કરી લીધું છે. પારસી ભાઇઓ યુરોપીઅનોનો પોશાક પેહેરવા લાગ્યા છે, અને યુરોપીઅનો સાથે ખાવા પીવામાં તેમને વાંધો નથી. પારસી બ્હેનો અંગ્રેજી કેળવણી લે છે; મોટી ઉમરે પરણે છે. હરવા ફરવાની તેમને છૂટ છે, અને લાજ, પડદો ઇત્યાદિ રિવાજ તેમનામાં નથી. તેમનામાં જ્ઞાતિબંધન નથી, બાળલગ્ન નથી, અને પુનર્વિવાહની છૂટ છે. પરંતુ તેમની રહેવાની રીતભાતથી તેમનો ખરચ વધી ગયો છે, અને તેથી લગ્નનો પ્રશ્ન તેમનામાં ઘણો ચર્ચાય છે. વળી તેમનો સંસાર અંદરખાને સારો રહ્યો નથી એવા ધ્વનિ પણ આપણે છાપામાં સાંભળીએ છીએ. મતલબ કે પારસી ભાઇઓએ પાશ્ચાત્ય રીત રિવાજનું અનુકરણ કરવાનો અખતરો આપણી સમક્ષ કરી જોયો છે એમ સમજી, તે સુધારો કેટલે અંશે આપણે સ્વીકારવો તે પણ તેમના દાખલાથી આપણે શીખવાનું છે. પાશ્ચાત્ય સુધારાની વિરુદ્ધ અમે બોલીએ છીએ એમ સમજવાની ભૂલ વાંચનારે કરવી નહિ; પણ સમજીને, વિચાર કરીને આપણે આગળ વધવું છે એ વાત વિસ્મૃત કરવા જેવી નથી.

છેવટે, ન્યાયી બ્રિટિશ સંતતનમાં આપણા ઉદયની આશાનાં કિરણો ક્ષિતિજમાં દેખાવા લાગ્યાં છે, અને સમય જતાં આપણી આશાઓ ફળીભૂત થશેજ. પરંતુ તે સફળતાને યોગ્ય થવા આપણું ચારિત્ર્ય આપણે અવશ્ય નમુનેદાર બનાવવું જોઇએ; અને તેમ કરવાનું આપણું કર્તવ્ય છે એ વાત નિરંતર લક્ષમાં રાખવાની છે.

# યૂરોપીય પ્રજાના આચરણનો ઇતિહાસ.

## પ્રકરણ ૧ લું.

### આચરણનો સ્વભાવસિદ્ધ ઇતિહાસ

ઇતિહાસનુ અવલોકન કરતા જણાય છે કે મનુષ્યનુ આચરણ જમાને જમાને બદલાતુ આવ્યુ છે. વેદકાળમા યજ્ઞયાગાદિ સત્કાર્યો ગણાતા હતા. જૈનના જમાનામા જીવદયાનો ધર્મ સર્વોપરી માન ભોગવતો હતો અને તરવારીઆ રજપૂતોના સમયમા સ્વદેશાભિમાન, બાહુબળ, ટેક અને એકવચનીપણુ ઇત્યાદિ ગુણો સર્વોપરી સદ્ગુણોનુ સ્થાન ભોગવતા હતા. આમ થવાનુ કારણ શુ? એ રૂપાન્તર થવામા કેવા કેવા સંજોગો કારણભૂત થતા ગયા? અને તેના પરિણામ કેવા કેવા આવતા ગયા? એ વાત પ્રજાઓના ઇતિહાસમાથી તારવી આપવાનુ કામ નીતિશાસ્ત્રના ઇતિહાસકારનુ છે અને એજ વાત યૂરોપીય પ્રજાના ઇતિહાસમાંથી આપણે ખોળવી છે.

પરન્તુ સામાન્ય રીતે નીતિનુ સ્વરૂપ આપણે શાને આધારે બાંધવુ? એ પ્રશ્ન આરંભમાજ ઉભો થયો છે. આ પ્રશ્ન જો કે અધિક અંશે તત્ત્વજ્ઞાનનો વિષય છે, તથાપિ યૂરોપીય પ્રજાની નૈતિક ઉન્નતિના ક્રમની તપાસમા પ્રવૃત્ત થયા પૂર્વે એ પ્રશ્નનુ કાંઇક દિગ્દર્શન કરવુ આવશ્યક છે. દુર્ભાગ્યે આ પ્રશ્નનું નિરાકરણ કરવુ સહેલુ નથી, કારણ કે વિગતો પરત્વે દાર્શનિકોમા મતભિન્નતા ઘણુ છે. વળી 'આંતર પ્રત્યક્ષ' અને 'ઉપયોગિતા'ના ભિન્ન ભિન્ન સિદ્ધાંતને લઇને, છેક પ્લેટો અને એરિસ્ટોટલના કાળથી નીતિના દર્શનોમા બે મુખ્ય વિભાગ પ્રચલિત છે પરંતુ આ બન્ને મતોના સ્વરૂપ

તેમના ભિન્ન ભિન્ન અનુયાયીઓએ અર્વાચીન સમયમાંજ સ્પષ્ટ કરેલા છે; અને તેમની દલીલોને લીધે બુદ્ધિને સંશયગ્રસ્ત થવાનો અવકાશ રહે છે.

એક બીજી ભ્રાંતિ પણ અત્ર દૂર કરવી ઉચિત છે. 'તમારો નીતિનો સિદ્ધાંત માનવાથી અનીતિમાન પરિણામ આવે છે, એમ જો કોઇ દાર્શનિકને કહેવામાં આવે તો તેથી પોતાની જાતની વિરૂદ્ધ એ ટીકા થાય છે એમ સમજી તે માણસ વખતે ગુસ્સે થાય છે. પરંતુ એમ ગુસ્સે થવાનું કોઇને કાંઇ કારણ નથી. નીતિપરત્વે થતા વાદવિવાદનું એક ખાસ લક્ષણ એ છે કે દરેક આચાર્ય પોતાના પ્રતિપક્ષીની વિરૂદ્ધ એવીજ દલીલ આપે છે. પ્રતિવાદીના સિદ્ધાંતમાંથી કર્ત્તવ્યનો વિચાર આપણામાં જન્મી શકતો નથી અથવા આપણે કર્ત્તવ્યપરાયણ રહી શકતા નથી એમ બતાવી આપવા વાદીનો પ્રયાસ હોય છે. અને તેથી આવા પ્રકારની દલીલ આંતરનીતિવાદી અને જનહિતવાદી એકબીજાની સામે કરે છે. પરંતુ તેટલા ઉપરથી તે તે નીતિવેત્તાના પોતાના ચારિત્ર્ય ઉપર આક્ષેપ આવી જાય છે એમ સમજનાર, વ્યવહારમાં નીતિના સિદ્ધાંત કેવું સ્થાન ભોગવે છે એ વાત બરાબર સમજવામાં ભૂલ કરે છે. નૈતિક સિદ્ધાંતોમાંથી આપણા નૈતિક મનોભાવ ઉપજી આવતા નથી, પરતુ સિદ્ધાંતના સ્થાપનની પૂર્વે લાંબા વખતથી તેમના ભાવ આપણા ચારિત્ર્યમાં સ્થાપિત થએલા હોય છે. અને એવી રીતે સ્થાપિત થયા પછી ઘણું કરીને તેમના વિષે આપણે તત્ત્વ-જ્ઞાનની દ્રષ્ટિએ વિચાર કરવા બેસીએ છીએ. તેથી કરીને મનુષ્યની વિચાર પદ્ધતિમાં કિંવા મનનમાં અપૂર્ણતા હોય, છતાં તેના નૈતિક વર્ત્તનમાં અપૂર્ણતા ન હોય એ વાત બને તેવી છે. તેથી કોઈ નીતિવેત્તાના સિદ્ધાંતમાંથી તર્કની દ્રષ્ટિએ ગમે તેવાં પરિણામ આવી શકતાં હોય; તથાપિ તે પોતે અનીતિમાન છે એમ તેથી માની લેવાનું કોઇ વાસ્તવિક કારણ નથી.

ઉપર કહેલા બે સિદ્ધાંતોને લેખકો જૂદાં જૂદાં નામ આપે છે અને તેમના અનેક વિભાગ પાડે છે. આંતરનીતિવાદને કેટલાક પ્રેરણાવાદ કહે છે અને જનહિતવાદ બાહ્યનીતિવાદનો એક વિભાગ લેખાય છે. આંતરનીતિ-

વાદીઓ એમ માને છે કે આપણા મનોભાવની નૈતિક સારાસારતાનું ભાન અને તેમના પ્રત્યે આપણા કર્ત્તવ્યની સમજ આપણને અંતરમાં એની મેળે પ્રત્યક્ષ થાય છે. આપણામાં એક એવી સ્વસિદ્ધ શક્તિ રહેલી છે કે જેને લીધે શુભેચ્છા, સત્ય, દાંપત્ય ધર્મ ઇત્યાદિ સર્વ ગુણો બીજા કરતાં વધારે ઉત્તમ છે; અને આ ગુણો આપણે કેળવવા જોઇએ અને તેમના વિરોધી ગુણોને દબાવી દેવા જોઇએ એમ આપણને એની મેળે વિદિત થાય છે; બાહ્ય અનુભવનું તે કામ નથી. અર્થાત્ તેઓ એમ કહે છે કે મનુષ્યના સ્વભાવની રચનાજ એવી છે કે નીતિના વિચારની સાથેજ તે વિચારને આચરણમાં મકવાનું બંધન રહેલું છે; અમુક જાતનું વર્તન આપણું કર્ત્તવ્ય છે એમ જાણવામાં જ વ્યવહારમાં તેવું વર્તન કરવાનું કારણ આપણને બુદ્ધિગમ્ય અને પૂરતું થાય છે; અને તેવા વર્તનમાંથી ઉપજતા પરિણામ ઉપર દ્રષ્ટિજ રાખવાની નથી. આપણા કર્ત્તવ્યના મૂળ નિયમો આપણને પ્રેરણાથીજ પ્રાપ્ત થાય છે. તેમના પ્રતિપક્ષીઓ કહે છે કે નીતિના મળ નિયમોનું આમ સ્વાભાવિક પ્રત્યક્ષ આપણને થતુંજ નથી. પાપ પુણ્યનું ભાન, આપણી મનોવૃત્તિઓ અને કાર્યોના મુકાબલાનું જ્ઞાન, આપણને સ્વભાવ-સિદ્ધ નથી, પરંતુ જે માનુષી-જીવન સુખમાં પર્યવસાન પામે છે તેના નિરીક્ષણથીજ તે પ્રાપ્ત છે. અર્થાત્ જે કાર્યોથી માણસ જાતનું સુખ વધે અથવા દુઃખ ઓછું થાય તે સારાં; તેથી વિરૂદ્ધ જે કાર્યોનું વલણ હોય તે નઠારાં. તેથી કરીને મોટામાં મોટી સખ્યાનું વધારેમા વધારે સુખ હસ્તગત કરવું એ ઉત્તમ ઉદ્દેશ નીતિનો હોય છે; અને જે માણસ એમ કરવામાં સફળ થાય તે માણસ સદ્‌ગુણનું સ્વરૂપ છે એમ સમજવું.

આ પાછલા સિદ્ધાંતીઓ પોતાના સિદ્ધાંતનુ મડાણ બાહ્ય અનુભવ ઉપરથી રચે છે; તેથી તેઓને આપણે અનુભવવાદીઓના નામથી ઓળખશું. હવે અહીં પ્રશ્ન આમ થાય છે. ખરી વાત છે કે કેટલાંક કાર્યો માણસ જાતને સુખકારક છે એ અનુભવથી જણાય છે. પરંતુ તેટલા માટે તે કાર્યો કરવાનું આપણું કર્ત્તવ્ય છે એવું નૈતિક બધન ક્યાંથી આવી જાય છે? જે કાર્યો સમાજને ઉપયોગી છે એમ અનુભવ જણાવે તે સારાં—એમ

જે માણસ માનતો હોય તે માણસ એમ પણ જો માથે માનતો હોય કે સ્વાર્થ અને પરાર્થના વિરોધ સમયે પણ, તેનું પોતાનું નહિ પણ પારકાનું સુખ શોધવાનું તેના ઉપર નૈતિક બંધન છે, તો પછી તે માણસ આ અનુભવજન્ય સિદ્ધાંતનો અનુયાયી રહેતો નથી. મારા સુખની સાથે બીજાનું સુખ જો વધતું હોય તો તેમાં મને અડચણ નથી. પણ મારા સુખના ભોગે બીજાનું સુખ મારે શા માટે શોધવું? અને છતાં તે શોધવુંજ એમ જો હું માનતો હોઉં, તો પછી આંતરવાદીઓની પેઠે નૈતિક બંધનનું ભાન સ્વભાવ-સિદ્ધ છે એમ પણ હું માનું છું એ વાત નક્કી. ઉપલા અનુભવવાદીઓની પણ કાંઇક આવીજ દશા થાય છે. હચીસન કહે છે કે સર્વ સદ્ગુણો શુભેચ્છા કિંવા પરોપકારમાં અંતર્ગત છે; છતાં એ પરોપકાર વૃત્તિની ઉત્તમતા અને નૈતિક બંધન નૈતિક ઇંદ્રિયથી આપણને પ્રત્યક્ષ થાય છે. હ્યુમ કહે છે કે કાર્યની ઉપયોગિતાથી સદ્ગુણનું પારખું થાય છે, અને તેટલે અંશે બેશક હ્યુમ જનહિતવાદી છે. પરંતુ તે એમ પણ કહે છે કે આપણું સદ્વર્તન પરોપકારી હોય છે; અને સદ્ગુણ કે દુર્ગુણનું ચિંતન જ્યારે આપણને થાય છે ત્યારે એક ખાસ પ્રકારની લાગણી કે રસવૃત્તિ આપણામાં ઉભી થાય છે, અને તેની સાથે સમતિ કે અસંમતિની સ્વાભાવિક મનોવૃત્તિ ઉપર આપણા વર્તનનો આધાર હોય છે; અને આ મનોવૃત્તિ યુક્તિથી સાધ્ય નથી, પણ સ્વભાવ-સિદ્ધ છે. કાર્યોનું અને મનોભાવનું તોલન તેમના પરિણામથી કરવાનું છે; અને જેને લીધે મનુષ્ય જાતનું સુખ વધે તે સારૂં અને જેથી તે ઓછું થાય તે નઠારૂં-એટલું કહેવાથી જનહિતવાદનું વર્ણન સર્વાંશે થઇ જાય છે એમ ધારવું ભૂલભરેલું છે. કારણ કે તેથી તો નીતિપરત્વે એકજ પ્રશ્નનો ઉત્તર આપણને મળે છે. પરન્તુ દરેક નીતિવેત્તાએ બે પ્રશ્નના ઉત્તર આપવાના છે. કર્તવ્ય એટલે શું? અને તે શા માટે આપણું કર્તવ્ય થાય છે? ફલાણું ફલાણું વર્તન આપણે કરવું જોઇએ એમ કોઇ નીતિવેત્તા આપણને કહે તે ઠીક છે; પણ તે કરવાનું બંધન આપણને કેવા પ્રકારનું છે? એ જ્યાં સુધી તે આપણને ન કહે ત્યાં સુધી પ્રથમ કથન નિરૂપયોગી છે.

આંતરવાદીઓ કહે છે કે ખરૂં ખોટું જાણવાનું સામર્થ્ય આપણને

સ્વભાવ-સિદ્ધ છે. અનુભવવાદીઓ કહે છે કે તે માત્ર તેમનો ભ્રમ છે. તે જાણવાનું માત્ર એકજ સાધન છે અને તે સુખ દુઃખનું પૂર્વજ્ઞાન છે. અમુક આચરણ કરવાની આપણી ફરજ છે તેમ કહેવામાં તાત્પર્ય માત્ર એટલુંજ છે કે જો તેમ નહિ કરીએ તો આપણને દુઃખ થશે. મનુષ્યના આચરણનું પ્રયોજન સુખ કે દુઃખાભાવજ હોય છે, બીજું કશું નહિ. આપણે સદ્‌ગુણી શા માટે થવું અર્થાત્ બીજાનું ભલું કરવાનો પ્રયાસ આપણે શા માટે કરવો? તેનું કારણ માત્ર એટલુંજ કે તેથી આપણને અન્દરે ઘણામાં ઘણું સુખ થવાનું છે. ટૂંકામાં, અનુભવવાદીઓનો એવો મત છે કે જેથી મનુષ્ય જાતનું સુખ વધે અથવા દુખ ઓછું થાય તે સદ્‌ગુણ એથી ઉલટું જેનું પરિણામ આવે તે દુર્ગુણ અને અનુભવથી અનુક્રમે પામેલો સ્વાર્થ તે આપણા નૈતિક આચરણનું બંધન છે. પણ સુખ, ઉપયોગિતા, અને સ્વાર્થના ભિન્ન ભિન્ન અર્થ થાય છે; તેથી કરીને તે મતના અનેક ફાંટા થએલા છે.

એમાંથી છેક હલકી પંક્તિનો મત મેંડવિલનો છે. તેના મત પ્રમાણે પહોચેલા રાજકર્તાઓએજ આખું નીતિ-શાસ્ત્ર રચ્યું છે. સ્વતંત્ર મની માણસો પોતાના મનોવિકાર તૃપ્ત કરવા માડે, તો રાજકર્તાઓને અમલ ચલાવવો મુશ્કેલ થઈ પડે તેથી વિકારોને દબાવી પોતાની કોમનું ભલું કરવા માણસોએ પ્રવૃત્ત થવું જોઇએ એવો ઉપદેશ તેઓ કરવા લાગ્યા, અને પોતાનો ઉદ્દેશ પાર પાડવા લોકોની મિથ્યાભિમાનની લાગણીને તેઓ ઉત્તેજવા લાગ્યા. મનુષ્યો કાંઈ જનાવર નથી કે પોતાના વિષયની તૃપ્તિ માટે માહોમાહે કપાઇ મરે મહાન્ નર તો તેજ કે જે પોતાની કોમને માટે પોતાની જાન અર્પણ કરી દે. કાયદા, ખિતાબ અને માન અને અકરામની નવાજેશ કરીને, મોટા મોટા નિરંતર વખાણ કરીને, અને નિરૂપયોગી મોજશોખમાં જે માણસો લાગ્યા રહે તેમની અતિ નિંદા કરીને, છેવટે મનુષ્યના મિથ્યાભિમાનને એવું તો પ્રદીપ્ત એમણે કરી મૂક્યું કે તેથી લોકોમાં એના સદાચરણને માટે સ્પર્ધા થવા લાગી વળી વિકારોને દબાવવાથી જીવનના દુખદ પરિણામ આપણાથી દૂર રહે છે એમ જ્યારે માણસોને માલમ પડતું ગયું ત્યારે સદ્‌વર્તન રાખવાનું એ પણ એક નવું કારણ મળ્યું વળી દરેક માણસને એમ પણ

પણ લાગતું ગયુ કે બીજાના આત્મ-ભોગથી પોતાને તો લાભજ થાય છે, વળી કોઇને જે પોતાનો સ્વાર્થ સાધવો હોય તો તેની આડે આવનારો પરમાર્થી નથી હોતો, પણ તેની પેઠે જે પોતાનો સ્વાર્થ શોધતો હોય છે તેજ હોય છે આમ આત્મ-ભોગમા સૌને સર્વોત્તમતા સમજવા લાગી અને પરિણામે જેથી સમાજને નુકશાન થાય તેને દુર્ગુણ કહી સૌ નિંદવા લાગ્યા, અને જેથી સમાજને લાભ થાય તેને સદ્‌ગુણ કહી તેની સૌ પ્રશંસા કરવા લાગ્યા પરંતુ આ મત તરફ લોકોનું હવે વાજબી દુર્લક્ષ છે

પરતુ સાકડા વિચારના કેટલાક જનહિતવાદીઓ હૉબ્સના અનુયાયીઓ છે તેઓ કહે છે કે માણસની પ્રવૃત્તિ માત્ર સ્વાર્થથીજ થાય છે માત્ર મજામાજ સઘળુ કલ્યાણ સમાએલું છે, અને તેથી જેનાથી મજા મળે તે પુણ્ય અને ન મળે તે પાપ સદ્‌ગુણને સદ્‌ગુણની ખાતર કોઇ ઇચ્છતું નથી, એમ બનવુજ અશક્ય છે પરમેશ્વરને આપણે કલ્યાણકારી કહીએ છીએ તેહેનું કારણ એટલુંજ કે આપણુ કલ્યાણ તે કરે છે કોઇ આપણુ સારૂ કે નરસું બન્ને બની શકે એમ છે છતાં આપણુ ભલુજ તે કરશે એમ જ્યારે આપણને ખાત્રી થાય છે ત્યારે તેના તરફ આપણને પૂજ્ય બુદ્ધિ થાય છે ભક્તિ કરવાથી સુખ અને મજા મળશે, નહિ તો દુખ થશે એમ માની માણસો પ્રભુની ભક્તિ કરે છે નીતિનો દરેક મનોભાવ આપણી સ્વાર્થ બુદ્ધિનુ કોઇને કોઇ અશે રૂપાતર માત્ર હોય છે બીજા આપણને મોટા ગણી માન આપે, વખત આવે તેઓ પણ આપણા ઉપર ઉદારતા બતાવે, અને બીજાની ઇચ્છાઓ આપણે પણ તૃપ્ત કરી શકીએ એવી આપણામા શક્તિ છે એવો આપણને તેથી સતોષ કરૂ, માટે આપણે ઉદારતા કરીએ છીએ દયા પણ આપણે આપણા ઉપરજ બતાવીએ છીએ, અન્ય ઉપર નહિ બીજાનુ દુખ જોઇ તેવુ દુખ આપણને પોતાને કદિ પડે તેની કલ્પના થવાથી બીજા પ્રત્યે આપણે દયાની લાગણી બતાવીએ છીએ આપણા ઉપર દુખ પડવુ ન જોઇએ એમ ગણી જેના ઉપર દુખ પડવુ લાજમ નથી તેના પ્રત્યેજ આપણે ઘણુ કરીને દયા બતાવીએ છીએ મિત્રતા પણ સ્વાર્થવૃત્તિને પોષવાજ શોધાય છે જેની આપણને જરૂર હોય તેનેજ મિત્ર કરવા આપણે મથીએ છીએ.

પરંતુ જનસ્વભાવની આ ગણના મનુષ્યને જંગલી દશામાં મૂકે છે અને તેથી નીતિનું નામ જ રહેતું નથી, કારણકે આ સિદ્ધાંત પ્રમાણે સર્વ આચરણ એક સરખાં થઇ જાય છે. વળી જો આ સિદ્ધાંત પ્રમાણે સૌ વર્ત્તતા હોય તો માણસો માંહે માંહે લઢી મરે અને કોઇનો સ્વાર્થ સધાવાનો પ્રસંગ જ રહે નહિ. પણ સુભાગ્યે એ આપણી વાસ્તવિક સ્થિતિ નથી. અનુભવ આપણને એમ શીખવે છે કે બીજાની સહાય વિના અને સમાજની કોઇક વ્યવસ્થા વિના આપણી ઘણી ખરી ઇચ્છાઓ પાર પડી શકતી નથી. તેથી આપણા કુદરતી હક્કમાં કોઇક નિયમન કરવાની આવશ્યકતા રહે છે. આ નિયમને માટે કાયદા રચાય છે અને પારિતોષિક અને સજાથી તેમનું સમર્થન થાય છે, અને આમ સમાજના શ્રેયમાં વ્યક્તિનું શ્રેય ગણાવા લાગે છે. તેથીજ હૉબ્સ કહે છે કે નિરંકુશ રાજ્ય-શાસન પદ્ધતિમાંજ સર્વોત્તમ શ્રેય છે, રાજાની આજ્ઞા સર્વોપરી છે અને તે આજ્ઞાઓનું પાલન એજ નીતિ. વળી તેથીજ કરીને આ મતના અન્ય અનુયાયીઓ રાજ્ય-સ્થાપન કરવાને નીતિ-શાસ્ત્રનું મુખ્ય અંગ ગણે છે; કારણકે તેમના મત પ્રમાણે આપણું સઘળું વર્તન સ્વાર્થથીજ થાય છે. સમાજના લાભની સાથે આપણા લાભની એકતા તે સદ્‌ગુણ, અને આ એકતાનો વિવેક કાયદાથી સાધ્ય હોવાથી, કાયદા બાંધનાર અને નીતિવેત્તાની ફરજો લગભગ સરખીજ થાય છે. પરંતુ આ રાજ્ય-સત્તા ઉપરાંત લોક-અભિપ્રાયનું એક બીજું બળ પણ તેઓ સ્વીકારે છે. સદ્‌ગુણથી આપણને ખ્યાતિ અને મિત્રતા મળે છે, દુર્ગુણથી નિંદા અને દુશ્મનાવટ પ્રાપ્ત થાય છે. કાયદાથી મળતી કેળવણીને લીધે અને સમાજનાં ભિન્ન ભિન્ન અંગભૂતોના હિત એક બીજાની સાથે ઓતપ્રોત થએલાં હોય છે એવા વધતા જતા અનુભવને લીધે, એક જાતનો એવો લોકમત ઉભો થતો જાય છે કે જેને અનુકૂળ રહી માણસો શાંત અને મિલનસાર રહેતા શીખે છે, અને સુખચેનમાં પોતાનાં જીવન ગાળે છે. આથી શીલ, ન્યાય, ઉપકારવૃત્તિ, વિનય, નિષ્પક્ષપાતતા, વિશુદ્ધિ અને પારિતોષના ગુણો અસ્તિત્વમાં આવતા જાય છે. આ ગુણોથી જો સમાજને લાભ થતું ન હોય તો તેમને દુર્ગુણ કહેવા જોઇએ, અને જેમ

જેમ સુધારો આગળ વધતો જાય છે તેમ તેમ આ લોકમત વધારે વધારે દૃઢ થતો જાય છે, માણસનાં ચારિત્ર્ય બંધાતાં જાય છે અને તેથી લોકો વધારે વધારે નિઃસ્વાર્થી થતા જાય છે. ત્યારે પ્રૌઢનીતિવાળો અને નિઃસ્વાર્થી કોણ ? એવો પ્રશ્ન થતાં આ મતવાળાઓ જવાબ આપે છે કે તેવો માણસ પોતાનુંજ સુખ શોધવામાં કેવળ મશગુલ રહે છે; પણ તે સુખ એ એવી રીતે શોધે છે કે તેની પોતાની તૃપ્તિની સાથે બીજાને પણ તેથી સુખ મળે છે.

પ્રાચીન કાળથી લોકો કહેતા આવ્યા છે કે જે માણસ દીર્ઘ દૃષ્ટિથી વિચાર કરીને પોતાનું સુખ શોધે છે તેનું જીવન યથાર્થ નીતિમાનજ હોય છે. નીતિને ધર્મની અપેક્ષા નથી એમ જે કેટલાક જનહિતવાદીઓ કહે છે તેઓને આ મત ઘણો આદરણીય થાય છે; અને દરેક માણસ સ્વભાવશીજ પોતાનું સુખ શોધવામાં તત્પર હોય છે એવો તેમનો મત હોવાથી, 'દુર્ગુણ એ અજ્ઞાનનું પરિણામ છે એ પ્લેટોના સિદ્ધાન્ત ઉપર આમ અન્ય રીતે આપણે આવીએ છીએ. સદ્‌ગુણ એ સુખની પ્રાપ્તિ માટે વિચારવન્ત ઉદ્યમ છે, દુર્ગુણ અવિચારી ઉદ્યમ છે. સદ્‌ગુણ તો વ્યવહાર-નિપુણતાની શાખા માત્ર છે. સુખદુઃખની ગણત્રી કરતાં ન આવડે તે દુર્ગુણ. જેને સમાજજની નીતિ સુધારવાનો ઉદ્યમ આરંભવો હોય તેને એ જ રસ્તા ખુલ્લા છે. દરેકનો સ્વાર્થ બીજાના સ્વાર્થની સાથે વધારેને વધારે જોડાએલો કેમ રહે તેના ઉપાય એણે યોજવા; અને જે અજ્ઞાનતાને લીધે માણસ પોતાનો ખરો સ્વાર્થ સમજી શકતો નથી તે અજ્ઞાનતા દૂર કરાવવી. અર્થાત્ નીતિનું શાસ્ત્ર માત્ર ગણિતનોજ વિષય છે. જો પાતિવ્રત્ય કે સત્યથી સુખ કરતાં દુઃખ વધારે થતું હોય અથવા મોટા સુખના ભોગે નાનું સુખ મળતું હોય તો તેના આચરણમાં પાપ છે, મૂર્ખાઈ છે.' જે ગુણોને સદ્‌ગુણ ગણવામાં આવે છે તેમને આચરણમાં મૂકવાથી આપણને લાભ થતો ન હોય તો તે પ્રમાણે વર્તવાનું આપણને કોઈ બંધન નથી. અર્થાત્ આખું નીતિશાસ્ત્ર આ ચાર નિયમમાં સમાઈ જાય છે; (૧) જે સુખમાં કાંઈ દુઃખ ન હોય તે

બેઠી લેવું; (૨) જે દુઃખમાં કાંઇ સુખ ન હોય તે તજી દેવું; (૩) જે જે સુખ મેળવતાં તેના કરતાં પણ મોટું સુખ અટકી જતું હોય અથવા તેથી સુખ કરતાં દુઃખ વિશેષ થતું હોય તો તે સુખ તજી દેવું; (૪) જે દુઃખથી મોટું દુઃખ અટકી જતું હોય અથવા મોટું સુખ મળે તેમ હોય તો તે દુઃખ ભોગવી લેવું

અત્યાર સુધી ઐહિક સુખ દુઃખની વાત થઇ. પણ તે મતના કેટલાક અનુયાયીઓ પારલૌકિક સુખ દુઃખને પણ નૈતિક આચરણમાં કારણભૂત ગણે છે. જો માણસો સ્વભાવથીજ સ્વાર્થી હોય તો પછી તેઓ નિઃસ્વાર્થી કેમ થઇ શકે ? એ મુશ્કેલી આ મતમાં મુખ્ય છે. પારલૌકિક સુખ દુઃખનો વિચાર વચમાં લાવવાથીજ આ મુશ્કેલી ટળી શકે છે એમ કેટલાક કહે છે. ઐહિક સુખો ઉપર આપણો પૂરેપૂરો અમલ ચાલતો નથી; પણ સર્વજ્ઞ ન્યાય-કર્ત્તા એક એવો છે કે જે આપણાં સર્વ કાર્યનો બદલો પરલોકમાં પણ જરૂર આપશે જ—એ વિચારથી બેશક માણસોને સદાચારમાં પ્રવૃત્ત રહેવાનું મન વધારે થાય છે. તેથી આ મતવાળાઓ કહે છે કે જો કોઇ માણસને યોગ્ય લાભની આશા ન હોય તો તેણે પોતાના સુખનો ભોગ આપવો તે ગાંડપણજ છે. પરંતુ આ દુનિયાના સુખનો ભોગ આપવામાં અડચણ નથી, કારણ કે તેને બદલે અન્ય દુનિયામાં તેથી વિશેષ સુખ મળવાનું છે. સ્વર્ગની પ્રાપ્તિ અને નરકમાંથી મુક્તિ—એ બન્નેમાટેજ આપણાં આચરણ માત્રની પ્રવૃત્તિ થાય છે. અને મૃત્યુ પછી પણ પહોંચે એવી સ્વાર્થની ગણત્રી કરવી તેજ સદ્‌ગુણ; અને આ ગણત્રી સિવાય અન્ય કોઇ ધર્મ નથી. સદ્‌ગુણનાં મહિમા અને ઐશ્વર્યથી આપણે આચરણમાં પ્રવૃત્ત થઇએ છીએ એવી વિધર્માઓની માન્યતા કેવળ ભ્રમજનક છે.

કેવળ નક્ષીતોડાની દૃષ્ટિથી જોઇએ તો આ મત વિરુદ્ધ બે આક્ષેપ મૂકી શકાય છે. સ્વર્ગ-પ્રાપ્તિને માટે સદ્‌ગુણના કેટલા સંચયની જરૂર છે એ આ મતમાં ચોક્કસ કરાવેલું ન હોવાથી પરિણામ એ આવે કે કેટલાક દુર્ગુણો આ દુનિયામાં નિર્ભયતાથી આચરી શકાય. આનો જવાબ તેઓ એમ આપે

છે કે આવી અનિશ્ચિતતાને લીધેજ જેમ બને તેમ ધર્મ-ભાવનામાં માણસે ઉત્સાહી રહેવું એ ડહાપણનું કામ છે; અને વળી દરેક જાતના સદ્‌ગુણ કે દુર્ગુણને માટે પ્રભુના દરબારમાં ક્રમવાર કોરો ઘણું કરીને તૈયાર છે. બીજો આક્ષેપ એ છે કે આ દુનિયાના સુખો ચોક્કસ છે એટલી વાત તો સિદ્ધ છે; પણ પારલૌકિક સુખની એવી ખાત્રી ક્યાં છે? એ સુખો આપણને મળશે કે કેમ તેની કોને ખબર છે? આના જવાબમાં તેઓ કહે છે કે પારલૌકિક સુખ દુઃખ એવાં ગભીર પ્રકારનાં અને મ્હોટાં છે કે તેમની સંભવિતતા કે શકયતાની ખાતર પણ ડાહ્યા માણસે તે મેળવવા કે દૂર કરવા પ્રયાસ કરવો જોઇએ.

જનહિતવાદના વિશાળ પ્રવાદને કાંઇક તજી દઇને કેટલાક વળી એમ કહે છે કે જનહિતતા એ નીતિના કાયદાનો પાયો નથી, પણ પ્રભુની ઇચ્છા અથવા પોતાની મરજીમાં આવે એવું એણે આપેલું ફરમાન એજ નીતિનો કાયદો. છતાં આ મતવાળાનો મોટો ભાગ તો જનહિતવાદીજ રહે છે; કારણ કે આપણે એમને પૂછીએ કે ઇશ્વરની ઇચ્છા આપણે શી રીતે જાણવી? તો તેઓ કહે છે કે સાક્ષાત્ ઇશ્વર આવીને તો પોતાની ઇચ્છા આપણને પ્રગટ કરતો નથી; પરંતુ ઉપયોગિતાના કાયદાથી એ ઇચ્છાનું શોધન થઇ શકે છે. કુદરતના નિરીક્ષણથી સાબીત થાય છે કે ઇશ્વરની ઇચ્છા કલ્યાણકારી છે અને મનુષ્યનું કલ્યાણજ ઇશ્વર ઇચ્છે છે. એટલા માટે જે વર્તનથી એ ઉદ્દેશ સફળ થતો હોય તે વર્તન ઇશ્વરની ઇચ્છાને અનુકૂળ સમજી લેવું. કેટલીક આજ્ઞાઓ ધર્મ-પુસ્તકમાં આપેલીજ હોય છે. અને ન આપી હોય ત્યાં જનહિતતાનો નિયમ લગાડી જોવો. હવે તે ઇચ્છા આમ જાણી શકાય છે એમ આપણે કબુલ કરીએ તોપણ હજી પ્રશ્ન થાય છે કે એ ઇચ્છાને તાબે આપણે શા માટે થવું? આ પ્રશ્નના બે જવાબ છે: પ્રથમ તો, ઈશ્વરનો ઉપકાર આપણા ઉપર અત્યંત છે, માટે સ્વાભાવિક રીતે જ તેની ઇચ્છા પ્રમાણે આપણે વર્તવુંજ જોઇએ. પણ આ જવાબ આંતરવાદીઓનો છે. બીજો જવાબ એવો કે સૃષ્ટિ-કર્તાની પાસે અસંખ્ય દાન અને દંડ તૈયાર છે. આ જવાબ આ મતવાળા સામાન્ય રીતે સ્વીકારે છે.

સારાંશ કે તેમના મતે, નીતિનો વિષય મનુષ્યનું કલ્યાણ છે, ઇશ્વરની ઇચ્છા તેનો કાયદો છે, અને સતત્ સુખ તેનું પ્રયોજન અને ઉદ્દેશ છે.

આ પ્રમાણે આપણા સ્વભાવના ઉત્કૃષ્ટ અને હલકા વિભાગના ભેદનું ભાન થવા માટે આપણામાં એક એવી કુદરતી–સ્વભાવ–સિદ્ધ શક્તિ રહેલી છે કે જેને લીધે આપણા કર્તવ્યના કાયદાનું ભાન અથવા આપણું વર્તન કેવા પ્રકારનું થવું જોઇએ તેનું પ્રકાશન આપોઆપ આપણને થઇ જાય છે એ વાતની આ અનુભવવાદીઓ ચોખ્ખી ફુલ જેવી ના કહે છે. સુખની ઇચ્છા કે સદાચારમાં કે મનોભાવમાં જે કાંઇ પ્રશસનીય તત્ત્વ રહેલું હોય તો તે માણસ જાતનું સુખ વધારવાનું તેમાં રહેલું વલણ માત્ર છે; અને કર્તાએ માનેલું કે વાસ્તવિક સુખજ માત્ર તેના સદાચારનું પ્રયોજન છે. અને આ પ્રયોજન સિદ્ધ કરવા જે સાધનોની અપેક્ષા છે તે ઉપરાંત ' કર્તવ્ય ' શબ્દનો અન્ય અર્થ કાંઇ થતો નથી. આ સાધનો જૂદા જૂદી જાતનાં અને જૂદાં જૂદાં વજનવાળાં તેઓ માને છે. પેલે ધર્મ ઉપર ભાર મૂકી કહે છે કે સદાચારનું પ્રયોજન માત્ર એજ છે, જો કે અન્ય સ્થળે એ બીજાં સાધનોનો પણ સ્વીકાર કરે છે. દૈવી દાન અને દંડ, કાયદાની સજા અને સામાજીક શિક્ષા–એ સાધનો લૉક સ્વીકારે છે. શારીરિક, રાજકીય, નૈતિક અથવા સામાજીક, અને ધાર્મિક એવા વિભાગ એના બેન્થામ પાડે છે. ત્યાં દુરાચારથી શરીરની જે દુર્દશા થાય તે શારીરિક; મંત્રીઓના કાયદાથી જે શિક્ષા થાય તે રાજકીય; સામાજીક વ્યવહારમાંથી ઉપજતા સુખ દુઃખ તે નૈતિક; અને પારલૌકિક દાન અને દંડ તે ધાર્મિક.

જનહિતવાદીઓ કહે છે કે મનુષ્યનું જીવન સ્વાર્થથી શરૂ થઇ નિઃસ્વાર્થમાં પરિણમે છે. પણ તેઓ કહે છે તેમ જો મનુષ્ય જન્મથીજ સ્વાર્થી હોય તો આગળ જતાં તે નિઃસ્વાર્થી કેમ થઇ શકે છે એ બાબતનો ખુલાસો તેમણે કરવો જોઇએ. અર્થાત્ મનુષ્યના સ્વભાવમાં નિઃસ્વાર્થનું તત્ત્વ મૂળેજ ન હોય તો તે આવી જાય છે ક્યાંથી ? તેઓ કહે છે કે સ્વાર્થનું રૂપાંતર નિઃસ્વાર્થમાં બે ઉપાયોથી થઇ શકે છેઃ નિઃસ્વાર્થી અગર સહૃદય વૃત્તિઓનો સ્વીકાર અને વિચાર–સાહચર્યનો સિદ્ધાંત.

જનસ્વભાવની રચનાજ, એવી છે કે બીજાના આનંદમાં સ્વાભાવિક રીતેજ આપણે આનંદ માનીએ છીએ એ વાત તો સામાન્ય માણસને પણ સમજાઇ જાય એવી સ્પષ્ટ છે. છતાં એ વાતની હૉબ્સે સાફ ના કહી છે; અને હેલ્વેશિયસની શાળાના લેખકો એમ પણ સાબીત કરવા મથ્યા છે કે સઘળી કૌટુંબિક અને મિલનસાર લાગણીઓ, જે માણસના ઉપર આપણી ચાહના હોય છે તે પ્રિયજન આપણને આવશ્યક હોવાથીજ આપણે બનાવીએ છીએ. સહૃદયતાનાં સુખ દુઃખ વાસ્તવિક છે એવો સ્વીકાર બેન્થામે કર્યો છે; પરંતુ પોતાના સિદ્ધાંતને અનુસરી, પોતાના લેખમાં એ સ્વીકારને એણે આગળ પડવા દીધો નથી; અને સદાચારના સાધનોની નોંધમાં એ સ્વીકારને સ્થાન એણે આપ્યું નથી. તથાપિ, એ મતના પાછલા અનુયાયીઓ એવા સ્વીકારની તરફેણમાં છે, જો કે તેમની ઉત્પત્તિ કેવી રીતે થાય છે તે બાબત તેમનામાં મતભેદ છે. કેટલાક કહે છે કે વિચાર-સાહચર્યના બળે સ્વાર્થમાંથીજ પરોપકારની લાગણીઓ જન્મે છે. બીજાઓના મત પ્રમાણે તે લાગણીઓ આપણા સ્વભાવના અમલ અંશ છે. તેમની ઉત્પત્તિનો પ્રકાર ગમે તેવો હોય, પણ તેમના અસ્તિત્વનો સ્વીકાર તેઓ આમ કરે છે; અને કહે છે કે તે લાગણીઓને કેળવવી એ નીતિનો મુખ્ય ઉદ્દેશ છે, અને તેમના ઉપયોગથી જે આનંદ પ્રાપ્ત થાય છે તે આનંદ સદાચારની પ્રવૃત્તિનું એક મુખ્ય કારણ છે. આંતરવાદીઓ પણ એમજ કહે છે, છતાં બન્નેના મતમાં ભેદ છે અને તે બે પ્રકારનો છે. બન્ને કબુલ કરે છે કે પરોપકાર અને દ્વેષ બન્ને વૃત્તિઓનું અસ્તિત્વ જનસ્વભાવમાં છે અને તેમને ભિન્ન ઓળખાવતી કુદરતી શક્તિ આપણામાં રહેલી છે; પરંતુ આંતરવાદીઓ કહે છે કે આ બન્ને વૃત્તિઓ સન્મુખ થતાં તેમાંથી એક સારી અને બીજી નઠારી એવું સહજજ્ઞાન આપણને થાય છે, પણ જનહિતવાદી એ વાતની ના પાડે છે. બીજો ભેદ એ છે કે પરોપકારનાં કાર્યો કરવાથી આપણને આનંદની પ્રાપ્તિ થાય છે એ વાત બન્નેને માન્ય છે; પણ જનહિતવાદીઓ કહે છે કે એ આનંદને માટેજ પરોપકારમાં આપણી પ્રવૃત્તિ થાય છે. પણ ઘણા ખરા આંતરવાદીઓ કહે છે કે

એ આનંદ આપણને અનાયાસેજ પ્રાપ્ત થાય છે; અર્થાત્ આપણી પ્રવૃત્તિનુ પ્રયોજન એ આનંદ નથી.

પરંતુ જનહિતવાદીના સિદ્ધાંતમાં વિચાર-સાહચર્યનો નિયમ ઘણુ અગત્યનું સ્થાન ભોગવે છે. વસ્તુઓને પ્રથમ આપણે ઇચ્છીએ છીએ તેનું કારણ કે તેથી આપણને સુખ મળે છે. પણ વસ્તુ અને તેથી મળતું સુખ આપણા અનુભવમાં એવાં સંકળિત થઇ જાય છે કે એકનો વિચાર આવતાં બીજાનો વિચાર આવ્યા વિના રહેતો નથી. તેથી સુખનો વિચાર ધ્યાનમાંથી ખસી જતાં વસ્તુની ખાતર જ વસ્તુને પછી આપણે ચાહીએ છીએ. એજ પ્રમાણે સદ્‌ગુણને પણ સદ્‌ગુણની ખાતર આપણે ચાહીએ છીએ. પરંતુ વિચાર-સાહચર્યના આ નિયમને સ્પષ્ટ અને વિસ્તૃત સ્વરૂપમાં મૂકનાર હાર્ટલી છે. એની દૃષ્ટિ તો માત્ર માનસ-શાસ્ત્ર ઉપરજ હતી. પણ જ્યારથી જનહિતવાદીઓએ નીતિ-શાસ્ત્રમા એ નિયમનો ઉપયોગ કરવા માંડ્યો છે, ત્યારથીજ તેનું માહાત્મ્ય ઘણું વધી ગયું છે. આ નિયમની સત્યતા વિષે ગમે તેવો વિચાર આપણે બાંધીએ, પણ જે લોકો એમ કહે છે કે સ્વભાવથીજ મનુષ્યનું કેવળ સ્વાર્થી જીવન વિચાર-સાહચર્યના બળેજ છેવટે અત્યત બીન-સ્વાર્થી થઇ શકે છે, તે લોકોના બુદ્ધિબળની તો કાંઇક તારીફ આપણે કરવી પડે છે. કેવળ સ્વાર્થ-વૃત્તિમાંથી કેવળ પરોપકાર વૃત્તિ કેમ જન્મે છે એ વાત તેઓ લોભ-વૃત્તિના દૃષ્ટાંતથી સમજાવે છે. પૈસો જાતે સુખ આપી શકતો નથી, તેમ તે ખુદમા કાંઇ પ્રશસનીય તત્ત્વ નથી. ભૂખ લાગે તો પૈસો ખવાતો નથી, અથવા રૂપીઆની હાર કરી તેમાં બેસી હિંડી જવાતું નથી. પરન્તુ આપણી ઘણી ખરી ઇચ્છિત વસ્તુઓ મેળવવાનું તે સાધન માત્ર છે. તેથી આપણા મનમા સુખના વિચારની સાથે તે સલગ્ન થાય છે. તેથી આપણે તેને ઇચ્છીએ છીએ. હવે પૈસાથી વસ્તુઓ ખરીદ થઇ શકે છે એ વાત મનમાંથી અળગી થતાં પૈસાની ખાતર કોઇ પૈસાને ચાહે તો તે વાત બને તેવી છે. અને કંજુસની કહાણી પણ બીજી શી હોય છે! દુઃખ વેઠીને પણ તે પૈસોજ ભેગો કરે છે.

આંતરવાદીઓ કહે છે કે માણસોમાં મરણોત્તર કીર્તિનો લોભ હોય છે; તેથી એમ સિદ્ધ થાય છે કે મનુષ્યના સ્વભાવમાં નિઃસ્વાર્થનું તત્ત્વ મૂળથીજ રહેલું છે. જનહિતવાદીઓ કહે છે કે એ વાત ખોટી છે. મનુષ્યનું આચરણ મૂળે તો સ્વાર્થની શોધમાંજ ફરે છે, પણ પછી વિચાર-સાહચર્યના બળે તે નિઃસ્વાર્થ રૂપે પ્રતીત થાય છે. પ્રશંસા સ્તુતિ કરનારનો પ્રેમ સૂચવે છે અને બીજાના પ્રેમનું આપણને લક્ષ્ય બનાવે છે. પણ પછી તે સાધન મટી ઉદ્દેશ બની જાય છે, અને તેનું ઘેલું પછી માણસને એવું તો લાગી જાય છે કે જે પ્રશંસા પોતે કાને સાંભળવા રહેવાનો પણ નથી એવી મુઆ પછીની કીર્ત્તિ મેળવવા દુઃખ વેઠીને પણ તે પ્રયાસ કરે છે. પ્રશંસાથી કેટલાક લાભ આપણને થાય છે તેથી આપણે તેને પ્રથમ ઈચ્છીએ છીએ. પણ પછી લાભની વાત અળગી રહી જાય છે અને પ્રશંસાને શોધતા ફરીએ છીએ. એજ ન્યાયે પ્રશંસાને છોડીને જે વસ્તુઓથી સ્વાભાવિક રીતે અથવા ઘણુ કરીને પ્રશંસા પ્રાપ્ત થતી હોય તે વસ્તુઓ ઉપરજ આપણું મન ચોંટયું રહે છે. આમ આપણા સઘળા નૈતિક મનોભાવ આ ક્રિમિયા જેવી કૃતિને જ ઉપકૃત છે. સ્વભાવથી માણસમાં પરોપકાર વૃત્તિ હોતીજ નથી. પ્રથમ તો એના આચરણનું નિયમન કેવળ સ્વાર્થથીજ છે. પરંતુ બાળક અવસ્થામાં માતૃભાવ સાથે પોતાનું સુખ જોડાએલું છે એમ એ શીખે છે. જરીક મોટો થતાં કુટુંબની સાથે તે સંયુક્ત થએલું એને સમજાય છે, અને ઉમરે પહોંચતાં પોતાની જાતિ, ધર્મ, દેશ, અને છેવટે આખી આદમ જાતની જોડે તે જોડાએલું છે એમ એને સમજાય છે. આમ નિઃસ્વાર્થ પ્રેમ છેવટે રચાય છે. બીજાને દુઃખી જોઇ પોતાનાજ દુઃખની દુઃખદ સ્મૃતિ બાળકમાં જાગ્રત થાય છે, અને બાળકની કલ્પના શક્તિને ઉશ્કેરી આ સ્મૃતિને માબાપ દઢ રાખતાં જાય છે વળી નિશાળમાં પણ એકનાં સુખ દુઃખ કોઇને કોઈ રીતે સર્વ સાથે જોડાયલાં લાગે છે. અને આમ બીજાઓનાં દુઃખ સાથે આપણા પોતાના દુઃખનો વિચાર જોડાઈ જાય છે અને આપણામાં દયાની લાગણી ઉત્પન્ન થાય છે, શુભેચ્છા અને ન્યાય માણસો આચરે છે તે એટલા માટે કે

બીજાઓ પણ તેમના પ્રત્યે તેવી શુભેચ્છા અને ન્યાય આચરે, તેમના પ્રત્યે પૂજ્યભાવથી જુએ, અને ભવિષ્યમાં તેમનો બદલો તેમને મળે એવી આશાથી. પરંતુ વિચાર-સાહચર્યના બળે, શુભેચ્છા અને ન્યાય જે પ્રથમ સાધનજ હોય છે તે પાછળથી આચરણના મુખ્ય ઉદ્દેશ થઈ પડે છે. અને તેથી વિરૂદ્ધ વિચાર-સાહચર્યના બળે દુષ્ટ ઇચ્છા અને અન્યાય પ્રત્યે વિરૂદ્ધ લાગણીઓ ઉભી થાય છે. આમ સદ્‌ગુણ અને આપણી વૃત્તિઓનો વિષય બને છે. બીજા કોઈપણ મૂળ કરતાં, જેને આપણે સદ્‌ગુણી કાર્યો કહીએ છીએ તેમાંથી, આપણી મોજ અને આનંદનો મોટો ભાગ આપણને પ્રાપ્ત થાય છે. બીજાના સદ્‌ગુણથી આપણને અસંખ્ય લાભ મળે છે. આપણો પોતાનો સદ્‌ગુણ આપણા પ્રત્યે બીજાનો પૂજ્યભાવ ઉપજાવે છે, અને તેથી આપણને લાભ થાય છે. તેથી સદ્‌ગુણની સઘળે પ્રશંસા થાય છે અને દુર્ગુણની નિંદા થાય છે. ધર્મ પણ બોધ કરે છે કે અનહદ સુખની આશા સદ્‌ગુણ સાથે સંકળિત છે અને અનંત દુઃખની બીક દુર્ગુણમાં રહેલી છે. એટલા માટે સુખદ વસ્તુઓના વિચાર સાથે સદ્‌ગુણ ખાસ કરીને સંકળિત થઈ જાય છે. પરંતુ વિચાર-સાહચર્યના બળે માણસો સદાચારને સ્વતંત્ર રીતે ચાહવા લાગે છે એટલુંજ નહિ પણ સદાચાર પાળતાં પછી આપણને આનંદનો ઉભરો આવે છે અને દુરાચાર કરતાં તીવ્ર વેદના થાય છે. આનું નામ આપણી મનોદેવતા. આ મનોદેવતા આપણા જીવનનો મુખ્ય સિદ્ધાંત થાય છે, અને આ મનોદેવતાને નાફરમાન થવા કરતા આ દુનિયાની મધળી ચીજોનો ભોગ આપવો બેહેતર છે એમ આપણે શીખેલા હોવાથી, સદાચારના અતિ ઉચ્ચ શિખરે આપણે પહોંચીએ છીએ. પણ એ બધો પ્રતાપ વિચાર-સાહચર્યનો છે.

આ બુદ્ધિશાળી મત તરફ ઘણાં લોકોના મન આકર્ષાયા છે, કારણ કે અનુભવવાદીઓનો સિદ્ધાંત સમજતાં જે જે મુશ્કેલીઓ આવે છે તેમાંથી કેટલીકનું નિરાકરણ આ મતથી બેશક થાય છે. દૃષ્ટાંત તરીકે, આંતરવાદીઓ કહે છે કે સદ્‌ગુણ તરફ આપણે સ્હેજે આકર્ષાઈએ છીએ અને દુર્ગુણ પ્રત્યે આપણને સહજ અણગમો હોય છે, તેથી કોઈ વાત સારી છે

યા નઠારી—એ નૈતિક નિર્ણય આપણને તાત્કાળિક અને પ્રત્યક્ષ—સિદ્ધ છે અને તેથી કરીને તેમા થડે પેટે કરેલી સ્વાર્થની ગણત્રીનો ગંધ પણ હોતો નથી છતા પણ જનહિતવાદીઓ કહે છે કે આપણા સઘળા નૈતિક નિર્ણયો મુદ્દે સ્વાર્થનીજ ગણત્રી હોય છે આના જવાબમા વિચાર—સાહચર્યવાદીઓ કહે છે કે વિચાર—સાહચર્યના બળે એક પ્રકારની એવી વૃત્તિ આપણામા ઉપજી આવે છે કે પછી એજ આપણા એવા નિર્ણયોમાં કારણભૂત થાય છે આમ મનોદેવતા આપણા સ્વભાવમા એક વાસ્તવિક અને અગત્યનું તત્ત્વ બને છે તેથી સદ્‌ગુણથી ઉપજતા દૂરસ્થ પરિણામોની દરકાર રાખ્યા વિના સુખના એક પ્રકાર તરીકે સદ્‌ગુણને સદ્‌ગુણની ખાતર માણસ ચાહે તો તે શકય વાત છે વળી કેળવણી ઉપર આ મત એટલું બધુ વજન મૂકે છે કે તેથી પણ વ્યવહારમા અગત્યનું સ્થાન એને પ્રાપ્ત થાય છે સુખકારક વસ્તુઓ પ્રત્યે આપણી વૃત્તિ અવશ્ય ખેંચાય છે એટના માટે વિચાર—સાહચર્યના નિયમને જેમ બને તેમ વેહેલો અમલમા મૂકી મનુષ્યોને એવી રીતે કેળવી દેવા કે તેથી સદાચાર પ્રત્યે તેઓ આકર્ષાયેલા રહે અને દુરાચાર પ્રતિ તેમને તિરસ્કાર ઉપજે સદાચારની સાથે પ્રશંસા અને સુખ જોડાએલા છે એવુ સમજવાની જો નાનપણથીજ ટેવ આપણને પડે, તો આપણી પ્રવૃત્તિ સદાચારમા મેહેનાઇથી થશે અને દુરાચારની સાથે જોડના જો શીખશુ તો દુરાચારી થઇશુ તેથી કેળવણી કિંવા મહાવરાથી જેવો સ્વભાવ આપણે પાડશુ તેવો પડશે, જો કે આ સ્વભાવ કેળવણીનું પરિણામ હોવાથી કેવળ કૃત્રિમ અને વિચાર—સાહચર્યના બળેજ ઉપજેલો હોય છે

છતા આ સિદ્ધાંત માત્ર આપાતરમણીયજ છે કારણ કે વાસ્તવિક રીતે તે સ્વાર્થનોજ સિદ્ધાંત છે સદ્‌ગુણની ખાતર સઘળી વ્યાવહારિક વસ્તુઓનો ભોગ આપતો સદાચારી માણસ આ મત પ્રમાણે માત્ર પોતાના મને માનેલી મોટામા મોટી મોજ મેળવવાનોજ ઉત્સુક હોય છે કોઇપણ રીતે પૈસાનો ઉપભોગ કર્યા કરતા માત્ર પૈસો ભેગો કરવામા જેમ કંજુસ વધારે આનંદ માને છે તેમ આ મતનો સદાચારી માણસ ગમે તે ભોગ

આપીને પણ પોતાના માનસિક વિલાસમાંજ મોજ માને છે. સિદ્ધાંતની આવી દશા અટકાવવા તેઓ કહે છે કે મોજની ખાતર જેમ માણસ અફીણ લેવું શરૂ કરે છે, પણ ટેવ પડયા પછી દુઃખ થવા છતાં તે છોડાતું નથી, તેમ સદાચારની ટેવ પડયા પછી સદાચાર પણ છોડાતો નથી. પરંતુ આ દલીલ પણ વાસ્તવિક નથી, કારણ કે મોજની ખાતર શરૂ કરેલા દુરાચારની ટેવ મોજ ન મળે ત્યારે પણ માણસથી છોડાતી નથી તેનું કારણ એમ છે કે તેમ કરતાં અશાંતિ અને બેચેનીને લીધે મનની તીવ્ર વેદના એને થાય છે; અને આ વેદના અટકાવવા પોતાની બુરી ટેવ એ જારી રાખે છે. તેથી દુઃખને દૂર કરવાના ઉપાય તરીકે અથવા બની શકે તેટલું વધારે સુખ મેળવવાની ખાતર જેવું સઘળું વર્તન થાય તે માણસ મુ સ્વાર્થી કે આપમતલબી છે એમ કહેવામાં ભાષાનો દુરૂપયોગ થાય છે એમ કહી શકાય નહિ. અને આટલી વાત સાચી હોય તો આહ્લાનીતિવાદની બધી શાખાઓ સ્વાર્થાવલંબી છે એમ કહેવામાં અસત્યનો ઉચ્ચાર થતો નથી. છતાં હૉબ્ઝ, મૅંડવિલ તથા પૅલેતા મોજવાદમાં અને જનહિતવાદના સરકૃત સુખવાદમાં ફેર છે એ વાત પણ આપણે સ્વીકારવી ઘટે છે. વળી, સદાચાર આચરતાં એક પ્રકારનો સંતોષ-આનંદ આપણને થાય છે એમ જ્યારે આંતરવાદીઓ કહે છે ત્યારે તેમની ભાષા અને આ સુખવાદીઓની ભાષામાં થોડોજ ફેર જણાય છે. સઘળાં શ્રેષ્ઠ આચરણોનો અતર્ભાવ હલકા અને સ્વાર્થી તત્વોમાં બનાવીને પોતાના સિદ્ધાંતની સપાટીએ જનસ્વભાવને ઉતારી પાડવાનો મુખ્ય આશય મોજવાદીઓનો હતો. સુખ અને સ્વાર્થના બોધનમાં એવી ઉત્કૃષ્ટતા મૂકવી કે તેમાં સર્વોત્તમ સદાચારનો સમાવેશ થઈ જાય એવો આશય પાછળથી થએલા કેટલાક સુખવાદીઓનો હતો. જોકે આપણી મનોદેવતા ભલે સ્વાર્થમાંથીજ વિચાર-સાહચર્યના બળે ઉપજી આવે છે, છતાં તે દેવતા જન-સ્વભાવનું ખરૂ તત્ત્વ છે અને આપણા જીવનમાં તે માર્ગ-દર્શક થવી જોઇએ એ વાત હાર્ટલીના અનુયાયીઓ સ્વીકારે છે. સહૃદય વૃત્તિઓની સત્યતા પણ તેઓ એવીજ રીતે સ્વીકારે છે. ખરેખરા નિઃસ્વાર્થ વર્તનની શક્યતા તેમના મતને અનુસાર તેઓ સ્વીકારી શકે નહિ એ વાત

જોકે સત્ય છે, તથાપિ તેઓની દલીલ એવી છે કે-બીજાના ભલા માટે આત્મ-ભોગ આપીને માણસ પોતાનું સર્વોત્તમ સુખ મેળવે એ વાત બને તેવી છે; અને સદાચાર અને સુખનું સાહચર્ય ત્યારેજ સંપૂર્ણ થયું કહેવાય કે જ્યારે તેને લીધે નિઃસ્વાર્થ વર્તન આપોઆપ અને નિરંતર થયાં કરે. અને દુરાચારના ફળમાંથી ઉપજતા આનંદ કરતાં વધારે દુઃખ તે આચરણમાં જેને લાગતું નથી તે માણસની નીતિ કોઇ પણ રીતે વાસ્તવિક ગણાય નહિ. આ પ્રમાણે સિદ્ધાંતમાં જોકે આ મત તેનો તેજ રહે છે, છતાં પાછળના અનુયાયીઓ તેનું તાત્પર્ય છેક બદલાવી નાખે છે.

આ પ્રમાણે અનુભવવાદીઓના મતમતાંતર આપણે જાણ્યા. હવે તે તે મત સ્વીકારતાં શી શી અડચણો આવે છે તે આપણે જોઈશું. પછી આંતરવાદીઓનો મત આપણે શા માટે સ્વીકારવો તે કહેશું. પરંતુ આપણી નૈતિક ભાવનાઓ સ્વભાવ-સિદ્ધ હોવાથી જોકે અનુભવજન્ય નથી હોતી, તોપણ અનુભવથી તેમનું પ્રકટીકરણ થઇ દૃઢ થાય છે. તેથી આ પ્રકટીકરણ કેવી રીતે થાય છે તેનો વિચાર ચલાવી આ પ્રકરણ આપણે સમાપ્ત કરીશું, કે જેથી કરીને રાજકીય કે ધાર્મિક સંસ્થાઓની અસર આપણી નૈતિક ઉન્નતિ ઉપર કેવી થઇ છે તે જોવાની તક આપણને મળે.

મનુષ્ય જાતની લાગણીઓ અને ભાષામાં સત્ય સમાએલું છે; તેથી અર્થ સહિત તેમનો મુદ્દો સાચવવો એ નીતિના દરેક સિદ્ધાંતને માટે આવશ્યક છે. આ ન્યાયે તપાસતાં જનહિતવાદ બિલકુલ ટકી શકતો નથી. ખરૂં કહીએ તો જનહિતવાદના જેવો દૂષિત બીજા કોઇ મતને લોકો ગણતા નથી. સ્વાર્થ અને ઉપયોગિતા-એ સદ્‌ગુણથી તદ્દન નિરાળી વસ્તુઓ છે એમ દરેક જમાનામાં લોકોએ જાણ્યું છે; અને દરેક ભાષામાં આ વિલક્ષણતાનો સ્વીકાર છે. પ્રતિષ્ઠા, ન્યાય, પ્રમાણિકતા ઇત્યાદિ સદ્‌ગુણોનો અર્થ કાર્ય-દક્ષતા, ચતુરાઇ, કે સ્વાર્થના અર્થથી કેવળ જૂદોજ થાય છે એ બધા સમજે છે. સ્વાર્થમાં પણ પરોપકાર થઇ શકે છે એ વાત ખરી, તથાપિ તે બન્ને વાતો ભિન્ન ભિન્ન છે એટલુંજ નહિ પણ તે વિરોધી છે એ

સમજવું જરીએ કઠિન નથી. કલ્યાણી માણસ આચરના ઉંચા વિચારથી પોતાનું જીવન ગાળે છે એમ જ્યારે આપણે કહીએ છીએ, ત્યારે પોતાનો અથવા સમાજનો સ્વાર્થ શોધવામાં જ એ તત્પર હોય છે એમ કહેવાનો આપણો આશય હોતો નથી. સાર્વજનિક અભિપ્રાય એવો છે કે સદ્દગુણ-શાળી વર્તનમાં આત્મ-ભોગનું તત્ત્વ અવશ્ય હોય છે અને બદલામાં કોઇ-પણ જાતના આનંદની આશા વિના જેમાંથી ઓછામાં ઓછો સ્વાર્થ સરે તેવા માર્ગનુ જાણી જોઇને ગ્રહણ કરવામાં આત્મ-ભોગ સમાએલો છે. છતાં નીતિનો આ સિદ્ધાંત કહે છે કે સમજુ માણસના સઘળા માણસના વર્તનનું પ્રયોજન માત્ર સ્વાર્થ જ હોય છે. પરંતુ તે પ્રમાણે જાણી જોઇને કોઈ વર્તવા માંડે, તો એનું આચરણ દુષ્ટ અને તુચ્છ ગણાયા વિના રહેતું નથી. સ્વાર્થી વર્તન નિર્દોષ હોય તોપણ તેને સદ્દગુણી કહી શકાતું નથી, અને સદ્દગુણનાં કાર્યો સ્વાર્થી ઇરાદાથી થાય છે એમ કહેવામાં સદ્દગુણનો પ્રતિષેધજ થાય છે. અંતરના ઉંડા ભાગમાં જઇને નીતિનો સિદ્ધાંત જોવાનો આગ્રહ આપણે રાખીએ, અથવા કોઇ મિત્ર યા દુશ્મનનું આચરણ આપણે તપાસવા બે-સીએ, અથવા ઐતિહાસિક મનુષ્યો યા કોઇ નવલકથા કે નાટકના પાત્રોનું તોલન કરવા આપણે તત્પર થઇએ, તો નીતિના નિયમ પરત્વે આપણી વૃત્તિઓ એવાજ પ્રકારની છે એમ આપણને માલમ પડે છે. જેટલે અંશે પોતાનાજ આનંદની ઇચ્છાથી માણસની સદાચારમાં પ્રવૃત્તિ થાય છે, તેટલે અંશે તેની કિંમત ઓછી અંકાય છે: અને તદ્દન સ્વાર્થી માણસ નરાધમ ગણાય છે, પણ કેવળ નિઃસ્વાર્થીની ગણના અતિ ઉત્તમ થાય છે. એટલાજ માટે કેવળ સત્યની ખાતર રાજ-વૈભવ તજી ચાંડાળનું સેવન કરતા હરિ-શ્ચંદ્ર રાજાની પ્રશંસા આપણે કરીએ છીએ. એટલા જ માટે એક વચનની ખાતર વનવાસ ભોગવતાં પાંડવોની આપણે વાહવાહ બોલીએ છીએ. આમ સઘળા જમાના, સઘળી પ્રજાઓ અને સામાન્ય લોક-અભિપ્રાય જે વાતને સર્વોત્તમ ચિન્હ તરીકે ઓળખે છે તેજ વાતની આ સ્વાર્થવાદીઓ ના કહે છે. આ પ્રમાણે જે સિદ્ધાંત કેવળ બાહ્ય અનુભવના બળે આપણા નૈતિક જીવનના કાનુનો સમજાવવાનો પ્રયાસ કરે છે તેજ સિદ્ધાંત, જે લોકો

સિદ્ધાંતને રચવાનો પ્રયાસ કર્યા વિના પોતાના એવા અનુભવના આધારે વરતે છે તેમના વર્તનથી કેવળ વિરૂદ્ધ વાત કરે છે, અને સામાન્ય રીતે લોકો જે નૈતિક ભાષા વાપરે છે તેનો ભેદ માત્ર ભુસી નાંખે છે, આટલીજ હકીકત તે સિદ્ધાંત સાચો ન હોઈ શકે તેની સબળ સાબીતી છે. અનુભવવાદી અહીં કહે છે કે લોકો પોતાના જીવનના મુખ્ય નિયમો બાબત ભ્રમમાં છે અને નીતિ પરત્વે શબ્દોમાં જે ભેદ તેઓ ભાખે છે તે પણ ભ્રમજ છે. પરંતુ જાણ્યા વિના જો કોઇ કામ માણસ જીંદગી પર્યંત કર્યા કરે તો તેનો અર્થ એટલોજ થાય છે કે તેના રહસ્યની તેને ખબર નથી; પણ તેટલા ઉપરથી તે ખોટું કરે છે એમ સિદ્ધ થતું નથી.

વળી કેટલાક કહે છે કે આનંદ એટલે ઇંદ્રિયજન્ય ઉપભોગ અથવા વિલાસ નહિ, પણ સદ્‌ગુણી આચરણથી જે સંતોષ ઉપજે છે તે પરંતુ એમ બોલવાથી પણ તેમના મતની સિદ્ધિ થઇ જતી નથી; કારણ કે કોઇ ભોગ આપતા તેમાંથી થતા દુઃખ કરતાં એ સંતોષનું સુખ ઘણું વધારે છે એમ માની જે માણસ સદાચારી રહેતો હોય તે અંતે સુખવાદીજ રહે છે. ખરૂં કહીએ તો, સદ્‌ગુણના સંતોષનું સુખ શોધ્યે મળતું નથી, પણ સદ્‌ગુણની ખાતર સદ્‌ગુણી રહેતાં તે સહજ આવ્યુ આવે છે. કેવળ બીનસ્વાર્થી આસ્થાજ અહીં ફળીભૂત થાય છે, અને સદાચારનો ખરો સંતોષ નિષ્કામ પ્રવૃત્તિથીજ પ્રાપ્ત થાય છે એ વાતનું ભાન માણસોના નૈતિક અભિપ્રાયોના મુળમા રહેલું હોય છે. દેવનાઇ દરમ્યાનગીરીની વાત બાજુએ રાખીએ તોપણ આપણા સ્વભાવના નિયમને અનુસાર એક પ્રકારની કલ્યાણકારી અસર પ્રાર્થનાથી ભક્તોનાં હૃદય ઉપર એની મેળે થાય છે. દીનભાવે અત્યંત ભક્તિમાન બનીને અને પોતે દેવની સમક્ષ ઉભો રહે છે એવી અત્યંત સચેત કલ્પનાથી ઉત્સાહપૂર્વક જે અનન્ય ભક્ત પ્રાર્થના કરે છે તેની માનસિક સ્થિતિ અતિ ઉન્નત અને તેના સુખની વર્ધક થાય છે. પરંતુ તે સિવાય અન્ય કોઇ આશા જેને સ્વાર્થમાં હોયછે તેને એ લાભ કદિ પ્રાપ્ત થશેજ નહિ. પોતાની પ્રાર્થનાનો પ્રત્યુતર થશે એવી જેને આસ્થા કે આશા નથી તેની માનસિક દશા ઉન્નત થવી અશક્યજ છે. માત્ર પથ્થરની મૂર્તિ-

મા કોઈ એવી શક્તિ નથી કે તમારા હૃદયને એ ઉન્નત બનાવી દે તખ્તેશ્વરની ટેકરી ઉપર જઇ કોઇ પ્રિન્સિ મહાદેવની પ્રાર્થના કરે તો તે પોકળ પ્રાર્થનાથી તેને શો લાભ થવાનો હતો ? વળી અવિવેકી ઉદારતાથી મળતો આનંદ કોઇ વ્યક્તિ કે સમાજને થતા નુકસાનથી વિશેષ હોય તો તેની ઉદારતા કરવામા જનહિતવાદ પ્રમાણે કાંઇ અડચણ નથી પરંતુ જે માણસ સુખ મેળવવાના ઇરાદાએ શુભેચ્છા રાખતો હોય તેને તે આનંદ મળતો નથી આપણે સારૂ કૃત્ય કર્યું છે એવા વિચારથી આપણને આનંદ થાય છે. આપણે નુકસાન કરીએ છીએ એવી ખાત્રી જ્યા આપણને હોય ત્યા તે આનંદ કદી પણ આપણને પ્રાપ્ત થતો નથી. આપણી મનોદેવતાના સંતોષ પરત્વે પણ એજ વાત સત્ય છે કર્તવ્યની ખાતર કર્તવ્ય કર્યા પછી સંતોષની વૃત્તિ એની મેળે ઉપજે છે પણ માનસિક આનંદ મેળવવાની અપેક્ષાએ જો કર્તવ્ય આચરવામા આવે તો નફા ટોટાનો એ હિસાબ સ્વીકારવાની આપણી મનોદેવતા સાફ ના કહે છે. મતલબ્ આનંદ મેળવવાના ઉદ્દેશે સદ્ગુણ આચરવામા આવે તો તેના સદ્ગુણમાથી આનંદ મળવો મુશ્કેલ છે.

વળી આપણા સ્વભાવમા રહેલા ભિન્ન ભિન્ન અંશોમા નૈતિક અંશ બીજાથી તદ્દન ભિન્ન છે એ વાત સામાન્ય રીતે સૌને સ્પષ્ટ છે. આ ભેદનો ખુલાસો આપવા જનહિતવાદ કેવળ અસમર્થ છે માત્ર ઉપયોગિતા અથવા માણસોનુ સુખ વધારવાની વૃત્તિમાજ જો સદાચારની સર્વોત્તમતા સમાએલી હોય, તો અનેક અપવિત્ર આચરણોને આપણે પવિત્ર માનવા પડશે ભિન્ન ભિન્ન સમાજના ગુણ અને ધર્મને અજવાળામા આણનારા અર્થશાસ્ત્ર અને તત્સંદર્ભક ઇતિહાસના ગ્રંથોનો સઘળો પ્રવાસ એમજ સિદ્ધ કરવામા છે કે જેને આપણે સદ્ગુણી કૃત્યો કહીએ છીએ તેમના કરતા સ્વાર્થી કૃત્યોને લીધે મનુષ્ય જાતને વિશેષ સુખ અને લાભ થયા છે. 'સ્વાર્થમા પરાર્થના' ના નિયમે પ્રજાઓની આબાદી અને સુધારાની પ્રગતિ થઇ છે. ઉદારતાના જે ઉછાળાથી માણસો નાણું કાઢી નાખે છે તેમના કરતા સ્વાર્થ-વૃત્તિને વશ થઇને જે માણસો ધન સંચે છે તેમનાથી અને દુનિયા-

કે નૈતિક વિકાસ કરતાં બુદ્ધિનો વિકાસ સમાજને વધારે કામનો છે. છતાં એ બન્નેમાં વાસ્તવિક ભેદ છે એ વાતની ના કોણ કહેશે?

આ ભેદ આંતરિક આશયથી સ્પષ્ટ થાય છે એમ જનહિતવાદીથી કહી શકાય નહીં; કારણ કે તે મત પ્રમાણે કાર્યની સારાસારતાના વિવેક માટે આંતરિક આશયની અપેક્ષાજ બિલકુલ નથી એ પણ તે મતની એક પીડા છે. બેન્થામ કહે છે કે મનુષ્યની સઘળી પ્રવૃત્તિનું પ્રયોજન માત્ર આનંદપ્રાપ્તિજ હોય છે. પરંતુ તેથી સદાચારી, દુરાચારી અને ઉદાસીન–સઘળાં કાર્યો એક કોટીનાંજ થઇ જાય. આમ સદ્ગુણને જે અપ્રતિમ અને અપૂર્વ પદવી જન–સમૂહ આપે છે તેનો ખુલાસો આ મતથી થઈ શકતો નથી. જેથી માણસોને સુખ થાય તે સારૂં એમ જો આપણે સ્વીકારીએ તો ઘણાં અનીતિમાન કૃત્યોથી પણ માણસોને સુખ થતું હોવાથી તેમને નીતિમાન કહેવાનો પ્રસંગ આવશે. જો આંતરિક આશયનું ધોરણ આપણે સ્વીકારીએ તો કાર્યદક્ષ આશય અને સદ્ગુણી આશયમાં ભેદ છે એ વાત માનવાની આ મતવાળાઓ ના કહે છે. અને જો *ઇરાદાનું ધોરણ સ્વીકારીએ, તો સત્ય અને પાતિવ્રત્યથી ગમે તેટલું સુખ મનુષ્ય જાતને થતું હોય, પણ પરોપકાર કરવાના ઇરાદાથી એ સદાચાર કોઇ પાળતું નથી. આ પ્રમાણે મનુષ્યના સ્વભાવમાં નૈતિક વૃત્તિનો અંશ સ્વતંત્ર રહેલો છે તેનો ખુલાસો આ મતથી કોઇ રીતે થતો નથી.

વળી કેટલાક એમ કહે છે કે આંતરવાદીઓ પોતેજ કહે છે કે અમુક કાર્યોમાં માણસોનું સુખ વધારવાનું સામર્થ્ય રહેલું છે, માટે તે કરવાંજ જોઇએ. ઉપરાંત તેઓ એમ પણ કહે છે કે જેમાં એવું સામર્થ્ય ન હોય એવો એક પણ સદાચાર આંતરવાદીઓ બતાવી શકે એમ નથી, હવે શુભેચ્છા કે પરોપકાર, અર્થાત્ મનુષ્યના સુખમાં વૃદ્ધિ કરવી ને, માણસ-

* ઇરાદા ( Intention ) અને આશય (Motive)નો ભેદ બેન્થામ પાડે છે. ઇરાદામાં કાર્યનું પરિણામ પણ ધ્યાનમાં લેવાનું હોય છે. જુઓ Mackenzie's Manual of Ethics Bk. I ch ?

નું કર્તવ્ય છે એ વાતની શંકા કોઈ આંતરવાદીને સ્વપ્નમાં પણ આવી નથી. ઉલટું તેઓ કહે છે કે એ કર્તવ્ય છે એવું જ્ઞાન આપણને અંતરમાં પ્રત્યક્ષ-સિદ્ધ છે; આપણો સ્વાર્થ તેથી સરે છે એવા શોધથી તે નથી થતું. પરંતુ સઘળા સદ્ગુણ સુખ-વૃદ્ધિના આ એકજ નિયમને વશવર્તી છે એ વાત સ્વીકારવાની તેઓ ના પાડે છે. લોક-વિચારની સાથે એક મત થઇ પરોપકારને તેઓ સદાચાર લેખે છે તે એટલાજ માટે કે દુનિયાને એ ઉપયોગી છે, અને ઉપયોગિતા કિંવા જનસેવાને તેઓ કર્તવ્ય તરીકે સ્વીકારે છે. એજ લોક-વિચારની સાથે એકમત રહી તેઓ માને છે કે સત્ય અને પાતિવ્રત્યથી સુખ થાઓ વા દુઃખ થાઓ, પણ તે જાતેજ સદાચાર છે. તેમની બીજી દલીલમાં જે પ્રશ્ન સમાએલો છે તેનું ઉત્તર આપવું એટલું સહેલું નથી, કારણ કે કાર્યોનાં છેવટ પરિણામોની ગણત્રી કરવી મુશ્કેલ છે. કાર્યની સારાસારતા વિષે જ્યાં મનુષ્યોમાં વિવાદ હોતો નથી ત્યાં પરિણામ પરત્વે તેમના વિચાર ઘણું કરીને બહુ સ્પષ્ટ હોય છે. અમારો સિદ્ધાંત ઘણો ચોક્કસ છે એવી આપવડાઇ જનહિતવાદીઓ કરે છે, છતાં ‘સુખ’ શબ્દની પણ ચોક્કસ વ્યાખ્યા તેઓ બાંધી શકતા નથી, અને બાંધી શકાય એવી પણ નથી. “બની શકે તેટલા સુખ”ના આવશ્યક લક્ષણો ક્યાં ? એ કોઇપણ માણસ બરાબર કહી શકતું નથી. પ્રજા પ્રજાના, અરે કહો કે માણસ માણસના પણ સુખના વિચાર જૂદા જૂદા હોય છે. અને દરેક સદાચાર ઉપયોગી હોય છે એ બાબતમાં કંઇ વિવાદ ન હોય તોપણ તેમાંથી એમ ફલિત થઇ જતું નથી કે ઉપયોગિતાને લીધે તેમાં શ્રેષ્ઠતા આવે છે.

'સદ્ગુણો કાંઇ સામાન્ય રીતે તેના કર્તાને અગર છેવટે સમાજને એકંદરે ઉપયોગી થાય છે એ વાત સ્વીકારવામાં અડચણ નથી. પણ તેથી કરીને ઉપયોગીતા નીતિનો સર્વોપરી નિયમ થઇ જતો નથી. વળી કાર્યોની ગણના તેમાંથી ઉપજતા પરિણામ ઉપરથીજ કરવા બેસીએ, તો પરિણામ ઘણાં ચોંકાવનારાં આવશે. ઉપયોગિતાનો સિદ્ધાંત એવો છે કે જે કાર્યથી મનુષ્ય જાતનું સુખ વધે તે સારું અને જેનાથી તે સુખ ઓછું થાય તે નઠારું.

તેથી દરેક કામ, દરેક વર્ત્તન, દરેક કોમ, સમાજની દરેક સ્થિતિ, જેટલે અંશે આદમ જાતનું સુખ વધારે તેટલે અંશે સદાચારી, અને જેટલે અંશે તે સુખ ઓછું કરે તેટલે અંશે દુરાચારી. હવે સ્વભાવની કેટલીક નિર્મળતાથી એવી કોઇ બાબતમાં નિશ્ચય કરી લેવાની ઢીલ કે ઉતાવળથી જેટલું દુઃખ થાય છે તેટલું દુઃખ અધમમાં અધમ દુરાચાર કે જેનું નામ પાડવું પણ લાજમ નથી તેથી થાય છે કે કેમ તે શંકા પડતી વાત છે. શરમાળ, 'નિરભિમાની, સ્વભાવે શાંત અને થોડું બોલનારો, પોતામાં રહેલી શક્તિઓનો અવિશ્વાસી, અને તકરાર કે દલીલની વાત આવતાં તુરત પોતાનો મત છોડી દે એવો માણસ દુનિયાને એકંદર ઓછો લાભ કરી શકે છે એ વાત તો 'નિઃસંશય છે. પણ નિર્લજ્જ, છાતીચલો અને ઉદ્ધત માણસ તડાકા ફડાકા મારી દરેક કામમાં માથું મારે છે અને ફાવી જાય છે. પરંતુ ઉપયોગિતાના સિદ્ધાંત પ્રમાણે આ માણસ વધારે સારો ગણાશે.' વળી ઉપકારવૃત્તિને લીધે આપણો વ્યવહાર બેશક ઘણો સૌમ્ય અને કોમળ થયો છે; પરંતુ ઘણા જમાના પર્યંત વેરની વૃત્તિને લીધે સામાજીક અધાધુની અટકી છે, અને હાલ પણ ગુન્હા ઉપર એનો અંકુશ છે. તેથી ઉપકારવૃત્તિ કરતાં વેર-વૃત્તિ જન-સમાજને વધારે ઉપયોગી થઇ છે. સાર્વજનિક જીવનની વિશાળ રંગ-ભૂમિ ઉપર, વિશેષે કરીને જ્યારે લોકો રાગદ્વેષથી ઘેરાઇ આચરણમાં પ્રવૃત્ત થાય છે ત્યારે, સૂક્ષ્મ નીતિના વિચારવાળો પ્રામાણિક અને નિષ્પક્ષ માણસ અથવા ઢોંગ કે ઢીલને સહન કરી ન શકતો ધર્મનો એકમાર્ગી ઝનુની જગતને ઝાઝો લાભ કરી શકતો નથી. પરંતુ ગમે તે ઉપાયે પણ પોતાની મતલબ સાધવાનો ખંતી, અતર્યામિ દેવતાની સુચવણીમાંથી તદ્દન મુક્ત અને કેવળ યંત્ર પેરે કામ કરનારો, સૂક્ષ્મદર્શી રાજદ્વારી પુરૂષ તે સમયે સત્તાવાન થઈ પડે છે, કારણ કે લોકોના રાગદ્વેષ અને સમયના દુરાગ્રહને કાંઇક માચવી લેવાની કુનેહ તેનામાં હોય છે. આવી રીતે કૃતેહમંદ નીવડેલા માણસોને ભલે કેટલાક લેખકો વખાણે અને હૃદયની વિશાળતા અને બારીક નીતિના વિચારને લીધે જેઓ નેતા

થઇ શકતા નથી તેમની હાંસી કરી તેઓ ભલે તેમને ધિક્કારે; પણ સમાજને ઉપયોગી થઇ શકતા નથી માટે આ સદાચારી માણસો દુરાચારી છે એમ ભાગ્યે જ કોઇને વિચાર આવશે. જો માત્ર ઉપયોગિતાથીજ નીતિનું તોલન કરવાનું હોય, તો પોતે કરે છે તેના કરતા મોટી દુર્દશા જે અટકાવે છે એવા વર્ગ પ્રત્યે નીતિનો અણગમો આપણે કેવી રીતે બતાવવો એ વાત સમજવી મુશ્કેલ થઇ પડે છે. વેશ્યાઓ સદાચાર કરે છે એમ કોઇ કહેશે નહિ. આમ ઉપયોગિતાના સૂત્રથી તો સદાચારને દુરાચાર અને દુરાચારને સદાચાર કહેવાનો પ્રસંગ આવે છે.

હવે જનહિતવાદને યથાર્થ અનુભવમા મેળવતા શું થાય તે આપણે જોઇએ. ધારો કે કોઈ માણસને વિચારમા અને આચારમા યથાર્થ જનહિતવાદી થવુ છે, અને ધારો કે પોતાના સ્વાર્થ અને કર્તવ્યમા દેખીતો તફાવત છે એ મુશ્કેલીનું સમાધાન પોતાના મન સાથે એણે પ્રથમથી જ કરી લીધુ છે. અને હવે કર્તવ્યનું જ જીવન એને જીવવું છે પણ કર્તવ્ય શું? એ પ્રશ્નનો જવાબ તેને આમ મળે છે—સુખ સિવાય મનુષ્યના આચરણનો અન્ય કોઇ ઉદ્દેશ કે નિયમ છે એમ માનવુ એ, માત્ર ભ્રમણા છે, ફળથી સ્વતંત્ર કાર્યની સદાચારતા કે દુરાચારતા જ નથી, ઉપયોગી કાર્યમા દુરાચાર કદિ પણ હોતો નથી, અને કાર્યની ઉપયોગિતામા જ સઘળો સદાચાર સમાએલો છે અને તેની કિંમત પણ તેથી જ કરવાની છે. આટલુ જાણ્યા પછી જગતનું અવલોકન કરતા તે જીજ્ઞાસુને તુરત માલમ પડી આવે છે કે ખુન, ચોરી, જૂઠ ઇત્યાદિ ગુનાઓથી પણ દુનિયામા ઘણીવાર લાભ થાય છે તો એવા કાર્યો એણે પણ શા માટે ન કરવા? એમ પૂછતા એને જવાબ મળે છે કે કાર્યોની નીતિ તપાસવામા સમીપના અને દૂરસ્થ બન્ને ફળોને ધ્યાનમા રાખવાના છે તેથી તે કાર્યો ખરેખર તેના ઉપયોગી નથી. વળી કેટલાક જૂઠથી અને કદાચિત્ ખુનથી પણ લાભ થાય, તથાપિ જીદગી અને મિલ્કતની પવિત્રતા સાચવવામા મનુષ્ય જાતનો એક પ્રકારનો મોટામા મોટો લાભ સમાએલો છે, અને વળી સત્યબોલવાનુ ઉચ્ચ ધોરણ સમાજમા

સાચવી રાખવુ જોઇએ, નહિ તો ખરાબ નાખનો એમ પરંતુ આ પ્રત્યુત્તર સંતોષકારક નથી. કેમકે જનહિતવાદીએ એમ સાબીત કરી આપવુ જોઇએ કે દુનિયા જેને ગુનો કહે છે તેના એક કાર્યથી સમાજના આ મહાન પાયા એવા નિબળ થઇ જાય છે કે તેથી તુરતના લાભ કરતા દૂરસ્થ હાનિ વધારે થાય છે નહિ તો, સુખની તરફેણમા સીનક બાકી રહે છે, અને તેથી ખૂન, ચોરી કે અસત્ય ઉપયોગી થાય છે, અને તેથી જનહિતવાદીના સિદ્ધાત પ્રમાણે તે સદાચાર જ ગણાય.

દાખનો બેસવાની વાત જનહિતવાદી કરે છે તે પણ અસંગત છે પ્રથમ તો અપ્રસિદ્ધ માણસના જાહેર કાર્યોથી દાખનાની અસર બ્હુ થેડી થાય છે પણ ને કાર્યો જો કેવળ છાના રહી શકે, તો દાખનાથી ઉપજતી આદી અસર થવાનો સભવ જ રહેતો નથી તમે કહેશો કે જેને લોકો ગુના કહે છે તે આમ છાના કરવાની પરવાનગી લોકોને આપવી એ ઘણુ જોખમ ભરેલુ છે તો તેનો અર્થ એટલો જ થાય છે કે એવી પરવાનગીનો ઢંઢેરો પીટાવવામા જનહિતવાદીને લાભ નથી, પણ તેટના કારણથી તે પોતે પોતાનો લાભ સાધતા શા માટે અટકે? જો કોઇ માણસને ખાત્રી હોય કે અમુક કાર્ય ઉપયોગી હોવાથી તેમા પાપ નથી, એટલુ જ નહીં પણ તે રીતે તાત્કાળિક લાભ તે મેળવી શકે એમ છે, અને વળી એવી ગુપ્ત રીતે એ કાર્ય તે કરી શકે એમ છે કે લોકોને દાખના રૂપ ન નિવડતુ થઇ જ નહિ શકે, તો પછી જનહિતવાદ ના સિદ્ધાન પ્રમાણે તે કાર્ય કરવામા તે વાજબી જ છે જેને આપણે સદાચાર કહીએ છીએ તે માત્ર ઉપયોગી હોવાથી જો નીતિમાન થવો હોય, તો જ્યારે તે ઉપયોગી થાય ત્યારે જ તે નીતિમાન હોઇ શકે. આમ કાર્યપ્રદેશમા મોટે ભાગે 'પાપ કરતા પકડાવુ નહિ' એ સદાચારનો સિદ્ધાન થઇ જાય છે, અને પાપી અને ખરા માણસ ખરા સદાચારીમા ખપી જવાનો ભય ઉપજે છે. આ દોષનુ નિવારણ કરવા કેટલાક એમ કહે છે કે એવા કાર્યથી કર્તાના સ્વભાવનુ વલણ કમ જોર થઇ જાય અથવા બીજી રીતે બોલીએ તો જે કાર્યો સમાજને ઘણુ કરીને હાનિકારક ગણાય છે એવા કાર્યો કરવાનું પ્રબળ બળના એને મન ના

જશે. પરંતુ આ દલીલમાં પણ ઝાઝો દમ નથી, કારણ કે એક જ કાર્યની એના સ્વભાવ ઉપર તે અસર એવી થઇ જતી નથી કે તાત્કાલિક લાભ મોટો હોય છતાં એ છોડી દે; કેમકે જનહિતવાદી હોવાથી તે તો એમ જ માનતો હોય છે કે આચરણના ખરા સિદ્ધાંત પ્રમાણે જ એ વર્તે છે અને એ કાર્યથી જો ટેવ જ પડી જતી હોય તો ઉપયોગિતાની યથોચિત અને બારીક ગણત્રી કરીને કાર્યોનું નિયમન કરવું તે તો જનહિતવાદીનું પરમ સાધ્ય છે.

વળી આ જીજ્ઞાસુ જો તીવ્ર કલ્પનાવાળો અને એકાંતવાસી પ્રકૃતિનો હશે, તો ઘણું કરીને કેવળ કલ્પનાની સૃષ્ટિમાં જ એ મગ્ન રહેશે. સામાન્ય રીતે માણસને સહજ સમજાય છે કે કેવળ કલ્પનાની સૃષ્ટિમાં રહેવામાં પાપ છે, કારણ કે પોતાના આનંદ સિવાય અન્ય કર્તવ્યો પણ માણસે કરવાનાં છે, અને તે તેનાથી નથી થતાં તો તેને પશ્ચાત્તાપ થાય છે પરંતુ જનહિતવાદીને પોતાના સિદ્ધાંતને લીધે તે પશ્ચાત્તાપ થતો નથી તેથી અતિ દુષ્ટ કલ્પનામાં આસક્ત રહેવાથી એને આનંદની પ્રાપ્તિ થાય છે, અને જો એ આસક્તિ કોઇ કાર્યમાં પરિણમતી ન હોય તો તેથી તેને લાભ પણ સ્પષ્ટ છે તેથી આ આસક્તિ પ્રશંસનીય થાય છે અને જીવનની આવી રચના થઇ શકતી હોવાથી, જનહિતવાદમાં કલ્પનાનાં પાપ બની શકે છે અને કલ્પનાપ્રધાન અથવા મનુ વાચનની સામે એ જ આક્ષેપ છે કે તેથી વાચનારની વૃત્તિઓ કેવળ કલ્પના સૃષ્ટિમાં રમતી હોવાથી વ્યાવહારિક કલ્યાણમાં તેની પ્રવૃત્તિ રહેતી નથી. વળી, દૂરસ્થ પરિણામોનો વિચાર જનહિતવાદમાં પ્રધાનતા ભોગવે છે પરંતુ તેમાં પણ ફેરફાર કરવાની આપણા આ જીજ્ઞાસુને જરૂર લાગશે, નહિ તો બાળહત્યાદિને પરવાનો મળશે. જનહિતવાદી કહે છે કે ખૂનથી મોટો લાભ થતો હોય તો પણ તે કરવામાં પાપ છે, કારણ કે તેથી જીંદગીની પવિત્રતાનો વિચાર નિર્બળ થતો જાય છે પરંતુ અમુક બાબતમાં માણસો જીંદગીની બેદરકાર રહે છે તેની બની બાબતમાં તેઓ તેના બેદરકાર થાય છે એ વાત અનુભવની વિરુદ્ધ છે પ્રાચીન ગ્રીક લોકોમાં દયાની જરીયણ લાગણી વિના ગરીબ માબાપના

છોકરાનું ખૂન થતું હતું અથવા તેમને રખડતાં મૂકાતાં હતાં, છતાં ઉપરે પડોશીઓની ટેકરી પવિત્ર ગણાતી હતી. વળી જે માણસો ધર્મનો વિસ્તાર કરવા ખાતર લોકોને જૂઠું બોલી ઉપયોગી વેદનો ઉપજાવે તે અન્ય વ્યવહારમાં પણ જૂઠું બોલશે એમ તેમાંથી આવશ્યક રીતે નીકળતું નથી. સટ્ટામાં અત્યંત અપ્રમાણિક માણસો બીજા વ્યવહારમાં ઘણું કરીને ચોખ્ખા અને પ્રમાણિક હોય છે. જનહિતવાદને જો કોઈ દુરાચાર બરાબર ન બેસતો હોય તો તે નિર્દયતા છે. પરંતુ પ્રાણીઓ પ્રત્યે ક્રૂર થવાથી માણસો પ્રત્યે ક્રૂર હોવાનું પરિણામ આવ્યું નથી; અને જ્યાં પ્રાણીઓને થતું દુઃખ આનંદનું મુખ્ય તત્ત્વ હોય છે એવા દેખાવોથી ચારિત્ર્ય ઉપર માઠી અસર થાય છે ત્યાં પણ તે દેખાવોથી અંતે ઉપજતા માનુષી અસુખનો સરવાળો તે વખતે ઉપજતા તાત્કાલિક અત્યંત આનંદની બરોબરી કરે છે કે કેમ? તે પણ ઘણા સંશયની વાત છે. આમ જનહિતવાદમાં ક્રૂરતા આચરવાની પરવાનગી મળે છે.

પરંતુ એમાંથી જનહિતવાદમાં અતિ વિલક્ષણ પ્રકારનું એક બીજું પરિણામ પણ આવે છે. પ્રાણીઓ પ્રત્યે દયા રાખવાનું આપણું કર્તવ્ય છે એ વાતનું વાજબીપણું અને ખુલાસો અંતરવાદીના મત પ્રમાણે સહેલાઇથી થઇ જાય છે. જેના જેના સંબંધમાં આપણે આવીએ તે સર્વ પ્રત્યે આપણા સંજોગ અને ચારિત્ર્યના બળે આપણામાં જૂદી જૂદી લાગણીઓ જન્મે છે, અને તે દરેકની સારાસારતા વિષે આપણી મનોદેવતા આપણને આપોઆપ કહે છે. તેથીજ બીજા કરતાં આપણા કુટુંબીઓ અને સ્વદેશીઓને આપણે વધારે ચાહીએ તો તે સ્વાભાવિક અને વાજબી છે. એજ મનોદેવતા આપણને કહે છે કે પ્રાણીઓ પ્રત્યે દયા રાખવાનું આપણું કર્તવ્ય સ્વાભાવિક અને વાજબી છે, છતાં તેમાં અને માણસો પ્રત્યે આપણી દયાના કર્તવ્યમાં ભેદ છે. માણસ માણસનું ભક્ષણ કરતો નથી, પણ પ્રાણીઓને ખોરાકમાં વાપરે છે. ચામડાંની ખાતર, અગર નજીવી ગભરાટમાંથી મુક્ત થવાની ખાતર પ્રાણ મારતાં જેનાં હૃદયમાં કાંઈ આનાકાની થતી નથી તે માણસ પરોપકાર કરે છે એમ કહી તેને કોઈ

વખાણતું નથી તથાપિ શોખ, મોજ કે મગનડની ખાતર પ્રાણીઓનો જીવ લેવામાં જે માણસનું હૃદય પાછું ખચતું નથી તે માણસ પ્રાણીઓ પ્રત્યે વધો દયાળુ છે એમ જનહિતવાદ પ્રમાણે ગણી શકાય

જમાનાના જુસ્સાને વશ થઇ, પ્રાણીઓ પ્રત્યે દયા રાખવી જોઇએ એ વાતનું સમર્થન કરવા જનહિતવાદીઓએ પ્રશંસનીય પ્રયાસ કર્યો છે. પરન્તુ મનુષ્યના સુખમાં વૃદ્ધિ કરવા ઉપરાંત અન્ય ઉદ્દેશને જે સિદ્ધાન્ત ઓળખતો નથી, તેમાંથી એ વાત ઉપસ્થિત થતી નથી એ સ્પષ્ટ છે તેથી હાલમાં તે મતના કેટલાક અનુયાયીઓ એમ કહે છે કે જે સુખદુઃખની અહીં વાત થાય છે તે મનુષ્યનું હોય કે પ્રાણીઓનું હોય, પણ એ દરે જે કાર્યથી સુખ વધારે થાય તે સારૂ, અને જેથી દુઃખ વધારે થાય તે નઠારૂ અર્થાત્ મનુષ્ય પ્રત્યે મનુષ્યનું જેવું કર્તવ્ય છે તેવું જ પ્રાણીઓ પ્રત્યે પણ છે. તેથી પ્રાણીઓના દુઃખ કરતા મનુષ્યનું સુખ વધારે ન હોય તો તે દુઃખ કરવું વાજબી નથી.

પરન્તુ આત્માનુભવવાદીના સિદ્ધાન્તમાંથી આ વાત પણ કેમ નીકળી આવે છે તે સમજાતું નથી આ સિદ્ધાંત પ્રમાણે, સાહચર્યને લીધે માણસની પરોપકારમાં પ્રવૃત્તિ શરૂ થાય છે પણ પછી ટેવ પડતાં પરોપકાર એની મેળે થઇ જાય છે પરન્તુ કૃતજ્ઞતાથી ખીજાઇ પ્રાણીઓ આપણને નુકસાન કરી શકે નહિ, તેથી પ્રાણીઓ પરત્વે આ સાહચર્યનો પાયો જ નથી તમે કહેશો કે શુભેચ્છાની ટેવ પ્રથમ માણસો પરત્વે પડે છે અને પછી વિચાર-સાહચર્યના બળે પ્રાણીઓ પ્રત્યે તે આપણે વધારીએ છીએ તો તે વાત ઠીક છે પરન્તુ પ્રાણીઓ પ્રત્યેનું કર્તવ્ય માણસો પ્રત્યેના કર્તવ્યની બરોબર લેખાય એ વાત આદરણીય નથી પ્રાણીઓને મારી નાખતા જે દુઃખ તેમને થાય છે તેમજ તેથી જે સુખ તેમનું જતું રહે છે તેના કરતાં, તેમના ચામડાનો અને તેના પોશાક પહેરતા અથવા તેના માંસનો આહાર કરતા જે આનંદ થાય છે તે વધારે છે એમ જ્યાં સુધી કોઇની ખાત્રી થાય નહિ ત્યાં સુધી તે માણસ તેવો પોશાક પહેરશે નહિ અથવા તેવો આહાર કરશે નહિ એમ અનસ્ત્રતિ નભતિન લાગતું નથી અને

માને કે આવી ગણત્રી કરીને જ જનહિતવાદી મોંમાદાવાદિમાં પ્રવૃત્ત રહે છે, તો પછી ગરીબ માબાપનાં અંધાં ભુખે મરી જતાં છોકરાંને મારી ખાતાં એના સિદ્ધાંતમાં શો વાંધો આવે છે? કેમકે એના મત પ્રમાણે એ બાળકો અને બકરાં એક જ કોટીનાં છે. આ પ્રમાણે આ સિદ્ધાન્તમાં લૌકિક નીતિથી વિરુદ્ધ અને કમકમાટી ઉપજાવે એવાં તર્કનાં પરિણામો અન્તર્ગત રહેલાં છે. પરંતુ હજી બે બાબતમાં બોલવાનું રહે છે: પાતિવ્રત્ય અને સત્યનો પ્રેમ.

પાતિવ્રત્ય વિષે આપણે આગળ બોલવું પડશે. અત્રે તો તે સંબંધી ઇશારો કરવો જ ઉચિત છે. ધારો કે પાતિવ્રત્ય સંબંધી એક જમાનામાં અનાચાર અને નિરંકુશ સ્વચ્છંદ પ્રવર્તે છે અને લોકોના મનમાંથી તેની સ્વાભાવિક સર્વોત્તમતાનો વિચાર બીલકુલ નીકળી ગયો છે; અને ધારો કે બીજા એક જમાનામાં એ બાબતમાં અતિ પવિત્ર સદાચાર પળાય છે. આ બે જમાનામાંથી નીતિમાં કયો સારો? એ વિષે જો જનહિતવાદી વિચાર કરવા બેસે તો એણે કહેવું જોઇએ કે જે જમાનામાં વધારેમાં વધારે આનંદ અને ઓછામાં ઓછું દુઃખ થાય છે તે સારો. કૌટુંબિક જીવનમાંથી મળતો આનંદ, સમાજમાં નિરંકુશ વ્યવહારથી ઉપજતું સુખ, પાતિવ્રત્યના ભંગથી જૂદે જૂદે રસ્તે ઉપજતા કલેશ, અને જીંદગીના દરેક પ્રકારને લીધે સુખ અને વસ્તીની વૃદ્ધિ ઉપર છેવટે જે અસર થાય છે તે—આ બધાં તે સરખામણી કરવામાં તત્ત્વો બને છે, અને આ ધારણે તપાસતાં કોઇપણ માણસ એમ કહી શકશે કે પાતિવ્રત્ય પાળતાં એકંદરે એટલું બધું સુખ ઉપજે છે કે નીતિમાં આપણે જે ઉત્તમ સ્થાન એને આપીએ છીએ તે વાજબી છે? અર્થાત્ જનહિતવાદીના સિદ્ધાંતમાંથી પાતિવ્રત્યનો સદાચાર ઉપસ્થિત થતો નથી.

બીજી બાબત સત્યના પ્રેમની છે. સત્યપ્રેમી માણસ વહેમી હોતો નથી. હવે ધર્મમાં અંધ શ્રદ્ધાનો શત્રુ જનહિતવાદીના જેવો બીજો કોઇ હોતો નથી. છતાં તેના સિદ્ધાંતમાંથી આ શત્રુતાનું વાજબીપણું સિદ્ધ થવું મુશ્કેલ છે. બીક લોકોને દેવાની અધમ બીક હતી, અને બેશક આવી

જાતના વેહેમથી મનુષ્યોને અવર્ણ્ય મેનાપ અને ક્લેશ થએલા છે. પરંતુ બીજા કેટલાક વેહેમોમાં તેથી ઉલટુંજ વલણ રહેલું છે. ઘણીવાર હૃદયની આતુર ઇચ્છાઓ તેમનાથી તૃપ્ત બની સંતોષ પામે છે. જે વાત તર્કથી કેવળ શક્ય કે સંભવિત લાગે છે તે વાત તેમનાથી નિશ્ચિત બની આપણામાં ગાઢ આસ્થા અને પ્રેમ ઉપજાવે છે, અને એવા વિચારોની પ્રાપ્તિ કરાવે છે કે કલ્પનાને તેમના ઉપર ઠરતાં આનંદ પ્રાપ્ત થાય છે. કેટલીક વખતે નૈતિક સત્વોને પણ તેમનાથી નવું વજન મળે છે. હૃદયમાં એવી જરૂરીઆતો તેઓ ઉભી કરે છે કે જે તેમનાથીજ સંતોષ પામે: એવી ભ્રાન્તીઓ ઉભી કરે છે કે જે તેમનાથીજ નષ્ટ થાય; આમ મનુષ્ય જીવનમાં ઘણીવાર તેઓ સુખનાં આવશ્યક તત્ત્વો બને છે અને દુઃખને વખતે જ્યારે દીલાસાની ખરેખર જરૂર હોય છે ત્યારે તેમનાથી જ માત્ર દીલાસો મળી શકે છે. જ્ઞાન કરતા મોહના આપણે વિશેષ ઋણી છીએ. વિચારના પ્રદેશમાં, તર્કનું સામર્થ્ય તો વિશેષે કરીને ટીકા અને સંહારમાં સમાએલું હોય છે. પરંતુ કેવળ રચનાત્મક કલ્પના આપણા સુખમાં ઘણું કરીને વધારે સહાયભૂત થાય છે. હાથે બાંધેલા તાવીજથી કે કોઇ પવિત્ર છબી ઘરમાં *હોવાથી પોતાના સંરક્ષણની અશિક્ષિત મનને એવી તો ખાત્રી રહે છે કે તેથી દુ;ખને વખતે ખરેખરો દીલાસો તેને જેવો મળે છે, તેવો દીલાસો તત્ત્વજ્ઞાનના ભવ્ય સિદ્ધાંતોથી પણ મળતો નથી. જેના ઉપર પોતે આધાર રાખી શકે એવી કોઇક વસ્તુ શોધી કાઢવાની હૃદયની પ્રથમ ઇચ્છા હોય છે. સુખનો આધાર સંજોગો ઉપર નથી, પણ મન ઉપર છે; અને દુઃખદ અને સંતાપજનક સંશયમાંથી મુક્ત થવું એ રસ્તો સામાન્ય માણસોને સુખ મેળવવામાં ઘણો ઉપયોગી થાય તો ધર્મની કોઇ સંસ્થા અસત્ય, વેહેમી અને પશ્ચાત્ગામી ભલે હોય, પણ તેથી વિશ્વની પ્રકૃતિ સમજવાની ચાવી મળે છે એમ જનસમૂહનો મોટો ભાગ જો માનતો હોય, જ્યારે હૃદયને ચીરી નાખે એવા દુઃખના સમયે ઉંચા પ્રકારના વિવેકની વાતો શુષ્ક લાગે ત્યારે જો તેમને એનાથી ખરો દીલાસો મળતો હોય, અને મંદવાડ અને મૃત્યુ કાળના ઉદ્વિગ્ન સમયે તેમના નિર્મળ અને

જેમ થતા હૃદયને તેથી ટેકો મળતો હોય, તો તેવા ધર્મથી પણ તેમને સુખ થાય છે. ભોળો અને વેહેમી માણસ સુધારાની હલકી પાયરીએ ભલે હોય, પણ જ્યાં વેર કે એવું કોઇ બીજું ત્રાસજનકરૂપ વેહેમ ધારણ કરતો ન હોય એવા ઘણા પ્રસંગે તે દુઃખજનક હોતો નથી; અને સુધારાની હલકી પાયરીથી દુઃખ ઉપજતુ ન હોય તો તે હલકી પાયરીને જનહિતવાદીની નીતિમાં સ્થાન હોઇ શકે નહિ. શોધક વૃત્તિ સચેત થતાં માત્ર દુઃખદ માન્યતાઓ જ નષ્ટ થશે અને સુખદ માન્યતાઓ બધી રહી જશે એમ માનવુ ઘણું ભૂલ ભરેલું છે. અજ્ઞાનનું ભાન અને સંશયની વેદનાઓને અંતરમા પ્રવેશ કરાવવાથી દુઃખ થાય છે અથવા સહન કરવુ પડે છે, અને તે સંશય કાળ વીત્યા પછી પણ કદિ રહે છે. મહાદેવની મૂર્ત્તિને સમક્ષ રાખી ભક્તિ કરતી કોઇ આર્ય બાઇને જો તમે એમ કહો કે "બેહેન, એ પથ્થરમાં પરમેશ્વર નથી, પણ ખરા પરમેશ્વરનું ભજન કરો તો તેમાં તમારૂં કલ્યાણ છે:" તો ખરા પરમેશ્વરનું ભજન કરવા જતાં તેનો પરમેશ્વર જ ઉડી ચાલ્યો ગયો છે એમ એને લાગશે અને આંખમા આંસુ લાવી દયામણે ચેહેરે તમને એ કહેશે કે "ભાઇ, મારો પરમેશ્વર તમે ઉપાડી ગયા છો." આવે વખતે જનહિતવાદીને ઉભા થઇ રહેવું પડશે. પરન્તુ આંતરવાદ અહીં બોલી ઉઠશે કે આપણા ઉપદિષ્ટ મતઓને માત્ર માનસિક વિલાસની ચીજ ગણવામા પાપ છે; અને સુખ થાઓ વા દુઃખ થાઓ, પણ સત્ય શોધવાની આપણી ફરજ છે, અને આ ફરજ ઉપયોગિતાના સૂત્રથી કેવળ ભિન્ન છે અને તેનાથી શ્રેષ્ટ છે.

જનહિતવાદમાં જે કાયદાથી નીતિનું પાલન થાય છે તે કાયદા પરત્વે પણ તેમનો એક જ સિદ્ધાન્ત કાંઇક યોગ્ય લાગે છે, અને તે ધાર્મિક કાયદો છે. આ સિદ્ધાંત પ્રમાણે સદાચારની તરફેણમાં સ્વાર્થની પુરાંત હમેશાં રહી શકે છે. પરન્તુ અર્વાચીન જનહિતવાદીઓનો મોટો ભાગ ધર્મના વિચારને પોતાના મનથી સ્પષ્ટ રીતે અલગ ગણે છે, તેથી તેના સબંધમાં માત્ર એક બે વાતો જ આપણે જોઇશું.

પ્રથમતો, દેવની ઇચ્છા જ જો નીતિનો કાયદો માત્ર હોય, તો પછી

દૈવી ગુણો આપણા પ્રેમ અને પ્રશંસાના વિષય રહેતા નથી. દેવ શ્રેષ્ઠ છે એમ કહેવાનો અર્થ એટલો જ થાય છે કે શ્રેષ્ઠતા નામે કોઇ એવો ધર્મ છે કે જેને અનુસાર દેવ પોતે વર્તે છે, નહિતો તેમા અર્થ રહિત પુનરુક્તિ જ થાય છે. કેવળ ઇચ્છામા કોઇ નિયમ ન હોવાથી, માત્ર ઇચ્છાવાળા દેવ ઉપર શ્રદ્ધા અને પ્રીતિ આપણને કેવી રીતે અને શા માટે થાય? આ મતમા એ વાત સ્પષ્ટ છે. ઇશ્વરની ઇચ્છા જ માત્ર નીતિનો કાયદો છે, અને ભવિષ્યમા મળવાના સારા કે નરસા બદલાને લીધે જ એ ઇચ્છાને આપણે અનુસરીએ છીએ. પ્રથમ વાતથી ઇશ્વરની શ્રેષ્ઠતા રહેતી નથી બીજી વાતથી મનુષ્યનો સદ્ગુણ રહેતો નથી.

બીજી વાત આ મતવાળા કહે છે કે પરલોકના સુખ દુઃખના વિચાર થી જ આપણી પ્રવૃત્તિ નીતિમા થાય છે. પરંતુ આપણી વાસ્તવિક માન્યતા એવી છે કે ધર્મ અને અધર્મની એવી દૃઢ વૃત્તિ આપણા અંતરના ઊંડા ભાગમા મજબૂત રહેલી છે કે તેને સંતોષવાની ખાતર ભાવિ બદલાનો સિદ્ધાંત આપણે સ્વીકારીએ છીએ સદાચારી દુઃખી અને દુરાચારી સુખી ઘણીવાર આપણે જગતમા જોઇએ છીએ. તેથી આ જન્મમા નહિતો આવતા જન્મમા તેમને બદલો મળવો જ જોઇએ એમ આપણે માનીએ છીએ જો ધર્મ અધર્મનુ આ ભાન આપણા સ્વભાવમાથી લઇ લેવામા આવે, તો પછી એ અનુમાન કાઢવાનો અવકાશ આપણને રહેતો નથી.

ત્રીજી વાત. સૃષ્ટિ-કર્ત્તાના શ્રેષ્ઠ પરોપકારીપણાની વાત જનહિત વાદી કરે છે. પરંતુ આપણી સ્વભાવસિદ્ધ નૈતિક શક્તિની સમતિ વિના કેવળ કુદરતમાથી એ વાત સિદ્ધ થઈ શકતી નથી સૂર્યના પ્રકાશમા આનંદ માણતુ જતુ, પ્રાણીઓમા પોતાના સરક્ષણને માટે ઉદાર હાથે બક્ષીસ થએલુ અંગજ્ઞાન, માબાપનો સ્નેહ, બાળકોનો આનંદ, કુદરતના સૌંદર્ય અને ફળદ્રુપતા વિગેરે અનેક સારી વાતો આપણે કુદરતમા જોઇએ છીએ અને તેથી ઇશ્વર ઘણો દયાળુ છે એમ આપણે કહીએ છીએ. પરંતુ આથી ઉલટી વાતો પણ કુદરતમા દેખાય છે. ભયકર રોગો, દુકાળ અને

મરકી, પ્રાણીઓ ઉપર ઉછરનારાં પેટનાં કૃમિઓ, ઉંદર બિલાડી જેવાં ઘેર અને ફરતા, ઈત્યાદિ પુષ્કળ દુઃખ અને સંકટો આપણે જોઈએ છીએ. આ ઉપરથી ઇશ્વરને ક્રૂર આપણે શા માટે ન કહેવો ! વળી બુદ્ધિ–વિષયક બાબતોમાં પણ કુદરતે ઘણો ભ્રમ ઉપજાવેલો છે. દરેક ચીજ જોતાં જંગલીની કલ્પના તેને ભ્રમમાં જ નાખે છે. સૂર્ય પૃથ્વીની આસપાસ ફરતો નાનો દીવો જણાય છે; ચંદ્ર અને તારા પોતાને અજવાળું આપવા માટે જ માત્ર સરજાએલા લાગે છે; વિચિત્ર પ્રકારના રોગ થતાં શરીરમાં ભૂત ભરાએલું સમજાય છે; કુદરતના ભયંકર બનાવો જડ શક્તિનાં નહિ પણ પૃથક્ પૃથક્ ચૈતન્યમય કર્તાઓનાં કાર્યો લાગે છે, અને આવી આવી બાબતોથી એના મનમાં વહેમ જડ ઘાલીને બેસે છે. આવા આવા વહેમોને લીધે સેંકડો વર્ષ લગી જગતમાં લોહીની નીક્ક વહી છે, કુદરતના કાયદા દેવ રૂપે પૂજાયા છે અને લાખો પ્રાર્થનાઓ તેમને નાહક થઇ છે. આમ કુદરતના ભ્રમજનક દેખાવને લીધે, મનુષ્ય બાળક અવસ્થામાં ભયંકર ભ્રમણાઓનો ભોગ થએલી મનુષ્યની મતિ સેંકડો વર્ષોના ભારે પરિશ્રમ પછી જ માંડ માંડ તેમાંથી મુક્ત થએલી છે.

અર્થશાસ્ત્રથી પણ એ જ વાત સિદ્ધ છે. પ્રજાઓના સ્વાર્થ એક બીજાથી વિરૂદ્ધ છે એવી ભ્રમણા થતાં અનેક ખુનખાર લડાઇઓ સળગેલી છે અને તેમાં દુનિયાનો ડાટ વાળી ગયો છે. પરંતુ આવી ભ્રમણામાં પ્રબળમાં પ્રબળ બુદ્ધિવાળાં માણસો પણ ગોથાં ખાઈ ગયાં છે; અને માત્ર હમણાં હમણાંમાં જ ઉત્પન્ન કાયદાઓનું રહસ્ય દુનિયાને સમજાવા લાગ્યું છે.

પરંતુ આ ઉપરથી આપણે સમજવું શું ? જો કેવળ કુદરતના અનુભવ ઉપરથી જ આ બાબતમાં આપણને સમજવાનું હોત, કેટલીક વસ્તુઓ પોતાના સ્વભાવથી જ સારી છે અને કેટલીક ખરાબ છે એવું જ્ઞાન જો આપણને બિલકુલ થતું જ નહોત, તો આપણે કેમ કહી શકત કે ઇશ્વર સર્વ વાતે સંપૂર્ણ છે ? સૃષ્ટિમાં શુભ વૃત્તિની વિશેષ પ્રતીતિ આપણને થતી હોય, તોપણ કુદરતના મિશ્રિત ધર્મો ઉપરથી તેના યંત્રકારમાં પણ તેવા મિશ્રણનો આરોપ આપણે કરવો જોઇએ. શ્રેષ્ટ સર્વોત્તમતાનું આપણું જ્ઞાન,

અરે! સૃષ્ટિ-કર્તાના અસ્તિત્વની શ્રેષ્ટ સાબીતિ, જડ સૃષ્ટિમાંથી નહિ પણ આપણા નૈતિક સ્વભાવમાંથી આપણને હસ્તગત થાય છે. એ વાત યુક્તિની નથી, પણ આસ્થાની છે. આસ્થા અને યુક્તિ બન્ને આપણા સ્વભાવના મૂળ અંશ છે; પણ આસ્થા જે વાત આપણને શીખવે છે, તે યુક્તિથી કદિ જાણી શકાય એમ નથી. યુક્તિથી અતીત, અતિ ઉન્નત અને શ્રેષ્ટ નીતિની ભાવનાઓ આપણા હૃદયમાં રહેલી છે. આ ભાવનાઓ જડ સૃષ્ટિમાં સંતુષ્ટ થઇ શકતી નથી. પણ તેમની મહદ્ અભિલાષા એવી તો સ્પષ્ટ અને પ્રબળ છે કે માત્ર અન્ય દુનિયાને માટે તેઓ લાયકની લાગે છે; અને તેથી કરીને આપણામાં રહેલા દૈવી અંશની અને આ જીંદગીમાં જ આપણા જીવનની સમાપ્તિ નથી એ વાતની, તેમાંથીજ આપણને સાબીતિ મળે છે.

આ વાતો યુક્તિથી સમજાવી શકાય એવી નથી, પણ માત્ર આપણા અંતરના ઉદ્‌ગાર જ હોય છે. પરંતુ સઘળા જમાનાના શ્રેષ્ટ અને મહાન્ પુરૂષોનો અનુભવ એવો જ છે એ વાત તેમની સત્યતાની સાબીતિ છે. આ દુનિયાની વસ્તુઓથી આપણા સ્વભાવની તૃપ્તિ થતી નથી એ ચોક્કસ છે, અને પવિત્ર અને ઉન્નત જીવનથી આ મહદ્ અભિલાષાઓ પ્રદીપ્ત થાય છે અને સ્વાર્થી અને ભ્રષ્ટ જીવનથી અસ્પષ્ટ અને મંદ થઈ જાય છે એ વાત સાચી છે. અને આ ભાવનાઓનું સ્થાયી ખંડન તત્ત્વજ્ઞાનના કોઇ સિદ્ધાંત કે સંશયવાદથી અદ્યાપિ પર્યંત થઇ શક્યું નથી. આપણા નૈતિક સ્વભાવનું વલણ ઉપર જોવાનું છે. અને ધર્મ અને નીતિશાસ્ત્રનું મૂળ પણ તે સ્વભાવમાં જ છે, કારણકે આ તત્ત્વ આપણા સ્વભાવના બંધારણમાં અતિ નિર્બળ છતાં સર્વોપરી અને શ્રેષ્ટ છે એ વાતનું ભાન આપણને જે વાતથી થાય છે તે જ વાતથી તે દૈવી અંશ છે એવો ઉપદેશ પણ આપણને મળે છે. તેથી જ દુનિયાના ઉત્તમ ધર્મોએ સ્વાર્થનો નહિ-પણ હૃદયનો આત્મભોગનું જે દૈવી તત્ત્વ આપણામાં ગુપ્ત રહ્યું છે તેનો, આશ્રય લીધો છે. આમ આપણા વાસ્તવિક નૈતિક સ્વભાવનો સ્વીકાર કરવાથી જ

મરકી, પ્રાણીઓ ઉપર જીવનારાં પેટનાં કૃમિઓ, ઉંદર બિલાડી જેવાં વૈર અને ક્રૂરતા, ઈત્યાદિ પુષ્કળ દુઃખ અને સંકટો આપણે જોઇએ છીએ. આ ઉપરથી ઇશ્વરને ક્રૂર આપણે શા માટે ન કહેવો ! વળી બુદ્ધિ–વિષયક બાબતોમાં પણ કુદરતે ઘણો ભ્રમ ઉપજાવેલો છે. દરેક ચીજ જોતાં જંગલીની જીજ્ઞાસા તેને ભ્રમમાં જ નાખે છે. સૂર્ય પૃથ્વીની આસપાસ ફરતો નાનો દીવો જણાય છે; ચંદ્ર અને તારા પોતાને અજવાળું આપવા માટે જ માત્ર મરજાએલા લાગે છે; વિચિત્ર પ્રકારના રોગ થતાં શરીરમાં ભૂત ભરાએલું સમજાય છે: કુદરતના ભયંકર બનાવો જડ શક્તિનાં નહિ પણ પૃથક્ પૃથક્ ચૈતન્યમય કર્તાઓનાં કાર્યો લાગે છે, અને આવી આવી વાતોથી એના મનમાં વહેમ જડ ઘાલીને બેસે છે. આવા આવા વહેમોને લીધે સેંકડો વર્ષ લગી જગતમાં લોહીની નીકો વહી છે, કુદરતના કાયદા દેવ રૂપે પૂજાયા છે અને લાખો પ્રાર્થનાઓ તેમને નાહક થઇ છે. આમ કુદરતના ભ્રમજનક દેખાવને લીધે, સર્વત્ર બાળક અવસ્થામાં ભયંકર ભ્રમણાઓનો ભોગ થએલી મનુષ્યની મતિ સેંકડો વર્ષોના ભારે પરિશ્રમ પછી જ માંડ માંડ તેમાંથી મુક્ત થએલી છે.

અર્થશાસ્ત્રથી પણ એ જ વાત સિદ્ધ છે. પ્રજાઓના સ્વાર્થ એક બીજાથી વિરૂદ્ધ છે એવી ભ્રમણા થતાં અનેક ખુનખાર લડાઇઓ સળગેલી છે અને તેમાં દુનિયાનો ડાટ વાળી ગયો છે, પરંતુ આવી ભ્રમણામાં પ્રબળમાં પ્રબળ બુદ્ધિવાળાં માણસો પણ ગોથાં ખાઈ ગયાં છે; અને માત્ર હમણા હમણામાં જ દ્રવ્યના કાયદાઓનું રહસ્ય દુનિયાને સમજાવા લાગ્યું છે.

પરન્તુ આ ઉપરથી આપણે સમજવું શું ? જો કેવળ કુદરતના અનુભવ ઉપરથી જ આ બાબતમાં આપણને સમજવાનું હોત, કેટલીક વસ્તુઓ પોતાના સ્વભાવથી જ સારી છે અને કેટલીક ખરાબ છે એવું જ્ઞાન જો આપણને બિલકુલ થતું જ નહોત, તો આપણે કેમ કહી શકત કે ઇશ્વર સર્વ વાતે સંપૂર્ણ છે ? સૃષ્ટિમાં શુભ વૃત્તિની વિશેષ પ્રતીતિ આપણને થતી હોય, તોપણ કુદરતના મિશ્રિત ધર્મો ઉપરથી તેના મંત્રકારમાં પણ તેવા મિશ્રણનો આરોપ આપણે કરવો જોઇએ. શ્રેષ્ઠ સર્વોત્તમતાનું આપણું જ્ઞાન,

અરે! સૃષ્ટિ–કર્ત્તાના અસ્તિત્વની શ્રેષ્ટ સાબીતિ, જડ સૃષ્ટિમાંથી નહિ પણ આપણા નૈતિક સ્વભાવમાથી આપણને હસ્તગત થાય છે. એ વાત યુક્તિની નથી, પણ આસ્થાની છે. આસ્થા અને યુક્તિ બન્ને આપણા સ્વભાવના મૂળ અંશ છે, પણ આસ્થા જે વાત આપણને શીખવે છે, તે યુક્તિથી કદિ જાણી શકાય એમ નથી. યુક્તિથી અતીત, અતિ ઉન્નત અને શ્રેષ્ટ નીતિની ભાવનાઓ આપણા હૃદયમા રહેલી છે. આ ભાવનાઓ જડ સૃષ્ટિમા સતુષ્ટ થઇ શકતી નથી. પણ તેમની મહદ્ અભિલાષા એવી તો સ્પષ્ટ અને પ્રબળ છે કે માત્ર અન્ય દુનિયાને માટે તેઓ લાયકની લાગે છે; અને તેથી કરીને આપણામા રહેલા દૈવી અંશની અને આ જીદગીમા જ આપણા જીવનની સમાપ્તિ નથી એ વાતની, તેમાથીજ આપણને સાબીતિ મળે છે.

આ વાતો યુક્તિથી સમજાવી શકાય એવી નથી, પણ માત્ર આપણા અંતરના ઉદ્ગાર જ હોય છે. પરંતુ સઘળા જમાનાના શ્રેષ્ટ અને મહાન્ પુરૂષોનો અનુભવ એવો જ છે એ વાત તેમની સત્યતાની સાબીતિ છે. આ દુનિયાની વસ્તુઓથી આપણા સ્વભાવનો તૃપ્તિ થતી નથી એ ચોક્કસ છે, અને પવિત્ર અને ઉન્નત જીવનથી આ મહદ્ અભિલાષાઓ પ્રદીપ્ત થાય છે અને સ્વાર્થી અને ભ્રષ્ટ જીવનથી અસ્પષ્ટ અને મદ થઈ જાય છે એ વાત સાચી છે. અને આ ભાવનાઓનુ સ્થાયી ખડન તત્ત્વજ્ઞાનના કોઇ સિદ્ધાત કે સશયવાદથી અદ્યાપિ પર્યન્ત થઇ શક્યુ નથી આપણા નૈતિક સ્વભાવનું વલણ ઉપર જોવાનું છે. અને ધર્મ અને નીતિશાસ્ત્રનુ મૂળ પણ તે સ્વભાવમા જ છે, કારણકે આ તત્ત્વ આપણા સ્વભાવના બધાંનામા અતિ નિર્બળ છતા સર્વોપરી અને શ્રેષ્ટ છે એ વાતનુ ભાન આપણને જે વાતથી થાય છે ને જ વાતથી તે દૈવી અંશ છે એવો ઉપદેશ પણ આપણને મળે છે તેથી જ દુનિયાના ઉત્તમ ધર્મોએ સાધને નહિ–પણ હૃદયનો આત્મભોગનું જે દૈવી તત્ત્વ આપણામા ગુપ્ત રહ્યુ છે તેનો, સ્વીકાર કર્યો છે. આમ આપણા વાસ્તવિક નૈતિક સ્વભાવનો સ્વીકાર કરવાથી જ

કુદરતમા ઇશ્વરનો સ્વીકાર થઇ શકે છે, કારણ કે તેના સ્વીકારમા આપણા અને આપણાથી ઉત્તમ સ્વભાવ વચ્ચેનો સબંધ અંતર્ગત રહેલો છે. અને એવો સ્વીકાર ન કરીએ તો આદિ-કારણના અસ્તિત્વને પ્રશ્ન માત્ર પુરાણનો વિષય બની જાય છે અને ધર્મ કલ્પનાનો વ્યાપાર માત્ર બની જાય છે

પરંતુ મોટે ભાગે જનહિતાવાદીઓ કહે છે કે વ્યાવહારિક કાયદાથી જ તેમનો સિદ્ધાન્ત સ્થાપિત થાય છે અર્થાત્ બરાબર સમજાય તો આપણા કર્ત્તવ્યનો મેળ આપણા સ્વાર્થની સાથે એવો તો મળતો આવે છે કે માત્ર વ્યવહારમા દૃષ્ટિ રાખી માણસ વરતે તો સપૂર્ણ સદાચારી તે અવશ્ય થાય છે શારીરિક દુર્ગુણથી અને શરીરની ક્ષીણતા અને દુ ખ આવે છે ઉડાઉ પણાથી અને ખ ાબી થાય છે નિરંકુશ રાગદ્વેષથી કૌટુંબિક શાન્તિનો ભગ થાય છે બીજાના સ્વાર્થની બેદરકારીથી સમાજની અને કાયદાની શિક્ષા થાય છે તેથી ઉલટુ જેમ સદાચાર વધારે થાય તેમ શાંતિ વધારે રહે છે. પરોપકાર કરવાથી એક પ્રકારનો ખરેખરો આનદ થાય છે, અને ટેવ પડતા સદ્વર્તનથી અવશ્ય સુખ થાય છે ટેવ પડ્યા પછી જેમ દુકાનદારને દુકાને ગયા વિના ચેન પડતુ નથી, તેમ નીતિમા ગભીર પુરુષ પણ, જે સદાચાર પ્રથમ પોતાના સુખનું સાધન માત્ર હતુ તે સદાચારને પછી સર્વથી વિશેષ ગણતા શીખે છે અને તે જારી રાખે છે

હવે આ મત પ્રમાણે વ્યવહારિક ડાહાપણમા સદાચાર ગણાય છે, અને સદાચાર અને સ્વાર્થ વચ્ચે સપૂર્ણ મેળ છે એમ લેખાય છે પરંતુ જો કે આના મતવ્યમા કાઇક સત્ય સમાયેલું છે, તથાપિ તેથી આપણે છેતરાઇ જવાનું નથી, કારણ કે વ્યવહારના બહુ જૂજ પ્રદેશના એ સત્યની સિદ્ધિ છે પ્રથમતો નમ્રતારૂપે પ્રજાઓને એ વાત લાગુ પડતી નથી, કારણ કે જો કે મોજ અને વિલાસથી પ્રજાનું હૃદય-બળ ખવાઇ જઇ નિર્વીર્ય બની જાય છે, તથાપિ પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસથી સિદ્ધ થાય છે કે જૂલમ, લોભ, સ્વાર્થ અને કપટના સેવનથી પણ પ્રજાની આબાદી બહુ વધી શકે છે. વળી જ્યાં સામાજીક અભિપ્રાયનો ડર લોકોને હોતો નથી

અને ‘ બળીયાના બે ભાગ’ વાળી નીતિ જ્યા પ્રવર્તમાન હોય છે ત્યા પણ એ સત્યની સિદ્ધિ થતી નથી. વળી સમાજની અત્યન્ત સુધરેલી દશામા પણ અમુક અંશે જ એ સત્ય લાગુ પડે છે સભ્ય અને સુધરેલા સમાજમા સામાન્ય સદાચાર પાળવાથી સુખ થાય છે, નિરંકુશ નાગરૂષથી દુ:ખ થાય છે, અને સમાજના કાયદાનો ભંગ કરવા ડરતા તેમને તાબે રહેવાથી ફાયદો થાય છે. મોટા ગુનાની શિક્ષા થાય છે, પરન્તુ જે દુરાચારથી તનદુરસ્તી અથવા પ્રતિષ્ઠાને કાંઇ હાનિ પહોંચતી નથી એવા જરીક દુરાચારની મોજ જે માણે છે તે વ્યવહારમા લ્હેર કરે છે ખરૂ કહીએ તો સુધરેલા સમાજમા પણ દંભ, ઢોંગ અને ગુપ્ત દુરાચાર કાંઇ ઓછા ચાલતા નથી. તેથી ઉલટુ, ઉત્સાહપૂર્વક અથવા દુ:ખ ખમીને પણ જે ઉચીપ્રતિનુ આચરણ રાખે છે તે લોકપ્રિય થતો નથી પ્રમાણિકતામા કુશળ વ્યવહાર—નીતિ છે, એ સૂત્રના નિરાકરણનો આધાર પોલિસ ખાતાના સામર્થ્ય ઉપર છે. ઉજળા લુગડા પેહેરીને અને છાતી કાઢીને ચાલતા માણસનુ જીવન બરાબર તપાસવામા આવે, તો ઘણી વખત તે ગુપ્ત દુરાચારથી ખરડાએલુ મલિન પડશે પણ આત્મભોગ આપવાના સદાચારનો પાયો તો જૂજ જ હોય છે. કોઇ પણ રૂપે સુખ જ જો જીંદગીની મુખ્ય મતલબ હોય તો માપસર મધ્યમતા જ આપણા જીવનનો મુખ્ય મતલબ બેશક થાય છે પણ મધ્યમતા આત્મભોગ અને દુરાચાર બન્નેની વિરોધી છે બુદ્ધિની કે નીતિની ખુબીનો કાંઇ પણ પ્રકાર એવો નથી કે જેને મધ્યમ રીતે કેળવતા તેમા સામાન્ય રીતે સુખ ઉપજાવવાનુ વલણ ન હોય પરન્તુ મધ્યમતા ઓળંગી જતા તેમાથી દુ:ખ થાય છે એ વાત પણ પ્રસિદ્ધ છે વિદ્વાન માણસના આનન્દનો ભંડાર અખૂટ છે એ વાત ખરી, પણ એટલા માટે અત્યન્ત વિદ્વત્તાની દશા સુખને અનુકૂળ છે એમ માનવુ ભૂલ ભરેલુ છે અતિ માનસિક પરિશ્રમથી જ્ઞાનતંતુઓ રોગી અને ચીડીયા થઇ જાય છે, અજ્ઞાન અને મિથ્યાભિમાનનુ ટોળા ભરેલુ અને રાગીન્ને તાવી નાખતુ ભાન કરે છે, અને ગભીર અન્ને પણ પછી મોઢ જતો રહેતા અને અપૂર્ણતા જોતા રાજર્ષિ ભર્તૃહરિની માફક વિદ્વાનોને મોનવાનો અવકાશ રહે છે કે ઝાઝા શાસ્ત્રપરામા ઝાઝા વન

ગીની છે અને જે જ્ઞાન વધારવા જાય છે તેનો સંતાપ પણ વધે છે.

આચરણના પ્રદેશમાં પણ એ જ વાત સ્પષ્ટ છે. બહુ કષ્ટ વિના જે સદાચાર પાળી શકાય છે અને બહુ પ્રયાસ વિના જે ટકી શકે છે તે સદાચાર સુખનો વધારેમાં વધારે સાધક થાય છે એ સ્પષ્ટ છે. કુદરતની અને કાયદાની શિક્ષા દુરાચારના મોટા અને હડહડતા પ્રસંગે જ થાય છે. સામાજીક શિક્ષા કદિ ઉંચી પ્રતિના સદાચારને પણ થાય છે, સમાજના હાનિકારક રિવાજને માન નહિ આપનારા સારા માણસની ગેરઆબરૂ અને અવગણના થાય છે. જનહિતવાદીઓ કહે છે કે સમાજના વિચારની સાથે મનુષ્યની એકતા એક દિવસ એવી થશે કે તેને લીધે સમાજની વિરૂદ્ધ સઘળી લાગણીઓ દબાઇ જશે, પણ આ એકતાને લીધે જ માણસો અત્યંત સદાચારી કે અત્યંત દુરાચારી નહિ થઇ શકે, કારણ કે પોતાના સુખની ખાતર સમાજના સામાન્ય અભિપ્રાયની વિરૂદ્ધ વર્તન કરવાનું મન કોઇને નહિ થાય. આમ દુરાચારની સાથે સદાચારને પણ દબાઈ જવાનો પ્રસંગ આવશે. તમે કહેશો કે સંપૂર્ણ સદાચારી માણસના મનની સ્વસ્થતા એ સુખનો ઉંચામાં ઉંચો પ્રકાર છે, અને વ્યાવહારિક લાભ અને સમાજની શાબાસી મેળવવા કરતાં તેવી સ્વસ્થતા મેળવવી વાસ્તવિક રીતે વધારે સારી લેખાય. પણ તેવી સંપૂર્ણ સ્વસ્થતા કોઇ પ્રાપ્ત કરી શકતું નથી, અને તેની ઝાંખી પણ કોઇકને જ થઈ શકે છે. જ્યારે કોઇ માણસની દુષ્ટ વૃત્તિઓ ઘણી પ્રબળ થાય છે ત્યારે તેનો સ્વભાવ છે તેના કરતાં જો અસલથી જ ભિન્ન હોત તો તે વધારે સુખી થાત એમ તે દુઃખીઆને કહેવું નિરર્થક છે. જો સુખની પ્રાપ્તિ જ તેની મતલબ હોય, તો જેવો હોય તેવો પણ તેના સ્વભાવમાંથીજ તે પ્રાપ્ત કરવાનો પ્રયાસ કર્યા વિના તેને બીજો ઉપાય નથી; તેથી તે દુષ્ટ વૃત્તિઓનો કાંઇક તોડ કાઢ્યા વિના તેને શાન્તિ થવાની નથી. અર્થાત્ આપણી પ્રકૃતિના ગુણો પરત્વે જ નીતિનો આ સ્વાર્થ–સિદ્ધાંત લાગુ પડે છે, પણ પ્રકૃતિની સામે થઇ જે ઉત્તમ પ્રતિનો સદાચાર પળાય છે તેમાં એ નકામો છે. આપણી શુભ વૃત્તિઓને કેળવતાં એક જાતનો આનંદ આપણને થાય છે એ નિઃસંશય છે, પરંતુ દુષ્ટ વૃત્તિઓને દબાવી દેવામાં બેશક એવું સુખ

વખતે પોતાની મનોદેવતાના ડંખની વેદના એવી, તો તીવ્ર અને થશે કે તેને લીધે એ દુરાચારમાં એ પ્રવૃત્ત થશે નહિ. હવે મનોદેવતાની સત્યતાની અને તેથી થતા સુખ દુઃખની આંતરવાદીઓએ ના કદિ કહી નથી અને કહેતા નથી. પણ આ સુખ દુઃખની સત્તા એવી પ્રબળ છે અથવા આપણા આચાર પ્રત્યે એવું પ્રમાણ તેઓ જાળવી રાખે છે કે તેથી કરીને, માણસની પ્રવૃત્તિ સદા સદાચારમાં જ થાય છે એ વાતની તેઓ ના કહે છે, અને આ બાબતની સત્યતા માટે તેઓ આંતર પ્રત્યક્ષની સાક્ષી આપે છે. મનોદેવતાને આપણા સ્વભાવનું મૂળ તત્ત્વ માનીએ અગર વિચાર-સંગતિનું ફળ માનીએ, પરંતુ તેનો અધિકાર બે પ્રકારનો સ્પષ્ટ છે. પ્રથમ તો ખરા ખોટાનો ભેદ એ કહી આપે છે, અને બીજો અમુક અંશે દુઃખ અને બેચેની એ ઉપજાવે છે. પ્રથમ અધિકાર મનુષ્યની જીંદગીમાં એ સતત્ ભોગવે છે, બીજો અધિકાર ખાસ સંજોગોમાં જ એ ભોગવી શકે છે. દીવાનો ન હોય તો પેધેલા દુરાચારનું દુરાચારીને ભાન તો થાય છે, પણ તેથી તેનું હૃદય તેને ડંખી શકતું નથી. કાર્લાઇલ કહે છે તેમ, કલેજાની સત્તા કરતાં મનોદેવતાની સત્તા મનુષ્યના સુખ ઉપર ઓછો અધિકાર ભોગવે છે. મનોદેવતાની વેદના અણગમાની વૃત્તિને બહુ મળતી છે. હલાલખોરનો ધંધો બીજા કોઇને કરવો ગમશે નહિ, પણ હલાલખોરને તેનો અણગમો હોતો નથી. તેજ પ્રમાણે પેધેલા દુરાચારીમાં દુરાચારનો ડંખ જતો રહ્યો હોય છે. સચેત હૃદયની અને બ્હી બ્હીને ચાલનારી સદ્ગુણી બાળા આજ્ઞાભંગ કે છોકરવાદીના પોતાના એકાદા કાર્ય પ્રત્યે પણ ના પસદ નજરથી જોશે, પરંતુ શુનામા સ્થાપથી ન્હેના દુષ્ટ હરામખોરની મનોદેવતા તે બાબતમાં ગામ જ ગએલી હોય છે.

વિચાર-સાહચર્યના બળે ભલે મનુષ્યમાં એવી એક વૃત્તિ ઉભી થતી હોય કે જેથી કરીને સ્વાભાવિક રીતે દુઃખદ વસ્તુ સુખદ લાગે અને સુખદ વસ્તુ દુઃખદ લાગે, પણ પ્રશ્ન એ થાય છે કે એ વૃત્તિને મનુષ્યે શા માટે માન આપવું? બાહ્ય-અનુભવવાદીના મત પ્રમાણે તો સ્વાભાવિક કર્તવ્ય જેવી કાંઈ વસ્તુ જ નથી. જીંદગીમાં માણસો પોતાનું સુખ શોધવા જ તત્પર

હોય છે. આપણા સ્વભાવની રચનાને લીધે અને અરસપરસ આપણા સામાજીક સંબંધોની નિકટતાને લીધે, આપણા જ સુખને માટે કેટલાંક તાત્કાળિક સુખો આપણે તજી દેવાં પડે છે અને કેટલાક દુઃખદ આચાર પાળવા પડે છે એવા અવલોકનમાંથી સદાચારનું આખું મંદીર ઉપજી આવે છે. તેથી હાર્ટલીના નૈતિક રસાયનથી આપણી વૃત્તિઓનાં ગમે તેવા વેષાંતર કે રૂપાંતર થતાં હોય, પરતુ તેમાં અંતે સ્વાર્થ જ સદાચારનું પ્રયોજન રહે છે. બીજાને સુખ થાઓ વા દુઃખ થાઓ; પણ આપણને અતે સુખ થતુ હોય તો તેવા વર્તનમાં નીતિ જ છે, એ આ મતનું અતિમ રહસ્ય રહે છે. સમાજ અને સ્વભાવને થાપડી બની શકે તેટલું સુખ મેળવવું એ આમ મનુષ્યનું કર્ત્તવ્ય થાય છે. અને તેથી દરેક માણસે પોતાના સ્વભાવની એવી વ્યવસ્થા કરી લેવી કે જેથી તેને વધારેમાં વધારે સુખ મળે. વિચાર-સાહચર્યના બળે એવી કોઇ ટેવ તેનામાં પડી ગઈ હોય કે જેથી એકંદરે તેને સુખ કરતાં દુઃખ વધારે થાય તો એવી ટેવનો ત્યાગ કરવામાં તેને લાભ છે, અને તેનું કર્ત્તવ્ય પણ એટલું જ છે. અને જનહિતવાદમાં કર્ત્તવ્ય શબ્દનો અર્થ પણ એટલોજ થાય છે. આ કર્ત્તવ્ય જે ન કરે તે મૂર્ખ કહેવાય. અને દુરાચાર એટલે મૂર્ખાઇ-એટલુંજ જનહિતવાદીથી બોલી શકાશે. આ પ્રમાણે કર્ત્તવ્યની વાસ્તાવક વ્યાખ્યા આ મત આપી શકતો નથી.

ખરૂં કર્ત્તવ્ય તો મનોદેવતાની આજ્ઞાનું યથાર્થ પાલન કરવામાં છે. તેના સુખ દુઃખનો પ્રશ્ન કર્ત્તવ્યના પ્રશ્નથી તદ્દન નિરાળો છે. એકંદરે જોઇએ તો મનોદેવતાથી સુખ કરતાં દુઃખ કદાચ વધારે થતું હોય છે. તેની શાબાશી કરતાં તેના ઠપકા વધારે તીવ્ર લાગે છે. અને કર્ત્તવ્યનો નહિ, પણ કેવળ સુખનોજ વિચાર કરવા બેસીએ, તો મનોદેવતાને વારંવાર લપડાક મારી તેના ડંખની વેદનાને દબાવી દઇ દઢ દુરાચારી ઘણીવાર સંસારમાં સુખી થતો જોવામાં આવે છે. પોતાની ભારે લાયકાતનો આનંદથી વિચાર કરતાં સદાચારી માણસનો આત્મા *આપ શાબાસીથી

* જનહિતવાદ પ્રમાણે આપ-શાબાસી એ સદાચારનું મોટામાં મોટું પ્રયોજન છે. પણ વિવેક, નમ્રતા અને શરમાળપણાથી આપ-શાબાસીનો આનંદ ઓછો થતો હોવાથી તેમનાથી વધારે નુકશાનકારક કે ગુનાહિત બીજું કાંઇ હોઇ શકે નહિ.

પ્રમત્ત રહે છે એ વાતનું ધ્યાન નીતિશાસ્ત્રીઓ બહુ કરે છે, પણ વ્યવહારમાં એ અનુભવ ભાગ્યે જ થાય છે. વ્યવહારમાં અતિ સ્વસ્થ ચિત્તનો માણસ સદાચારમાં અતિ સંપૂર્ણ સ્વભાવનો કદાચિત્જ હોય છે. નીતિમાં માણસ જેમ જેમ આગળ વધતો જાય છે તેમ તેમ નીતિ પરત્વે તેની લાગણી સૂક્ષ્મતર અને તીવ્રતર થતી જાય છે; અને આપ–શાબાશીની ખેપછેલને અંકુશમાં રાખવા વિવેક અને નમ્રતાની વૃત્તિ સર્વોત્તમ સદાચારી માણસમાં હમેશાં હાજર હોય છે. અર્થાત્ આ આપ–શાબાસીનું સુખ કર્ત્તવ્યના વિચારનું વિરોધી છે.

આચરણના અને ધર્મના દરેક ખરા સિદ્ધાંતમાં, સદાચારના પ્રવર્ત્તક હેતુઓ ઉપર ચિત્તની એકાગ્રતા જેમ જેમ વધારે થતી જાય છે તેમ તેમ તે હેતુઓ સંવારે બળવાન થતા જાય છે. જ્યારે તેઓ નજરમાં રહેતા નથી, જ્યારે રાગદ્વેષથી ઘેરાઇ તેઓ અસ્પષ્ટ થઈ જાય છે, જ્યારે તેઓનું ભાન રહેતું નથી અથવા તે ભૂલી જવાય છે, ત્યારે જ માત્ર તેમનો વ્યાપાર બંધ પડે છે અને આચરણમાં પ્રતીત થતાં અટકી જાય છે. પરંતુ જનહિતવાદના સદાચારનો વિચાર એવો છે કે જેમ જેમ તેનાં મૂળ અને સ્વભાવ વિચારમાં સ્પષ્ટ થતાં જાય, તેમ તેમ ચારિત્ર્ય ઉપર તેની અસર ઓછી થતી જવી જોઇએ. ઇંદ્રિયજન્ય આનંદો હમેશાં વિવેક કિંવા પૃથક્કરણના બળની અવગણના કરશે, કારણ કે આપણા જીવનમાં તેમનો વાસ્તવિક પાયો છે. અનાદિ કાળથી વસ્તુસ્થિતિ એવીજ છે. પરંતુ સદાચરણથી જે આનંદની પ્રાપ્તિ આપણને થાય છે તે આનંદનો પાયો આ જનહિતવાદ પ્રમાણે તદ્દન જૂદોજ છે. પ્રાસંગિક અને કૃત્રિમ વિચાર–સંગતિનું તે પરિણામ છે: ટેવનું, સાધનને ઉદ્દેશ માનતી કલ્પનાની ગેરસમજનું, જે કાર્યો અને ગુણો સમાજને ઉપયોગી છે તેમને સમાજથી અપાતા ગૌરવનું, ફળ છે. જેમ જેમ આ વાત હૃદયમાં ઉતરતી જાય છે, જેમ જેમ સ્વાભાવિક સર્વોત્તમતા અને નૈતિક બંધનના વિચારથી સદાચારના વિચારને અંતઃકરણ પૃથક્ કરતું જાય છે અને તેમનો સંબંધ કેવળ કૃત્રિમ છે એમ મનને સ્પષ્ટ થતું જાય છે, તેમ તેમ નૈતિક હેતુનું નિયામક બળ

નષ્ટ થતું જશે. કાર્યોમાં અને બંધાઇ ગએલા સ્વભાવમાં રહેલાં સુખ વધારવા કે ઘટાડવાના વલણથી તેમની નીતિનું માપ કરવાનો જૅનહિતવાદીનો કાયદો, અથવા 'માણસે એવું વર્તન રાખવું જોઇએ કે તેમાં સમાએલા કાનુનને સર્વ બુદ્ધિશાળી મનુષ્યો કાયદા તરીકે સ્વીકારે' એ કેન્ટનું સૂત્ર, જીંદગીમાં એક માર્ગ-દર્શક તરીકે કદાચ ઘણું ઉપયોગી હશે; પણ તેમને નૈતિક વજન પ્રાપ્ત થાય એટલા માટે નૈતિક બંધનની લાગણી તેમનાથી પ્રથમ હોવાની જરૂર છે; અર્થાત્ કર્તવ્યની જાણ થાય ત્યારે તે પ્રમાણે જીંદગીમાં વર્તવાની આપણી ફરજ છે એવું ભાન પ્રથમ સ્વીકારવું જોઇએ. અને વિવેક-બુદ્ધિની નજરમાં, આ તત્ત્વ કેવળ કૃત્રિમ વિચાર-સાહચર્ય કદિ પૂરૂ પાડી શકતું નથી.

આમ ન્યાયશાસ્ત્રની દૃષ્ટિએ જોતાં, આ સિદ્ધાંત નીતિને ઉંધો વાળનારો જ નીવડે છે; અને વિશેષે કરીને સ્વાર્થ-ત્યાગ અને ઉંચી પ્રતિના હિંમતવાન સદાચારને તે બહુ પ્રતિકૂળ છે. આ સદાચારને તેમાં અવકાશ મળતો હોય તોપણ તેમનું વાજબીપણું તે મતમાં સિદ્ધ થતુંજ નથી. મનોદેવતાને ઉત્પત્તિમાન વૃત્તિ માનવાથી તે મનોદેવતા રહેતી નથી; અને કોઇ આંતરવાદી એ વાત કબુલ કરશે નહિ. જે કેટલીક વૃત્તિઓ આપણામાં અત્યારે છે તેમની ઉત્પત્તિનો ખુલાસો આપવો-એટલુંજ કામ નીતિવેત્તાનું છે એમ માનવું કેવળ ભૂલભરેલું છે. સઘળા આચરણના મૂળમાં એક એવી માનસિક બુદ્ધિ રહેલી છે કે જે સ્પષ્ટ રીતે પ્રિયતા કે અપ્રિયતાની આપણી લાગણીથી, સુખ કે દુઃખથી, તદ્દન ભિન્ન છે. પોતાની કોઇ નિર્દોષ મૂર્ખાઇથી જ્યારે માણસને કાંઇ નુકસાન થાય છે અથવા સામાજીક કોઇ કાયદાનો ભંગ અજાણતાં તેનાથી થઇ જાય છે ત્યારે કદિ મનમાં ઘણો દિલગીર બની તે શરમાઇ જાય છે; છતાં તેણે કોઇ પાપ કર્યું નથી એમ એ સારી રીતે સમજે છે. કર્તવ્ય અને તેની સર્વોપરિ સત્તાનું ભાન મનોદેવતાનું ખાસ લક્ષણ છે અને આ લક્ષણ વડેજ આપણા સ્વભાવના સઘળા અંશથી તે ભિન્ન થાય છે; પણ એ ભાનની સ્પષ્ટતા વિચાર-સાહચર્યના નિયમથી ખુલાસાબંધ થતી નથી. અમુક વર્તન સુખકારક છે અને જે વૃત્તિઓને લીધે

માણસ તે વર્તનમાં પ્રેરાય છે તેમને નિર્મળ કરતાં અમુક અરી દુઃખ થાય છે એમ કહેવું, અને તે વર્તન કરવાનું માણસનું કર્તવ્ય છે એમ કહેવું, એ બન્ને વાતો ભિન્ન ભિન્ન છે એ સ્પષ્ટ છે. હાર્ટલીનો સદાચાર અને કલ્પનાનો રોગ જ છે. લાભ વૃત્તિ કરતા સમાજને એ વધારે લાભકારક કદાચ થતો હશે, પણ બન્નેની રચનાનો પ્રકાર એક જ છે; અને બન્નેનું બંધન-બળ બરાબર સરખું જ આવે છે. હાર્ટલીના મત પ્રમાણે પોતાની મનોદેવતાની આજ્ઞા પ્રમાણે જો કોઇ ન ચાલે તો તેને દુરાચારી કહી શકાય નહિ.

જનહિતવાદીઓ કહે છે કે સ્વાર્થથી સ્વતંત્ર કર્તવ્યનો કાંઇ અર્થ જ થતો નથી, કારણ કે જે કાર્ય ન કરવાથી આપણને કાંઇ ખરાબ પરિણામ આવે નહિ તે કરવાની આપણને ફરજ છે એમ કહેવામાં મૂર્ખાઇ છે. પરંતુ આ દલીલનો જવાબ આપવો હવે સહેલો છે. કર્તવ્યનો કાયદો પળાવવામાં દાન અને દંડ સહાયભૂત થાય છે એ વાત ખરી, પણ કર્તવ્યના સ્વભાવનાં તે આવશ્યક તત્ત્વો નથી. અને આ વાત સામાન્ય લોકોને સ્વતઃ સિદ્ધ જ લાગે છે. આંતરવાદીઓ એટલુ જ કહે છે કે કેટલાંક આચરણો બીજાં કરતાં વધારે સારાં, ઉત્તમ અને ઉંચા પ્રકારનાં હોય છે એ જ્ઞાન આપણને આંતર પ્રત્યક્ષથી જ સિદ્ધ છે; આપણા જીવનના બધાગુને લઇને આ વાત સુખ કે દુઃખની અપેક્ષાથી અત્યંત ભિન્ન છે, અને આપણી પ્રવૃત્તિનું પ્રયોજન તે થઇ શકે, થવું જોઇએ અને વારંવાર થાય છે. ઉત્તમ રસ્તો મૂકીને માણસ કદાચ અધમ રસ્તો ગ્રહણ કરે એ વાત બને એવી છે, અને તેમ થાય તો તેને શિક્ષા થવી યોગ્ય છે એમ આપણે કહીએ છીએ, અને ન થાય તો તે વાતને આપણે ગેરવાજબી ગણીએ છીએ, પરંતુ તેને દાન કે દંડ દેવા કોઇ ઉપરી સત્તા ન હોય, તોપણ તેથી તેનાં કાર્યો તટસ્થ થઇ જતાં નથી. તેનાં સારાં કામની સ્તુતિ કે નઠારાં કામની નિંદા ન થાય તો પણ તે અનુક્રમે સારાં અને નઠારાં છે જ અને રહેશે.

સુખ સિવાય અન્ય હેતુ પસંદ કરવાની માણસની શક્તિ છે કે કેમ એ પ્રશ્નનો નિર્ણય અને આંતર-પ્રકાશના ભાગે રહેવા દેવો જોઇએ. સદાચારની પાછવાડે ભલે તેટલું સુખ આવતું હોય, પરંતુ કોઇપણ સ્વાર્થી

ઉદ્દેશથી સ્વતંત્ર સદાચારની પસંદગી થાય છે એ વાત લોકના સામાન્ય અભિપ્રાયથી વિરૂદ્ધજ છે. અને કર્ત્તવ્યની પ્રબળ લાગણીઓ અને પ્રબળ રાગ દ્વેષ વચ્ચે જ્યાં વિરોધ હોતો નથી ત્યાં પણ સુખના ધોરણથી સદાચારના અંશનું માપ કરવું અશક્ય છે. સર્વોત્તમ સદાચારી માણસ અત્યંત સુખી કવચિતજ હોય છે. 'દુઃખી માણસ' રૂપે પોતાનું પરમ પ્રાગલ્ભ્ય આજ અઢારસે વર્ષથી ખ્રિસ્તિ ધર્મે સ્વીકાર્યુ છે.

ઉપર બતાવેલી દલીલોને લીધે આંતરવાદીઓ જનહિતવાદનો ત્યાગ કરે છે. મનુષ્યને સુખ ઉપજાવતાં કાર્યો નીતિમાન હોવાની તેઓ ના નથી કહેતા. પણ તેઓ એમ કહે છે કે કાર્યોની નીતિ પરત્વે થતી ઉપલબ્ધિ આપણને અંતરમાં પ્રત્યક્ષ અને સ્વભાવ–સિદ્ધ ન હોત તો આપણા સ્વાર્થની સાથે મનુષ્યના સુખનો વિરોધ આવતો હોય ત્યારે પણ તેમનું સુખ શોધવાનું આપણું કર્ત્તવ્ય છે એ વાત આપણને કદિ પણ સમજાત નહિ; અને ઉપયોગિતાને લીધે જ માણસનો સદ્‌ગુણ ખીલી નીકળે છે અથવા તેના પ્રમાણમાં જ અવશ્ય કરીને સદાચારની કિંમત છે એ વાતની તેઓ ના પાડે છે. તેઓ કબુલ કરે છે કે સમાજની હાલની સ્થિતિમાં સદાચાર અને આબાદીના માર્ગ સામાન્ય રીતે એક હોય છે. પરન્તુ તેમની દલીલ એવી છે કે એ બન્ને માર્ગ વાસ્તવિક રીતે ભિન્ન ભિન્ન છે, અને તેથી સમાજની વ્યવસ્થામાં ગમે તેવી ઉથલપાથલ થાય તોપણ આપણા કર્ત્તવ્યનો વિચાર તો છે તેનો તે જ રહેવાનો, એટલે કે અમલમાં પણ તે વિચારમાં કાંઇ ફેરફાર થવા શક્ય નથી. ગણત્રી કે ટેવથી સદાચાર કાંઇક વિશેષ છે. નીતિના મૂળ નિયમોનો છે તેનાથી ઉલટા પ્રકારનો ખ્યાલ આવવો પણ અશક્ય છે. સદશ વૃત્તિઓને એક માની લેવાની ભૂલ કરવાનું પ્રબળ વલણ માણસોમાં હોવા છતાં, કર્ત્તવ્યનું ભાન અને ઉપયોગિતાનું ભાન મનુષ્યની સમજણમાં તદ્દન ભિન્ન રહે છે અને દરેક કાર્યમાં આ બે તત્ત્વોને જૂદા પાડવા આપણે સમર્થ છીએજ. શૂરવીર શત્રુ પ્રત્યે ઉપજતું માન, વિશ્વાસઘાતી માણસ ઉપયોગી હોય છતાં તેના પ્રત્યે થતો ધિક્કાર, મરતી વખતે પ્રિય ખેશીઓના કલ્યાણ માટે રહેતી

કાળજી, જાણી જોઇને કરેલી અને અજાણતાં થએલી ઇજા વચ્ચે તેમજ ગુના અને ગફલતમાં સમવાતો ભેદ, સ્વાર્થની પ્રવૃત્તિ ઉપર કર્તવ્યના અંકુશની આવશ્યકતા, સ્વાર્થના અંશથી અવશ્ય ઓછી થતી નીતિની કિંમત, આભાર કે ઉપકારના પ્રસંગે જે માણસ પોતાના સ્વાર્થની ગણત્રી કરવા એમે તેના પ્રત્યે ઉપજતો ક્રોધ, બીજા બધા મનોભાવથી કાંઇ જુદાજ પ્રકારનો થતો પશ્ચાતાપનો પ્રભાવ, ઇત્યાદિ એની મેળે ઉપજતા અને સાર્વત્રિક અભિપ્રાયથી એમ જ સિદ્ધ થાય છે કે સ્વાર્થ વૃત્તિ અને સદાચારની વૃત્તિમાં ઘણો ફેર છે. સુખ શોધવું અને દુઃખ તજવું, એવું આપણા સ્વભાવનું બંધારણ છે; તે સિવાય જેમ તેને માટે બીજું કારણ આપી શકાતું નથી, તેવી જ રીતે 'વાજબી' અને 'ગેરવાજબી' શબ્દો પણ આપણા જીવનના અંતિમ બુદ્ધિગ્રાહ્ય પ્રયોજનોનું આપણને ભાન કરાવે છે. આ પ્રયોજનો બીજાથી કેવળ ભિન્ન છે, ઉંચા પ્રકારના છે અને કર્તવ્યનું ભાન તેમની સાથે જોડાએલું છે, એવું ભાન આપણને થાય છે. નીતિના જે સિદ્ધાંતમાં આ હકીકત રહી ન હોય તે સિદ્ધાંત, જે વૃત્તિઓનું આપણને અંતરમાં ભાન થાય છે તેમનું બરાબર અને યથાસ્થિત બ્યાન કરવામાં નિષ્ફળ થાય છે. વ્યાજે નાણું આપવામાં જેમ ઉદારતા લેખાતી નથી, તેમ કોઇપણ સુખ મેળવવાની આશાએ અપેક્ષા સુખના ભોગને સદાચાર કોઇ કહેતું નથી. શુદ્ધ નિઃસ્વાર્થ વિના સદ્ગુણનો અંશ બનતો જ નથી. અને નીતિના અત્યુત્તમ કાર્યો પ્રત્યે જે આવિર્ભાવ આપણને થાય છે, તે સઘળાનું મૂળ એ જ છે. દુઃખ અને સંકટ તથા માનસિક વેદના અને અકાળ મૃત્યુ ભોગવીને, અને મુઆ પછી મળવાના બદલાની આશા વિના જેને પોતે નીતિનો માર્ગ ગણે છે તે માર્ગનું ગ્રહણ માણસથી થઇ શકે એમ છે એમ આપણને લાગે છે. આપણા જીવનનો એ મહાન ખાસ હક છે; અને માનુષી અને દૈવી પ્રકૃતિઓનો ત્યાં મિલાપ થાય છે.

છતાં જનહિતવાદ પ્રત્યે લોકો આકર્ષાય છે તેનું એક કારણ એ છે કે જે નૈતિક ગુણોની ઉત્પત્તિ એ સિદ્ધાંતથી ઘણું કરીને થઇ શકે એમ આપણને લાગે છે તે ગુણોનો આવિર્ભાવ સમાજની અમુક અવસ્થામાં એની

મેળે થાય છે, લોકોનાં મન આમ જનહિતવાદને માટે આગળથીજ તૈયાર થઈ રહેલાં હોય છે. બીજું કારણ બુદ્ધિનું આકર્ષણ છે, કારણ કે તેની મોહક સાદાઈ અને સરળતાથી ઘણાં માણસની બુદ્ધિ અંજાઇ જાય છે. જન–સ્વભાવમાં રહેલી ભિન્ન ભિન્ન શક્તિઓ અને મિશ્ર વ્યાપારો એકજ સિદ્ધાંત અથવા પદ્ધતિને વશ છે એવો દાવો તે કરે છે; અને એ વિચાર લોકોને ઘણો સરળ અને મોહક લાગે છે. તેથીજ છેલ્લા સૈકામા ઇંદ્રિય-વિજ્ઞાન વાદ ઘણો લોકપ્રિય થઇ પડયો હતો, અને તેથીજ આ શાળાના ઘણા ખરા તત્વચિંતકો જન–સ્વભાવમાં રહેલા દ્વૈતની ના પાડવા પ્રેરાયા હતા. પરતુ કેવળ સરળતા નીતિની બાબતમાં ખાસ કરીને જોખમકારક નીવડે છે; કારણ કે આપણી નૈતિક મનોવૃત્તિઓના વ્યાપાર એક બીજામાં ભેળાઇ જતા હોવાથી અને દરેકનાં અનેક રૂપાંતર થઈ શકતાં હોવાથી, દરેકમાથી બીજી બધીની ઉત્પત્તિનો ખુલાસો કોઇને કોઈ રીતે આપી શકાય છે. આ પ્રમાણે જ્યારે હૉબ્ઝ, સ્વાર્થના સિદ્ધાંતના નામે કહે છે કે બીજાની આફતના ભાનથી ઉપજતી આપણા પોતાના ઉપર ભાવિ આફતની કલ્પનાનુ નામ દયા છે; પરોપકારના સિદ્ધાંતના નામે જ્યારે હચીસન કહે છે કે બીજાઓ ઉપર જુલમ કરવા આપણે ઉશ્કેરાઇએ છીએ અને તેથી પરોપકાર વૃત્તિ શિથિલ થઇ જાય છે; એ દુરાચારની દુરાચારતા છે; વળી આપણા સ્વભાવની સર્વોત્કૃષ્ટતાનો બચાવ કરતાં કેટલાક જ્યારે એમ કહે છે કે દયાથી એવોતો ઉત્તમ પ્રકારનો આનદ થાય છે કે તે લાગણીને સંતોષવાની ખાતર આપણા ક્રૂર કૃત્યો થાય છે, ત્યારે આ દરેક સિદ્ધાંતમા વિચિત્રતા છતા, માનસ–શાસ્ત્રની દષ્ટિએ જોતા બેશક તેમાં કાઇક સત્ય છે ખરૂં. ભવિષ્યના દુઃખની જેને તીવ્ર ધાસ્તી રહે છે તેના હૃદયને બીજાનું દુઃખ જોઈ આચકો લાગે છે. જે માણસને પરોપકારની તીવ્ર લાગણીઓ હોય છે તે બીજાનુ બરૂ કરવામા પ્રવૃત્ત થતો નથી, અને દયામા આનદનો અશ રહેલો છે એ વાત પણ ખરી છે, અને કોઇ માણસમા એ અશ વખતે એવો તીવ્ર બની જાય કે તેની ખાતર ગુનો પણ તે કરે. પણ આ બધું અપવાદ રૂપ હોય છે; અને આ અપવાદને નિયમ

ગણી લેવામાં અને જે રીતે એ પરિણામ ઉપજી આવે છે તે રીતનું ખોટું બ્યાન કરવામાં એ સિદ્ધાંતોની ભૂલ થાય છે. આપણામાં અત્યારે જે નૈતિક મનોભાવ રહેલા હોય તેમને સાબીત કરી આપવા અને પછી તે કેમ રચાયા હશે તેનું કેવળ તર્કના આધારે અનુમાન બાંધવું એટલુંજ કામ માત્ર નીતિના તત્ત્વચિંતનમાં અવલોકનનું નથી; પરંતુ તેમની રચનાની ખરી અવસ્થાઓનું બારીક અવલોકન થવું જોઇએ.

વળી પોતાનો મત અનુભવજન્ય છે એમ અનુભવવાદીઓ કહે છે, પરંતુ અનુભવ શબ્દનો અર્થ પણ સ્પષ્ટ થવાની જરૂર છે. ખરૂં ખોટું જાણવાની કોઇ સ્વભાવસિદ્ધ શક્તિ કે વૃત્તિ આપણામાં રહેતી નથી અને વર્તનના જૂદા જૂદા પ્રકારમાં ખરૂં સુખ વધારવાનું ઓછું કરવાનું જે વલણ રહેલું છે તે વલણના અનુભવ ઉપરથીજ ખરા ખોટાનો ખ્યાલ આપણને આવે છે એમ જે માનતો હોય તેનેજ નીતિશાસ્ત્રમાં યથાર્થ અનુભવવાદી કહેવાય. છતાં કેટલાક એમ માનતા જણાય છે કે આપણા નૈતિક વિચારોના મૂળનો નિર્ણય અનુભવ કિંવા વ્યાપ્તિ–પ્રયોજક અનુમાનથી થવો જોઇએ એ વાત માત્ર અનુભવવાદીઓજ સ્વીકારે છે. પરંતુ આ માન્યતા કેવળ ભૂલ ભરેલી છે, કારણ કે એ અર્થમાં તો આંતરવાદીઓ પણ અનુભવવાદીજ છે. આચરણનો પાયો અને તેના સિદ્ધાંતનો પાયો એ ભિન્ન ભિન્ન વાત છે. જે વાદીઓ નૈતિક શક્તિનું અસ્તિત્વ માને છે તેઓ અનુભવથી સ્વતંત્ર પોતાના સિદ્ધાંતોના સત્ર તરીકે એ વાતને સ્વીકારી લેતા નથી, પરંતુ વ્યાપ્તિ–પ્રયોજક અનુમાનનો સખ્ત પ્રયોગ કર્યા પછીજ તેનું સત્ય તેઓ માને છે. પોતાની વર્તમાન નૈતિક વૃત્તિઓને તપાસી તેમનું પૃથક્કરણ અને વર્ગીકરણ તેઓ કરે છે, બીજી વૃત્તિઓથી આ વૃત્તિઓ કેવી રીતે જૂદી છે તેનો નિર્ણય કરે છે, જૂદા જૂદા મનોભાવને પગલે પગલે ચાલી તેમનું નિરીક્ષણ કરે છે, અને જ્યારે તેમને માલુમ પડે છે કે બીજી વૃત્તિઓથી તેઓ અત્યંત ભિન્ન છે અને આગળ તેમનું પૃથક્કરણ થઇ શકતું નથી ત્યારેજ તેમને એક ખાસ શક્તિના હવાલામાં તેઓ સોંપી દે છે.

,, છેવટના પૃથક્કરણમાં આપણી સઘળી વૃત્તિઓને એક બીજાથી ભિન્ન ભિન્ન કરી આપે છે એટલોજ અર્થ 'નૈતિક શક્તિ' નો થાયછે. આપણામાં નૈતિક શક્તિ રહેલી છે એમ કહેવામાં આંતરવાદીઓનો આશય એવો નથી કે શરીરના અવયવની પેઠે અંતઃકરણમાં તે પણ એક ભિન્ન અને સ્પષ્ટ અવયવ છે. આવી જડવાચક કલ્પનાની આપણને કાંઇ માહિતી નથી. 'શક્તિ' શબ્દ માત્ર વર્ગીકરણનોજ વાચક છે. આપણામાં રહેલા ચેતન પદાર્થની સત્તાને લીધે જાણવાની, અનુભવવાની અને નિશ્ચય કરવાની આપણામાં શક્તિઓ રહેલી છે એમ બોલવાનું તાત્પર્ય એવું નથી કે ઘરના ઓરડાઓની પેઠે તે શક્તિઓનાં પણ આપણા અતઃકરણમાં જૂદાં જૂદાં ખાનાં છે. આપણું વ્યક્તિત્વ તો આખુ અને એકજ છે. તેના ભાગ પાડી શકાતા નથી. પરંતુ તે શક્તિઓનું ભાન એકંદરે આપણને જૂદું જૂદું થાય છે. નૈતિક શક્તિ રસિક વૃત્તિથી ભિન્ન છે એમ કહેવામાં મતલબ એટલીજ છે કે નૈતિક ઉત્તમતા વિષે અનઃકરણ અમુક પ્રકારના અભિપ્રાય આપે છે અને સૌંદર્ય પરત્વે અન્ય પ્રકારના અભિપ્રાય એ આપે છે. નૈતિક પ્રત્યક્ષ આપણા સ્વભાવના કયા ભાગને થાય છે એ પ્રશ્નનું રહસ્ય એટલુંજ છે કે માનસિક દર્શનોની કયી પરિપાટીને તેઓ ઘણાજ મળતા આવે છે ?

આટલી વાત જો બરાબર ધ્યાનમાં રાખવામાં આવે તો આંતરવાદીઓનું દેખીતું મતભિન્નત્વ બહુ ઓછું લાગશે, કારણ કે નૈતિક મનોભાવોનું કોઇ એક લક્ષણ માત્ર સ્પષ્ટ કરવા દરેક શાખા મથે છે. દાખલા તરીકે બટલર કહે છે કે કર્ત્તવ્યના ભાનને લીધે નૈતિક મનોભાવ બીજા બધા મનોભાવથી જૂદા તરી આવે છે. તેથી આપણા આચાર ઉપર તેમની સર્વોપરિ સત્તા છે. આ સર્વોપરિ સત્તા જે શક્તિના હવાલામાં છે તે શક્તિનું નામ મનોદેવતા. ઍડમ સ્મિથ ઇત્યાદિ લેખકોને નૈતિક મનોભાવમાં રહેલી સહૃદયતા આકર્ષક લાગી. સ્વાભાવિક રીતેજ આપણને દયાનું આકર્ષણ થાય છે; અને ક્રૂરતાનો અણગમો હોય છે. તેથી ખરા ખોટાનો ભેદ કહેતી શક્તિમાં વિવેક-બુદ્ધિનું તત્ત્વ નથી એમ તેણે કહ્યું. પરંતુ કડવર્થ, કૅન્ટ ઇત્યાદિને આ પૃથક્કરણ યથાસ્થિત ન લાગ્યું. ન્યાય, દયા, સત્યતાદિ સદ્-

ગુણોમાં આપણને આકર્ષવાની શક્તિ છે એટલુંજ નહિ, પણ તે અમુક કરીને અને અવિકૃત રીતે સારાજ છે; તેમના તેવા હોવાનો આધાર આપણા બંધારણો ઉપર કે બંધારણોને લઇને નથી; અને તે કદિ પણ દુરાચાર થાય અથવા તેથી ઉલટા ગુણો કદિ પણ સદાચાર થાય એ વાત અશક્ય છે એવું બુદ્ધિ–પ્રત્યક્ષ પણ આપણને થાય છે. તેથી તેઓ બુદ્ધિનાં સહજ જ્ઞાન છે. કેટલાક કહે છે કે આપણા સ્વભાવની શક્તિઓમાં વસ્તા ઓછા ગોટાળાનોક્રમ છે અને વસ્તુઓની પ્રકૃતિ સાથે એકરાગ રહેવામાં સદાચાર છે. વોલેસ્ટન કહે છે કે સદાચાર માત્ર સત્યના પ્રકાર છે અને હચીસન કહે છે કે એ શુભેચ્છાના પ્રકાર છે; અને આ વાતમાં 'નૈતિક ઇંદ્રિય' ગમન થઇ તે સ્વીકારે છે. આ નૈતિક ઇંદ્રિયને શેફ્ટસબરી ઇત્યાદિ નૈતિક રમજ્ઞતા કહે છે. રીડના નીતિશાસ્ત્રમાં નૈતિક ઇંદ્રિય કે શક્તિ પાયારૂપ છે. હ્યુમ જનહિત વાદી છે; છતાં એ કહે છે કે કાર્યની ઉપયોગિતાનું ભાન આપણને આ નૈતિક ઇંદ્રિયેથી થાય છે. કેટલાક કહે છે કે આપણા નૈતિક ફેંસલામાં બુદ્ધિનો નિર્ણય અને હૃદયનો આવિર્ભાવ બન્ને હોય છે. આથી આગળ જઈ કેટલાક કહે છે કે આ બે તત્ત્વો જૂદી જૂદી જાતના સદાચારમાં જૂદે જૂદે અંશે લાગુ પડે છે. લૉર્ડ કેઈમ્સ કહે છે કે ન્યાય અને સત્યાદિ કેટલાક સદાચારમાં ખરા ખોટાનું આપણું બુદ્ધિ–પ્રત્યક્ષ સપૂર્ણ બંધનકારક છે. અને તેથી તેમના ભંગમાં સ્પષ્ટ ગુનો થાય છે. પરંતુ શુભેચ્છા કે સદ્ભાવન જેવા સદાચારમાં આકર્ષણ કે લાગણી વધારે પ્રબળ હોય છે અને તેમાં નૈતિક બંધન અપૂર્ણ પ્રકારનું હોય છે.

કેટલાક કહે છે કે નીતિના અને સૌંદર્યના અનુભવમાં ઘણું સામ્ય છે. આ બાબત વિચારવા જેવી છે. નીતિ અને સુંદરતાનો નિકટ સબંધ માણસોને હમેશાં લાગ્યો છે. પ્લેટો કહે છે કે નીતિની સુંદરતા એવા સર્વોપરી નમુનો છે કે બીજા બધાં દૃશ્ય સૌંદર્ય તેની છાયા માત્ર હોય છે. 'નીતિનું સૌંદર્ય' એ શબ્દોમાં યથાર્થતા આપણને લાગે છે. આપણને લાગે છે કે સૌંદર્યના જૂદા જૂદા પ્રકારમાં જૂદા જૂદા સદ્ગુણની વાસ્તવિક સુંદરતા રહેલી છે અને કાવ્ય અને સમતત્વના ઘણાખરા મનોહારિત્વનો આધાર

સાદૃશ્ય ઉપર રહેલો હોય છે. વળી આપણને લાગે છે કે આકાશાદિની સુંદરતા માત્ર દર્શનથીજ આપણને આપોઆપ સિદ્ધ છે, અને ઉપયોગિતાના ભાનથી એ વાત તદ્દન જૂદીજ છે તથા ઉપયોગિતાના વિચારથી એ પ્રાપ્ત થતી નથી; તેથી. નૈતિક ભાનની પેઠે સૌંદર્યનું ભાન પણ આપણને સહજ અને તાત્કાલિક થાય છે. વળી આપણા મનના વ્યાપારમાં ઉંડા ઉતરી આપણે તપાસીએ તો આપણને લાગે છે કે નીતિની પેઠે સૌંદર્યના ભાનમાં પણ બુદ્ધિનો અંશ અને હૃદયનો ભાવ રહેલાં છે. સુખના વિચારમાં તેની ઇચ્છાનો અને કર્ત્તવ્યના વિચારમાં તે કરવાનો વિચાર જેમ અતર્ગત છે તેમ સૌંદર્યના વિચારમાં પણ સાનદ પ્રેમનો આવિર્ભાવ રહેલોજ છે. વળી સારા નરસાના ભેદની પેઠે સુંદરતા અને વિરૂપતાનો ભેદ પણ સૌને સ્પષ્ટ છે. નરસા કરતાં સારૂં અને વિરૂપ કરતાં સુંદર વધારે ઉત્તમ છે એ વાત પણ સર્વને નિર્વિવાદ છે. વિગતો પરત્વે કેટલીક બાબતમાં મતભેદ જોવામાં આવે છે એ વાત ખરી, તથાપિ વાસ્તવિક એકમતતા ઘણી વધારે જોવામાં આવે છે. ભિન્ન ભિન્ન દેશોમાં પણ ઉત્તમ કાવ્યો પ્રતિ માણસોનાં મન આકર્ષાયાં છે. સગીતની આલ્હાદકતા, સુન્દર સ્ત્રીના મુખનું મનોહારિત્વ, તારા વાળા આકાશની કે પર્વતની ભવ્યતા, ખળ ખળ વહેતા ઝરાની મૃદુ સુંદરતા, આ સર્વની મોહીનિ દરેક જમાનામાં મનુષ્યોએ અનુભવી છે અને અનુભવશે. એજ પ્રમાણે માહિમક સદાચાર અને સદ્ગુણના નમુનાની સર્વ કાળમાં લોકોએ વાહ વાહ કહી છે અને કહેશેજ. નાની નાની બાબતોમાં મતભેદ હોવા છતાં મોટી બાબતોમાં તો સાર્વત્રિકતા સ્પષ્ટજ છે. એકંદરે સિદ્ધાંત તો અવિકૃતજ છે. સત્યને દુરાચાર કે વ્યભિચારને સદાચાર કોઇ કહેતું નથી; તેમ ઉનાળાના રમણીય સૂર્યાસ્તને વિરૂપ કે ઘટીગોળાવાળા મનુષ્યના મ્હોને સુંદર કોઇ કહેતું નથી.

બન્ને બાબતોમાં જે મતભેદ પડે છે તે મોટે ભાગે જમાનાની ભિન્ન ભિન્ન અંશે પ્રગતિને લઇને પડે છે. નૈતિક ધોરણ અમુક હદમાં અને જનસમાજના વિકાસની સાથે સાથે અમુક નિયમેજ બદલાય છે. જંગલી દશામાં સર્વોત્તમ ગણાતા સદ્ગુણ સુધરેલી દશામાં દમ વગરના

ગણાય છે; અને તેથી ઉલટું, ને દશામાં ગૌણ ગણાતા મદ્ગુણ સુધરેલી દશામાં મુખ્ય ગણાય છે. વળી કેટલાક સદાચાર એવા પણ હોય છે કે જે અત્યંત સુધરેલી દશા સિવાય માણસોને સમજવા અશક્ય છે. વળી કેટલીક વખત દયા અને નિર્દયતાદિ સદાચાર અને દુરાચારનો પ્રશ્ન માત્ર ઓછા વધતા સદાચારનોજ પ્રશ્ન હોય છે, અને સુધારાની કોઇ એક અવસ્થાનું ધોરણ બીજી અવસ્થાના ધોરણ કરતાં કદિ બહુ ઉચું પણ હોય. એજ પ્રમાણે વધતા જતા સુધારાને લીધે આપણી રસિક વૃતિમાં ફેરફાર થતો જાય છે. જંગલીની અને સુધરેલાની રસિક વૃત્તિમાં ફેર હોય છે. દેશ દેશના રીવાજને લીધે તેમના પેહેરવેશમાં ફેર હોય છે; રંગની પસંદગીમાં પણ ફેર હોય છે. રસિક વૃત્તિ કેળવાનાં તેના નિયમો પણ બદલાતા જાય છે. છતાં સૌંદર્યનાં સામાન્ય લક્ષણો તેના તેજ રહે છે.

વળી આ બન્ને બાબતોમાં ઘણા મતભેદના કારણો પ્રાસંગિક પણ હોય છે. કોઈ વગવાળા મોટા માણસના દેખાવની કે પોશાકની વિચિત્રતાનું અનુકરણ ઘણી વખત લોકો કરવા માંડે છે અને કાળ જતાં તેમાં રસના ગણાવા લાગે છે. એવીજ રીતે કોઈ પ્રાસંગિક સંજોગના બળે કોઇ તટસ્થ કાર્યમાં મોટો સદાચાર ગણાવા લાગે, તો લોકોની મનોદેવતા પણ તેને ધીમે ધીમે તેવું ગણવા લાગે છે અને પછી વધારે વિશાળ ન્યાયબુદ્ધિને અપીલ કરવાથીજ આ ભૂલ સુધરી શકે છે. પોતાના મનોગ અને સ્થિતિના પ્રભાવે દરેક પ્રજા સૌંદર્ય અને નીતિ પરત્વે પોતપોતાનાજ નમુનાપ્રમાણે ઓળખે છે અને વરતે છે અને તેને બીજા કરતાં સ્વાભાવિક રીતેજ વિશેષ ગણે છે. ઉજડ પર્વતોમાં વસનારી, ચારે તરફ દુશ્મનોથી વીંટાએલી, અને હિંમત જાગ્રતિ અને અથાક બહાદુરીથીજ જે પોતાની સ્વતંત્રતા જાળવી રાખે છે, તે પ્રજા ક્રૂરતા અને છળકપટ પ્રત્યે કઠોર નજર નહિ રાખે; અને જે પ્રજા ધનવાન, વિદેશીય હુમલાની ધાસ્તી રહિત અને બહોળા વેપારવાળી હોય તે એજ દુરાચારને જોખમકારક ગણશે અને બીજાને સર્વોત્તમ ગણશે. એજ પ્રમાણે હબસીઓના અને ગોરાઓના સૌંદર્યના વિચારમાં

ફેર હોય છે. પોતાના મન્જેગના બળે પ્રજાનાં ધોરણ બધાય છે અને વિચારમાં ફેર પડે છે; અને અમુક બાબતમાં રીત રીવાજો એવા દૃઢ બધાઇ જાય છે કે નાની અને નજીવી બાબતોમાં પણ તેમની અસરમાથી મુક્ત થવુ મુશ્કેલ થઇ પડે છે. ગોરપૂજા કરીને આવતી કન્યાનું ચિત્રિત કપાળ જોઇને યૂરોપવાસીને કદાચ હસવુ આવશે.

કેટલાક કહે છે કે સૌંદર્ય, ભવ્યતા કે રમિક વૃત્તિને નામે ઉપજતા કોઇ પણ મનોભાવથી માણસ માત્ર આનંદજનક વિચારમા મગ્ન રહે છે પણ તેથી કાર્યમા પ્રવૃત્તિ થતી નથી; પરન્તુ નૈતિક મનોભાવથી તો કાર્યમાં પ્રવૃત્તિ થાય છે એ તે બેમા મોટો ભેદ છે. પણ આ દલીલ ખોટી છે; કારણ કે સૌંદર્યના ભાનમા પણ પસંદગી કરવાની શક્તિ રહેલી છે, અને અન્ય બળની ગેરહાજરીમા એ કાર્યમા પ્રવૃત્તિ થાય છે. નરસુ કોઇને ગમતુ નથી; અને ભાડુ આપવાની શક્તિ હોય તો નઠારૂ ઘર કોઇ ભાડે રાખતુ નથી. નીતિ અને સૌંદર્યના ભાનને અનુરૂપ વર્તન માણસો કરતાં ન હોય તો તેના અન્ય કારણો હોય છે. ખરી વાત છે કે ઉપયોગિતાના વિચારથી દોરવાઇ વખતે સુંદરતાનો ભોગ આપણે આપીએ છીએ, પણ નીતિનો ભોગ તેવી સહેલાઇથી આપણે આપતા નથી; ટંગધડા વિનાનું ઘર બાંધનાની માણસ કદાચ હા પાડશે, પણ ગેરઆબરૂનુ કામ કરવાની તે ના પાડશે. છતા દુઃખની લાગણી થયા વિના સુંદર વસ્તુ મૂકીને વિરૂપ વસ્તુ જાણી જોઇને કોઇ પસંદ કરતુ નથી, અને હાટેલી આવા પ્રકારના દુઃખનેજ મનોદેવતાનું નામ આપે છે; અને કોઇ માણસમાં સુંદરતાનું ભાન કદિ એવું પણ પ્રબળ હોય કે જીવ જાય તો પણ એ ભાનથી વિરૂદ્ધ એ નહિ વરતે.

બન્ને વચ્ચે આવુ સામ્ય હોવાથી નીતિને કેટલાક લેખકો સૌંદર્યનો ઉંચામા ઉંચો પ્રકાર માત્ર લેખે છે. અને રમજ્ઞતાની કેળવણીને નીતિની કેળવણી ગણે છે. હવે આ સિદ્ધાંત જો કે જનહિતવાદ કરતા સારો છે, તથાપિ બે વાતને લીધે એ પણ યથાર્થ નથી. પ્રથમ તો દયા, શ્રદ્ધા, ભક્તિ ઇત્યાદિ સદાચાર પ્રત્યે 'સુંદર' શબ્દનો પ્રયોગ જેવો યથાર્થ લાગે

છે તેવો યથાર્થ એ પ્રયોગ સત્ય, પ્રમાણિકના ઇત્યાદિ સદાચાર પ્રત્યે લાગતો નથી. ખરૂં કહીએ તો સૌંદર્યનું ભાન અને તેમાંથી ઉપજતો આનંદનો આ વિભાવ, મારું કર્તવ્ય કે જેથી માણસ સત્યનિષ્ઠ અને પ્રમાણિક રહે છે તેના કરતાં અંતરના ઉત્સાહ અને લાગણીમે વધારે વળગેલાં હોય છે. બીજી વાત એ છે કે આપણા સ્વભાવમાં મનોદેવતાની પદવી અદ્વિતીય છે અને તેથી સૌંદર્યના અભ્યાસથી નૈતિક આચરણ સ્પષ્ટ રીતે ભિન્ન છે. આપણી દરેક ઇંદ્રિયના વ્યાપારનો પ્રદેશ મર્યાદિત છે, પણ મનોદેવતાનું કામ આપણી પ્રકૃતિના આખા પ્રદેશનું-નિરીક્ષણ કરવાનુ છે: અને જૂદા જૂદા મનોવિકાર અને લાલસાઓની તૃપ્તિની હદ તે બાંધી આપે છે. તેથી આપણા આખા જીવનનુ નિયમન તેને અધીન છે. તેની સત્તા કદિ નામની હોય તો-પણ તેથી તેના સર્વોપરીપણાનો હક ડુબી જતો નથી. જેટલું એનું વાજબીપણું છે તેટલું જો એનુ સામર્થ્ય હોત તો આખી દુનિયા ઉપર એનો અમલ જામત. સઘળા મનોવિકાર, લાલસા અને સ્મરણાથી એ તદ્દન ભિન્ન અને શ્રેષ્ટ છે. તેથીજ આપણા જીવનનો સર્વોપરી કાયદો સદાચાર થાય છે, અને તેથીજ નીતિમાં કર્તવ્યની લાગણી આપણને રહે છે.

આંતરવાદીઓના સિદ્ધાંતમાં આપણા સ્વભાવના ઉચ્ચ અને નીચ વિભાગનો ભેદ બહુ અગત્યનું સ્થાન ભોગવે છે. પરંતુ આ ભેદ દૃષ્ટાંતદ્વારાજ સમજાવી શકાય એવો છે; કારણકે એ અનુભવની વાત છે. મોજમાં પણ કેટલીક મોજ ઉચ્ચ હોય છે અને કેટલીક નીચ હોય છે, અને આ ભેદથી પણ જીવનમાં આપણે પ્રેરાઇએ છીએ એ વાત પણ દૃષ્ટાંતથી સમજાશે.

રસના અને કાન બન્ને દ્વારા આપણને આનંદની પ્રાપ્તિ થાય છે. રસનાને લીધે અમુક જાતના ભોજનમાં આપણને સ્વાદ લાગે છે; કાનને લીધે સંગીતમાં મોહ ઉપજે છે. આ બન્ને પ્રકારના આનંદ આપણને સ્વાભાવિક છે; અને કેળવણીથી તે દરેક આનંદમાં ઘણો વધારો થઇ શકે છે; દરેકમાં તે આનંદ ઘણો ઉત્કટ પણ ક્ષણિક હોય છે: અને કોઇમાંથી ખરાબ પરિણામ આવવાની આવશ્યકતા નથી. છતાં તે બેમાં ફેર છે. તમે કહેશો કે સંગીતમાંથી ઉપજતા આનંદની પ્રબળતા વધારે છે તેથી એ ફેર લાગે

છે તો તે વાત ખોટી છે, કારણ કે ઘણા પ્રસંગે આ પ્રમાણ હોતાં નથી. આ બેની સરખામણીમાં કાંઇક એવું તત્ત્વ રહેલું છે કે જે તેમની પ્રબળતા, કાળમાન, અને પરિણામોની ગણત્રીથી તદ્દન ભિન્ન છે એવું ભાન આપણને બધાને થાય છે. સ્વાભાવિક રીતેજ એકમાં આપણને કાંઇક શરમ અને બીજામાં શોભા લાગે છે. મારૂં સારૂં ખાવાના શોખવાળા માણસને આપણે કાંઇક તુચ્છ ગણીએ છીએ. પોતાને ખાવાનો શોખ છે એમ બોલતાં માણસ લજવાશે, પણ સંગીતનો શોખ સ્વીકારતાં કશી આનાકાની તેને થતી નથી. અર્થાત્ ખાવાનો શોખ નીચો છે, સંગીતનો ઉંચો છે.

વળી એક કેળવાએલા પણ ઝાઝી ચાપાચીપ વિનાના આનંદી માણસને નાટકના તખ્તા ઉપર ફારસ જોતાં વધારે અમિશ્રિત અને પ્રબળ આનંદ થાય છે. પરંતુ કોઇ સારૂં કરૂણ રસ પ્રધાન નાટક જોતાં આનંદની સાથે વૃત્તિઓની શિથિલતા અને એક પ્રકારનું દુઃખ તે અનુભવે છે. છતાં તે ફારસ કરતાં તે નાટકનો આનંદ ઉંચા પ્રકારનો છે એ વાત એ તુરત સ્વીકારશે. આ બેમાંથી કયો આનંદ લેવો એ બાબત કવચિત્ તેના મનમાં ભાંજગડ થાય છે. કેવળ આનંદ જોઇતો હશે તો ફારસ જોવા એ જશે; ઉંચી પ્રતિનો આનંદ જોઇતો હશે તો નાટક જોવા એ જશે.

સ્ત્રી પુરૂષના સંબંધની વાત એક કોરે રાખીએ તો સૌંદર્યની સંપૂર્ણતા કરતાં હાસ્યજનક વિચિત્રતામાંથી સામાન્ય રીતે વધારે પ્રબળ આનંદની પ્રાપ્તિ થાય છે. સૌંદર્યનો આનંદ ઉગ્ર નથી હોતો અને ઘણા પ્રસંગે તો તેમાં ઉદાસીનો અંશ હોય છે. રમણીય પ્રદેશ જોતાં માણસના મન ઉપર જે ઉંડી અસર થાય છે તેથી અત્યંત પ્રફુલ્લ તે કવચિત્જ બને છે. ઉદાસીની છાયા ગુપ્ત રીતે તેના મન ઉપર ચાલી આવે છે, આંખોમાં આંસુ તરી આવે છે અને કોઇ નહિ સમજાતી અતૃપ્ત વાંછના તેના હૃદયમાં ઉપજી આવે છે. છતાં હાસ્યજનક વિચિત્રતાના આનંદ કરતાં તે બેશક ઉંચો છે.

જો આપણી પ્રવૃત્તિનું પ્રયોજન માત્ર આનંદની પ્રાપ્તિજ હોય અને એ આનંદની ઉચ્ચતાનું માપ ઉત્કટતાના પ્રમાણથી થતું હોય તો જે માણસ ઓછામાં ઓછી મેહેનતે પોતાની મુરાદ હાંસલ કરે તેને ડાહ્યામાં ડાહ્યો

કહેવો જોઇએ. પણ આપણો અનુભવ તેથી ઉલટુંજ કહે છે. ટીગલા ટીગલીની રમતમાંથી બાળકને થતો આનંદ અતિ ઉત્કટ અને સંપૂર્ણ હોય છે. અશિક્ષિત ગામડીઓ કેવળ અણઘડ વાર્તાથી કે હલકી મજાકથી ખુશ ખુશ થઇ જાય છે. કેળવાએલો માણસ આવા આનંદ પ્રત્યે ના પસંદ નજરથી જુએ છે, કારણ કે એને શ્રમ-સિદ્ધ વસ્તુઓમાંથી આનંદ મળે છે. મોટી ઉમરના માણસમાં છોકરવાદી જોઇ આપણે તેની અવગણના કરીએ છીએ. કેટલીક રમુજમાંથી આનંદ મેળવવાની વાતજ આપણામાં શરમની લાગણી ઉપજાવે છે, કારણ કે આપણા સ્વભાવની ઉત્તમતાને યોગ્ય એ નથી લાગતી.

સમાજ પરત્વે પણ આ વાત સાચી છે. આનંદની પ્રબળતાથી તેની ઉચ્ચતાનું માપ થતું નથી. અર્ધ-જંગલીઓને આનંદની પ્રાપ્તિ સુધરેલા માણસો કરતાં ઓછી થાય છે એમ ખાત્રી પૂર્વક કહી શકાતું નથી. અસંસ્કારી જન ખસુસ કરીને દુઃખી હોવોજ જોઇએ એવો કાંઇ નિયમ નથી. અને જોકે સુખનું બરાબર માપ કરવાનું સાધન આપણી પાસે નથી, તોપણ આપણને એટલી તો ખાત્રી થાય છે કે આબાદીના પ્રમાણ સાથે સુખની રાશ મળતી આવતી નથી. પછાત જમાનામાં માણસોની ટેવ અને રૂચિ થોડાક આનંદોના હુંશ ક્ષેત્રની અનુકૂળતા સ્વીકારી લે છે અને તેમાંથી કદાચ સુધરેલા જમાનાના બહોળા સાહિત્યના જેટલોજ આનંદ તેમને પણ મળતો હોય. અશિક્ષિત દશામાં આનંદના સાધનો થોડાં હોવાથી માણસોને તેમનો કંટાળો જરા વધારે આવશે એમ જો તમે કહેતા હો તો સુધરેલી દશામાં અસંતોષની ફિકર બહુ વધી જાય છે એ વાત પણ તમારે ધ્યાનમાં રાખવી. છતાં અત્યંત સુધરેલો માણસ વધારે ઉચ્ચ દશાને પ્રાપ્ત થયો છે એ વાતની ના કોઈ કહેતું નથી, કારણ કે પોતાના જીવનને વધારે સાર્થક એણે કર્યું છે અને પોતાની શક્તિઓના મોટા ભાગને જાગ્રત કરી એ વાપરવા લાગ્યો છે. અને મનુષ્યજીવનનો ઉદ્દેશ એજ છે. માણસો કરતાં પશુદિ વધારે સુખી હોય, અને એ વાત અસંભવિત નથી, અને સુધરેલા કરતાં અર્ધજંગલી કદિ વધારે સુખીઓ હોય, તો પણ પશુ થવા કરતા માણસ થવું વધારે [illegible] છે, અને માહસ અને જ્ઞાનનો ઝગાથી કેવળ

વેગળે એકલી પડેલી પ્રજામા જન્મવા કરતા સુધારાના તોફાની તરફડીઆંની વચમા જન્મવું વધારે ઉત્તમ છે. જનહિતવાદીઓ ભૌતિક સુધારાનો મહિમા બહુ વર્ણવે છે, પરંતુ તે સુધારામા એવુ તત્ત્વ રહેલુ છે કે જેનો ખુલાસો કેવળ સુખના સિદ્ધાતથી થઇ શકતો નથી.

વળી શારીરિક આનદ કરતા માનસિક આનદને લોક-અભિપ્રાય બેશક બહુ ઉત્તમ લેખે છે. હવે આનદનુ મૂલ્ય તેમાથી મળતા સુખના જથ્થાથી જો અકાતુ હોય તો આ વાતનો ખુલાસો થઇ શકતો નથી. ખરૂ છે કે માનસિક આનદો નાનાવિધ અને ચિરસ્થાયી હોય છે. પણ તેમની પ્રાપ્તિમાં પરિશ્રમ વધારે પડે છે અને તેના આનદ ઘણાં થોડા માણસો મેળવી શકે છે. એક પ્રકારના માણસો શિકારાદિ અગરમગતમા મોજ માણે છે, અને બીજા પ્રકારના માણસો ઉચા પ્રકારની માનસિક કેળવણીમા આનદ માને છે; કિશોરાવસ્થાની મોજમા ઘણુ કરીને પાશવ વૃત્તિ હોય છે અને બેસતી પાકટ અવસ્થામા તે ઘણુ કરીને માનસિક હોય છે. પરન્તુ સુખના આ જૂદા જૂદા ધોરણમા કોઇ કારણ તમને એવુ નહિ દેખાય કે જેના વડે તે બે વચ્ચે મનુષ્યો જે મોટુ અતર ગણે છે તેનો ખુલાસો થઇ જાય. કોઇ ચિનારા કે નવલકથાકારને સપૂર્ણ સુખનો શ્રેષ્ઠ નમુનો ચિતરવાનુ મન થાય તો ગભીર વિચારકને દૃષ્ટિમા રાખી એ કામ તે કરશે નહિ. માનસિક અવસ્થાઓ સાથે શરીરનો સબધ કેવો છે એ પ્રશ્નમા ઉંડુ ઉતરવાનું અત્ર પ્રયોજન નથી. તથાપિ માનસિક દશાઓ કરતા શારીરિક દશાઓનો આપણા સુખ ઉપર વધારે અમલ ચાલે છે એમ કહેવામા અડચણ નથી. પેટેલુ સુખ તે જાતે નર્યાં. તદુરસ્તી હોય તો બધા સુખમા સુખ લાગે છે. મદવાડમાં માઠર પણ કડવી લાગે છે. પરતુ તદુરસ્તી એ શરીરની અવસ્થા માત્ર છે. માનસિક દુઃખ કરતા શારીરિક દુઃખની તીવ્ર વેદનાથી આપણા સ્વભાવની શક્તિઓ વધારે બેહેર મારી જાય છે. માનસિક કે નૈતિક કારણોની આવી અસર ઘણુ કરીને મનુષ્યના મોટા ભાગ ઉપર થતી નથી. સોક્રેટિસથી માંડીને મિલ પર્યંત મોટા મોટા નીતિશાસ્ત્રવેત્તાઓ કરતાં, બેભાન-ઉત્પાદક દવા પ્રથમ શોધી કાઢનાર અમે-

રિકને માણસ જાતના સુખને માટે વિશેષ કર્યું હોય એ અભવિત છે. નૈતિક કારણો મનુષ્યોને ધીરજ અને સહનશીલતા શીખવે છે અથવા તેથી મનની વેદના કદાચ ઓછી થાય છે, પરન્તુ શારીરિક કારણોથી વખતે માણસનો સ્વભાવ એવો બદલાઇ જાય છે કે પછી ઘણાખરા દુખો તેને લગભગ સ્પર્શતા નથી. એક પ્રાચીન પુરુષે કહ્યું છે કે તત્ત્વજ્ઞાન માણસને મરતા શીખવે છે. પરંતુ અનેક રણસંગ્રામમા, શમીના અનેક લાકડા ઉપર, અને ચીન અને હિંદુસ્તાનના એક છેડાથી બીજા છેડા પર્યન્ત, એ વાત સિદ્ધ થઇ ચૂકી છે કે ભાન વિનાનો જંગલી અને પાશવ વૃત્તિવાળો માણસ તત્ત્વજ્ઞાની કરતા વિશેષ શાન્તિથી મોતનો બેદરકાર રહી શકે છે ખરી વાત એમ છે કે આપણા સ્વભાવનો માનસિક વિભાગ શારીરિક ક્રિયા ઇન્દ્રિય-વિભાગ કરતા ઉત્તમ છે તે એટલા માટે નહિ કે આપણા સુખને એ અત્યન્ત ઉપકારક છે તેની ઉત્તમતા જૂદા જ પ્રકારની છે. ઉચ્ચ હોવાથી તે ઉચ્ચ છે.

અને આપણી નૈતિક વૃત્તિઓની તૃપ્તિથી જે આનન્દ આપણને થાય છે તે આનન્દને વાસ્તવિક રીતે જ આપણે પ્રથમ પદવી આપીએ છીએ ઘસમસતા લાડુ ખાતા જે આનન્દ થાય તે આનન્દનો ભલે તેટલા ગુણા કરીએ, પણ તે આનન્દ એક ઉત્તમ કાર્યના આનન્દની બરાબરી કદિ પણ કરશે નહિ એ વાત મનુષ્યના મોટા ભાગને વિશે કરીને સ્પષ્ટ જ છે

આનન્દ આનન્દમા રહેલા આ વાસ્તવિક ભેદની ઘણા ખરા જનહિતવાદીઓ ના કહે છે અને જો કે તેના કેટલાક અનુયાયીઓએ પોતાના મતની વ્યવસ્થા રચનામા એ વાતને ઘુસાડી દેવાનો પ્રયત્ન કર્યો છે, પરંતુ તેમના સિદ્ધાન્તમા એ વાત અસંગત છે એ સ્પષ્ટ જ છે આ ભેદ વાસ્તવિક છે એમ જો સ્વીકારવામા આવે તો તેથી એમ જ સિદ્ધ થાય કે આપણી ઇચ્છાશક્તિને જે વસ્તુઓથી ઘણાભાગેમા વધારે સુખ મળે તેમના પ્રત્યે ખેંચાવાની તેને આવશ્યકતા રહેતી નથી એટલુ જ નહિ પણ કોઇ આનન્દની ઉચ્ચતા કે નીચતા ઓળખવાની, અને સુખને લીધે નહિ પણ તે

ઉચ્ચતાને લીધે વસ્તુની પસંદગી કરવાની, આપણામાં શક્તિ રહેલી છે. એમાંથી એક જાતના આનંદમાં પરિણામે ઓછામાં ઓછી મોજ છે એમ જે જાણે છે, છતાં તે ઉચ્ચ છે એમ સમજીને જે માણસ પરિણામની દરકાર ગણ્યા વિના જાણી બુઝીને તે પસંદ કરે છે તે માણસ કંઈ વિવેકહીન છે અને કોઈ વિચારના એવા સિદ્ધાંત ઉપર તે ચાલે છે કે જેનો ખુલાસો 'વધારેમાં વધારે સુખ' વાળા જનહિતવાદથી થઈ શકતો નથી. જનહિતવાદ પ્રમાણે તો આપણા સ્વભાવના જે ભાગથી કે વિચાર અથવા લાગણીના જે પ્રદેશથી સુખ વધારે મળે તે ઉચ્ચ અને ઓછું મળે તે નીચ. પણ સુખમાં જાતિ-ભેદનો સ્વીકાર કરીએ તો 'ઉચ્ચ' શબ્દનો અર્થ જ ફરી જાય છે કારણ કે પછી તો એમ જ કહેવું પડે કે આપણા સ્વભાવનો એક ભાગ ઉચ્ચ હોવાથી ઉચ્ચ છે અને બીજો નીચ હોવાથી નીચો છે અને આપણા જીવનની આ ઉચ્ચતા અને નીચતા આપણને સ્વભાવસિદ્ધ અને અંતરમાં પ્રત્યક્ષ છે એ વાત આંતરવાદીના સિદ્ધાંતમાં મુખ્ય છે તેથી જ આંતરવાદીઓ કહે છે કે આપણું નૈતિક અને માનસિક જીવન ઇંદ્રિય જીવન કરતાં ઉચ્ચ છે, સ્વાર્થ કરતાં પરોપકાર ઉત્તમ છે. અને આપણા જીવનના બીજા ભાગ ઉપર મનોદેવતાનો અધિકાર છે એમ બોલવામાં અમે ભ્રમજનક, તરંગી કે અધરી વાત કરતા નથી, કારણ કે એ વાત એવે રૂપે આપણને અંતરમાં પ્રત્યક્ષ થાય છે અને તે યથાસ્થિત છે એમ તેઓ કહે છે.

આંતરવાદની સામે બે આક્ષેપ મૂકાય છે. એક તો, આપણી બધી નૈતિક મનોવૃત્તિઓ ઉપયોગિતાના વિચારમાં પ્રવર્તમાન પામી શકે છે. આ આક્ષેપ પરત્વે આગળ આપણે ઘણું કહ્યું છે. બીજો એ છે કે જમાને જમાને અને પ્રજા પ્રજામાં આ મનોવૃત્તિઓ ભિન્ન ભિન્ન માલમ પડેલી છે અને નૈતિક-નાસ્તિની કલ્પનાથી આ વિવિધતાનો સહજ ખુલાસો થઈ શકતો નથી. આ બન્ને ભાગો લઈએ તેવી, અને આચરણના ઇતિહાસમાં આ વાત અતિ અગત્યનો ભાગ ભજવતી હોવાથી, તેનું નિરાકરણ અત્ર કરવું જોઈએ

પ્રથમ તો ઘણી બાબતોમાં નૈતિક અભિપ્રાયની વિવિધતા કેવળ બુદ્ધિવિષયક કારણોને લીધે ઉપજેલી છે, નૈતિક કારણોને લીધે નહિ. દાખલા તરીકે, વ્યાજે નાણું ધીરવું એ કુદરતના કાયદાથી વિરુદ્ધ અને સ્પષ્ટ રીતે જુલમકારક છે એમ જ્યારે ધર્માચાર્યો કહેતા હતા ત્યારે નાણાના ઉપયોગના ખોટા વિચારમાંથી એ વાત જન્મી હતી એ સ્પષ્ટ છે. નાણું વંધ્ય વસ્તુ છે, અને ઉછીની લીધેલી રકમ પૂરેપૂરી પાછી આપી એટલે દેણદારે લીધેલો બધો લાભ ખતમ થઈ ગયો એમ તે માનતા હતા. વળી તે સમયમાં વ્યાજનો દર એટલો બધો ભારે હતો કે ગરીબ લોકોને તે જુલમરૂપ લાગતો હતો. પરંતુ અર્વાચીન અર્થશાસ્ત્રે આ ભૂલ અને ભ્રમ દૂર કર્યા છે. પૈસો ઉત્પાદક વસ્તુ છે અને વ્યાજે નાણાં લઈ માણસ તેમાંથી એવા લાભ કરી શકે છે કે તે પાછાં ભર્યા પછી પણ તે લાભ જારી રહે છે એ વાત જેમ જેમ સમજાતી ગઈ તેમ તેમ વ્યાજ લેવામાં અન્યાય નથી એ વાત લોકોને સ્પષ્ટ થતી ગઈ.

ગર્ભપાતના ગુના વિષે પણ અન્ય કારણોને લીધે માણસોના વિચાર બદલાતા ગયા છે. માણસનું ખૂન કરવામાં બેશક પાપ છે. પરન્તુ ગર્ભસ્થાનમાં ગર્ભ જ્યારે સજીવ અવસ્થામાં આવે ત્યારે તેના ગર્ભપાતમાં પાપ ગણાય પણ બાળક તે અવસ્થામાં સજીવ ક્યારે ગણાય તે બાબતમાં બહુ મતભેદ જણાય છે. પ્રાચીન કાળમાં એવો એક અભિપ્રાય પ્રચલિત હતો કે ગુમડાની પેઠે ગર્ભ પણ તેની માતાના શરીરનો એક ભાગ માત્ર છે અને તેથી બન્નેને અળગા કરી નાખવાનો તેનો હક છે. પ્લેટો અને એરિસ્ટોટલ બન્નેની એ વિચારમાં સંમતિ હતી. અગ્રિપયનના સમયપર્યંત રોમના લોકોમાં પણ ગર્ભપાતની સામે કાયદો ન હતો. શ્વાસની ક્રિયા જ્યારથી થવા લાગે ત્યારથી જ બાળક જીવતું ગણાય એમ સ્ટૉઇક મતવાળા માનતા હતા. ગર્ભાધાન પછી ચાળીસ દિવસે બાળકમાં પ્રાણ આવેલો ગણવો એમ જસ્ટિનિયનના ધારામાં નક્કી કર્યું હતું. અર્વાચીન કાયદામાં ગર્ભાધાનના સમયથી જ ગર્ભપાતમાં ગુનો ગણવા લાગ્યો. આવી બાબતોનો નિશ્ચય કરવો એ નૈતિક વૃત્તિઓનો વિષય નથી એ વાત સ્પષ્ટ છે.

વળી કેટલીક વખત આપણી નૈતિક વૃત્તિને સ્પષ્ટ આંચકો લાગે એવી વાતો પણ ધર્મની શ્રદ્ધાને લીધે માણસો માને છે. કેટલીક વખત બુદ્ધિને પણ આવો આંચકો લાગે છે. ઘણાખરા ખ્રિસ્તિઓ વિશ્વાસપૂર્વક માને છે કે અમુક રાત્રીએ વાળુ કરતા ઈશુખ્રિસ્તે પોતાનું શરીર પોતાના હાથમાં લીધું, તેના કકડા કરી પોતાના અનુયાયીઓને એણે વહેંચી આપ્યા, અને ચેલાઓ તે ખાતા હતા ત્યારે તેનું શરીર એ જ વખતે આખું તાજું મેજ પાસે બેઠેલું હતું અને તુરત જ ગેથ્સેમેન નામના બગીચામાં ગયું. આવી વાતમાં અસંગતતા લાગતા છતાં ધર્મમાં શ્રદ્ધા રાખી માણસો એ માને છે. એ જ પ્રમાણે જે છોકરાઓને જળ-માર્જન ( Baptism ) ની ક્રિયા થઈ ન હોય તે નિરંતર નરકમાં સડ્યા કરશે એ ઓગસ્ટાઇનનો સિદ્ધાન્ત પણ એવો જ છે. તરતનું જન્મેલું બાળક કે જે જળ-માર્જન પામ્યા વિના ગતપ્રાણ થાય ને બાળક, ૭ હજાર વર્ષો પૂર્વે પોતાના વડવાઓએ કરેલા આજ્ઞા-ભંગને માટે નરકમાં જાય એ વાતથી આપણા નીતિના વિચારને જબરો આંચકો લાગે છે અને જે પ્રભુ એવા બાળકોને દુઃખ દેવા જ ઉપજાવે છે તેની નીતિ અને દયાને માટે તેથી વિચિત્ર વિચાર આપણને ઉપજે તો તેમાં નવાઈ નથી. આવા પ્રભુની ક્રૂરતા કેવી કહેવાય? આવા સિદ્ધાન્ત ઉપર નીતિના સ્વભાવ-સિદ્ધ પ્રત્યક્ષોનો સિદ્ધાન્ત ટકી શકે જ નહિ, કારણ કે આ ક્રૂરતા આગળ માનુષી ક્રૂરતાનો હિસાબ નથી. પરન્તુ સુભાગ્યે ધર્મના જે ઝનુનીઓ ધર્મનો આ સિદ્ધાન્ત માને છે, તે અન્ય બાબતોમાં તો નૈતિક પ્રત્યક્ષનો સિદ્ધાન્ત સ્વીકારે છે અને નીચેની ક્રૂરતાને ધિક્કારી વખોડે છે. આમ ધર્મ અને નીતિમાં કેટલીક વખત વિરોધ હોય છે.

આવો વિરોધ ધાર્મિક જુલમમાં સ્પષ્ટ થાય છે. ધર્મ-ભ્રષ્ટતા અને પાખંડને નામે કેથોલિક ધર્મના અનુયાયીઓએ હજારોનો સંહાર કર્યો છે અને હજારોને જીવતા બાળી મૂક્યા છે. આ બાબતમાં તેમના દુરાગ્રહી સિદ્ધાન્તની કેવળ અનીતિમાન પ્રતિજ્ઞાનો જો સ્વીકાર કરવામાં આવે, તો તેમાંથી નીકળતા અનુમાનને નીતિમાન અને યુક્ત કહેવું જ પડે. ત્યાં

ગુનાની દુષ્ટતા અને તેનાથી થતું નુકસાન મોટામા મોટું હોય ત્યાં ગુનેગારને મોટામા મોટી શિક્ષા થવી વાજબી છે. ખુન એવી જાતનો ગુનો હોવાથી ખુનીને ફાંસીની સજા થાય તે યોગ્ય જ છે, અને તેવી સજા કરવામા નૈતિક તત્ત્વનું અસ્તિત્વ જ નથી એમ કોઈ કહેશે નહિ. આ ન્યાયે અમુક મત માનનારા પાપી છે અને પોતાનો મત ફેલાવવા એ જીવતો રહે તો માણસ જાતની મોટામા મોટી ખરાબી થાય એમ જ્યારે કેથોલિકો માનવા લાગ્યા ત્યારે પાખંડીઓને મારી નાખવામા પાપ નથી એ વાત સ્પષ્ટ થઇ આમ પોતાનો ધર્મ કદિ જૂઠો હોય જ નહિ એવો દૃઢ વિશ્વાસ, અને ભૂલને ગુનો ગણવાનો તેમનો મત—આ બે વાતથી તેમના ધાર્મિક જુલમનો ખુલાસો થઇ શકે છે.

આમ જે ધર્મને પોતાના મતનો આગ્રહ હોય અને ભાવિ જ્ઞાન અને તર્ક ઉપર જેનો નિભાવ હોય તે ધર્મ નીતિના એવા કાયદાનો ઉપદેશ આપે કે જેથી મનોદેવતાને મૌન રહેવું પડે કે દબાઇ જાય, અને કદિ અરજો માગ પણ હોય નય જો ધર્મગુરૂઓ આપણને નિરંતર એમજ કહ્યા કરે કે ધર્મની વાતમા કોઈ પ્રશ્ન કે તકરાર ઉઠાવવી નહિ, પણ ધર્મ જે કહે તે મૂગે મોઢે માની જ લેવું, તો ધીમે ધીમે આપણી માનસિક ટેવો એવી પડશે કે પછી નિષ્પક્ષ અને પ્રમાણિક વિચાર સાભળતા પણ આપણને ત્રાસ છૂટશે. એવી જ રીતે જો કોઇ માણસ પોતાના કર્તવ્યનો નિરંતર ભંગ જ કર્યાં કરે તો અંતે કર્તવ્યની લાગણી જ એનામા રહેશે નહિ પરંતુ નીતિની ઉત્પત્તિમા આ એક મોટી મુશ્કેલી જો કે છે, તથાપિ તેથી કરીને નૈતિક પ્રત્યક્ષોની વાસ્તવિકતા મટી જતી નથી, કારણ કે જેના સ્વાધીનમા આપણા સ્વભાવની શક્તિઓ રહેલી છે એવો તે કાયદો જ છે બુદ્ધિની ખરાબ કેળવણીથી જ્ઞાન અપૂર્ણ અને ભ્રમજનક થશે એટલું જ નહિ પણ બુદ્ધિનું વળણ પણ ભ્રષ્ટ થઇ જાય છે રસિકતાની ખરાબ કેળવણીથી ખોટા નિયમો બધાઇ જાય છે. હમેશના દુરૂપયોગથી કેટલાક ઇંદ્રિયજન્ય પ્રત્યક્ષો પણ દૂષિત અને ભ્રષ્ટ થઇ જાય છે. આ દરેક બાબતમા ખરાખોટાનું ધોરણ જૂદી જૂદી અવસ્થાના અનેક માણસના અનુભવના આધારે

નિશ્ચિત થવું જોઈએ, અને ભ્રષ્ટ આશયને પોતાની મૂળ સ્થિતિએ પાછો વાળવા માટે ઘણો સખ્ત પરિશ્રમ કરવાની જરૂર છે. અમુક અનુપ્રશ્નોનો નિર્ણય આપણે યુક્તિથી કરીએ તો ભલે, પણ વ્યક્તિનો ઇન્સાફ આન્તર પ્રત્યયથી જણાતા કેટલાક નીતિના નિયમોને આધારે જ થાય છે.

લોકો કહે છે કે જ્ઞાનવાદીઓના મત પ્રમાણે સોક્રેટિસના 'ભૂત'ની પેઠે આપણામાં પણ 'મનોદેવતા' નામની કોઈ અનિર્વાચ્ય વ્યક્તિ રહેલી છે અને પ્રસંગે પ્રસંગે આપણને ખાસ અને અચૂક પ્રતીતિ તે આપે છે. પરંતુ આમ માનવામાં ભૂલ છે. જ્ઞાનવાદીઓ તો એટલું જ કહે છે કે માત્ર સુખ દુઃખના કાયદાથી જ આપણી ઇચ્છાશક્તિનું નિયમન થતું નથી, પણ કર્તવ્યના કાયદાથી પણ થાય છે. આ કર્તવ્યનો કાયદો સુખ દુઃખના કાયદાથી ભિન્ન છે અને નૈતિક બંધન પણ તેનું જ છે એમ આપણને અંતરમાં લાગે છે. બીજી વાત એ છે કે આપણા હૃદયમાં જે જે વિવિધ વૃત્તિઓ ઊઠે તેમાંથી કેટલીક અવશ્ય કરીને સારી છે અને તેમને ઉત્તેજિત કરવી જોઈએ અને કેટલીક અવશ્ય કરીને દુષ્ટ છે અને તેમને દાબી દેવી જોઈએ એવું સહજ ભાન આપણને અંતરમાં જ થાય છે તે આપણા કર્તવ્યના વિચારનો પાયો છે. તેઓ કહે છે કે દ્વેષથી સુમેળ, અસત્યથી સત્ય, અન્યાયથી ન્યાય, અપકારથી ઉપકાર, વિષયજન્ય વિલાસથી પાતિવ્રત્ય, ચઢીઆતાં છે એવું આપણને અંતરમાં થતું ભાન માનસશાસ્ત્રની વાસ્તવિક હકીકત છે અને સઘળા જમાનામાં અને સઘળા દેશમાં નીતિનો માર્ગ ઉચ્ચ વૃત્તિઓના વર્તનમાં રહેલો હોય છે, નીચ વૃત્તિઓના વર્તનમાં નથી હોતો. કર્તવ્યનું ભાન એવું નિર્મળ હોય કે તે જણાય પણ નહિ, અને તેથી આપણા સ્વભાવનો નીચ ભાગ ઉપરી થઈ બેસે એવું પણ કદી બને. ગ્રીક લોકોએ બુદ્ધિવિષયક અને રાજદ્વારી સદાચાર ખીલવવાનો જ પ્રયાસ કર્યો હતો અને દાંપત્ય-ધર્મને લગભગ વિસારી મૂક્યો હતો, આમ કેટલાક જમાનામાં લોકો અમુક બાબતોમાં જ પોતાની નીતિ ઉચ્ચ રાખવાની કાળજી રાખે એમ પણ બને. કોઈ વખતે ન્યાયની તીવ્ર લાગણી ગુસ્સાને અંકુશમાં રાખે છે તેમ, વખતે આપણા સ્વભાવ-

ના અંશો એક બીજાના વિરોધી પણ લાગે નીતિના કાયદાને અનુકૂળ ન હોય એવા કાર્યોથી અદશ્ય દેવદેવીઓની કૃપા મેળવવાનું કોઇ મતમતાંતરમાં કદાચ કહ્યું પણ હોય, જુદા જુદા પ્રયોજનના મિશ્રણને લીધે કે ખાસ સંજોગોને લઇને નૈતિક ઉન્નતિનો માર્ગ અસ્પષ્ટ અને ગુંચવણ ભરેલો પણ વખતે થઇ જાય આ બધુ બને તેવુ છે છતાં એક મહાન સત્યનો એ બધાની ઉપર અમલ છે એ વાત નિર્વિવાદ છે જૂઠું બોલવાથી, બીજાનું ઘર ફૂંકવાથી કે કાપટ્ય-મતનો લગ્ન કરવાથી પોતાનું આચરણ ઉંચા પ્રકારનું થાય છે એમ કોઇ માનતુ નથી જેને આચરણની પવિત્રતા પ્રાપ્ત કરવી હોય તેણે તો સારી વૃત્તિઓનુ સેવન કરવુજ પડે છે.

આમ આંતર પ્રત્યક્ષથી નીતિના સામાન્ય નિયમો પ્રતીત થતા હોવાથી, જુદા જુદા જમાનામાં નૈતિક ધોરણની કે કાર્યોની એકતા હોતી નથી, છતાં તેમનુ વલણ એક જ દિશામાં હોય છે એ વાત સ્પષ્ટ છે જન્મથીજ સારી વૃત્તિઓ કરતા સ્વાર્થી વૃત્તિઓનું જોર માણસમાં વધારે હોય છે. આ ક્રમને ઉલટાવી નાખવાનુ કર્તવ્ય નીતિનુ છે જનસ્વભાવમાંથી સ્વાર્થ તદ્દન નાબુદ થવો તો અશક્ય છે, અને બધા નિ:સ્વાર્થી થાય તો સમાજ ટકે પણ નહિ પરંતુ આ અંશોનું મિશ્રણ કેવુ હોવુ જોઇએ ? એ જ પ્રશ્ન નીતિનો હોય છે એક સમયે શુભેચ્છાની વૃત્તિ કેવળ કુટુંબ પ્રત્યે જ સમની હોય કે પછી તે જ્ઞાતિ, પ્રજા અને મનુષ્ય જાત પ્રત્યે પણ વિસ્તરે છે, અને છેવટે મૂગા અને અનાયક પ્રાણીઓ પર્યંત પહોંચે છે આ દરેક દશામાં નીતિનું જૂદું જૂદું ધોરણ રચાય છે, પરંતુ દરેકમાં એક જ વલણને મહાચાર તરીકે ઓળખવામાં આવે છે

આ એક સાદી હકીકતથી આંતરવાદ ઉપર થતા અનેક આક્ષેપોનો પરિહાર થઇ જાય છે. જંગલી લોકો પોતાના માબાપને મારી નાખે છે, સુધરેલી પ્રજાઓએ પણ બાળહત્યાનો રીવાજ નિ:શંક મને સ્વીકારેલો છે, ઉચ્ચ આચરણવાળા કોઇ રોમનને પણ તરવારના આણુઘાતક ખેલોમાં કાંઇ દુરાચાર લાગ્યો નહિ, નજરોય કે ક્રિનાખોર કતલમાં કાંઇ પાપ હોય એવું જમાનાને જમાના સુધી મનુષ્યોને સમજાયું નહિ, કોઇ જમાનામાં ગુલામ

ાીરીની પ્રશંસા થઇ છે અને કોઇમાં તેનો તિરસ્કાર થયો છે,—આ બધાં દૃષ્ટાંતો-
ી એટલું જ સિદ્ધ થાય છે કે જે વાતને એક જમાનો નિર્દોષ ગણતો
ાતો તે વાતને બીજો જમાનો સદોષ ગણતો હતો. ખાસ સંજોગોને લીધે જ
ઘણો મતભેદ પડે છે અને નીતિનું તોલન કરવામાં આ ખાસ સંજોગો
ાક્ષમાં લેવાના છે. ઘણીવાર સિદ્ધ કરવામાં આવ્યું છે કે તરવારના પ્રાણ-
ઘાતક ખેલો એ ધાર્મિક ઉદ્દેશે સ્વીકારેલા નરમેધનો જ એક પ્રકાર છે:
ઘરડાં બુઢ્ઢાંને જાળવવાનું કામ અશક્ય લાગવાથી જંગલીઓ પોતાના માબાપ-
નું ખુન કરવામાં દયા જ બતાવતા હતા, અને માબાપો પોતે પણ એ વાતને
એવી રીતે સ્વીકારતા હતા: વેર એ ન્યાયનો જ એક પ્રકાર છે અને
ન્યાયની અદાલતો સ્થપાયા પૂર્વે ગુના ઉપર અંકુશ પણ એને જ લીધે રહેતો
હતો; રાજકીય ખુનોથી ખોટા હક્કદારોની ચિંતાથી રાજ્ય મુક્ત રહેતું. વસ્તુઓ
ઉપર સૌનો સમાન હક છે એવા વિચારથી જંગલીઓને ચોરીમાં પાપ
લાગતું નહિ; લડાયક ગુણોને કેળવવા અને વિશેષે કરીને ધન-સંચયની વૃત્તિને
નિરુત્સાહ કરવા સ્પાર્ટન લોકોમાં ચોરી કરવાની પરવાનગી હતી; જ્યારે
એક પ્રજા બીજી પ્રજાને જીતતી ત્યારે જીતાએલી પ્રજાનાં માણસોને વિજયી
પ્રજા મારી નાખતી, પરન્તુ કાળ જતા દયાની ખાતર તેમને ગુલામ કરવા
લાગી: આમ દરેકનો ખુલાસો થઇ શકે છે. પણ એક સામાન્ય ખુલાસો
પણ આપી શકાય છે. વિગતો પરત્વે માણસોનો એક મત થવો સંભવિત
નથી અને આંતરવાદીઓ એમ કહેતા પણ નથી. પરન્તુ બધી બાબતોમા
મૂળ સિદ્ધાંત તો તેનો તે જ રહે છે. કેટલાક કાર્યો આપણને અત્યારે રાક્ષસી
અને ક્રૂર લાગે છે તે કાર્યો પણ ખરે દયાની પ્રેરણાથી જ થએલા હોય
છે. દયાનું ધોરણ કદિ ચણ હલકું ભલે હોય, પરન્તુ દયાને સદાચાર અને
ક્રૂરતાને દુરાચાર હમેશાં લેખવામા આવ્યો છે અને લેખાશે.

જનહિતવાદીઓ કહે છે કે આંતરવાદ પ્રમાણે નીતિમા ઉત્તરોત્તર
ઉન્નતિ બનવી અશક્ય છે. પરન્તુ આ વાત ખોટી છે એ બે વાતથી સ્પષ્ટ
છે. એકતો, આંતરવાદી કહે છે કે જો કે કેટલાક ગુણો અવશ્ય કરીને
સદ્ગુણી હોય છે, પરન્તુ જેટલે અંશે તેઓ આચારણમા મેલાય તે અંશે

સ્થિતએ પહોંચ્યુ હતુ એક સ્ત્રીનો રીવાજ દૃઢ સ્થાપિત થયો હતો સ્ત્રીઓનો સદાચાર ઘણો ઉચો થયો હતો. પરન્તુ પુરૂષોમા જો કે સૃષ્ટિ વિરૂદ્ધ મૈથુન અને વ્યભિચારમા પાપ ગણાતુ હતુ, છતા લગ્ન પહેના કરેલો વ્યભિચાર ભ્રષ્ટરૂપે પણ ગણાતો નહિ કેથોલિક ધર્મમા, પ્રજાની ઉત્પત્તિ અર્થ, અને મનુષ્યના સ્વભાવમા રહેલી નિર્મળતાને કાઇક છૂટ આપવી જોઈએ માટે, લગ્નને વાજબી ગણ્યુ છે. પણ તે સિવાય મરણી જાતની કામ-વૃત્તિની સખત અને સાફ મના કરી છે.

આ પ્રમાણે કામ-વૃત્તિને દબાવી દેવાની ઉત્કટતામા અને યથેચ્છ વિહારમા તેને કેટલી છૂટ આપવી તે બાબતમા જમાને જમાને વણો ફેર માલમ પડી આવે છે, પણ તે સમથી સદાચારની ઉર્મિમા કશો ફેર પડતો નથી વળી વ્યભિચારમા અને પ્રજાની ઉત્પત્તિમા સ્વાર્થ અને ઉપયોગિતાના પ્રશ્ન બેશક વચમા આવે છે, પરન્તુ સામાન્ય ઉન્નતિનો આધાર તો કેવળ જૂદી જ જાતના વિચાર ઉપર રહેલો છે એવુ ભાન આપણને થાય છે કામ-વૃત્તિની તૃપ્તિ ગમે તેટલી હકદાર અને વાજબી હોય છતા તે ગુપ્ત રાખવાની વસ્તુ છે એવી ભાવના ગમે તેટલી ઘસાઇ ગએલી છતા કોઇમા તદ્દન નાબુદ થએલી કદિ હોતી નથી, એવી વાત જાહેરમા કરતા માણસને લાજ અને શરમ આવે છે અને નિર્લજ્જ શબ્દો બોલતા માણસ શરમાય છે, ઇત્યાદિ હકીકતોથી એમ જ સિદ્ધ થાય છે કે આ કામ-વૃત્તિમા કાઇક નીચતા રહેલી છે એ વાત આપણને અતરમા પ્રત્યક્ષ અને સ્વભાવ સિદ્ધ છે કાઇક એમા એવુ છે કે જેની આપણને સ્વાભાવિક રીતે જ શરમ આવે છે, આપણી સપૂર્ણ વિશુદ્ધિને આચકો લાગે એવુ તેમા કાઇક રહેલુ છે, અને અતિ પવિત્ર જીવનમા એ તત્ત્વ હોવુ આપણને અનુચિત લાગે છે. આવી લાગણી કોઇ પણ માણસમા છેક ન હોવી સભવિત નથી, અને દુરાગ્રહી જનહિતવાદી વિના બીજુ કોઇ એવુ રૂપાતર માત્ર સ્વાર્થની ગણત્રીમા કરી નાખનું નથી. મનુષ્યની ઉન્નતિના ક્રમમા આ લાગણી કિવા પ્રેરણા જ બીજરૂપ છે, અને તેને લીધે જ સપૂર્ણ વિશુદ્ધિની પવિ

ત્રનાનું ભાન દરેક ધર્મમાં અને દરેક જમાનામાં ઉપજેલું છે. ચીન દેશના પુરાણમાં એક કથા એવી છે કે જ્યારે આદિકાળમાં આ પૃથ્વી ઉપર એક જ પુરૂષ અને એક જ સ્ત્રી હતાં ત્યારે વસ્તીની વૃદ્ધિ કરવા અર્થે પણ તે સ્ત્રીએ પોતાનું કુમારિકા વ્રત ખંડિત કરવાની ના પાડી, અને તેની વિશુદ્ધિથી ખુશી થઇ દેવોએ તેને વરદાન આપ્યું કે તેના આગકના માત્ર દષ્ટિપાતથી જ તે ગર્ભ ધારણ કરી શકશે અને આમ કુંવારી માતા મનુષ્ય જાતની જનેતા થઈ. વિલાસી ગ્રીક પ્રજામાં પણ એથીન આદિ દેવીઓની વિશુદ્ધિમાં ઉત્તમ સદાચાર ગણાતો હતો. કેટલાક ધર્મોમાં આચાર્યોને પરણવાની મનાઇ હોય છે અને કેટલીક સ્ત્રીઓને ધર્મ–સેવા અર્થે કુંવારા રહેવાનું હોય છે. પ્લેટો આપણા સ્વભાવના બે વિભાગ પાડે છે–વિવેકી અને કામાસક્ત. તેમાં પ્રથમ ઉચ્ચ છે અને બીજો નીચ છે; અને આ ભેદ ઉપર તેના નીતિશાસ્ત્રનું મંડાણ છે. પિથાગોરાસની શાળામાં બ્રહ્મચર્ય મુખ્ય સિદ્ધાંત છે અને તેના અનુયાયીઓએ સાની સંસ્થા સ્થાપવાનો પ્રયાસ પણ કર્યો હતો. આ બ્રહ્મચર્ય સતત્ સાચવવા માણસો સખત જીવન જીવ્યાં છે. આપણા આર્યોને આ વાત સમજાવવી પડે તેમ નથી. ધર્મની ઘણી ક્રિયાઓમાં અમુક મુદત પર્યંત બ્રહ્મચર્ય પાળવું પડે છે. જૈન લોકો એને ચોથું વ્રત કહે છે અને હાલ પણ ઘણા જૈનીઓ અમુક મુદતને માટે તે વ્રત લેછે. આવાં વ્રતધારી પુરૂષોનાં વખાણ પ્લુટાર્ક બહુ કરે છે. લગ્નની પવિત્ર જીંદગીને રોમન લોકો પૂજતા હતા. છતાં રોમમાં જ દેવી–પૂજારણ ( Vestal Virgins ) નો એક ખાસ વર્ગ ઉભો થયો હતો. આવી પૂજારણો કુંવારી રહેતી હતી અને તેઓ બહુ પ્રતિષ્ઠિત ગણાતી હતી. તેમની પ્રાર્થનાઓ ચમત્કારિક લેખાતી અને દેશની આબાદીનો સબંધ પણ તેમની સાથે કલ્પાતો હતો. શહેનશાહતનુથી પણ વિશેષ હક તેને મળતા. પરન્તુ પોતાના વ્રતનો જરીક ભંગ તેઓ કરે તો ભયંકર શિક્ષા તેને થતી. દરેક દેશના પુરાણ, કથા અને ઇતિહાસમાં સ્ત્રીની પવિત્રતાનો પ્રભાવ વર્ણવેલો છે. ઇશુ ખ્રિસ્તની મા કુંવારી હતી કેથોલિક ધર્મના આ તી સ્થાથી ઘણા પ્રકારનાં નુકસાન થયાં છે એ

વાત ખરી, પરન્તુ આપણા સ્વભાવના નીચ ભાગને ભ્રષ્ટ ગણવામા આપણા સ્વભાવની યથાસ્થિત હકીકત જ તેઓ જાહેર કરે છે.

વળી એક બીજી વાત પણ સમજવા જેવી છે કેટલીક પ્રજાએ કુંવારી દશાને જેટલી પવિત્રતા અર્પી છે તેટલી જ પવિત્રતા બીજી કેટલીક પ્રજાએ એક કરતા વધારે સ્ત્રી કરવાના ચાલને અર્પી છે એ વાત પણ સાચી નથી પવિત્રતાના પગથીઆ પગથીઆમા પણ ફેર છે. મુસલમાન લોકો માને છે કે માણસને સ્વર્ગમા પરીઓ મળવાની વાત કરે છે, તેનો અર્થ એવો નથી કે એવા સુખને તેઓ સદાચારનુ શિરોબિંદુ ગણે છે. પરતુ આ દુનિયામા સદાચાર આચરવાનો છે અને સ્વર્ગમા તેનો બદલો મળવાનો છે એમ તેમનું તાત્પર્ય છે જો કોઇ જગતી પ્રજામા કામાસક્તિ દેવતારૂપે પૂજાઇ હોય, તો તેનું કારણ એમ હતુ કે કુદરત કે જેની ગૂઢ શક્તિ મનુષ્યના લક્ષમા પ્રથમ આવે છે તે કુદરતના બળોની પૂજા માણસોમા ધર્મનુ પ્રથમ રૂપ ધારણ કરે છે અને દેવ અને નીતિની એકતાનુ ભાન મોડુ મોડુ થાય છે કેટલીક પ્રજાએ કુમારિકાવ્રતને વખોડયુ છે, પણ તે એટલા માટે નહિ કે બ્રહ્મચર્ય કરતા કામભક્તિ વધારે પવિત્ર છે, પરતુ લડાયક પ્રજાના અસ્તિત્વનો આધાર લડવૈયાની સખ્યા ઉપર હોવાથી કુવારી રહ્યાથી દેશને ફાયદો થતો નથી. આ પ્રમાણે યાહુદી લોકો વસ્તીની વૃદ્ધિમા દેશની આબાદી ગણતા હતા પરતુ તે પ્રજામા પણ અમુક પથવાળા કમારિકાવ્રતને પવિત્રતાનુ શિરોબિંદુ ગણતા હતા

આમ કેટલાક કાર્યો અમુક વખતે સદાચારી ગણાયા છે અને તે જ કાર્યો બીજા જમાનામા દુરાચારી ગણાયા છે માટે આચરણ અસગત છે એ આક્ષેપ ટકી શકતો નથી એ વાત હવે સ્પષ્ટ છે જો કે પ્રાપ્ત સદાચારના ધોરણો જમાને જમાને બદલાયા છે, તથાપિ તેની તે જ વૃત્તિઓને કેળવવામા સદાચાર હમેશા ગણાયો છે નીતિની બાબતમા, વાજબી કે ગેરવાજબી અથવા સદાચાર કે દુરાચાર કરતા વધારે ઉચ્ચ કે ઓછુ ઉચ્ચ, વધારે ઉત્તમ કે ઓછુ ઉત્તમ એ શબ્દો વાપરવા વધારે યુક્ત છે અમુક અર્થમા નીતિ

ભેદો નિરપેક્ષ અને અવિકારી છે, બીજા વર્ગમાં તેઓ તદ્દન સાપેક્ષ અને વિકારી છે. કેટલાક કૃત્યોથી આપણી નૈતિક વૃત્તિને એવો તો ધક્કો લાગે અને એવાં આચરણો લાગે છે કે આપણી નૈતિક કેળવણીની છેક પ્રથમાવસ્થામાં પણ તે દુષ્ટ અને દુરાચારી ગણાયાં છે ગુસ્સ અસત્યાદિ જેવા કેટલાક ભેદો સ્વભાવે જ એવા સુસ્પષ્ટ અને બળવાન હોય છે કે કેવળ ક્રમિક સદાચારોથી એમની મેળે તે જૂદા તરી આવે છે, જો કે આ ગુણમનોમાં પણ જૂદા જૂદા જમાનામાં જૂદે જૂદે અંશે વ્યવહારમાં તેમનું પાલન થયું છે પરન્તુ ધર્મની આજ્ઞાઓને બાધી નાખી જોઈએ તો, ત્યારે 'વધારે સારાં' કે 'વધારે ખરાબ' નહિ, પણ નિશ્ચયાત્મક રીતે 'વાજબી' કે 'ગેરવાજબી' છે એમ કહેતા માણસો જે બાહ્ય નિયમને લીધે શક્તિમાન થાય છે તે તો માત્ર સમાજનું પ્રચલિત ધોરણ જ હોય છે પરન્તુ આ ધોરણ મેં હિને કરેલા ધોરણ જેવું કેવળ મનમોજ અને આપખુદ નથી હોતું, પણ આપણી નૈતિક શક્તિ કે જેને આપણા સ્વભાવનો ઉચ્ચ ભાગ કહે છે તેની ક્રમવાર ઉન્નતિમાં સમાજે પ્રાપ્ત કરેલું પગથીયું તે હોય છે આ ધોરણથી જે માણસ નીચો રહે તે, જે વર્ગનું મહાત્માની ઉન્નતિમાં ખાસ તત્ત્વભૂત છે તેમાં અધમરૂપ છે આ ધોરણને માત્ર સાચવીને જે બેસી રહે તે માણસની નીતિ બાહ્ય નિયમને અનુસાર તો છે જ છતાં મનોદેવતાએ આગળ સૂચવેલા પોતાના નૈતિક નિયમના ધોરણને અનુરૂપ તેનું વર્તન ગણાય નહિ સમાજના ધોરણથી આગળ વધી જે માણસ ખાસ સદાચારી રહે તે પુણ્યશાળી ગણાય, પણ તેમ વર્તનમાં કાળજી ન રાખે તો તેમાં પાપ ગણાય નહિ ગુલામગીરી, નિગ્રહમાં પકડાએલા કેદીઓની કતલ, નગ્વારના પ્રાણઘાતક ખેલ, કે એક કરતાં વધારે સ્ત્રી કે ધણીનો રિવાજ—એ બધાં જાતે જ, અવશ્ય કરીને પાપ છે કે કેમ? એ પ્રશ્ન નકામો છે આપણે તેમને હમણાં પાપ ભલે ગણતા હોઈએ, પણ અમુક સમયે તેમાં પાપ નહોતું ગણાતું, અને તેથી તે જમાનામાં તે આચરનારો પાપી નહોતો. સારાંશ કે શુભેચ્છાની વૃત્તિ સદા સારી જ છે કામવૃત્તિ સદા નરસી । નીચી છે એ પવિત્રતા—સાધ્યમાં કેરફાર કદિ થતો નથી

પરંતુ અહીં એક મુશ્કેલ પ્રશ્ન ઉભો થાય છે. આપણા સ્વભાવનો નૈતિક વિભાગ શારીરિક અને માનસિક વિભાગ કરતા ઉત્તમ છે એમ સ્વીકારીએ આપણી પ્રકૃતિની રચના જ એવી છે કે તેને સંપૂર્ણ વિસ્તૃત કરવાની આપણી ફરજ છે અને એટલા માટે નૈતિક ઉદ્દેશો સર્વથી શ્રેષ્ટ છે એ વાતને આપણે સિદ્ધ સમજીએ, છતા પ્રશ્ન એમ ઉભો થાય છે કે આપણા સ્વભાવના જૂદા જૂદા વિભાગોની અસમાનતા શુ એવી છે કે નીતિના થોડાક ભોગે પણ કોઈ મોટા માનસિક કે ભૌતિક લાભ વાજબીની રાહે આપણે ન ખરીદી શકીએ? સૂક્ષ્મ વિવેકનો આ મોટા પ્રશ્ન છે અને ધર્મવાદીઓ પૂછે છે કે જો ઉદ્દેશ સારો હોય તો કદિ ઉપાયો ગમે તેવા હોય તો ચાલે એ ખરી કે કેમ? કેટલાક ધર્મવાદીઓનો એવો મત છે કે પૃથ્વી રસાતળ જતી હોય, ગમે તેવુ દુઃખ ભોગવવુ પડતુ હોય, તોપણ નાનામા નાનુ પાપ પણ કદિ કરવુ જ નહિ હવે, આ મતનો સાક્ષાત્કાર કોઇને કદિ થતો નથી વ્યવહારમા તેને લાગુ કરવાનું કોઇને કદિ સ્વપ્નમા પણ આવતું નથી અને ખરૂ કહીએ તો, જો કે અહીં ધર્મનો ઇરાદો ઘણો ઉત્તમ છે, પણ તેને અનુસાર આચરણ સુધારાના મૂળતત્ત્વોનું કેવળ વિરોધી છે આ મત કહે છે કે નાનામા નાનુ સ્પષ્ટ પાપ જાતે અને પરિણામે એટલુ બધુ ભયકર હોય છે કે ગમે તેવા મોટા માનસિક કે ભૌતિક લાભથી તેનો બદલ વળી શકે નહિ જો આ વાત સાચી હોય, તો પછી સ્પષ્ટ છે કે માણસનો મુખ્ય ઉદ્દેશ કેવળ પાપ રહિત થવાનો હોવો જોઇએ, અને એ ઉદ્દેશે બધી પ્રવૃત્તિઓને કેવળ નિર્મૂળ જ કરી નાખવી જોઇએ આપણી હાજતોનો પ્રદેશ વિસ્તારતા લાલચો પણ અવશ્ય વધે છે અને તેથી પાપની સંખ્યા પણ વધે છે નીતિના ધોરણમા કદિ તેથી ઉચ્ચતા પણ આવે ખરી, કારણ કે નિરૂત્સાહી અચેત પાપરહિતના નીતિની ઉચ્ચ અવસ્થા નથી પરંતુ આ ધર્મવાદીઓ કહે છે તેમ દરેક પાપ જો નિરન્તર વેદનાને લાયકનુ જ હોય અને એવુ ભયંકર હોય કે તેની આગળ દુનિયાના નાશનો પણ હિસાબ નથી, તો પછી નૈતિક લાભો પણ તેની બરોબરી ભાગ્યેજ કરી શકે નહિ નૈતિક વૃત્તિની ગમે તેટલી ઉચ્ચતા, ભક્તિનો ગમે તેવો જુસ્સો કે ઉડાણ,

એક ક્ષણ પણ તેની સામે ગાજવામાં ભેગી શકે નહિ. વ્યવહારમાં પણ આ મતનાં પરિણામ વિચિત્ર આવશે. પ્રજાના બધા વેપારનું સત્યાનાશ વળી જતું હોય, ફળદ્રુપ પ્રાંતો લુટાઇ જતા હોય, અને પ્રજાના હક માત્ર ડૂબી જતા હોય, તોપણ તે પ્રજાના ગજાએ વિગ્રહમાં ઉતરતાં પહેલાં ખૂબ વિચાર કરવો; કારણ કે નાની સરખી લુટ કે એકાદી સ્ત્રીના પાતિવ્રત્યનો ભંગ જો તે લડાઇમાં થઇ ગયો તો તે ઉપલા બધા લાભ કરતાં વધારે મોટું સંકટ થઈ પડશે. જો ભયંકર મરકી કે દુકાળથી એક ક્ષણ પર્યંત પણ જો દુરાચાર અટકતો હોય તો તેથી એણે ખુશી થવું. મોટાં મોટાં શહેરો વસાવવાથી પાપની સંખ્યામાં જો એકનો પણ વધારો થતો હોય તો શહેરો વસાવવામાં ભયંકર પાપ છે. આ મત પ્રમાણે શ્રમ-સાધ્ય સુધરેલી જીંદગી, રમત ગમતના મેળાવડા, લગભગ દરેક હુન્નર, અને દ્રવ્યની દરેક પ્રાપ્તિ દુષ્ટ છે, કારણ કે તેમાંથી કોઇને કોઇ પાપના પ્રસંગ ઉપજે છે, અને તેમાં લાભ તો માત્ર ઐહિક જ હોય છે. હવે, નીતિમાં કેટલીક ખરાબી થશે એ વાત આપણે જાણતા હોઇએ છીએ છતાં તે ભોગવીને પણ માનસિક અને ભૌતિક શક્તિઓને ખીલવવી એ વાત સારી છે એ માન્યતા ઉપર સુધારાની આખી રચનાનું મંડાણ છે. કારખાનું ઉઘાડતાં તેમાંથી આગળ જતાં માણસો દારૂ પીતાં અને વ્યભિચાર કરતાં શીખશે એમ ધારીને કારખાનું ઉઘાડતાં કોઇ અટકી જતું નથી. કવચિત્ નીતિના નાના ભોગ આપીને પણ સુધારામાં આપણે આગળ વધીએ છીએ.

ધર્મના આ મતને જો કે ઘણાજણ સિદ્ધાંતરૂપે માને છે, પણ વ્યવહારમાં તે પ્રમાણે અક્ષરશઃ કોઇ વર્તતું નથી; પરંતુ બીજા બધા લાભ કરતાં નૈતિક લાભની ઉત્તમતા કેટલે અંશે વધારે છે તે બાબત માણસોના વ્યવહારિક મતભેદને લીધે અાંતરવાદીઓના મત ઉપર ગંભીર પ્રકારનો દોષ મૂકાય છે. ધર્મ-મતમાં પાપનો જે વિચાર છે તેને અત્યંત સમીપ આવે એવું વ્યવહારમાં વર્તન તપસ્વીઓનું હોય છે. તપોવૃત્તિનું મુખ્ય મંતવ્ય જ એ છે કે પાપ એ એવી તો અત્યંત ભયકર ચીજ છે કે તેની સાથે કોઇપણ ઐહિક લાભની સરખામણી થઇ શકે નહિ. તેથી કોઇ પણ

પ્રકારે પાપને પોતાના જીવનમાં પેસવા ન દેવું એ તપસ્વીઓના જીવનનો ખાસ ઉદ્દેશ થાય છે. એટલા માટે જીંદગીની સઘળી ચંચળ પ્રવૃત્તિથી તપસ્વી અળગો રહે છે, સઘળા સાંસારિક ઉદ્દેશ અને ઉત્કર્ષનો એ ત્યાગ કરે છે, સતત્ દેહ-દમનથી પોતાના કુદરતી વિકારોને મંદ પાડી દે છે, અને કેવળ ધાર્મિક વિધિમાં નિમગ્ન રહેવાનો પ્રયાસ એ કરે છે. અને આ સઘળી બાબતમાં એની વર્ત્તણૂંક વાજબી અને પોતાના સિદ્ધાંતને અનુસાર છે. જે માણસને પાપની ગંભીરતાનો એવો વિચાર હોય છે તે સ્વાભાવિક રીતેજ લાલચોથી અથવા બાહ્ય સંજોગોથી ગમે તે ભોગે પણ અળગો રહેશે અને પોતાના વિકારો અને વાસનાઓને મંદ કરવા બને તેટલું કરશે. પરંતુ એ બાબતમાં વધારે પડતા આગ્રહથી આપણું નૈતિક જીવન બેહેર મારી જાય છે એ વાત પણ જોવાની છે; કારણ કે પાપનો ઘટાડો ઘણો અગત્યનો છે એ વાત ખરી, પણ તે નૈતિક ઉન્નતિનો એક ભાગ માત્ર છે. જ્યારે જ્યારે તેના એક ભાગને વધારે પડતું વજન આપવામાં આવે છે ત્યારે ત્યારે માણસાઇ મંદ, નિરુત્સાહી અને એકદેશી થઈ જાય છે અને ગરીબાઇ કિંવા ભિકારીજીવન નરમાશ સર્વોપરી સદ્ગુણ ગણાવા લાગે છે.

પરંતુ તાપસી આચરણ હવે ઝડપથી નાબુદ થતું જાય છે. અને એ જ વાત બનાવી આપે છે કે તેમના સિદ્ધાંતમાં સમાએલા નૈતિક વિચાર અલ્પાયુષી હતા. છતાં હજી ઘણા વ્યવહારમાં મતભિન્નતાની મુશ્કેલી ઉભી રહે છે. કેથોલિક નિશાળોનો મુખ્ય ઉદ્દેશ પાપ અટકાવવાનો ઘણું કરીને હોય છે; પણ ઇંગ્લાંડની બીજી સાર્વજનિક શાળાઓનો ઉદ્દેશ આપણી દરેક શક્તિનો યોગ્ય વિકાસ કરવાનો હોય છે અને પાપની સંભવિતતા અટકાવવાની ખાસ સંભાળ અહીં લેવામાં આવતી નથી. વળી, ધર્મના જે અભિપ્રાયોને પોતે ખોટા માનતા હોય તે પ્રત્યે માગ માણસોનું વ્યાવહારિક વલણ પણ જૂદું જૂદું જોવામાં આવે છે. સુધારકો જેવા કેટલાક લોકો વહેમી ક્રિયાને અસત્ય ગણી તેમાં ભાગ લેતા નથી, એટલુંજ નહિ પણ ગમે તેટલું નુકસાન વેઠીને પણ પોતાનો મત જાહેરમાં મૂકતા ચૂકતા નથી. કેટ-

ક્ષાંક માણસોને પોતાને તેમાં બિલકુલ શ્રદ્ધા હોતી નથી; છતાં પોતે તે ક્રિયા કરે છે અને તેનો વિરૂદ્ધ બોલનારાને સખત રીતે વખોડે છે; કારણ કે તેમના મત પ્રમાણે ભ્રમથી પણ માણસોને જો દીલાસો મળતો હોય તો તે ભ્રમ ભાંગવો નહિ. કેટલાક વળી પોતે તે ક્રિયા કરતા નથી, પણ લોકોનાં અશિક્ષિત મનને સમજાવી તૈયાર કરી સુધારવાની વાતને પસંદ કરે છે, અને 'સજ્જન સંભાળાવજોરે ધીરે ધીરે સુધારાનો સાર' એ સૂત્ર વ્યવહારમાં સ્વીકારે છે. બાળ-લગ્નની બાબતમાં પણ મતભિન્નત્વ જોવામાં આવે છે. અર્થશાસ્ત્રીઓ કહે છે કે સુખના ધોરણની પાયરી ઉતારવાથી લૌકિક આબાદી ઘટે છે; માટે બાળ લગ્ન ન કરવાં. કેથોલિક ગુરૂઓ કહે છે કે માણસનો મોટો ભાગ ડહાપણના ઉદ્દેશે લગ્ન મોડાં કરે તો પાપ વધે, માટે બાળલગ્ન કરવાં. વળી કેટલાક પંથોમાં કેવળ નિર્દોષ આનંદમાં ભાગ લેવાની પણ બંધી છે, કારણ કે તેમાંથી પાપ અથવા પાપના પ્રસંગ ઉપજી આવે છે. કેટલાક વળી પ્રસંગે પ્રસંગે આનંદોત્સવ કરે છે. કોઇની વૃત્તિ જાણી જોઇને પાપમાં પ્રવૃત્ત થવાની હોતી નથી, તેથી આ મત ભિન્નત્વમાં સિદ્ધાંતનો ભેદ નથી, પણ વધતા ઓછા સદાચારનો ભેદ હોય છે. એક કહે છે કે ગમે તે રીતે પણ પાપ અટકાવવું. બીજો કહે છે કે પાપની હદ ઓળંગ્યા સિવાય નિર્દોષ રમત ગમતો શા માટે ન કરવી ? પણ આ હદ બાંધવી ક્યાં ? તેમાં પણ ઘણા ક્રમવાર પગથીઆં હોય છે. અને કાયદા, ધારા, અને નાતના રીવાજ પરત્વે માણસો તેમના ગુણ દોષ વિષે અનેક પ્રશ્નો ઉભા કરે છે. પ્રશ્ન એ થાય છે કે એવી બાબતમાં સારે નરસાની સ્પષ્ટ લીટી ક્યાં દોરવી ? અમુક હદ પર્યંત નિર્દોષ ગમતમાં પાપ નથી, અને પછી તેમાં પાપ થાય છે એ પ્રશ્નનો નિર્ણય ક્યા નિયમને આધારે આપવો કરવો ?

આ પ્રશ્નના જવાબમાં આંતરવાદીને કબુલ કરવું પડે છે કે એવી કોઇ લીટી દોરી શકાય એમ નથી; એવો નિયમ કોઇ છે જ નહિ. આપણા નૈતિક સ્વભાવનાં રૂપો ભાષાથી સ્પષ્ટ કરી ભાગ્યે જ સમજાવી શકાય છે. એવી અગમ્ય રીતે તેઓ એક બીજામાં ભળી જાય છે કે તેમાંથી કોઇ

એક મટી બીજું કયારે થઇ જાય છે તે સ્પષ્ટ કરવું અશક્ય છે. મનુષ્યનું જે જીવન કુદરતે નિર્મિત કર્યું છે તેનો સર્વ પાસાં સરખા વિકાસ કરવો એ મનુષ્યના જીવનનો ઉદ્દેશ છે અને આનો અર્થ એટલો જ થાય છે કે તેના જીવનનો મુખ્ય અને સર્વોત્તમ હેતુ નૈતિક હોવો જોઇએ. જે સમાજ કે માણસમાં આ નૈતિક હેતુની પ્રબલતા ન હોય, તે રોગી હાલતમાં છે— કુદરતની વાસ્તવિક હાલતમાં નથી એમ સમજવું. પરન્તુ આપણા સ્વભાવના નૈતિક અંશનું સર્વોપરીપણું જો કે બીનતકરારી છે, પણ સાથે સાથે તે સોઘમ કિંવા અનિશ્ચિત પણ છે; અને દેશ કે કાળ પરત્વે અનંત નથી અને તેથી કરીને પ્રચલિત ધોરણ સર્વકાળે સરખુ હોતું નથી. નીતિશાસ્ત્ર વેત્તા તો માત્ર સામાન્ય સિદ્ધાંતો જ આપી શકે છે. આ નિયમોને વ્યવહારમાં કેમ લગાડવા એ વાત તો વ્યક્તિગત વૃત્તિ કે સમાજની સામાન્ય ભાવનાથી જ બની શકે છે.

આ પ્રમાણે આંતરવાદમાં એક પ્રકારની સોઘમતા રહેલી છે. જનહિતવાદીઓ કહે છે કે અમારા 'વધારેમાં વધારે સુખના' સિદ્ધાંતમાં એવી અનિશ્ચિતતા નથી, પણ 'વાજબી' 'ગેરવાજબી' વચ્ચે હમેશાં સ્પષ્ટ લીટી દોરી શકાય છે અને તેથી નૈતિક મતભેદ લાગણીના રાજમાંથી નીકળી સ્પષ્ટ ઉપપત્તિના વિષય થાય છે. પરન્તુ એમ બોલવામાં જનહિતવાદીઓ લોકોને ઠગે જ છે. નાણાની મદદ વડે કાપડ, ઘોડા ઇત્યાદિ વિજાતીય વસ્તુઓની લેવડ દેવડ આપણે કરી શકીએ છીએ, કારણ કે નાણા વડે તેમના વિનિમયનું માપ થઇ શકે છે. પરન્તુ સુખ કે ઉપયોગિતાના વિજાતીય પ્રકારોનું એવું સામાન્ય માપ આપણને મળી શકે એમ નથી. એક દૃષ્ટાંત લઇએ. પાલીતાણે શેત્રુંજાની જાત્રા નિમિત્તે હજારો લોક વર્ષોવર્ષ ભેગા થાય છે. હવે આ મેળાથી એકંદરે લાભ વધારે છે કે હાનિ? અને નીતિમાન માણસે તેને ઉત્તેજન આપવુ કે કેમ? એ પ્રશ્નનું નિરાકરણ જનહિતવાદ કેવી રીતે કરી આપશે? હજારો લોકોને તેથી નિર્દોષ અને આરોગ્યવર્ધક આનંદ થાય છે. જુદા જુદા લોકોના સમાગમથી અનુભવ અને જ્ઞાન વધે છે. સ્થાનિક આર્થિક સંપત્તિને પ્રોત્સાહન મળે છે

અને વેપાર કમાય છે. ઘણા રોજગાર અને કારીગીરીને પણ ઉત્તેજન મળે છે. બીજી રીતે જોઈએ તો તેમાં હાનિ પણ ઘણી છે. ટાઢ તડકાથી માણસો હેરાન થાય છે. વખતે કોલેરા પણ ફાટી નીકળે છે. ચોરી અને વ્યભિચારની તક માણસોને મળે છે અને વખતે ખૂન પણ થશે. ઉપયો ધર્મવાદી કહેશે કે આ એક કારણને લીધે જ એવા મેળા બંધ કરવા જોઈએ; પણ એ વાત લોકોને ગમે નહિ. આમ આ મેળામાં લાભ અને ગેરલાભ બન્ને સમાએલા છે. અને તે માનસિક, શારીરિક કે નૈતિક હોય છે. ઘણું કરીને આવા નીતિશાસ્ત્રીઓ કહેશે કે અનીતિના થોડાક દાખલાઓને લીધે એવા મેળાવડા બંધ પાડવા વાજબી નથી. આવડો મોટો માણસનો સમૂહ ભેગો થાય ત્યારે એવા થોડાઘણા દાખલા તો બને જ, અને તેની સંભાળ પોલિસ રાખશે. એકંદરે તેમાં હાનિ કરતાં લાભ વિશેષ છે. પરંતુ આ લાભ હાનિને ત્રાજવામાં તોળી એકંદર તેમના નફા તોટાનો સ્પષ્ટ હિસાબ બનાવી આપે એવો કોઈ કટ્ટર જનહિતવાદી બતાવી શકે એમ નથી. 'આ કારણે ભૌતિક લાભ કરતાં નૈતિક ગેરલાભ વધી જાય છે' એવી સ્પષ્ટ લીટી દોરવા પોતે અસમર્થ છે એ વાત આતરવાદી કબુલ કરે છે. બેન્થામના સૂત્રોમાંથી પણ આ હદ કેમ બાંધી શકાય છે એ સમજાતું નથી. માત્ર સંખ્યાની ગણત્રીથી આ પ્રશ્નનું નિરાકરણ થઈ જાય છે એમ બોલવામાં માત્ર સાહસ જ છે. પોતાના સદાચારના નાશથી થતી એક સ્ત્રીની પાયમાલી અને બીજી સ્ત્રીના આખા દિવસનો આનંદ—આ બેને એક કાંટે તોળવાનો દુરાગ્રહ જનહિતવાદી નહિ જ કરે. તેથી આવી બાબતોમાં તેમના ભેદની સ્પષ્ટ લીટી દોરવાની અશક્યતા જો દોષ હોય તો તે દોષ આતરવાદ અને જનહિતવાદ બન્નેને સમાન છે.

હવે સ્વાર્થ અને સદાચારનો શો સંબંધ છે તે આપણે ટૂંકામાં જોઈએ. જનહિતવાદને બે જાતના લાભ સાથે સંબંધ છે: વ્યક્તિનો લાભ અને સમાજનો લાભ. પ્રથમ જાતનો લાભ સઘળા સદાચારનો અંતિમ ઉદ્દેશ છે. બીજો લાભ સદાચારનો ઉત્તમ હેતુ છે. આતરવાદી કહે છે કે સ્વાર્થી કૃત્ય સદાચારી કે શાબાશીને લાયક હોઈ શકે નહિ. એક માણસ ચોરી કરવા

તો ગયો છે, પણ એકાએક પોલિસને જોઇ બ્હી જાય અને ચોરી કરતાં અટકે, તો એ કૃત્યને માણસો નીતિમાન કહેતાં નથી. જેટલે અંશે મજા પામવાના ભયથી તે કામ કરવુ એ છોડી દે, તેટલે અંશે સદાચારની શાબાશી એને ઓછી મળે છે. કર્તવ્યની લાગણીથી જ માણસે પાપમાંથી મુક્ત રહેવાનું છે. આમ સ્વાર્થ અને સદાચાર એકબીજાના વિરોધી છે એ વાત ખરી, પરંતુ એટલા માટે સ્વાર્થના વિચાર કોઇ કાળે પણ સદાચારને સહાયભૂત થઇ શકે નહિ એમ માનવામાં પણ ભૂલ છે. પ્રથમ તો, ધમકી અને મજાના સુવ્યવસ્થિત ધોરણથી સદાચારની દિશા જેવી સ્પષ્ટ થાય છે તેવી બીજી કશાથી ભાગ્યે જ થઈ શકે છે. જ્યારે સદાચાર અને દુરાચારના પ્રયોજનો વચ્ચે અંતરમાં વિગ્રહ ચાલે છે ત્યારે ઘણીવાર દાન અને દંડના વિચારથી એ ઝઘડાનો અંત આવે છે અને આપણી પ્રવૃત્તિ સદાચારમાં થાય છે. અને વિજયના આવા દરેક પ્રસંગથી સદાચાર દૃઢ થતો જાય છે અને દુરાચાર નિર્મળ થતો જાય છે, અને છેવટે દાન અને દંડના વિચારની સહાય વિના પણ તે સદાચાર થવાનો પ્રસંગ આવે છે.

સામાજીક લાભના સંબંધમાં બે ભિન્ન ભિન્ન બાબતો લક્ષમાં રાખવાની છે. એક તો, બીજાનું કલ્યાણ કરવામાં પ્રવૃત્ત થવું એ બેશક સદાચારનો એક પ્રકાર છે, પણ તેમાં જ સર્વ સદાચાર સમાઇ જતો નથી. અથવા બીજી રીતે બોલીએ તો બીજી જાતના કેટલાક સદાચાર એવા છે, કે જે લોકોને ઉપયોગી હોય વા ન હોય, પણ તે જાતે જ સદાચાર છે અને તેથી કર્તવ્ય તરીકે તે આચરવાના છે. બીજી વાત એ છે કે કેટલીક વખતે ઉપયોગિતાનો પ્રસંગ એવો પ્રબળ અને મહત્વનો હોય છે કે તે વખતે એવા સદાચારનો પણ ભોગ આપવો વાજબી ગણાય છે. એક મોટુ કારખાનું કાઢતાં છેવટે દુરાચારને કાંઇક તક મળે છે એ વાતથી એક કારખાનું કાઢતાં અટકવું નહિ. અથવા જે વાતથી અત્યંત મોટો લાભ થતો હોય તે વાત પરત્વે મૂગુ રહેતાં અસત્ય ગણાતું હોય તો પણ તે કરવામાં કાંઇ અડચણ નથી; અથવા કોઇ નિર્દોષ માણસની જીંદગી બચાવવા જૂઠું પણ બોલવું પડે. પરંતુ આવા કેટલાક પ્રસંગે ઉપયોગિતાને

અંગસ્થાન આપાય છે તે ઉપરથી એમ સમજવાનું નથી કે તેના કર્તા નીતિના વિચાર ઉંચા પ્રકારના નથી. નીતિ અને ઉપયોગિતા બન્ને એક બીજાથી અત્યંત ભિન્ન છે અને તેમા નીતિના વિચાર ઉપયોગિતાથી વધારે ઉત્તમ છે. અને વખતે બન્નેની વચ્ચે વિરોધ પણ હોય છે. સોનું અને રૂપુ ભિન્ન ભિન્ન ધાતુઓ છે રૂપા કરતા સોનું વધારે કિંમતી છે, છતા થોડા સોનાને બદલે રૂપાનો મોટો જથ્થો લેવાથી વખતે વધારે લાભ થાય છે. આતરવાદની સામે મુકાતા એક બીજા આક્ષેપની પણ અહીં સ્પષ્ટતા કરવાની જરૂર છે આતરવાદી કહે છે કે નૈતિક પ્રવેગો આપણને સ્વભાવસિદ્ધ છે. ત્યારે મનુષ્યનો સ્વભાવ કયો ? એવો પ્રશ્ન ઉભો કરી કેટલાક કહે છે કે જંગલી અને છેક પ્રાથમિક દશામા જે સ્વભાવની પ્રતીતિ થાય છે તે જ મનુષ્યનો કુદરતી સ્વભાવ ગણાય, અને કેટલાક કહે છે કે સુધરેલા મનુષ્યમા કૃત્રિમ ટેવો અને બાહ્ય પ્રાપ્તિ બાદ કરતા જે ભાગ સંસ્કારી અને વિકાસ પામેલો બાકી રહે છે તે મનુષ્યનો કુદરતી સ્વભાવ ગણાય આમ મનુષ્યના કુદરતી સ્વભાવના બે અર્થ થઇ શકે છે તેનો લાભ લઇ બાહ્ય અનુભવવાદીઓ કહે છે કે જંગલી અને સુધરેલામા ભેદ માત્ર બાહ્ય પ્રાપ્તિનો જ છે, આતરવિકાસનો ભેદ બિલકુલ નથી આ વિચારને અનુસરી, જંગલી લોકોના જે વર્ણનો મુસાફરો આપે છે તેમાથી દાખલા લઈ તેમનામા નૈતિક વિચારોનો અભાવ બતાવી, આપણા નૈતિક ભેદ સ્વભાવ-સિદ્ધ હોવાની તેઓ ના કહે છે હવે, આ વર્ણનો પણ કરીને અત્યંત અવિશ્વસનીય હોય છે, કારણ કે જે મુસાફરોએ એવા વર્ણન કર્યા છે તેમને તે તે દેશની ભાષા આવડતી નહોતી, જંગલી લોકોના જીવનના રહસ્યની તેમને માહિતી નહોતી, અને માત્ર પોતાના જ ધોરણથી તેમની નીતિ અવલોકતા હતા; એટલુ જ નહિ, પણ પોતે જોએલી વિચિત્રતામા અતિશયોક્તિ પણ ઉમેરતા. તેથી તેમના કહેવા ઉપર ભરોસો રાખવો યોગ્ય નથી. તમે કહેશો કે અઢારમા સૈકામા ફ્રાન્સના નીતિશાસ્ત્રવેત્તાઓ જંગલી દશામાં રહેલી નૈતિક અવસ્થાને સર્વોત્તમ ગણતા હતા, તેથી તમારો નૈતિક વિકાસનો સિદ્ધાંત અસંગત ઠરે છે તો તે પણ ભૂલ

છે, કારણ કે તે સમયે તત્ત્વવેત્તાઓ યુક્તિવાદના પરિણામે સંશયવાદી થઇ ગયા હતા અને વૉલ્ટેર ઇત્યાદિ લેખકો પ્રચલિત ધર્મ અને નીતિને કેવળ કૃત્રિમ અને વહેમોમાં કહી તેમની હાંસી કરતા હતા, છતાં અર્ધ જંગલી ચીન અને ચીનાઓના વર્તનને યુક્તિસિદ્ધ અને પવિત્ર ગણતા હતા તેથી આ લેખકોને લીધે તે લોકો ભ્રમમાં પડયા હતા.

પરંતુ જંગલી દશાના ચિત્રોને દલીલની ખાતર ખરા માની લઇએ તો પણ પ્રતિપક્ષીને નૈતિક વિકાસની ના કહેવી છે તે વાત એમાંથી સિદ્ધ થતી નથી. આંતરવાદી ખરૂં કહે છે કે આપણા સ્વભાવના ઉચ્ચ અને નીચ વિભાગને તેના રૂપે ઓળખવાની આપણામાં સ્વાભાવિક શક્તિ રહેલી છે. પરંતુ શારીરિક ચક્ષુની માફક આન્તર આંખ પણ કદાચિત્ બીડાએલી રહી શકે છે. ઇંદ્રિયજન્ય તૃપ્તિમાં માણસો નિમગ્ન રહે છે ત્યારે બેશક એમ જ થાય છે. રોપાની માફક માણસને પણ પોતાની સ્વાભાવિક શક્તિઓના સંપૂર્ણ વિકાસને માટે અનુકૂળ જમીનની જરૂર છે. તેથી અનુકૂળ સંજોગના અભાવે જંગલીઓનો માનસિક કે નૈતિક વિકાસ થઇ શક્યો ન હોય તો તેથી તે શક્તિઓ તેમનામાં મૂળે જ નથી એમ સિદ્ધ થતું નથી. તે શક્તિઓ તો ત્યાં છે જ, પણ સંજોગના અભાવે વ્યક્ત થઇ શકી નથી. જંગલી દશામાં માણસો જાનવર વાંદરાની માફક જ આચરણ કરે છે એમ સિદ્ધ થાય તો પણ માણસ મટી માણસ વાંદરું થઇ શકતું નથી. ને એમાં સ્વાભાવિક ભેદ છે પોતાની શક્તિઓનો વિકાસ કરવાની વાંદરામાં શક્તિ નથી, માણસમાં છે. સંજોગની અનુકૂળતાએ સુધરી જંગલી માણસ સુધરેલો અને સદાચારી થઇ શકશે, વાંદરો નહિ થઇ શકે વડના પાંદડાં જેમ પથ્થરમાં દેખાતાં નથી તેમ તેના ઝીણા બીજમાં પણ દેખાતાં નથી, છતાં તે બીજમાંથી વડનું ઝાડ થઇ શકશે, પણ તે પથ્થરનો તો પથ્થરો જ રહેશે

નીતિ-શાસ્ત્રના બે મુખ્ય સિદ્ધાંતોનો ભેદ હવે વાચનારને સ્પષ્ટ સમજાયો હશે, અને આ બાહ્યનીતિવાદ અને આન્તરનીતિવાદમાં નીતિના અનેક મતમતાન્તર અંતર્ભૂત થઇ જાય છે. હવે, આ બે સિદ્ધાંતોના પાયાભૂત તત્ત્વજ્ઞાનમાં પણ એ ભેદ રહેલો છે બાહ્યઅનુભવવાદીઓ કહે છે

કે સઘળું જ્ઞાન આપણને ઇંદ્રિયજન્ય અનુભવમાંથી જ થાય છે. આંતરવાદીઓ કહે છે કે જ્ઞાન ઉપજાવવામાં અમુક અંશે ચિદ્‌શક્તિની સ્વતંત્ર સહાય પણ આવશ્યક છે. આ બીજો મત પ્લેટોની પૂર્વ–અસ્તિત્વના સિદ્ધાંતમાં દૃશ્ય થાય છે. કેટલાક વિચારો આપણા અંતઃકરણમાં એવા હોય છે કે જેમનો ખુલાસો જન્મ્યા પછી થતા અનુભવથી થઇ શકતો નથી, માટે તેમનું અસ્તિત્વ માણસમાં તેના જન્મની પૂર્વે હોવું જોઇએ, અને એટલા માટે પૂર્વ–અસ્તિત્વનો સિદ્ધાંત યથાસ્થિત છે. સત્તરમા સૈકામાં 'સ્વભાવ–સિદ્ધ વિચારો'નો જે મત પ્રચલિત હતો તે આ સિદ્ધાંતનો અન્ય પ્રકાર માત્ર હતો. પરન્તુ લૉકના સમયમાં એ સિદ્ધાંત પરત્વે જે સમજણ હતી તે હવે લોપ પામી ગઇ છે અને હવે ઘણાખરા તત્ત્વવેત્તાઓ એમ માને છે કે જેમ–અમુક જાતની કળીમાંથી અમુક જાતનું ફુલ અવશ્ય ખીલવું જોઇએ, તેમ આપણામાં પણ કેટલીક શક્તિઓ એવી છે કે જે બાહ્ય સૃષ્ટિની સહાય વિના કેટલાક વિચારોને માત્ર પોતાના વિકાસથી જ મેળવી શકે એમ છે અને કેટલાક વિચારો અવશ્ય 'ફરીને એમ એને મળવા જ જોઇએ; અને અર્વાચીન સમયમાં આ વાતને પ્રાણીઓનાં અંગ જ્ઞાનની પ્રબળતા અને વિસ્તારના નિરીક્ષણથી ટેકો મળે છે. અને કેન્ટ તો સ્પષ્ટ કહે છે કે આપણા દરેક જ્ઞાનમાં બે અંશ હોય છે; એક અંશ પૂર્વ–સિદ્ધ નિયમરૂપ હોય છે અને બીજો અંશ પશ્ચાત–સિદ્ધ અને તેનો વિષય હોય છે–તે નિયમના દૃષ્ટાંતરૂપ હોય છે. પરન્તુ બાહ્યઅનુભવવાદીઓ આ વાત સ્વીકારતા નથી. મનની શક્તિઓ ક્રિયાકારક હોવાની તેઓ બનતાં સુધી ના કહે છે, અને બને તેટલું મહત્ત્વ .તેઓ બાહ્ય અનુભવને આપે છે. આંતરવાદીઓ કહે છે કે આપણામાં કેટલીક સ્વભાવ–સિદ્ધ શક્તિઓ રહેલી છે, જેનું પહેલેથી જ આપણને જ્ઞાન થાય છે એવો સ્વીકાર અવશ્ય આપણે કરવો જ જોઇયે; નહિ તો જ્ઞાનની સંભવિતા જ રહેતી નથી.

હવે તત્ત્વજ્ઞાનમાં જે ચિંતક ઇંદ્રિય–વિજ્ઞાનવાદી હોય છે તે નીતિમાં સ્વાર્થવાદી કે જનહિતવાદી હોય છે. પરંતુ આંતરવાદી નૈતિક શક્તિના અ- [illegible] અર્થાત્ જ્ઞાનની પ્રક્રિયા જોડે નીતિના

સિદ્ધાંતને ગાઢ સંબંધ છે. જ્ઞાનની ઉત્પત્તિના સિદ્ધાંત પરત્વે જે કાંઇ પણ વાતથી માન્યતામા કાંઇપણ ફેરફાર થાય તો તેટલે અંશે નીતિના સિદ્ધાંતમા પણ ફેરફાર થયા વિના રહેતો નથી.

પ્રાચીન અને અર્વાચીન. સમયના મહાન વિચારોના ક્રમમા પણ સામ્ય છતા ભેદ છે. પ્રાચીન સમયમા, ઉપયોગિતાને નામે વિશ્વોત્પત્તિના નિરક્ષણ વિચારમાથી લોકોની બુદ્ધિને સોક્રેટિસે મનુષ્યના નૈતિક સ્વભાવના અભ્યાસ પ્રત્યે વાળી હતી. અર્વાચીન સમયમા, એ જ ઉપયોગિતાને નામે મધ્ય સમયના નૈયાયિકોના નિરર્થક તાત્ત્વિક વાદવિવાદમાથી બેકને લોકોની પ્રવૃત્તિને સૃષ્ટિના પદાર્થોનું શાસ્ત્રીય શોધન કરવાની દિશામા વાળી છે. અને બેકનની પોતાની ચોક્કસ પદ્ધતિ અને નવા શોધેલા યંત્રો અને સાહિત્યોને લીધે, તેમજ બુદ્ધિમાન મનુષ્યોની બુદ્ધિને લીધે એ દિશામા ઘણુ પ્રોત્સાહન મળ્યુ છે. અને અર્વાચીન પ્રજાઓમા ઇંદ્રિય વિજ્ઞાન વાદનો પ્રસાર આ ચળ-વળને લીધે વધારે થયો છે, અને એને લીધે જ પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસની વચ્ચે કેટલાક અતિ અગત્યના ભેદ ઉપજી આવ્યા છે પ્રાચીન સમયમા તત્ત્વજ્ઞાનના વિચાર અમુક મર્યાદામા ફર્યા કર્યા છે, અર્વાચીન સમયમા નવી નવી શાસ્ત્રીય શોધો કરવામા માણસો પ્રવૃત્ત રહે છે પ્રાચીન લોકો એમ માનતા કે પ્રજાની સત્તા અને ઘણે વખતે તો પ્રજાની સ્વતંત્રતા પણ જાળવી રાખવા માટે માનસિક અને નૈતિક ગુણોનુ સતત પ્રોત્સાહન રહેવુ જોઇએ તેથી જ્યારે કોઇ પ્રજાનું શૌર્ય અથવા બુદ્ધિ મંદ પડી જતા, ત્યારે બીજા રાજ્યોનો અમલ તેના ઉપર જામતો અને પાછો એનો એ જ ઇતિહાસ દૃશ્ય થતો. બેશક, કોઇ મહાન્ પ્રજા કારીગરી અને સાહિત્યના અનુપમ નમુના પાછળ મુકી જતી, ઉંચી પ્રતિનુ તત્ત્વજ્ઞાન મુકી જતી, શૌર્યને પ્રોત્સાહન આપે એવા ચારિત્ર્યના દૃષ્ટાંત મુકી જતી, અને પ્રજાનો વિનાશ અટકાવે એવી સૂચનાઓ પણ વખતે કરી જતી, પરંતુ એ બધા મનની અમુક દશામા જ ઉપયોગી થાય એવા છે. પણ હાલના સમયની સુધરેલી પ્રજાની શ્રેષ્ઠતાનો આધાર નવી નવી શોધખોળ ઉપર રહેલો છે, અને આ શોધખોળ એવી તરેહ છે કે જે એકવાર થઇ એટલે

કદિ જતી રહેતી નથી અને તેથી તેની અસર નૈતિક જીવનની અસ્થિરતામાંથી મોટે ભાગે મુક્ત રહે છે. પ્રાચીન સમયમાં કોઇ મહાન્ પુરૂષનું આગમન પ્રજાની પ્રગતિમાં ક્ષોભ ઉત્પન્ન કરી શક્તું અથવા તેને ત્વરિત કરી શક્તું અર્વાચીન સમયમાં એ જ કામ કોઇ મોટી નવીન શોધથી થાય છે. છાપવાની કળાથી ભૂતકાળમાં થએલો બુદ્ધિનો પરિશ્રમ જળવાઇ રહ્યા છે અને તેથી કરીને ભવિષ્યમાં આગળ વધવાની ચોક્કસ ખાત્રી મળી છે દારૂગોળા અને લડાયક હથિયારોની શોધથી જંગલી પ્રજાને વિજય થવાનો ભય હવે જતો રહ્યો છે રસ્તાઓને લીધે જૂદી જૂદી પ્રજાઓ નિકટ સંબંધમાં આવવા લાગી છે અને તેથી એકતા વધી છે અને અસંખ્ય યાંત્રિક યુક્તિઓને લીધે ઔદ્યોગિક તત્ત્વ એટલું બધું મહાન્ થઇ ગયું છે કે તેથી આપણા સુધારાની દરેક શાખા રંગાઇ ગઇ છે.

જરીક વિચારતા દરેક જણને માલમ પડશે કે સૃષ્ટિ–વિજ્ઞાન શાસ્ત્રનો અભ્યાસ, શોધખોળ કરવાની કુશળતા અને ઔદ્યોગિક સાહસ—આ ત્રણે બાબતનો એવો અન્યોન્ય સબંધ છે કે કોઇ પણ પ્રજા તેમાંથી એકનો લાંબા વખત સુધી પ્રયાસ કરે તો બીજી બે બાબતો તેની પછવાડે એમની મેળે ચાલી આવે છે કુદરતના કાયદાનું જ્ઞાન હોય તો નવી નવી શોધો થઇ શકે છે, અને શોધના મદદથી જ્ઞાન વધતું જાય છે, અને ઉદ્યોગનો આધાર એ બન્ને ઉપર છે, તેથી તેમનો આ સંબંધ અમુક અંશે કાર્ય–કારણનો સંબંધ છે ઉપરાંત તેમનામાં એકરાગતા પણ રહેલી છે વિચારનું એક જ જાતનું વલણ કે ટેવ આ ત્રણે રૂપે વિસ્તૃત થાય છે. વ્યાવહારિક માણસના એ લક્ષણ છે, કેવળ વિચારકના નથી હોતા એવો માણસ સાવધ રહી અવલોકન કરે છે અને પ્રયોગ કરવામાં પ્રવૃત્ત રહે છે ટૂંકમાં, તે કેવળ વિચારક નથી હોતો, પણ સુધારક હોય છે પ્રાચીન લોકો એમ માનતા કે કુદરત ઉપર કોઇ દેવ પોતાની મરજી પ્રમાણે અમલ કરે છે, તેથી સૃષ્ટિ–વિજ્ઞાન શાસ્ત્ર પ્રત્યે તેમને અભાવ થયો, અને ઔદ્યોગિક સાહસો તેમનામાં ગુલામ કરતા, તેથી તે સાહસ ઉપર પણ તેમનો અભાવ હતો તેથી તેઓ વિચારશીલ વધારે રહ્યા; આ બન્ને બાબતો ઉપર અર્વાચીન

સમયમાં ભાન પ્રગટ્યો છે, તેથી તેને અનુકૂળ વ્યવહારિક ઉન્નતિ પણ થઇ છે.

જે માનસિક વલણોને લીધે અર્વાચીન સમયમાં ભૌતિક આબાદી થઇ છે અને સુધારો એક ધારાએ ચાલતો રહ્યો છે તે વલણો પ્રાચીન સમયના વલણો કરતાં ઉત્તમ છે એ નિર્વિવાદ છે. પરંતુ આ લાભ ચારિત્ર્યની ઉચ્ચતા અને ગૌરવના ભોગે ખરીદાયો છે એ પણ નિઃસંશય છે. જ્યારે માનસિક અને નૈતિક ગુણો માણસના મુખ્ય ઉદ્દેશ થાય છે, જ્યારે ઇંદ્રિયજન્ય ઉપભોગની વસ્તુઓથી માણસના મન અત્યંત વેગળા રહે છે, ત્યારે જ ઘણા મનુષ્યો ઉચ્ચ રીતે નીતિમાન હોય છે અને સદાચારનું ધોરણ પણ અતિ ઉંચું રહે છે. બીજી બાબતોની પેઠે અહીં પણ આગત્યના કાયદાનો અમલ સંપૂર્ણ ચાલે છે. જડ વસ્તુઓના ગુણો ઉપર જે મન ઘણું કરીને ચોંટી રહે છે તે મન ઘણું કરીને પોતાના સઘળા વિચાર ઇંદ્રિયો દ્વારાજ મેળવે છે; પરંતુ જે મન સ્વાભાવિક રીતે પોતાના જ વ્યાપારનું ચિંતન કરે છે તેનું વલણ ચૈતન્યવાદ તરફ હોય છે, અને નીતિના પ્રચલિત સિદ્ધાંતનો આધાર આ ભેદ ઉપર બહુ રહેલો હોય છે.

પરંતુ તેમના સિદ્ધાંતમાં મતભેદ છતાં બન્ને મતોના અનુયાયીઓના વ્યાવહારિક આચરણમાં ઝાઝો ફેર હોતો નથી. નીતિવેત્તાઓ કાંઇ સમાજની બહાર રહેતા નથી, અને તેથી સમાજની સામાન્ય લાગણીઓનો અનુભવ તેમને પણ થાય છે, કારણ કે સમાજના વાતાવરણમાં તેઓ પણ ઉછરેલા હોય છે. નીતિના જનનનો સિદ્ધાંત તેઓ ગમે તે આપે, પરંતુ સમાજમાં સદાચાર તરીકે લેખાતા આચરણને તેઓ પણ વાજબી ગણે છે, અને પોતાના સિદ્ધાંતમાંથી તે ફલિત થાય છે એમ સિદ્ધ કરવા તેઓ મથે છે. પરંતુ તેમનો આ પ્રયાસ નિષ્ફળ છે એમ આગળ આપણે જોયું છે. આ બન્ને મતમાં સદાચાર તો તેનો તે જ રહે છે પરંતુ જુદા જુદા સદાચારને અપાતી અગત્યના બન્ને મતમાં જૂદી જુદી છે અને નૈતિક ઉત્તમતાના જૂદા જૂદા દૃષ્ટિબિંદુઓથી તેને ઉત્તેજીત કરવાનું તેઓ કહે છે આ પ્રમાણે નૈયાયિક મનવાળા આત્મ-સંયમને સર્વોત્તમ કહે છે અને તે અંશમાં નીતિના પ્રૌઢ ગુણો ઉપજાવવાની ખાસ વૃત્તિ જણાય છે દરમિયાન ગુપ્તઇન્દ્રિયજન્ય તેમ નવો

વૃત્તિને રાજકાયદાથી મળતી કેળવણી વધારે દૃઢ કરે છે, કારણ કે કાયદો જો કે નૈતિક ભેદોની છાપ મન ઉપર ઉંડી પાડે છે, પરંતુ તેની સાથે તે એ તેને બાહ્ય અને ઉપયોગિતાના ધોરણથી માપવાની ટેવ પણ લોકોમાં પાડે છે. એવી સ્થિતિમાં આનંદવાદ જનહિતવાદને માર્ગ આપી દે છે, અને ઉદ્દેશ મટી સદાચાર સાધન ગણાવા લાગે છે. સામાન્ય રીતે લોકો દયાળુ અને મીતમાર્ગ હોય છે, પરન્તુ કર્તવ્યની ઉચ્ચ લાગણી અને આ દુનિયામાંના સુખ દુઃખની દરકાર ન રાખે એવી પવિત્રતા હમેશાં સુખની સ્પષ્ટ અને સીધી વૃદ્ધિ કરી શકતી નથી, અને તેથી કરીને તેમની ઉચ્ચ ગણના એને સમયે થતી નથી. જંગલી જીવનમાં ઇંદ્રિય-લોલુપતા મુખ્ય હોવાથી આ ઉચ્ચ સદાચારનો તેમાં અભાવ હોય છે. અને ભૌતિક સુધારાની અત્યંત આબાદીના સમયમાં આ સદાચારને બહાર લાવી ખીલવે એવું અનુકૂળ પ્રચલિત વાતાવરણ હોતું નથી અથવા તેની કિંમત તે વખત થતી નથી. તેથી આ બેની વચલી સ્થિતિમાં જ એ સદાચાર ઘણું કરીને ખીલી શકે છે.

૯. પરન્તુ કેટલાક સદ્ગુણો ખાસ કરીને સુધરેલી દશાનાં જ પરિણામ હોય છે. સ્થાનિક કે કોઈ ખાસ સંજોગોની ગેરહાજરીમાં, જંગલી કે અર્ધ જંગલી દશામાંથી અત્યંત સુધરેલી દશામાં માણસોનો દશા-પાલટો જ્યારે થાય છે ત્યારે તેની સાથે વિચાર અને રહેણી કરણીનો અમુક પાલટો પણ અવશ્ય થઈને આવે છે. પ્રથમ તો, વેરની વાજબી તૃપ્તિ ઘણું નાશ પામે છે અગર અંકુશમાં આવે છે. જંગલી કે અર્ધ-જંગલી દશામાં માણસો પોતાના વેરની તૃપ્તિ પોતાના જ હાથમાં રાખે છે. સુધરેલા સમાજમાં ન્યાયની અદાલતો સ્થપાય છે અને નિષ્પક્ષ ન્યાયાધીશો ગુનાનો ન્યાય કરે છે. વળી સુધરેલા સમાજમાં લોકોની પ્રવૃત્તિ લડાયક મટી શાંત થાય છે, જંગલી રમત ગમતોને બદલે રસિક અને બુદ્ધિને ખીલવે એવા શોખની વૃદ્ધિ થાય છે, જૂદા જૂદા બંધનથી જ્ઞાતિઓ અને પ્રજાઓ રનરાથી નર્કૃત થવા માંડે છે, અને બુદ્ધિની ખીલવણીને લીધે કલ્પના શક્તિ દૃઢ અને મજબૂત થતી જાય છે. કોઈ વસ્તુને દૃષ્ટિ સન્મુખ તાદૃશ્ય ખડી કરી

આપવાની શક્તિ કલ્પનામાં રહેલી હોવાથી, આ કલ્પના શક્તિ આપણા સ્વભાવના નૈતિક અને માનસિક ભાગોને જોડનારી મુખ્ય કડી છે. દુઃખની આબેહુબ કલ્પના થાય ત્યારે જ તે દુઃખ ઉપર આપણને દયા ઉપજી શકે છે, અને આ તાદસ્યતાના પ્રમાણમાં ઘણું કરીને આપણી દયાની પ્રબળતા હોય છે. આપણી નજર સન્મુખ બનતા મૃત્યુના પ્રસંગથી આપણને જેટલી દયા ઉપજશે તેટલી દયા અમેરિકામાં થએલા ધરતીકંપથી આપણને ઉપજશે નહિ. મુખ્યત્વે કરીને આ જ કારણને લઇને કોઇ પ્રસિદ્ધ ગુનેગારને મોતની સજા થાય ત્યારે ઘણું કરીને આપણને અત્યંત દયા ઉપજે છે; આ જ કારણને લીધે રાજાઓની બાબતમાં આપણને પ્રેમ અને ઉત્સાહ રહે છે. અને ઐતિહાસિક ફેંસલા આપવામાં અનેક પ્રકારની સ્પષ્ટ અસંગતતા આપણે બતાવીએ છીએ. એલકઝાંડર કે સીઝર જેવો મોટો માણસ લાખોને ગુલામ બનાવે છે અને હજારોને રહેંસી મારે છે એ વાત ભૂલી જઇ છૂટા છવાયા તેના કોઇ ઉદાર કાર્ય ઉપર આપણી નજર કરે છે. ઇતિહાસના મોટામાં મોટા કરૂણાજનક બનાવો સાદી અને નિર્બળ ભાષામાં લખાયા હોય તો તેની અસર આપણને લગભગ થતી નથી. હજારો માણસોને નેપોલિયને ખુવાર કર્યાં હતા એ વાત ભૂલી જઈ, સેંટ હેલિનામાં કેદી તરીકે પોતાના દારોગાની સામે કેવી કેવી કર્કશ ફરિયાદ તે કરતો હતો એ ઘણા ખરા માણસોની કલ્પનામાં ભમ્યા કરે છે. આપણા સ્વભાવની નિર્બળતા એવી છે કે જંગીઝખાને કે તૈમુરે દુનિયામાં કરાવેલી રડારોળ કરતાં એક બંદીવાન રાજપુત્રીનાં આંસુથી કે કોઇ ખાનગી જીવનના એકાદ નિર્જીવ પ્રસંગથી આપણે વધારે ઉશ્કેરાઈ જઇએ છીએ.

આપણી શુભેચ્છાની વૃત્તિઓ ઉપર કલ્પનાની આવી સત્તા ચાલતી હોવાથી, સ્પષ્ટ છે કે વસ્તુને તાદસ્ય કરી આપતી આ શક્તિનાં સત્તા અને વિસ્તાર જે સંજોગોથી વધે તે સંજોગો મીલનસાર સદ્ગુણોને અનુકૂળ આવે છે અને કેળવણીથી ઘણે મોટે અંશે એ વાત બની શકે છે એ પણ સ્પષ્ટ છે. અન્ય જાતિઓ, પ્રજાઓ, બીજાના વિચાર અને બીજાનું જીવન બીજાં કે નિરાળાંઓ માણસની કલ્પનામાં ઉતરતાં નથી; પરંતુ જેમ જેમ એના જ્ઞાનની વૃદ્ધિ થતી

વૃત્તિને રાજકાયદાથી મળતી કેળવણી વધારે દઢ કરે છે; કારણ કે કાયદો જો કે નૈતિક ભેદોની છાપ મન ઉપર ઉંડી પાડે છે, પરન્તુ તેની સાથે તે ભેદોને બાહ્ય અને ઉપયોગિતાના ધોરણથી માપવાની ટેવ પણ લોકોમાં પાડે છે. એવી સ્થિતિમાં અંતરવાદ જનહિતવાદને માર્ગ આપી દે છે, અને ઉદ્દેશ મટી સદાચાર સાધન ગણાવા લાગે છે. સામાન્ય રીતે લોકો દયાળુ અને મીલનસાર હોય છે, પરંતુ કર્તવ્યની ઉચ્ચ લાગણી અને આ દુનિયાંના સુખ દુઃખની દરકાર ન રાખે એવી પવિત્રતા હમેશાં સુખની સ્પષ્ટ અને સીધી વૃદ્ધિ કરી શકતી નથી, અને તેથી કરીને તેમની ઉચ્ચ ગણના એવે સમયે થતી નથી. જગલી જીવનમાં ઇંદ્રિય-લોલુપતા મુખ્ય હોવાથી આ ઉચ્ચ સદાચારનો તેમાં અભાવ હોય છે. અને લૌકિક સુધારાની અત્યંત આબાદીના સમયમાં આ સદાચારને બહાર લાવી ખીલવે એવું અનુકૂળ પ્રચલિત વાતાવરણ હોતું નથી અથવા તેની કિંમત તે વખત થતી નથી. તેથી આ બેની વચલી સ્થિતિમાં જ એ સદાચાર ઘણું કરીને ખીલી શકે છે.

પરંતુ કેટલાક સદ્ગુણો ખાસ કરીને સુધરેલી દશાનાં જ પરિણામ હોય છે. સ્થાનિક કે કોઇ ખાસ સંજોગોની ગેરહાજરીમાં, જંગલી કે અર્ધ જંગલી દશામાંથી અત્યંત સુધરેલી દશામાં માણસોનો દશા-પાલટો જ્યારે થાય છે ત્યારે તેની સાથે વિચાર અને રહેણી કરણીનો અમુક પાલટો પણ અવશ્ય કરીને આવે છે. પ્રથમ તો, વેરની વાજબી તૃપ્તિ પણ નાશ પામે છે અગર અંકુશમાં આવે છે. જંગલી કે અર્ધ-જંગલી દશામાં માણસો પોતાના વેરની તૃપ્તિ પોતાના જ હાથમાં રાખે છે. સુધરેલા સમાજમાં ન્યાયની અદાલતો સ્થપાય છે અને નિષ્પક્ષ ન્યાયાધીશો ગુનાનો ન્યાય કરે છે. વળી સુધરેલા સમાજમાં લોકોની પ્રવૃત્તિ લડાયક મટી શાંત થાય છે, જંગલી રમત ગમતોને બદલે રસિક અને બુદ્ધિને ખીલવે એવા શોખની વૃદ્ધિ થાય છે, જૂદાં જૂદાં બંધનથી જ્ઞાતિઓ અને પ્રજાઓ ત્વરાથી નજદીક થવા માંડે છે, અને બુદ્ધિની ખીલવણીને લીધે કલ્પના શક્તિ અને મજબૂત થતી જાય છે. કોઇ વસ્તુને હદય સન્મુખ નાદર્શ ખડી કરી

આપવાની શક્તિ કલ્પનામાં રહેલી હોવાથી, આ કલ્પના શક્તિ આપણા સ્વભાવના નૈતિક અને માનસિક ભાગોને જોડનારી મુખ્ય કડી છે. દુઃખની આબેહુબ કલ્પના થાય ત્યારે જ, તે દુઃખ ઉપર આપણને દયા ઉપજી શકે છે, અને આ તાદશ્યતાના પ્રમાણમાં ઘણું કરીને આપણી દયાની પ્રબળતા હોય છે. આપણી નજર સન્મુખ બનતા મૃત્યુના પ્રસંગથી આપણને જેટલી દયા ઉપજશે તેટલી દ. ા અમેરિકામાં થએલા ધરતીકંપથી આપણને ઉપજશે નહિ. મુખ્યત્વે કરીને આ જ કારણને લઇને કોઇ પ્રસિદ્ધ ગુનેગારને મોતની સજા થાય ત્યારે ઘણું કરીને આપણને અત્યંત દયા ઉપજે છે; આ જ કારણને લીધે રાજાઓની બાબતમાં આપણને પ્રેમ અને ઉત્સાહ રહે છે. અને ઐતિહાસિક ફેંસલા આપવામાં અનેક પ્રકારની સ્પષ્ટ અસંગતતા આપણે બતાવીએ છીએ. એલેક્ઝાંડર કે સીઝર જેવો મોટો માણસ લાખોને ગુલામ બનાવે છે અને હજારોને રેંહેસી મારે છે એ વાત ભૂલી જઇ છૂટો છવાયા તેના કોઇ ઉદાર કાર્ય ઉપર આપણી નજર કરે છે. ઇતિહાસના મોટામાં મોટા કરૂણાજનક બનાવો સાદી અને નિર્બળ ભાષામાં લખાયા હોય તો તેની અસર આપણને લગભગ થતી નથી. હજારો માણસોને નેપોલિયને ખુવાર કર્યા હતા એ વાત ભૂલી જઇ, સેંટ હેલિનામાં કેદી તરીકે પોતાના દારોગાની સામે કેવી કેવી કર્કશ ફરિયાદ તે કરતો હતો એ ઘણા ખરા માણસોની કલ્પનામાં ભમ્યા કરે છે. આપણા સ્વભાવની નિર્બળતા એવી છે કે જંગીઝખાને કે તૈમુરે દુનિયામાં કરાવેલી રડારોળ કરતાં એક બંદીવાન રાજપુત્રીનાં આંસુથી કે કોઇ ખાનગી જીવનના એકાદ નિર્જીવ પ્રસંગથી આપણે વધારે ઉશ્કેરાઈ જઇએ છીએ.

આપણી શુભેચ્છાની વૃત્તિઓ ઉપર કલ્પનાની આવી સત્તા ચાલતી હોવાથી, સ્પષ્ટ છે કે વસ્તુને તાદશ્ય કરી આપતી આ શક્તિનાં સત્તા અને વિસ્તાર જે સંજોગોથી વધે તે સંજોગો મીલનસાર સદ્ગુણોને અનુકૂળ આવે છે અને કેળવણીથી ઘણે મોટે અંશે એ વાત બની શકે છે એ પણ સ્પષ્ટ છે. અન્ય જાતિઓ, પ્રજાઓ, બીજાના વિચાર અને બીજાનું જીવન બીન કેળવાએલા માણસની કલ્પનામાં ઉતરતાં નથી; પરંતુ જેમ જેમ એના જ્ઞાનની વૃદ્ધિ થતી

જાય છે, તેમ તેમ એમનું રહસ્ય એને સમજાતું જાય છે, અને તેથી તેમના પ્રત્યે એની દીલસોજી પણ વધતી જાય છે; કારણકે જ્ઞાનની વૃદ્ધિ સાથે તેની કલ્પનાની શક્તિ પણ ખીલતી જાય છે. દરેક વાત જેટલે અંશે સમજાય છે તેટલે અંશે કલ્પનાને તાદસ્ય થઈ શકે છે; અને આપણામાં દયા ઉપજાવવા માટે આ તાદસ્યના આવશ્યક છે એ વાત ઉપર કહી છે. તેથી જ કરીને સુધરેલા માણસની કલ્પના કેળવાએલી હોવાથી બીજાની લાગણીઓના બારીક ભેદ એ સમજી શકે છે અને તેમને અનુકૂળ થઇ વરતે છે; વળી તેથી જ કરીને સુધારાના પ્રમાણમાં દયાની તીવ્ર લાગણી થાય છે અને નિર્દયતાથી હૃદયને કમકમાટી આવે છે. આમ પ્રેમેચ્છા અને કલ્પનાનો આવો સંબંધ છે.

પણ નિર્દયતા બે પ્રકારની થાય છે અને દરેકનાં કારણ અને પરિણામ એકબીજાથી ભિન્ન હોય છે. એક પ્રકારની નિર્દયતામાં હૃદય કેવળ કઠોર અને જંગલી હોય છે; અર્થાત્ આવા પ્રકારના નિર્દય માણસને કલ્પનાની કેળવણી મળી નથી હોતી; પણ જો મળી હોય તો નિર્દય એ નહિ થાય. બીજા પ્રકારની નિર્દયતામાં હૃદય ઝેરીલું અને કિન્નાખોર હોય છે. આ પ્રકારના માણસની કલ્પના કેળવાએલી હોય છે અને નિર્દયતામાં એને ખાસ મજા આવે છે. પ્રથમ પંક્તિનો માણસ હાલનો મખન, મૂર્ખ અને કાંઇક ગાંડેલ સ્વભાવનો હોય છે; અને તે પ્રકારની ક્રૂરતા બળવાન, વિજયી પ્રજા અને સમશીતોષ્ણ દેશોમાં ઘણું કરીને વધારે દેખાય છે. આવી નિર્દયતાનું મોટે ભાગે કારણ એ હોય છે કે તેવા માણસને આગલાના દુઃખની તાદસ્ય કલ્પના થતી નથી. બીજી જાતની ક્રૂરતામાં કાંઇક બાયલાપણું રહેલું છે અને જુલમનો ભોગ થઈ પડેલી પ્રજામાં, ગરમ દેશોમાં અને તામસી પ્રકૃતિનાં મનુષ્યોમાં સામાન્ય રીતે એ જોવામાં આવે છે. અતિશય ઝેર અને કિન્નાની સાથે ઘણીવાર અતિશય કોમળતા પણ રહેલી હોય છે, અને અતિશય કઠોરતાની સાથે મનની અતિશય મોટાઇ પણ ઘણુંખરું હોય છે; પરંતુ કિન્નાખોર સ્વભાવમાં મનની મોટાઈ અને કઠોર જંગલી સ્વભાવમાં કોમળતા, ક્વચિત્ જ હોય છે. પ્રાચીન રોમન લોકોમાં

કઠોરતા અને મનની મોટાઇનો અપૂર્વ સંયોગ થયો હતો; અને અર્વાચીન ઇટાલિયનો ઘણા ઝેરીલા છતાં કોમળ હોય છે. બન્ને જાતની ક્રૂરતા સુધારો વધતા ઓછી થતી જાય છે, પણ જૂદે જૂદે અંશે અને જૂદાં જૂદાં કારણોને લઇને કેળવાએલી કલ્પનાની બારીક લાગણી આવતાં કઠોરતા અદૃશ્ય થાય છે, અને પોતપોતાનુ ખાનગી વેર પોતે જ લેવાને બદલે ન્યાયની અદાલતદ્વારા તે મેળવવાના સુધારાથી ઝેરી કરતા ઓછી થઇ જાય છે.

જે માનસિક કેળવણીથી બીજાનુ દુઃખ દૃશ્ય થતા કલ્પના દ્વારા દયા ઉપજે છે, તે જ કેળવણીથી લોકોના ચારિત્ર્ય અને અભિપ્રાયો પણ કલ્પનામા તાદૃશ્ય થઇ શકે છે, અને તેથી તેમના પ્રત્યે ઉદાર બુદ્ધિ ઉપજે છે. આવી અનુદાર વૃત્તિ મોટે ભાગે કલ્પનાની અપૂર્ણ કેળવણીને લીધે જ થાય છે. દરેક મતમતાન્તર તેના અનુયાયીઓને જેવી રીતે સમજાતા હોય છે તેવી રીતે અન્યને સમજાતા નથી, અને તેથી જ મતવાદીઓમા વિશેષે કરીને પોતપોતાના મત માટે દુરાગ્રહ રહે છે. વિશાળ હૃદયના અને કેળવાએલા માણસોમા વાદવિવાદની કડવાશ ઓછી હોય છે, કારણ કે તેવા માણસો એક બીજાના મતમા પ્રવેશી શકે છે અને એક બીજા પ્રત્યે સમાન-વૃત્તિ રાખી શકે છે. ઘણી વખત કોઈ ગુનેગાર વિષે આપણે સખત અભિપ્રાય બાંધીએ છીએ, કારણ કે મનની અવસ્થા કરતા દૃશ્ય કાર્ય કલ્પનાને વધારે સહેલાઇથી તાદૃશ્ય થઇ શકે છે સદાચારના સપૂર્ણ વાતાવરણમા ઉછરેલા માણસ દુરાચારીના દુષ્ટ સંજોગો જોઇ શકે છે, પણ તેના મનની અવસ્થાનો ખ્યાલ એને ભાગ્યે જ આવી શકે છે. જે વિકારનો અનુભવ આપણને કદિ થયો નથી તેના બળનો તાદૃશ્ય ચિતાર ખડો કરવા માટે, આપણાથી કેવળ ભિન્ન સમયના નૈતિક સ્વભાવને હૃદયમા ઉતારવા માટે, કે ખરાબ કેળવણીથી અવશ્ય કરીને ચારિત્ર્યમા જે ખટના અને અધમતા આવે છે તેનો યથાસ્થિત ખ્યાલ બાંધવા માટે, કલ્પનાની એવી શક્તિ જોઇએ છીએ કે જેની તાલીમ બધા માણસોમા હોતી નથી આપણા પોતાના વર્તનનો અભિપ્રાય આપવામા પણ કલ્પનાની આ નિર્બળતા કેટલીક વખત જણાઇ આવે છે, અને પોતાની જુવાની નીવૃત્તિઓને તાદૃશ્ય

કરવાની શક્તિ જેની જતી રહી છે એવો કોઇ વૃદ્ધ માણસ પોતાની જુવાનીના મૂર્ખતા સાંભળીને ગેરવાજબી રીતે તેને કદિ વખોડે છે. દુરાચારી માણસ પોતાના દુરાચાર છાતી ખોલીને સ્વાભાવિક સદાચારવાળા માણસ આગળ કહી શકતો નથી તે તેના સદાચારની બીકથી નહિ, પણ તેની અજ્ઞાનતાની બીકથી; કારણ કે તે જાણે છે કે અનુભવની ખામીને લીધે સદાચારી માણસ તેની વાત સમજી શકે એમ નથી. અહીં કોઇ કહેશે કે ઇશ્વરમાં દુરાચારનો કાંઇ.પણ અંશ લોકો સ્વીકારતા નથી અને છતાં તે ન્યાયી કહેવાય છે. તો તેનો જવાબ એ છે કે ઇશ્વરમાં સંપૂર્ણ નીતિની સાથે સર્વજ્ઞતા પણ રહેલી છે; તેથી મનની દરેક અવસ્થા તે સારી રીતે સમજી શકે છે, અને તેથી દરેક માણસની સાથે તે સમચિત્તતા રાખી શકે છે; માટે જ તે ન્યાયી કહેવાય છે. જેમ જેમ આપણી વિવેક શક્તિ વધતી જાય છે અને કલ્પના શક્તિ ખીલતી જાય છે તેમ તેમ આપણને લાગતું જાય છે કે ચારિત્ર્ય અને અભિપ્રાયો ઉપર સંજોગોની અસર બહુ થાય છે, અને નૈતિક અસમાનતાના આપણા આગલા અભિપ્રાયો બહુ ભૂલભરેલા હતા એમ આપણને લાગતું જાય છે. આ પ્રમાણે જ્યાં પ્રથમ પ્રબળ અણગમા હોય છે ત્યાં ધીમે ધીમે વૃત્તિઓ કોમળ થતી જાય છે. ઉદાર અભિપ્રાય બાંધતાં માણસો શીખે છે, પણ નૈતિક ઉત્સાહ કાંઇક કમી થાય છે.

વળી સુધારાની ભિન્ન ભિન્ન દશામાં કલ્પનાનો વિકાસ પણ ભિન્ન ભિન્ન થાય છે. પ્રાથમિક સુધારાની નિર્બળ દશામાં સૂક્ષ્મ વિચારો ગ્રહણ કરવાની શક્તિ તેનામાં થોડીજ હોય છે; અને તેથી એવા વિચારો સ્થૂલ અને રૂપક રૂપે જ એનાથી સમજી શકાય છે. લેખન કળાની શરૂઆત ચિત્ર-લીપી અથવા સાંકેતિક ચિત્રોથી થાય છે. શરૂઆતની ઇશ્વર-ભક્તિમાં ઘણીવારે પણ કે મૂર્તિપૂજા હોય છે. વક્તૃત્વ શક્તિ પ્રથમ ચિત્રાત્મક, ઇંદ્રિય-ગ્રાહ્ય અને અલંકારિક હોય છે; અને તત્ત્વ ચિંતનની શરૂઆત દેવ દેવીઓની કથાથી થાય છે. કલ્પના પ્રથમ પૃથક્ પૃથક્ દાખલાઓ ઉપર જ ચોંટે છે; પછી સામાન્ય અંશ ઉપર લક્ષ રાખતાં શીખી ધીમે ધીમે જાતિ કે સુવ્યવસ્થિત સંસ્થા સમજી શકે છે; અને નૈતિક કે માનસિક સિદ્ધાંતનું ગ્રહણ તો

સુધારાની અતિ ઉચ્ચ દશાએ પહોંચ્યા પછીજ તે કરી શકે છે. આમ હોવાથી, સુધારાની દશાને યોગ્ય નૈતિક ઉત્સાહમાં પણ ક્રમ હોય છે.

આમ નૈતિક ઉન્નતિના ક્રમના સામાન્ય નિયમોનું જ્ઞાન આપણને થાય છે, પણ આ જ્ઞાન ગણિતના જ્ઞાન જેવું ચોક્કસ અને અફર નથી હોતું; છતાં તેઓ સત્યની આસપાસમાંજ હોય છે. નૈતિક ઉન્નતિના નિયમોનું આપણું જ્ઞાન આબોહવાના નિયમોના જ્ઞાન જેવુ છે.

વિષુવ વૃત્તની નજીક કે દૂર જેમ જેમ આપણે જઇએ તેમ તેમ તેની આબોહવા કેવી હોવી જોઇએ તે, ગરમીના સામાન્ય નિયમોને આધારે આપણે આગળથી કહી શકીએ છીએ, અને એકંદરે એ નિયમો સાચા પણ માલમ પડી આવે છે. તથાપિ, કોઇ દેશની સપાટી ઉંચી હોય, અગર મોટા પર્વતોની હાર તેમાં હોય, અગર દરિયાની નજીક તે હોય, તો તે નિયમો કાંઇક ખોટા પણ પડે છે. નૈતિક પરિવર્તનોના ઇતિહાસમાં પણ એમજ છે. ધાર્મિક કે રાજકીય સન્થાઓ, ભૂગોળ વિષયક હાલતો, રૂઢ થએલા સંપ્રદાયો કે રીવાજો, તેથી ઉપજતા અમુક સહજ કંટાળા કે પ્રેમ-આવાં આવાં અનેક કારણોને લીધે નૈતિક ઉન્નતિમાં અનેક પ્રકારે જૂદાં જૂદાં વિઘ્નો કે લાભ હાંસલ થાય છે અને તેથી તેના ક્રમનો સામાન્ય પ્રવાહ કાંઇક બદલાઇ જાય છે. અત્ર આશય માત્ર એટલો જ છે કે આચરણનો સ્વભાવસિદ્ધ ઇતિહાસ સત્ય વસ્તુ છે, અર્થાત્ આપણી નૈતિક વૃત્તિઓ એક સ્પષ્ટ પ્રવાહમાં નિયમે કરીને ખીલેલી છે. બીજી રીતે બોલીએ તો કેટલાક સદાચારના સમહો એવા છે જે અસુધરેલા લોકોના બાહ્ય સંજોગ અને માનસિક દશાઓમાંથી એની મેળે પ્રગટી નીકળે છે, અને બીજા કેટલાક એવા છે કે જે નિયમે કરીને સુધારાના વાસ્તવિક ફળ તરીકે મનુષ્યોને પ્રાપ્ત થાય છે. જંગલી લોકોના સદ્ગુણોને સુધરેલાં માણસો પણ સ્વીકારે છે; પરંતુ તેમના જેટલી અગત્યતા તેઓ તેમને આપતા નથી અને તેથી સંપૂર્ણ અંશે તેમને આચરણમાં તેઓ મુકતા નથી. આમ નૈતિક અભિપ્રાય હરહમેશ બદલાતા જ જાય છે, અને આ પરિવર્તનોમાં શૌર્ય અને સહનશીલતાનું ધીરેધીરે અસ્ત થવું, દયા અને ઉદાર વૃત્તિનું

વધવું, અને કેવળ ભક્તિને ઠેકાણે સ્વદેશાભિમાન અને સ્વતંત્રતાના ઉત્સાહનું આગમન—આ કેસ્કાને કરતાં વધારે સ્પષ્ટ બીજા કોઇ દીસી આવતા નથી.

વળી સુધારાની વૃદ્ધિ સાથે સત્ય બોલવાનો સદાચાર પણ ઘણું કરીને વધતો જતો છે. કોઇ જૂઠું ન બોલે એટલે તે સત્ય બોલશે એવો સત્ય શબ્દનો અર્થ અહીં ગણવાનો નથી. જે માણસ જૂઠું તો નજ બોલે પણ સત્ય સમજવામાં જે જે હકીકતો ઉપયોગી અને આવશ્યક હોય તે બધી હકીકતો જે છુપાવે નહિ અગર છુપાવવાનો પ્રયત્ન ન કરે, અથવા પ્રમાણિકતાથી પૂરેપૂરી તપાસ કર્યા વગર જે માણસ નિશ્ચયપૂર્વક કોઇ બાબતમાં બોલે નહિ, તે જ માણસ સત્યવાદી છે એમ સમજવું. આવી સત્યતા દેવોને કરેલી માનતાકમાં ઘણું કરીને પ્રથમ પળાએલી જોવામાં આવે છે; અને કોઈ પણ ધર્મની કિશોર અવસ્થામાં માનતા ઇત્યાદિ બહુ થાય છે. પણ પછી સુધારો વધતાં આ સત્યતા બીજી ત્રણ રૂપે પળાતી જોવામાં આવે છે. ઔદ્યોગિક, સામાજીક અને તાત્વિક. આપેલું વચન કે કરેલો વાયદો જે બરાબર પાળે તેનું સત્ય ઔદ્યોગિક સમજવું. કેટલીક વખતે લડાયક પ્રજામાં આબરૂના વિચારને લીધે આ સત્યની પ્રબળ લાગણી હોય છે; તથાપિ વેપારી પ્રજાનો ઘણું કરીને આ ખાસ સદ્ગુણ હોય છે; કારણ કે ઔદ્યોગિક સાહસમાં (જૂઠું બોલવું હોય તો) છળ કપટ માટે લાલચોના પ્રસંગો તો ઘણા મળી શકે છે; તો પણ પરસ્પર વિશ્વાસની, અને તેથી કરીને યથાર્થ બોલવાની, એટલી બધી આવશ્યકતા રહે છે કે માણસોના મનને તે ઘણાજ અગત્યના ગુણ લાગે છે. એવી સ્થિતિમાં, સારા નરસા માણસનું પારખું આ ગુણને લીધે વધારે થાય છે, અને જે માણસમાં એ ગુણ ન હોય તેની ગણના જ કાંઈ થતી નથી. તેથી કરીને વેપારમાં જ્યાં છળકપટ ઘણાં થતાં હોય છે ત્યાં પણ સિદ્ધાંતમાં તો આ ગુણની સર્વોત્તમતા સ્વીકારવામાં આવે છે, અને નીતિમાન રહેવા ઇચ્છતો માણસ આ ગુણ પ્રથમ સેવે છે. જે પ્રજામાં ઔદ્યોગિક સાહસનો પવન સખત વાતો હોય છે તે પ્રજા ખંતથી આ ગુણને સેવે છે; અને

જે પ્રજા એમ કરતી નથી તેના સ્વભાવમાં કાંઈક ઢંગધડા વગરનું અને અનિયમિત વલણ હોય છે. અતિશયોક્તિ કરવાની, નાની નાની બાબતોમાં જૂઠું બોલવાની અને આપેલા વાયદા નહિ સાચવવાની તેમને ટેવ હોય છે. પરંતુ તે ઉપરથી તે પ્રજા (બીજી કોઈપણ બાબતમાં ગુણવાન નથી એમ ધારવાની ભૂલ આપણે કરવી ન જોઇએ; કારણકે બીજી ઘણી બાબતોમાં તે પ્રજા ઘણી સદાચારી હોય તો તે બનવા જેવું છે. જ્યાં લોકોમાં ઔદ્યોગિક સાહસનો પવન વગેરેમાં ફેલાઇ ગએલો નથી હોતો, ત્યાં સત્ય બોલવાના ગુણને ઝાઝી અગત્યતા અપાતી નથી, છતાં તે લોકોમાં કેટલાક ગુણો એવા માલમ પડે છે કે જે ઉદ્યોગી પ્રજામાં ભાગ્યેજ માલમ પડે છે. કારણકે તે લોકો જોકે નાની નાની બાબતોમાં જૂઠું બોલે છે, છતાં ધર્મની ઉંડી લાગણીવાળા, ઇશ્વરમાં આસ્થા અને વિશ્વાસ વાળા, ગરીબાઇમાં સંતોષ અને પ્રસન્ન મનથી દુઃખ સહન કરી લેવાની ટેવવાળા ઇત્યાદિ અનેક સારા ગુણો વાળા તેમને આપણે જોઇએ છીએ. પોતાના ધર્મનું એવું નો અભિમાન તેમને હોય છે કે ગમે તેવા જુલમથી પણ પોતાનો ધર્મ તેઓ છોડતા નથી.

ઉદ્યોગ હુન્નરની વૃદ્ધિ સાથે ઔદ્યોગિક સત્યનો ખાસ કરીને પ્રચાર થે છે. પરંતુ આવા પ્રકારની સત્યતા માણસમાં બહુ હોય, છતાં સામાજીક સત્યતા તેનામાં ન હોય એમ પણ બને છે. વિવાદના વિષયમાં સઘળા અભિપ્રાય, સઘળી દલીલો, અને સઘળી હકીકતો સાંભળી તેમાં નિષ્પક્ષપાતતા રાખવી તેનું નામ સામાજીક સત્યતા છે. સ્વતંત્ર પ્રજાની આ ખાસ પ્રકૃતિ હોય છે, અને પ્રજાકીય જીવનમાં એ ખાસ કરીને ઉછરે છે. દરેક બાબતમાં સ્વતંત્ર અને નિરંકુશ સંવાદ થતો હોવાથી તેની કોઇ બાજુ ગુપ્ત રહી શકતી નથી, અને ગુપ્ત રહે તો તેમાં લોકોને અન્યાય થતો લાગે છે. અને અન્યાયની આ લાગણી ધીમે ધીમે બુદ્ધિના આખા જીવનમાં ફરી વળે છે અને અંતે પ્રજાકીય જીવનનો એક મુખ્ય અંશ તે બની રહે છે. પરંતુ બુદ્ધિવિષયક સદાચારનો આથી પણ વધારે ઉચ્ચ એક બીજો પ્રકાર છે. બુદ્ધિ જેમ જેમ ખીલતી જાય છે અને વિશેષે કરીને તત્ત્વચિંતનનો

અભ્યાસ જેમ જેમ વધતો જાય છે તેમ તેમ મતની ખાતર સત્ય શોધવામાં લોકો પ્રવૃત્ત રહેતાં જાય છે, અને પોતાના એકતરફી અભિપ્રાય કે રાગદ્વેષને છોડી કેવળ સત્ય શોધવાનું કર્તવ્ય તેમને સમજાય છે, અને તત્ત્વવેત્તા થવા તેઓ ઉમેદ રાખે છે.

આ ત્રણ જાતની સત્યતામાંથી છેલ્લી બે સુધારાની અતિ ઉચ્ચ દશાએ જ સમાજને પ્રાપ્ત થઇ શકે છે. તેમાં તાત્ત્વિક સત્યતા તો છેક છેવટે આવી શકે છે. સદાચારનું એ પુષ્પ મોડામાં મોડું ખીલે છે. પરંતુ આ બન્ને જાતની સત્યતાની સ્વાભાવિક ખીલવણીમાં ધર્મ-ગુરૂઓની અસ્વાભાવિક નિરૂદ્ધતાને લીધે અસ્વાભાવિક અતરાય બહુ નડેલા છે, કારણ કે સેંકડો વર્ષ પર્યંત કેથોલિક ધર્મ ગુરૂઓએ પોતાના મતની વિરૂદ્ધ જે જે લેખ હોય તેને દબાવી દેવાનો આગ્રહ રાખ્યો હતો; અને જ્યારે તેને દબાવી ન શકતા, ત્યારે તે નિષ્પક્ષપાત વિચારને પાપ કહી વખોડતા; તેથી આ બે સત્યતાને ખીલવામાં જોઇએ તે કરતાં પણ વિશેષ વાર લાગી છે.

વળી ઔદ્યોગિક કાળમાં બે ગુણો ખાસ કરીને પ્રગટી નીકળે છે. કરકસર અને સટ્ટો અથવા જોખમ ખેડીને વેપાર કરવાની ટેવ. માણસોને સુખનાં સાધનો મેળવવાની ઉત્કટ ઇચ્છા થાય છે અને તેમની જરૂર તેમને બહુ લાગે છે, અને આ બન્ને ગુણોનું પ્રયોજન તો તે મેળવવાનું જ હોય છે, છતાં બન્નેમાં ગંભીર પ્રકારની ભિન્નતા રહેલી છે. કરકસરનું મુખ્ય લક્ષણ સાવચેતી છે, સટ્ટાનું સાહસ છે. કરકસરથી માણસ નિયમિત, ગંભીર મધ્ય સ્થિતિએ રહેનારો, મનોનિગ્રહવાળો અને ધીરજ અને ખતથી ઉદ્યોગ કરવાવાળો થાય છે, ટૂંકામાં એવો માણસ વ્યવહારમાં વક્કરવાળો ગણાય છે, પરંતુ વધારે પડતી કરકસરથી માણસ સાંકડા વિચારનો, અનુદાર અને હૈયા દુબળા થઇ જાય છે; અને તેથી બીજા પ્રત્યે દીલસોજી અને દયા એ બતાવી શકતો નથી; પરંતુ સટોડિયાની પ્રકૃતિ એથી ઉલટા જ પ્રકારની હોય છે. તરલ, તામસી, આકળો અને અનિશ્ચિત મનનો તે હોય છે, અને મોટા અને ઉઘાડા દુરાચારમાં પડવાની તેનામાં સંભવિતતા હોય છે, પરંતુ પ્રસંગે પ્રબળ લાગણીઓ, મોટી ઉદારતા અને મનની દૃઢતા પણ તે બતાવી શકે છે. ઔદ્યોગિક વૃત્તિવાળો સમાજ આ બેમાંથી કયા ગુણવાળો

થશે એ પ્રશ્નના નિર્ણયનો આધાર સ્થાનિક સંજોગો ઉપર રહેલો છે. વેપારના ખોળા પ્રવાહની બહાર રહેલા માણસમાં અને દ્રવ્યની પ્રાપ્તિ જ્યાં નિયમિત ઉદ્યોગથી માત્ર ધીમે ધીમે થઇ શકે છે ત્યાં ઘણું કરીને કરકસર આવે છે; અને જ્યાં દ્રવ્ય અને સાહસ બહોળા વિસ્તારમાં હોય છે ત્યાં સટ્ટો ઘણો સાધારણ થઇ પડે છે.

વળી ઔદ્યોગિક કાળમાં દીર્ઘદૃષ્ટિ એક મોટો સદ્દગુણ ગણાવા લાગે છે. ધાર્મિક આસ્થાની પ્રાથમિક દશામાં દરેક બનાવને માણસો ઇશ્વર કૃત્ય સમજતાં હોવાથી ભવિષ્યની કાંઇ પણ સભાળ કે ચિંતા ન રાખવી એ વાતને તેઓ કર્તવ્ય અને આસ્થાનું પારખુ ગણે છે અને તેથી પોતાના ખોરાક અને વસ્ત્રની બાબત તેઓ ઇશ્વર ઉપર મૂકી દે છે. પરંતુ ઔદ્યોગિક સમયમાં ભવિષ્યને માટે કુશળ સાવચેતીના ઉપાય લેવા એ વાત વાજબી લેખાય છે અને તેમાં ઉચા પ્રકારનું કર્તવ્ય મનાય છે. તેથી કરીને કુટુંબનો નિર્વાહ પોતે કરી શકે એવી સ્થિતિ ન થાય ત્યાં સુધી સારો માણસ પરણતો નથી; કુટુંબના વિસ્તારના પ્રમાણમાં તે પોતાનો ખરચ રાખે છે; પોતાના દીકરાને કેળવણી આપવા અને દીકરીઓને દાયજો કરવા અને કુટુંબના દરેક માણસની જરૂરીઆતો પૂરી પાડવા નાણાંની જોગવાઇ એ કરી રાખે છે. આમ દીર્ઘદૃષ્ટિ તેના જીવનનું મંત્ર થઈ પડે છે. અને આ એક વાતથી પણ કોઇ પ્રજાનો સુધારો સારી રીતે જાણી શકાય છે. અને તેટલી સંભાળ અને અગમચેતી રાખવી અને પછી ઇશ્વર જે કરે તે સ્વીકારી લેવું એ સત્ર ઔદ્યોગિક કાળનું ચિહ્ન છે.

આ પરિવર્તનની એક અસર એ થાય છે કે જેમ જેમ સુધારો વધતો જાય છે તેમ તેમ મનુષ્ય જાતમાં પૂજ્ય બુદ્ધિનો વેગ કમી થતો જાય છે. જનહિતવાદમાં આ પૂજ્યબુદ્ધિનું સ્થાન બહુ તો ઘણું શંકાસ્પદ હોય છે, કારણ કે જનહિતવાદની નજર સુખના સરવાળા ઉપર હોય છે, અને ધાર્મિક વહેમ અને રાજકીય ગુલામગીરી રૂપે આ પૂજ્યબુદ્ધિની વૃત્તિમાંથી જે મહાન્ અનર્થ ઉત્પન્ન થયા છે તેમને લીધે સુખ કરતાં દુઃખનું મૂળ એ વૃત્તિ કહાય વધારે થઈ હશે. પરંતુ આ દૃષ્ટિએ

જેના એ વૃત્તિનું સ્થાન ગમે તેટલું શકારદ હોય, તથાપિ જે માણસમાં પૂજ્યબુદ્ધિનો ગુણ ન હોય તેને સર્વોત્તમતાનું ઉચ્ચ શિખર પ્રાપ્ત થઇ શકતું નથી એવું ભાન થોડા જ માણસને થયા વિના રહેશે. બીજા બધા સદ્‌ગુણો કરતાં 'સદર' શબ્દની યથાર્થતા આ વૃત્તિ પ્રત્યે વધારે વાસ્તવિક અને ઉચિત છે. તથાપિ સુધારો વધતાં જે ટેવ માણસોમાં પડતી જાય છે તે ટેવો આ વૃત્તિની વૃદ્ધિને એકંદરે પ્રતિકૂળ હોય એમ જણાય છે. કારણ કે નિરંતર આશ્રિતતાના ભાનથી શ્રદ્ધા જામે છે વિચારની ધાર્મિક દશામાં માણસો એમ માનતાં હોય છે કે તેમના સંબંધમાં બનતા બધા બનાવો ખાસ રીતે વ્યવસ્થિત થએલા હોય છે અને તેથી તેમાં કોઇને કોઇ નૈતિક મુદ્દા સમાએલો હોય છે. આવી ધાર્મિક દશામાં આ વૃત્તિ પોષિત થાય છે વળી જ્યાં વૈજ્ઞાનિક જ્ઞાનની દશા એવી હોય કે જેને લીધે માણસો એમ માનતા હોય કે કુદરતનો દરેક અનનવો બનાવ દૈવની સીધી દરમ્યાનગીરીનું પરિણામ છે અને તેથી કરીને તેમનામાં દીનતા અને ધારતીના આવિર્ભાવ જાગ્રત થાય છે, ત્યાં પણ આ પૂજ્યબુદ્ધિનું જોર હોય છે વળી જ્યારે રાજા પ્રત્યે ભક્તિ કિંવા પૂજ્યબુદ્ધિ હોય છે, જ્યારે રાજગાદીથી ફટાએલા ભાયાતો ગામેગામમાં લોકોને તાબેદાર રહેવાની અને પોતાને માન આપવાની ટેવ પાડે છે, અને જ્યારે રાજ્યમાં ઉથલપાથલ કરે એવી, સામાજિક કે સશયાત્મક વૃત્તિનો અભાવ હોય છે. ત્યારે રાજકીય જીવનની આવી અવસ્થામાં પણ આ વૃત્તિનું રાજ પ્રવર્તતું હોય છે, સંજોગોમાં કે માન્યતામાં જ્યારે કોઇ મોટો ફેરફાર થાય છે, ત્યારે વૃત્તિઓમાં પણ મોટો ફેરફાર થાય છે. પોતાના વિચારમાં માણસ સ્વતંત્ર છે એવી માન્યતાથી દરેક બાબતમાં યતુ નિશ્ચયપૂર્વક કથન, પ્રજાસત્તાક રાજ્યની સર્વ–સમાનતા, વિવેચનાની તીક્ષ્ણ છરી, પ્રજાના જૂદા જૂદા વર્ગોને કેવળ કરારની દશાએ લાવી મૂકતા અધિક ફેરફાર, વસ્તીની સેળભેળ અને આગગાડી ઇત્યાદિની સગવડોને લીધે પ્રાચીન વિચારોના બંધનોનું તૂટી જવું—આ બધી બાબતો શુદ્ધ, અભિમાન, અને એકમાર્ગી પૂજ્યબુદ્ધિ કિંવા શ્રદ્ધાની વિરોધી છે શુભેચ્છા, પ્રમાણિકતા, સાહસ, બુદ્ધિ-

વિષયક નિર્મળતા, સ્વતંત્રતાનો પ્રેમ અને વહેમનો તિરસ્કાર-આ બધાં ચારે તરફ ઉછરી આવતાં આપણને દેખાય છે. પરંતુ પોતાની શક્તિની અવિશ્રામી અને બીજાના આધારે જ જીવતી, નિર્મળ, નમ્ર અને ભક્તિમાન આસ્થા કે જેની માત્ર જાદુઈ અસરથી જ કેટલીક બાબતોમા લોકોના આચરણ અતિ પવિત્ર રહેતાં હતાં તે આસ્થા હવે શોધી પણ જડતી નથી. કુદરતની ભવ્ય રચનાથી કોઇ કોઇના મનમાં આસ્થાની લાગણી ઉપજે છે; પરંતુ જન સમૂહના મોટા ભાગને એ વાત સિદ્ધ છે કે કુદરતના બનાવો કાયદાને જ આધીન છે; તેથી તે બનાવોમાં કાંઇ પણ નૈતિક તાત્પર્ય છે જ નહિ; અને તેથી આસ્થાનો અસ્ત પણ લગભગ થઈ ગયો છે. સુધારાની અસરથી મુક્ત રહેલી કોઇ એકાંતવાસી પ્રજામાં જ આસ્થાનું સૌંદર્ય નજરે પડે છે. *આસ્થાને લીધે ઉપજેલા કારીગીરીના સુંદર નમુના હાલના નહિ પણ* મધ્ય સમયના દેવળોમાં જ દૃશ્ય થાય છે. મનુષ્યના ઇતિહાસની દરેક દશામાં કોઇને કોઇ સદાચાર સ્વાભાવિક હોય છે, અને વહેમનો કાળ આ નિયમમાંથી મુક્ત નથી; અને તેથી તેના ખાસ સદાચાર સુધારાની દશામાં રહેતા નથી.

સ્ત્રી-પુરૂષોના સંબંધમાંથી ઉપજતા સદાચાર કે દુરાચાર વિષે બોલતાં બહુ વિચાર રાખવો પડે છે; અને વળી ખાસ કારણોને લીધે એ ઇતિહાસ અત્યંત અસ્પષ્ટ પણ રહેલો છે. અત્યાર સુધી જે જે આચરણો આપણે તપાસ્યાં તેમની નૈતિક ઉન્નતિનો ક્રમ સ્વાભાવિક નિયમોને અનુસાર બહુધા થયે જાય છે અને તેમાં અપવાદ રૂપ સન્જોગોની અસર બહુ થોડી જોવામાં આવે છે. સીવનસાર ગુણોનો વિકાસ, ઔદાર્ય અને ભક્તિનો અસ્ત, અને ઔદ્યોગિક ટેવોની અભિવૃદ્ધિ-આ ગુણો ઘણુ કરીને બધા પ્રકારના સુધારાની સાથે અવશ્ય રહેલા હોય છે અને તેથી દરેક પ્રજામાં તેમની ઉન્નતિના પ્રકાર મુખ્યાંશે મળતા જ હોય છે. પરંતુ લંપટતાના ઇતિહાસમાં ગુલામગીરી, ધર્મ મતો, લગ્નના કાયદા ઇત્યાદિ ખાસ કારણોની અસર થએલી જણાય છે. ખ્રિસ્તિ ધર્મને લીધે આ ક્ષેત્રમાં મોટા ફેરફાર થયા છે તે આપણે પણ જોઇશું. અત્ર તો એ દુરાચાર સંબંધી બે ત્રણ મોટી મોટી હકીકતો જ કહેશું.

પ્રથમ તો અનૌરસ બાળકોના જન્મનાં આંકડાથી કોઇ પ્રજાની અનીતિનો મત બાંધવો એ ભ્રમજનક છે. તેથી કરીને વેશ્ય વ્યભિચાર ગણત્રીમાંથી રહી જાય છે. વળી કામ વિકારની પ્રબળતા સિવાય કેવળ અન્ય કારણોને લીધે પણ અનૌરસ બાળકો જન્મે છે અને તેઓ પણ આ ગણત્રીમાં આવી શકતા નથી. દાખલા તરીકે, ઇંગ્લાંડના કેટલાક પરગણામાં એવો અભિપ્રાય પ્રચલિત છે કે લગ્નક્રિયામાં પશ્ચાતદર્શી સદાચાર રહેલો છે, કારણ કે તેથી લગ્નની પૂર્વે કરેલી અનીતિનું આચ્છાદન થઇ જાય છે. વળી કેટલેક ઠેકાણે લગ્નની કાયદેસર કે ધાર્મિક ક્રિયા કર્યા વગર રખાતનો રિવાજ હોય છે. આવી વાતોને માટે આપણને ગમે તેટલો શોચ થાય, પરંતુ તેટલા ઉપરથી એમ તો ન જ કહી શકાય કે તે પ્રજામાં કામનો વિકાર કેવળ નિરંકુશપણે વરતે છે. સ્વીડનમાં અનૌરસ બાળકો ઘણાં જન્મે છે, પણ તેનું કારણ એ છે કે ત્યાં લગ્ન કરવામાં કાયદાની મુશ્કેલીઓ ઘણી આવે છે. વળી માણસ માણસની કામ વૃત્તિમાં પણ ભેદ હોય છે, ફ્રેન્ચ પ્રજાની પેઠે કેટલીક ગમાર, હાંસીખોર અને દેખાવ કરવાની શોખીલી હોય છે; સ્પેન કે ઇટલીની પ્રજાની પેઠે કેટલીક ઘૂર્ણાયમાન, શિથિલ અને રસિક હોય છે; અને ઉત્તર તરફના કેટલાક દેશોમાં તે વૃત્તિ લજ્જાળ અને ગુપ્ત હોય છે. આ સઘળા વ્યભિચારના પ્રકાર છે, છતાં આંકડાના હિસાબમાં આવી શકે એવા નથી; અને તેમ છતાં સમાજના આચરણ અને રીતભાત ઉપર દરેકની ભિન્ન ભિન્ન અસર થાય છે.

૧. વળી જૂદા જૂદા દેશની આબોહવાની જૂદી જૂદી અસર કામવૃત્તિ ઉપર થાય છે એ વાત તો નિઃસંશય છે, પણ ઉપરાંત તેથી સ્ત્રીઓની પદવી, ચારિત્ર્ય અને રૂચિઓ ઉપર આડકતરી રીતે જબરી અસર થાય છે: કારણ કે સ્ત્રીઓએ ઘરમાં જ રહેવું કે બહાર હરવું ફરવું એ બાબતનો આધાર દેશની હવા ઉપર બહુ રહેલો છે, અને તેથી કરીને જે વર્ગમા શરીર સૌંદર્યની ખાસ બક્ષીસ હોય છે તેના વર્તનમાં પણ ઘણો ફેર પડી જાય છે. આ પ્રમાણે ઉત્તર તરફના દેશોમાં સૌંદર્યની જે છટા વખણાય છે તેનો આધાર આકૃતિ ઉપર નહિ પણ રંગ ઉપર રહેલો છે. ચેહેરાની તેજ

અને નાજુકતામાં ત્યાં સૌંદર્ય લેખાય છે, અને સખત મજુરી અને બહાર રખડવાથી તે નષ્ટ થતું હોવાથી ગરીબ સ્ત્રીઓ કવચિત્ જ બહુ સુંદર હોય છે. પરંતુ દક્ષિણ તરફના દેશોમાં સૂર્યના પ્રચંડ કિરણોથી સૌંદર્યની મોહીનિઓ વધારે મીઠી અને પરિપક્વ થાય છે; તેથી ત્યાં સૌંદર્યની પ્રાપ્તિ સર્વને સમાન હોય છે. તેથી ત્યાં ઝુંપડામાં રહેનારી અને મેહેલમાં રહેનારી બંને સુંદર હોઇ શકે છે, અને લોકોની નીતિ અને રીતભાત ઉપર તેની અસર બહુ થાય છે.

કેવળ જંગલી કરતાં અણઘડ અને અર્ધ સુધરેલી પ્રજામાં સ્વાભાવિક રીતે જ આ સદાચારનું ધોરણ ઘણું કરીને અતિ સખત હોય છે. અતિ મજમ સુધારો ઘણું કરીને આ સદાચારની વૃદ્ધિ માટે અનુકૂળ નથી હોતો. વ્યભિચાર એ યુવાન માણસો અને વૃદ્ધ પ્રજાનો દુરાચાર છે. વિચારાત્મક કે સામાજીક સુધારાની ઉચ્ચ દશાને પ્રજા પ્રાપ્ત થએલી હોય છે, પણ રાજકીય કારણોને લઇને જેની શક્તિઓના વ્યાપાર માટે યોગ્ય પ્રદેશ મળતો નથી તે પ્રજાની સામાન્ય સ્થિતિ મંદ મોજવિલાસની હોય છે. શેહેરોમાં કેટલીક વખત પૈસાની લાલચથી, અને કેટલીક વખત રસિક આનંદ અને મોજશોખની અતિ ચપળ આતુરતાને લીધે સ્ત્રીઓનો સદાચાર ખાસ કરીને જોખમ કારક સ્થિતિમાં આવી પડે છે; અને સાર્વજનિક રમત ગમતોનું બધું વલણ પણ એજ દિશામાં હોય છે. જંગલી પ્રજા લડાયક ઝપાઝપીમાં આનંદ માને છે અને તેમાંથી તેઓ ઘાતકી થતાં શીખે છે. પણ સુધરેલા માણસોની મળતાવડી ટેવો અને નાટકીય તથા ચતુર રસિકતામાંથી વ્યભિચાર પરીણમે છે. ઘણી ગરીબ સ્ત્રીઓ કેળવણી લઈ સુધરે છે અને પોતાથી ઉચ્ચ સ્થિતિના પુરૂષોના સોબતીઓ થવા માટે યોગ્ય થાય છે અને તેથી પોતાની પાયરીના પુરૂષો માટે અયોગ્ય બને છે. ઔદ્યોગિક પ્રવૃત્તિઓ આત્મ-સંયમની વૃદ્ધિને અનુકૂળ છે ખરી, અને લડાયક જીંદગીનો સ્વેચ્છાચાર તો ખાસ કરીને તેથી ઓછો [illegible] પુરૂષ સાથે સાથે જેમ બને તેમ લગ્ન મોડાં કરવાની [illegible] લીધે લાલચો પણ વધે છે, અને આત્મ-સંયમથી અનાચાર [illegible] લાલ-

ચોથી વધે છે વધારે; અર્થાત્ આત્મ-સંયમના ભેદ કરતાં લાલચોના ભેદથી નીતિમાં વિષમતા ઘણી આવે છે એ વાત વ્યક્તિઓના કરતાં સમાજના સંબંધમાં વળી વધારે સાચી છે. લાલચો વધનાં જન સમુદાય જ્યાં મોટો હોય ત્યાં થોડા ઘણા પ્રમાણમાં પણ દુરાચાર વધે જ છે. વસ્તીની અતિવૃદ્ધિ અટકાવવા માટે જાણી બુઝીને ક્વચિત્ જ કોઇ પવિત્ર રહેતું હશે. શારીરિક અને નૈતિક સંકટોથી જ એ દુરાચાર અટકેલો છે; અને આ બન્ને એક બીજાનાં વિરોધી હોવાથી ઘણું કરીને એવું બને છે કે એકનો ઘટાડો થતાં બીજાની વૃદ્ધિ થાય છે. આયર્લેંડના આમડીઆમાં બાળલગ્નનો ચાલ છે; પરંતુ તેથીજ કરીને તેમની સ્ત્રીઓના સદાચારનું ઉંચું ધોરણ સચવાઇ રહ્યું છે; પણ તે જ વાતથી એ પ્રજામાં દીર્ઘ-દૃષ્ટિની ખામી છે એ વાત પણ સિદ્ધ થાય છે, કારણ કે તેમની ઔદ્યોગિક આબાદી તે કારણને લીધે વધી નથી. જો એ બાબતમાં એ લોકો ઓછા પવિત્ર હોત, તો તેમની આબાદી વધારે થાત. મરીને પણ તે સદાચાર સાચવવાનો તેમનો આગ્રહ ન હોત તો ઓગણીસમા સૈકામાં દુકાળને લીધે તેમનાં એટલાં બધાં માણસો મરી જાત નહિ.

વળી એક બાબતમાં લોકમાન્ય સદાચારનું ધોરણ બીજી બાબતમાં પણ કેવી અસર કરે છે તે પણ આયર્લેંડના દાખલામાંથી જોવા જેવું છે. ધર્મગુરૂઓને માથે કુંવારા રહેવાનું બંધન ક્વચિત્ જોખમકારક નીવડે છે એ વાત યુરોપના બીજા દેશોમાં તેમના દુરાચારના દાખલાથી સિદ્ધ થાય છે. આયર્લેંડમાં કાયદાનું એવું બંધન નહિ છતા ધર્મગુરૂઓ નિષ્કલંક રહે છે. કારણ કે તે બાબતમાં લોકોની લાગણી સખત છે. તેથી ધર્મગુરૂઓ પોતાનું આચરણ શુદ્ધ ન રાખે તો તેમનો જામેલો રંગ લોકો ઉપર રહે નહિ. આ વાત દેશના આબોહવાથી સ્પષ્ટ થતી નથી, પણ ગામઠીઆના રિવાજથી સ્પષ્ટ થાય છે.

વાચનારને હવે વિદિત થયું હશે કે જો કે સદાચાર અને દુરાચારનો તત્ત્વભૂત સ્વભાવ તો તેનો તે જ રહે છે, પરંતુ જેમ જેમ સુધારો વધતો જાય છે તેમ તેમ, સિદ્ધાંતમાં તેની ગણના અને આચરણમાં તેની પ્રતીતિ

નિરંતર, અને કેટલીક આ મતોમાં તો નિયમિત અને આવશ્યક, ફેરફાર પામની જાય છે. વળી અમુક અમુક સમાજમાં નૈતિક સુધારાની વાત આપણે કરીએ તે ભલે, પરંતુ મોટા પાયા ઉપર કેવળ શુદ્ધ નૈતિક સુધારો કદિ બનતો નથી, અગર કવચિત્ જ બને છે. નુકસાન કરતાં કદિ લાભ વધારે હોય, પણ દરેક પ્રાપ્તિમાં કાંઇક ખોવાનું તો હોય જ છે. સુધારાની દરેક દશાના ખાસ સદાચાર હોય છે, અને જેમ જેમ સુધારો આગળ વધતો જાય છે તેમ તેમ આગલા સદાચાર નષ્ટ થતા જાય છે. જુલમગારની ધુંસરી નીચે કચડાની પ્રજાને જોઇ સારા માણસને દુઃખ થયા વિના રહેતું નથી; પરંતુ તે દશામાં શુદ્ધ ઉત્સાહ પૂર્વક જેટલા આત્મ-ભોગ, ધૈર્ય અને ભ્રાતૃ-ભાવનાં આચરણ થાય છે તેટલાં બીજી કોઇ દશામાં દૃશ્ય થતા નથી; અને સંભવિત છે કે સ્વતંત્રતાના વિજયથી આવાં આચરણ ઓછાં થઇ જશે એટલું જ નહિ પણ તે કરવાની માણસોની શક્તિ પણ નિર્બળ થઇ જશે. લડાઇ એ બેશક ભયંકર સંકટ છે, પરન્તુ તેમાં મનની મોટાઇનો સદાચાર બહાર ખીલી આવે છે, જે શાંતિના સમયમાં સીમળાઇ અન્ત પામશે. જુગારથી પણ માણસો ધીરજથી નુકસાન ખમતાં અને રાગદ્વેષને અંકુશમાં રાખતાં શીખે છે

વળી હાલની પ્રજાઓમાં સુધારાની વિવિધતા એટલી બધી છે કે જૂદા જૂદા દેશમાં મુસાફરી કરવાથી જૂદા જૂદા કાળનો અનુભવ થઇ જાય છે અને સુધારાનો દરેક પ્રકાર આપણી નજર સન્મુખ બનતો જણાય છે. પરન્તુ વિદ્યાની સરળતા અને અનય વૃદ્ધિ, મુસાફરીના સાધનોની ચકિત કરે એવી માનુકૂળતા અને રાજકીય અને મેનિક કારણોને લીધે યુરોપના પ્રબળ અને પ્રજાકીય રાજ્યોની એક-રૂપી-આ બધા કારણોને લીધે આ ભેદ હવે ત્વરાથી ભુસાતો જાય છે. મુખ્ય ફેરફાર એકંદરે લાભકારક હોય છે એમ જે માને છે તેને પણ આ ઉથલપાથલમાં ખેદકારક અંશ ઘણો છે એમ લાગે છે. યુરોપના ઘણાખરા મોટા રાજ્યો કરતાં કેટલાંક નાના નાના રાજ્યોની આર્થિક સંપત્તિ વધારે છે, લોકો વધારે સુખી છે, કેટલાકમાં તો સામાજીક સ્વતંત્રતા, શાંતિ અને માનસિક ઉન્નતિ પણ વિશેષ છે: અને સંતોષ, શાંતિ અને પશ્ચાતદર્શી પૂજ્ય-બુદ્ધિ કે જે અર્વાચીન સુધા-

રામાં મુખ્યત્વે કરીને નથી હોતાં તે ગુણોનાં આ નાનાં રાજ્યો ઘર હોય છે. આ રાજ્યોની સહીસલામતી સચવાઈ રહી છે એ વાત યૂરોપીય પ્રજાઓના પરસ્પર નૈતિક વ્યવહારનું શુભ ચિહ્ન છે. મઠની સંસ્થાના અત્યાચારથી ખરાબી થઈ છે એ વાત ખરી, તથાપિ અમુક પ્રકારનાં માણસોને ખાસ કરીને મઠમાં આશ્રમ મળતું હતું; અને તે રીતે દુનિયાને બેશક એ સંસ્થાથી સુખ હતું; તેથી તે સંસ્થાને યુરોપમાંથી જડમૂળથી કાઢી નાખવાના પ્રયાસમાં કેવળ વૈર અને ટૂંકી દૃષ્ટિ છે, કારણ કે તે સંસ્થા નાશ પામવાથી ઉદ્યોગ–વૃત્તિના અત્યાચારને અટકાવનારૂં કોઇ સાધન રહેતું નથી. ચાલતા સુધારાનું શિખર પોતે પ્રાપ્ત કરે એ વાત એક પ્રજાને લાભકારક છે. પણ આખી આલમ તે ઉચ્ચ દશાએ પહોંચે તેમાં એકંદરે એને લાભ છે કે કેમ ? એ અતિ શંકા પડતી વાત છે નીતિના સંપૂર્ણ વિકાસને માટે અતિ ભિન્ન ભિન્ન સંજોગો અત્યંત આવશ્યક છે. એટલા માટે રાજ્ય–વ્યવસ્થામાં જાત જાતના પ્રતિનિધિઓ અને દુનિયામાં જાત જાતનાં રાજ્યો હોવાની આવશ્યકતા છે, કારણ કે તેથી કરીને નીતિ અને સુધારાની ભિન્ન ભિન્ન દશાઓ આઘાત અને પ્રત્યાઘાતના નિયમથી અંકુશમાં રહે છે અને તેથી એકંદરે તેમનું સંપૂર્ણ સ્વરૂપ ઉપજે છે.

બુદ્ધિના અને નીતિના વિકાસને એક બીજા સાથે કેવો સબંધ છે તેની સમજણ હવે વાંચનારને કાંઇક પડી હશે. તે સંબંધી હાલ મોટા પ્રશ્નો ઉભા થાય છે. કેટલાક કહે છે કે મનુષ્યની ઉન્નતિનો ઇતિહાસ લખનારે કેવળ બુદ્ધિ વિષયક તત્ત્વોને જ લક્ષમાં રાખવાં જોઇએ, કારણ કે નીતિનું તત્ત્વ તો સર્વત્ર સરખું અને સ્થાયી જ હોય છે; તેથી તેનો વિકાસ હોઇ શકે જ નહિ, અને તેથી નીતિનો ઇતિહાસ લખવો બને નહિ. જ્યાં નિરંતર ફેરફાર થતા હોય ત્યાંજ ઇતિહાસ સંભવે છે. હવે નૈતિક આચરણના મુખ્ય તત્ત્વો અવિકૃત છે એ વાત ખરી, તથાપિ તેના ધોરણમાં નિરંતર ફેરફાર થયાં કરે છે અને અમુક અમુક સદાચારની કિંમત જૂદે જૂદે સમયે લોકોએ જૂદી જૂદી આંકી છે; અને તેથી આચરણનો સામાન્ય ઇતિહાસ લખવો સંભવિત બને છે. કેટલાક કહે છે કે આવા ફેર-

ફેર થને છે અને સંસારમાં એ ઘણા અગત્યના છે એ વાત ખરી, તથાપિ તેનાં કારણો તો બુદ્ધિવિષયક જ હોય છે, કારણ કે જ્ઞાનમાં ફેરફાર થયે જ આચરણમાં ફેરફાર પડે છે. આ વિચારમાં કંઇક સત્ય છે, તથાપિ નિયમ તરીકે તે સ્વીકારી શકાતો નથી. બુદ્ધિમાં અત્યંત તેજસ્વી વ્યક્તિઓ કે જમાના નીતિમાં સર્વોત્તમ થયા નથી એ જાણીતી વાત છે; અને માનસિક કે ભૌતિક ઉચ્ચ સુધારાના સમયમાં નીતિની ભ્રષ્ટતા ઘણું કરીને ખરુ હોય છે. કેટલીક બાબતમાં તો માનસિક આબાદીના સંજોગો નીતિની વૃદ્ધિને પ્રતિકૂળ હોય છે. મોટાં શહેરોમાં જ્ઞાન અને ભૌતિક આબાદી ઘણી હોય છે, પણ ત્યાં જ દુરાચાર વધારે થતો હોય છે. ધરોબો અને મળતાવડાપણું પણ ગામડાના લોકોમાં હોય છે તેવું શહેરીઓમાં નથી હોતું. શહેરીઓ સ્વાર્થી હોય છે, ગામડીઆ પરગજુ હોય છે. કેળવાએલા માણસના ચિત્તમાં સ્થળે સ્થળે શંકાઓ અને દલીલો સ્ફુરે છે અને તેથી દૃઢ આસ્થામાંથી ઉપજતો નીતિનો પ્રબળ ઉત્સાહ એનામાં હોતો નથી. દુરાચાર કરતાં ગુનાને દબાવી દેવામાં સુધારો એકંદરે વધારે મમર્થ નીવડયો છે. સભ્યતા, ઉદારતા અને સામાજીક સદાચારને સુધારો બહુ માફક આવે છે, અને જ્યાં ગુલામગીરીની પ્રથા નીકળી ગઈ હોય છે ત્યાં ઔદ્યોગિક ગુણો તેનાથી કેળવાય છે; પણ આત્મ-ભોગ, ઉત્સાહ, ભક્તિ અને પાતિવ્રત્યના સદાચારો પ્રત્યે તેની અનુકૂળતા એટલી બધી હોતી નથી.

પરંતુ બુદ્ધિ-વિષયક કારણો સુધરેલી જીંદગીના પાયાભૂત હોવાથી સુધારાએ ઉપજાવેલાં નૈતિક પરિવર્તનોનાં પણ તે છેવટનાં કારણો લેખી શકાય. કેટલીક વખત બુદ્ધિ-વિષયક કારણોની પાધરી અસર થાય છે, પરંતુ ઘણું ખરું તો તેમની આડકતરી અસર જ થાય છે; અર્થાત્ જીંદગીમાં એવી રેખા તેમનાથી પડે છે કે તેમને લીધે કર્તવ્યના નવા વિચાર આપણામાં ઉપજે છે. માણસોનાં આચરણનું નિયમન અભિપ્રાય કરતાં તેમની પ્રવૃત્તિઓથી વધારે થાય છે. સદ્ગુણનો નમુનો પ્રથમ સંજોગોમાંથી રચાય છે અને પછી તે નમુના ઉપરથી માણસો પોતાનો સિદ્ધાંત બનાવી કાઢે છે. પોતાની ભૂગોળ કે બીજા ખાસ સંજોગોને લીધે એક પ્રજાને લડાયક થવું

પડે છે અને બીજાને ઔદ્યોગિક થવું પડે છે; અને તેથી અમુક અમુક જાતના સદાચાર તેમનામાં સર્વોત્તમ ગણાય છે, જો કે જ્ઞાનની બાબતમાં તો બન્નેની સ્થિતિ સરખી જ હોય છે.

વળી કોઇની નીતિનું તોલન કરવામાં કેટલીક ભૂલો આપણાથી થઈ ન જાય તેની આપણે ખાસ સંભાળ રાખવી ઘટે છે. જ્યાં પોતાનો ખાનગી સ્વાર્થ સધાએલો હોય એવી ખાનગી બાબતો કરતાં રાજકીય બાબતોમાં ઘણાખરાં માણસોની નીતિનું ધોરણ ઘણું નીચું હોય એ સભવિત છે. ખાનગી જીવનમાં જે માણસો ખુદ નીતિના નમુના રૂપ હોય છે તે જ માણસો રાજકીય અન્યાય અને જુલમનાં મ્હોટાં કાર્યોનાં કારણો આપી તેમની તરફદારી કરે છે એ વાત ઘણી સામાન્ય છે, પરંતુ તેટલા ઉપરથી તે માણસો બીજી બધી બાબતમાં અન્યાયી છે એમ અનુમાન કરવું કેવળ ભૂલ ભરેલું જ ગણાશે. વળી, ઘણી વખત રાજદ્દાગી ગુનાને પ્રજાકીય સદાચારની સાથે નિકટ સંબંધ હોય છે એ વાત કદાચી છતાં ઘણીવાર સત્ય માલમ પડી આવે છે. જે પ્રજા તાબેદાર, ગરીબ અને વફાદાર હોય છે તે પ્રજા એજ કારણોને લીધે જુલમગારની ધુંસરી નીચે ચગદાયે જાય છે; અને તે પ્રજાને સમજી ગએલો હાકેમ વર્ગ ઘણો જુલમી થતો જાય છે, પણ તેટલા ઉપરથી એ હાકેમ–વર્ગ વાળી આખી પ્રજા અન્યાયી છે એમ કહેવું ભૂલ ભરેલું ગણાય. વળી કેટલાક સદાચાર કે દુરાચાર લોકોની આંખમાં તુરતજ આવી જાય એવા હોય છે; અને કેટલાક એવા હોય છે જો કે તેમની અસર તો તેટલી જ થાય છે, પણ લોકોની નજરે એકદમ ચડી જતા નથી. દાખલા તરીકે, કોમ કોમની વચ્ચે રહેતી કડવી લાગણી, ધર્મની ભયકર સનાતણી, સુધારા પ્રત્યે વગર સમજ્યો ધિક્કાર, તીન ઝેર જેવી નાલાયકી અને અંકુશને અપાતો અનુદાર ટેકો, પોતાના વર્ગ માટે રહેતી પ્રબળ સ્વાર્થ–વૃત્તિ, માનસિક અને રાજકીય વહેમોની હઠપૂર્વક થતી તરફદારી, નાનાં નાનાં કારણોને લઇને થતા છોકરવાદી પણ તરગી ક્રૂર કજીઆ, આ બધું ધર્મની સંસ્થામાં એવું સામાન્ય હોય છે કે તેથી કરીને લોકોને તે સંસ્થાને અતિ નીચી પાયરીએ મૂકવાનું મન સ્વાભાવિક રીતે જ થાય છે; પણ તે ભુલ છે; કારણકે તે

ધર્મની સારી બાજુ પણ હોય છે. એક પાદરી પોતાના નાના પ્રદેશમાં સારૂં પણ ઘણું કરી શકે છે. લોકોને નીતિ અને સુધારાના માર્ગમાં એ કેળવે છે; સાદા, સરળ અને બીનસ્વાર્થી ઉત્સાહથી અજ્ઞાનીને એ જ્ઞાન આપે છે; નીતિમાં ભૂલેલાને એ રસ્તા બનાવે છે; દુઃખીને દીલાસો આપે છે, ભયંકર મરકીની દરકાર રાખ્યા વિના મરતાનું મોત એ સુધારે છે, અને અનેક રીતે દુષ્ટ મનોવિકારનું સાંત્વન કરી લોકોની રીતભાતને કોમળ અને વિવેકી એ કરે છે અને તેમને ઉન્નત બનાવી શાંત કરે છે. પરંતુ આવી બાબતો ઉપલક દૃષ્ટિએ બહાર તુરત દેખાઇ આવતી નથી; અને તેથી ઇતિહાસકારના લક્ષમાંથી તે સરી જાય છે. કોઇ મંડળીની એકંદર વર્તણુક ઉપરથી તેના અંગભૂતોની ચાલચલગતનું અનુમાન બાંધવું હમેશાં જોખમ ભરેલું છે. પણ ધર્મ-સંસ્થાની બાબતમાં તો એ ખાસ જોખમ ભરેલું છે, કારણ કે સંસ્થાની અપૂર્ણતા લોકોની નજરે તુરત ચડી આવે છે, પણ તેના અંગભૂતોની ખુબીઓ એકદમ નજરે નથી ચડતી. વળી જૂદી જૂદી પ્રજામાં સદાચારનાં પ્રયોજન પણ ઘણાં ભિન્ન ભિન્ન હોય છે, અને તેથી એક પ્રજાના માપથી બીજીને માપતાં ગંભીર ગેરસમજણ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે સહૃદયતાની પ્રબળ શક્તિમાંથી ફ્રેંચ પ્રજાના મુખ્ય સદ્ગુણો પરિણમે છે, અને તેમના કેટલાક અત્યંત સુંદર માનસિક ગુણોનું, કેટલાક માંસારિક રિવાજોનું, અને યુરોપમાં તેમની એટલી બધી અસર થાય છે તેનું, કારણ પણ તે જ છે. જો કોઇ પરદેશી પ્રજા મનરંજનાનો પ્રયાસ કરે તો તે પ્રજા પ્રત્યે સંપૂર્ણ દીલસોજી બતાવનારા ફ્રેંચ લોકો જેવા બીજા કોઇ હોતા નથી. વિદેશીય વિચારોને સમજવામાં અને તે વિચારો પ્રત્યે દીલસોજી બતાવવામાં તે પ્રજા જેવી બીજી કોઇ મશહુર નથી. તે પ્રજાના ગુના ગંભીર અને ઘણા છે, પણ તેના ગુણ પણ મોટા છે પરંતુ ઇંગ્લીશ પ્રજામાં જો કે કોઇ કોઇ વખત પ્રબળ પણ ક્ષણિક ઉત્સાહ દેખો દે છે, પણ ઘણું કરીને તે પ્રજા સાંકડા મનની, અણુજ, અને લાગણી વિનાની હોય છે. તેના સદ્ગુણનું મોટું મૂળ કર્તવ્યની લાગણી હોય છે, અને બીજા કશાની દરકાર રાખ્યા વિના પોતાને જે વાત વાજબી લાગે તે કરવામાં મશહુર છે. તેમને

માંથી સદાચારના ભિન્ન ભિન્ન પુષ્પો ખીલી નીકળે છે. સ્ત્રીમાં સદ્‌ગુણ ગણાય અને પુરૂષમાં દુર્ગુણ ગણાય એવો ગુણ કોઇ નથી; પરન્તુ સંપૂર્ણ સ્ત્રીમાં સદ્‌ગુણોની જે વ્યવસ્થા હોય છે ને સપૂર્ણ પુરૂષને માટે કેવળ અનુચિત થાય છે. મતલબ કે સ્ત્રી અને પુરૂષના સદ્‌ગુણ સમાન હોવા છતાં કેટલાકમાં સ્ત્રીઓ ખાસ કરીને દીપી નીકળે છે, અને કેટલાકમાં પુરૂષો ખાસ કરીને દીપી નીકળે છે. શારીરિક સુંદરતાની બાબતમાં પણ એમજ છે. પુરૂષની સુંદરતામાં સ્ત્રીની સુંદરતા હોતી નથી; બાળકની સુંદરતા પ્રૌઢ મનુષ્યના કરતાં જૂદા જ પ્રકારની હોય છે; દક્ષિણી સ્ત્રીઓની સુંદરતા અને ગુજરાતની સ્ત્રીઓની સુંદરતામાં ભેદ હોય છે. ચેહેરાના સઘળા નમુના જેમ સુંદર નથી હોતા, તેમ આચરણના બધા નમુના સારા નથી હોતા; પરંતુ જેમ સુંદરતાના ભિન્ન ભિન્ન મરોડ હોય છે, તેમ સદાચારના નમુના પણ ભિન્ન ભિન્ન હોય છે.

આ અતિ અગત્યના સત્ય વિષે બીજી રીતે બોલીએ, તો હકીકત એમ છે કે જે કોઇ માણસમાં કોઇ એક સદાચારની ખામી જણાય તો તે ઉપરથી એમ સિદ્ધ થતું નથી કે બીજી બાબતમાં પણ તે નીતિમાન અને સદાચારી નથી હોતો. છતાં દરેક જમાનાના આચરણના ત્રાજવામાં કોઇ એક સદાચાર એવો રહેલો હોય છે કે જેના ઉપર લોકોની દૃષ્ટિ ખેંચાએલી રહે છે, અને જે માણસ તે સદાચાર ઉપર બીલકુલ લક્ષ આપતો નથી તે માણસ પોતાની નૈતિક કેળવણીનો કેવળ બેદરકાર રહે છે એમ કહેવામાં કાંઇ અડચણ નથી. અર્થાત્ આ મૂળભૂત સદાચાર તો દરેક માણસમાં હોવોજ જો ઇએ. દરેક જમાના, દરેક પ્રજા અને મનુષ્યના દરેક વર્ગમાં આ મૂળભૂત સદાચાર ભિન્ન ભિન્ન હોય છે. પ્રાચીનકાળનાં મોટા પ્રજાસત્તાક રાજ્યોમાં તે સદાચાર સ્વદેશાભિમાન હતો, કારણ કે તેમની નજરમાં રાજ્યના હિતમાં સર્વ કર્ત્તવ્યો સમાઇ જતાં હતાં. આપણામાં પ્રજાકીય કલ્યાણની કેવળ બેદરકારીની સાથે બીજા ખાનગી સદાચાર કદાચ બહુ રહેલા હશે. મધ્યકાળમાં, અને કાંઇક જૂદે રૂપે શૌર્યાન્વિત નારી-પૂજનના સમયમાં ભક્તિપૂર્વક આજ્ઞાધિનના મૂળભૂત સદાચાર ગણાતો હતો. પરંતુ હાલના સમયમાં એ ગુણ

કીર્તિની નહિ પણ આબરૂની દરકાર હોય છે. તીવ્ર રાગદ્વેષના તોફાનમાં તેઓ ઘસડાઈ જતા નથી, અને લોભ કે લાલચને લીધે નીતિના માર્ગમાંથી જરી પણ ચલિત થયા વિના સંપૂર્ણ કર્ત્તવ્યપરાયણ તેઓ રહે છે. રોમન પ્રજાની પણ એજ ખાસીઅત હતી. આ ખાસીઅતને લીધે ઇંગ્લાંડે ગુલામગીરીની સામે મજબુત લડાઈ ચલાવ્યે રાખી હતી.

વળી એક સદ્‌ગુણ હોય ત્યાં બીજો ન જ હોય એમ જો કે કહી શકાય નહિ, તો પણ આટલી વાત તો બેશક સાચી છે કે કોઈ નૈતિક નમુનાની એકતા જાળવવા જે સદ્‌ગુણો આવશ્યક હોય છે તેમને સમુદાયમાં રહેવું સ્વાભાવિક રીતે જ બહુ અનુકૂળ આવે છે. આ રીતે જોતાં, નૈતિક–સમુદાય, કામ–સમુદાય, ઔદ્યોગિક–સમુદાય, બુદ્ધિ–વિષયક સમુદાય, એવા ભિન્ન ભિન્ન વિભાગ સદાચારના પડે છે; અને કેટલાક પ્રસંગે આ સમુદાયો એક બીજાના વિરોધી હોય છે; એટલે એક જાતનો સદાચાર જ્યાં હોય ત્યાં બીજી જાતનો ન જ હોઈ શકે એમ તો નથી બનતું, પણ એક જ્યાં આગળ પડતો હોય છે ત્યાં બીજા દબાએલા રહે છે. ઔદ્યોગિક કાળમાં સંતોષ મુખ્ય સદાચાર થઈ શકતો નથી. લડાયક જમાનામાં તાબેદારી અને અત્યાચાર પ્રત્યે શાંતિ રહી શકતી નથી; તેમ જે જમાનામાં લોકો આસ્તિક વધારે હોય છે તે જમાનામાં બુદ્ધિ–વિષયક સદ્‌ગુણો કેળવી શકાતા નથી; છતાં આ દરેક સંજોગો પોતાના કોઈને કોઈ ખાસ સદ્‌ગુણોને ખીલાવી શકે છે. નીતિના ભિન્ન ભિન્ન નમુનામાં વિવિધ જાતની સુંદરતા રહેલી હોય છે, અને આ વિવિધતાનો આધાર, જે સદ્‌ગુણો તે નમુનામાં તત્ત્વભૂત હોય છે તેમનો કરતાં તેમના મિશ્રણના પ્રમાણ ઉપર વધારે રહેલો છે. સોક્રેટિસ, કેટો, અને મતફ્રાન્સિસ–એ બધાના આચરણ સુંદર છે, પણ દરેકના આચરણની સુંદરતા એક બીજાથી અત્યંત ભિન્ન છે. અહીં ઓછી-વધતી સુંદરતાનો પ્રશ્ન નથી, પણ તેમાં જાતિ–ભેદ જ રહેલો હોય છે. એકમાં નીતિની જે સુંદરતા છે તે બીજામાં નથી, અને બીજામાં છે તે પહેલામાં નથી હોતી. પ્રાચીન સ્ટૉઇક અને અર્વાચીન અંગ્રેજમાં મગરૂરીનું તત્ત્વ મુખ્ય છે. સાધુમાં દીનતાનું તત્ત્વ મુખ્ય હોય છે; અને આ મુળીઆ-

માંથી સદાચારના ભિન્ન ભિન્ન પુષ્પો ખીલી નીકળે છે. સ્ત્રીમાં સદ્‌ગુણ ગણાય અને પુરૂષમાં દુર્ગુણ ગણાય એવો ગુણ કોઇ નથી; પરન્તુ સંપૂર્ણ સ્ત્રીમાં સદ્‌ગુણોની જે વ્યવસ્થા હોય છે તે અપૂર્ણ પુરૂષને માટે કેવળ અનુચિત થાય છે. મતલબ કે સ્ત્રી અને પુરૂષના સદ્‌ગુણ સમાન હોવા છતાં કેટલાકમાં સ્ત્રીઓ ખાસ કરીને દીપી નીકળે છે, અને કેટલાકમાં પુરૂષો ખાસ કરીને દીપી નીકળે છે. શારીરિક સુંદરતાની બાબતમાં પણ એમજ છે. પુરૂષની સુંદરતામાં સ્ત્રીની સુંદરતા હોતી નથી; બાળકની સુંદરતા પ્રૌઢ મનુષ્યના કરતાં જૂદા જ પ્રકારની હોય છે; દક્ષિણી સ્ત્રીઓની સુંદરતા અને ગુજરાતની સ્ત્રીઓની સુંદરતામાં ભેદ હોય છે. ચેહેરાના સઘળા નમુના જેમ સુંદર નથી હોતા, તેમ આચરણના બધા નમુના સારા નથી હોતા; પરતુ જેમ સુંદરતાના ભિન્ન ભિન્ન પ્રકાર હોય છે, તેમ સદાચારના નમુના પણ ભિન્ન ભિન્ન હોય છે.

આ અતિ અગત્યના સત્ય વિષે બીજી રીતે બોલીએ, તો હકીકત એમ છે કે જો કોઇ માણસમાં કોઇ એક સદાચારની ખામી જણાય તો તે ઉપરથી એમ સિદ્ધ થતું નથી કે બીજી બાબતમાં પણ તે નીતિમાન અને સદાચારી નથી હોતો. છતાં દરેક જમાનાના આચરણના નમુનામાં કોઇ એક સદાચાર એવો રહેલો હોય છે કે જેના ઉપર લોકોની દૃષ્ટિ ખેંચાએલી રહે છે, અને જે માણસ તે સદાચાર ઉપર બીલકુલ લક્ષ આપતો નથી તે માણસ પોતાની નૈતિક કેળવણીનો કેવળ બેદરકાર રહે છે એમ કહેવામાં કાંઇ અડચણ નથી. અર્થાત્ આ મૂળભૂત સદાચાર તો દરેક માણસમાં હોવોજ જોઇએ. દરેક જમાના, દરેક પ્રજા અને મનુષ્યના દરેક વર્ગમાં આ મૂળભૂત સદાચાર ભિન્ન ભિન્ન હોય છે. પ્રાચીનકાળનાં મોટા પ્રજાસત્તાક ગણ્યોમાં તે સદાચાર સ્વદેશાભિમાન હતો, કારણ કે તેમની નજરમાં રાજ્યના હિતમાં સર્વ કર્તવ્યો સમાઇ જતાં હતાં. આપણામાં પ્રજાકીય કલ્યાણની કેવળ બેદરકારીની સાથે બીજા ખાનગી સદાચાર કદાચ ભાગ્યે રહેતા હશે. મધ્યના કાળમાં, અને કાંઇક જાદે રૂપે ગૌર્થોલિન નારી-પૂજાના સમયમાં ભક્તિપૂર્વક આજ્ઞા-

સદાચારી માણસમાં ઘણી વખત નથી હોતો. ઔદ્યોગિક સમયના સદાચાર સત્ય અને પ્રમાણિકતા છે. સ્ત્રીઓનો મૂળભૂત સદાચાર પાતિવ્રત્ય છે, પણ પુરૂષોનો તે ભાગ્યે જ ગણાય છે; અને સ્ત્રીઓમાં પણ તે સઘળા જમાનામાં તેવો ગણાયો નથી, અને કેટલાક દેશમાં હાલ પણ તેવો તે ગણાતો નથી. દરેક જમાનાનો આ મૂળભૂત સદાચાર શોધી કાઢવો એ ઇતિહાસવેત્તાનું અતિ અગત્યનું કામ છે, કારણ કે તેથી બીજા બધા સદાચારોની પદવી નક્કી થઇ જાય છે.

ઉપર જે સઘળું કહ્યું તે ઉપરથી સહજ સમજાશે કે કોઇ એક ચારિત્ર્યને નમુના રૂપે આગળ કરી તે પ્રમાણે ખાસ વર્તવા લોકોને કહેવું એ ઘણું જોખમ ભરેલું છે. કોઇ પાત્ર કિંવા ચારિત્ર્ય પોતાની જાતમાં ગમે તેટલું ચઢીઆતું હોય; પરન્તુ કોઇ એક પાત્રમાં સંપૂર્ણતાના સઘળા નમુનાને સમાવી લેવાની શક્તિ હોતી નથી; કારણકે હવે આપણે જાણીએ છીએ કે કોઇ નમુનાની સંપૂર્ણતાનો આધાર જે સદ્ગુણોમાંથી તે રચાય છે તેમના ઉપર હોય છે એટલુંજ નહિ, પણ તે સદ્ગુણોની ક્રમિક અગત્યતા અને વ્યવસ્થા ઉપર રહેલો છે. તેથી કરીને પોતાના જમાનાને જે નૈતિક નમુનો અત્યંત જરૂરનો છે અને જે નમુનો માણસોની મોટામાં મોટી સંખ્યાને ઉપયોગી થાય છે તે નમુના પ્રમાણે બરાબર જેનું આચરણ રહે છે તે માણસ તે સમયમાં સંપૂર્ણ નીતિમાન ગણાય છે. સ્ટૉઇક નીતિના નમુનામાં શૌર્યયુક્ત ગુણોની પૂજા થતી હતી, તો ખ્રિસ્તિ નમુનો મિલનસાર પ્રેમી ગુણોને પૂજ્નીય લેખતો હતો; અને સ્ટૉઇક મત કરતાં ખ્રિસ્તિ ધર્મ સુધારાનો અધિષ્ઠાતા થવા વધારે યોગ્ય હતો તેનું આ પણ એક કારણ છે; કારણકે સમાજ જેમ જેમ વ્યવસ્થિત અને સુધરેલો થતો જાય છે, તેમ તેમ આ નિડરતાને ઓછો ઓછો અને મિલનસાર ગુણોને વધારે વધારે અવકાશ મળતો જાય છે.

જે નૈતિક અસહિષ્ણુતાને લીધે સઘળાં ચારિત્ર્યોને એક નમુનાનાં બનાવવા માણસોએ પ્રયાસ કર્યો છે તે અસહિષ્ણુતાના ઇતિહાસની ઘટતી-

તપાસ પણ હજી સુધી થઈ નથી પોતાની રુચિ કે ખુબી માણસને સર્વોત્તમ લાગે એ સ્વાભાવિક છે. અને તેથી પોતાના માપથી બીજાને એ માપવા લાગે છે અને જે તેનાથી ભિન્ન હોય તને અપૂર્ણ, હલકુ, કે થોડી કિંમતનુ ગણે છે સામાન્ય રીતે આ બાબતનો ખુલાસો લોકો મિથ્યાભિમાનથી કરે છે, પણ ઘણાખરા પ્રસગે તો તેનું કારણ કલ્પનાની નિર્બળતા જ હોય છે, કારણકે ઘણાખરા માણસોને પોતાથી કેવળ ભિન્ન ચારિત્ર્ય સમજતાં ઘણીજ મુશ્કેલી લાગે છે લાગે માણસ સામાન્ય રીતે પોતાની જાતિના ઘણા અપૂર્ણ માણસ પ્રત્યે ઘણી દીલસોજી બતાવી શકે છે; પરતુ એ જ માણસ પ્રમાણમા વધારે સપૂર્ણ પરજાતિના માણસ પ્રત્યે એટલી દીલસોજી બતાવી શકતો નથી. ઐતિહાસિક કારણો કે સ્વાર્થની પ્રાસગિક ભિન્નતાની સાથે, આ પણ પ્રજા પ્રજાની વચ્ચે ગાઢમૈત્રી જામતી નથી તેનુ એક કારણ છે વિશેષે કરીને જ્યા જાતિ—ભેદ અને પ્રજા—ભેદ સાથે હોવાનો યોગ બને છે ત્યા આ કારણ બહુ પ્રબળ માલમ પડે છે.

દરેક પ્રજામા સદાચારનો ભિન્ન ભિન્ન નમુનો પ્રચલિત હોય છે અને દરક પોતાના સદ્ગુણને વખાણી પોતાના પાડોશીના દુર્ગુણને વખોડે છે. આમ 'સેરી રહેવુ અને ભાડણા કરવા' એવો પ્રકાર થઇ જાય છે અને તેથી પ્રજા પ્રજામા ઘણી કડવાશ આવે છે સમજુ માણસો એ સ્થિતિમાથી તુરત મુક્ત થઈ જાય છે એ વાત ખરી છે, પરતુ સામાન્ય લોકો તો એવી જ સ્થિતિમા રહે છે.

દરેક માણસની વર્તણુકને આધાર કાઇક તેના પોતાના સ્વભાવ ઉપર અને કાઇક આસપાસના સજોગો ઉપર રહે છે સમાજના પ્રચલિત વિચારને કાઇક પણ માન આપ્યા વિના માણસને ચાલતુ નથી લડાયક સમયમા નરમાશ અને ગરીબાઇની હાંસી થાય છે અને તેથી તે ગુણોને તે સમયમા ખીલવાનો અવકાશ રહેતો નથી તેથી બાહ્ય સજોગોની અનુકૂળતા થયા વિના નવા સદાચારનો પ્રવેશ સમાજમા એકદમ કરાવી શકતો નથી તેથી કરીને આપ રીતરિવાજનો નવો સુધારો દાખલ કર્યા પેહેલાં માણસોને પ્રથમ તે

વિચારમા કેળવવા જોઇએ, તેમને નેથી પરિચિત કરવા જોઇએ, લોકોના અભિપ્રાય ફેરવી તેમ કરવાની તેમની ફરજ છે એવુ તેમને ગળે ઉતારવુ જોઇએ. આમ કર્યા સિવાય સુધારો કરવામાં કોઇ માણસને માનના પ્રાપ્ત થશે નહિ. સમાજ અનુકૂળ હોય તો માણસની પ્રકૃતિ ખીલી નીકળે છે અને તેનું ઉચ્ચ શિખર એ પ્રાપ્ત કરી શકે છે. તેથી કરીને સંજોગોના ફેરફારની સાથે સદાચારના દૃષ્ટિબિંદુ પણ બદલાતાં જાય છે અને તેથીજ કરીને નીતિનો ઇતિહાસ લખવો અભવિત બને છે અને સામાન્ય ઇતિહાસમા એને સંકલિત કરી દેવો જોઇએ. જે ધર્મના નીતિવિચાર જમાનાને અનુકૂળ હોય તે જ ધર્મ નીતિનો ઉપદેશક થઈ શકે છે, અને જે તત્વો તેમા અનુકૂળ નથી હોતા તેમના પ્રત્યે લોકો બેદરકાર રહે છે

આમ મનુષ્યના નૈતિક આચરણનાં આવશ્યક તત્ત્વો બે છે પ્રકૃતિ અને સંજોગ તેમાથી સંજોગોના નિયમો વિષે આપણે ઘણુ જાણીએ છીએ. રાજકીય, સામાજીક અને બુદ્ધિ વિષયક કારણોની ચારિત્ર્ય ઉપર કેવી અસર થાય છે તે સંબંધી આપણને ઘણું જ્ઞાન થયુ છે પરંતુ આપણી પ્રકૃતિનું નિયમન કયા કાયદાથી થાય છે, અને વ્યક્તિઓની અને મનુષ્યની જાતિઓની સ્વાભાવિક નૈતિક વિધવિધતા કેટને દરજ્જે અને કયા કારણથી થાય છે તે સંબંધી આપણે ભાગ્યે જ કાઇ જાણીએ છીએ તથાપિ વૈદક શાસ્ત્રના અભ્યાસથી જેમ જેમ જૂદા જૂદા નૈતિક પૂર્વ-વર્ણોના શારીરિક કારણો જણાતાં જશે, તેમ તેમ આ બાબતમા આપણને વધારે વધારે જ્ઞાન હસ્તગત થતું જશે. તેથી વૈદકશાસ્ત્રનો અભ્યાસ વધારવાની બહુ જરૂર છે હજી સુધી આ શાસ્ત્ર કેવળ અજમાયશ અને પ્રયોગની દશામા રહેલુ છે. પરતુ વરાળયન્ત્રાદિમાં માણસો મચ્યા રહ્યાં છે એમ જો આ શાસ્ત્રમા તે મચ્યા રહે તો તેમાથી ઘણું જાણવાનુ મળી આવશે. કેટલાક અસાધ્ય રોગોના કારણની હજી આપણને કાંઇ માહિતી નથી, અને વૈદક સારવાર નિશ્ચયાત્મક નથી એ વાત સૌ સ્વીકારે છે. શ્વસન ક્રિયાનું વૈદુ હજી બાલ્યાવસ્થામા છે અને છતા તે ક્રિયાથી ઘણા રોગો આપણને થાય છે અને ઘણા મટે છે વીજળીમાં રહેલી વૈદક શક્તિનો શોધ હજી લગભગ

જરાએ થયો નથી. હાલના સમયમાં બેભાન કરનારી દવાની શોધથી અતિ અગત્યનો પ્રદેશ ખુલ્લો થયો છે; અને શરીરની અમુક અવસ્થામાં આજ્ઞા સૂચનથી લાગણીઓ અને મનોભાવના આખા પ્રવાહને મરજી માફક ગમે તે દિશામાં વાળી શકાય છે એ વાત હવે સિદ્ધ થવાથી માણસ જાતનું દુઃખ ઘણું ઓછું થઈ શકશે. પરંતુ મનુષ્યના ખરા સુખનો આધાર આપણા સ્વભાવના શારીરિક અને નૈતિક વિભાગનો અરસપરસ સંબંધ કેવો છે તેના જ્ઞાન ઉપર રહેલો છે; અને તેથી નૈતિક રોગોનો શાસ્ત્રીય અભ્યાસ થવો જોઇએ છીએ. મધ્ય સમયના સાધુઓના ઉપવાસ અને રક્તસ્રાવ, કામ ક્રોધાદિ વિકારોને શાંત કરે કે ઉત્તેજીત કરે એવાં ઓસડો, જ્ઞાનતંતુઓના રોગના ઉપચાર, ગાંડપણ અને અંડ છેદનથી થતી નૈતિક અસર, મસ્તક-વિદ્યાની શોધો, શરીરના વિકાસની સાથે આવતા નૈતિક ફેરફાર અને વિકાર, કયા કયા રોગથી માણસનું ચારિત્ર્ય બદલાઈ જાય છે અને પછી માનસિક શક્તિઓ પણ રૂપાંતર પામી જાય છે તે—આ બધી બાબતો તે શાસ્ત્રના વિષયો છે. શરીર અને મનની એક બીજા ઉપર અસર થાય છે એ વાત તો જડવાદની વિરૂદ્ધ બોલનારાઓને પણ સ્વીકારવી પડે છે. મનના ત્વરિત ખળભળાટથી નાડી ઝડપથી ધબકવા માંડે છે અને ગાલમાં ફિક્કાશ કે લાલી આવે છે; અને ધાસ્તીને લીધે માણસને મરકી કે કોલેરા ન થતાં હોય તો પણ થાય છે. આમ મનની અસર શરીર ઉપર થાય છે. અને શરીરની અસર મન ઉપર થાય છે તેના તો અનેક દાખલા મળી આવે છે. આ અસર આપણા નૈતિક બંધારણના બધા ભાગ પર્યન્ત પહોંચતી હોય તો તે પણ સંભવિત છે; અને દરેક શારીરિક કારણને અનુરૂપ હોઇને કોઇ મનોવિકાર કે મનનું ખાસ વલણ હોય તો તે બને એવી વાત છે, અને આ કારણોનું જો આપણને જ્ઞાન હોય તો શરીરના રોગની પેઠે નૈતિક રોગોની પણ ચિકિત્સા કરી તેમના ઉપચાર આપણે કરી શકીએ. આમ વ્યાવહારિક લાભ તો તેથી થાય જ; પણ ઉપરાંત શાસ્ત્રની દૃષ્ટિએ પણ તેથી લાભ જ થાય; કારણ કે આપણા નૈતિક ગુણોના કારણ-સંબંધ ઉપર તેથી નવું અજવાળું પડશે, આબોહવાની નૈતિક અસર

કેરી થાય તેનું વધારે સંપૂર્ણ વર્ણન કરવા આપણે શક્તિમાન થઈશુ. અને જાતિની અસરનો મહાન્ પ્રશ્ન છટાદાયી નિરીક્ષણના ખ્યાલનો વિષય નહિ રહે પણ પ્રયોગના પાકા પાયા ઉપર પછી તેનો આધાર રહેશે આ પ્રમાણે ઇતિહાસકારના પરિશ્રમમા તે પૂરતી રૂપ થશે

પરંતુ આ બધુ બને ત્યારે ખરૂ અને તેમનું વિવેચન આ ગ્રથમાં આવતુ પણ નથી આચરણ ઉપર બાહ્ય સજોગોની અમરની રેખા દોરવી, જૂદા જૂદા જમાનામા પરમપ્રામન્ય તરીકે આગળ ધરાએના નૈતિક નમુનાને તપાસી જોવા, વ્યવહારમા કેટને અશે તેમનું પાલન થયુ હતું તે બતાવવુ, અને કેવાં કેવાં કારણોથી તે નમુના મર્યાદિત થયા, નિર્બળ થયા કે નાશ પામ્યા, ઇત્યાદિ બાબતો આ ગ્રથના ઉદ્દેશ છે

## પ્રકરણ ૨ જું.

### વિધર્મી મહારાજ્ય

ગ્રીસ અને રોમનો પ્રાચીન સુધારો યુરોપની અર્વાચીન પ્રગતિનુ મુખ્ય મૂળ છે પરંતુ પ્રાચીન ગ્રીસના પૌરાણિક ધર્મે નૈતિક આચરણને કાંઇ પણ પ્રોત્સાહન આપ્યુ નથી હોમર ઇત્યાદિ કવિઓના ગ્રથોમા દેવ દેવીઓની અનેક વાતો કહી છે એ વાત ખરી પરંતુ તત્ત્વવેત્તાઓના તર્ક અને કટાક્ષ આગળ અનેક-દેવ-વાદ ટકી શકો નહિ, અને પરિણામે ગ્રીસમા સશયાત્મવાદ ઉભો થયો, અને પીરોના અનુયાયીઓ કહેવા લાગ્યા કે માનુષી કે દૈવી-કોઇ પણ જાતનુ જ્ઞાન આપણને થઈ શકે એમ જ નથી

બુદ્ધિના વિકાસનુ પ્રથમ ફળ વિચારકોને સંશયાત્મવાદી બનાવવાનું હોયછે, અને રોમના પ્રજાસત્તાક રાજ્ય અને મહારાજ્યનો સમય એ અસરમાથી મુક્ત રહ્યો નથી. ગ્રીસના સસર્ગથી રોમમાં બે મત પેદા હતા.

એપિક્યુરસનો મત અને સ્ટૉઇક મત લેથી. તે સમયના કેટલાક વિચારકો એપિક્યુરસના અનુયાયીઓની પેઠે જડવાદી અને નાસ્તિક હતા, અને કેટલાક સ્ટૉઇક મત વાળાની પેઠે અને પ્લેટોના અનુયાયીઓની પેઠે શુદ્ધ ચૈતન્યવાદી અને આસ્તિક હતા. જડવાદીઓ કહેતા કે ધાસ્તીને લીધે લોકો દેવોનું અસ્તિત્વ માને છે; સૃષ્ટિના ક્રમમાં ચતુર યોજના કે દુરઅંદેશી જેવું કશું નથી. પરમાણુના સમેલનથી સૃષ્ટિ એની મેળે ઉપજે છે, અને ક્રમે કરીને જીવ–સૃષ્ટિ એની મેળે થાય છે; માટે ધર્મ ભાવનાનો કોઈ પણ પ્રકાર માત્ર કલ્પનાનો ભ્રમ જ છે. ચૈતન્ય વાદીઓ ઇશ્વરનું અસ્તિત્વ સ્વીકારતા, પણ સર્વાત્મવાદની પેઠે જગત અને ઇશ્વરનો અભેદ માનતા; જગતમાં દુરઅંદેશી તેઓ માનતા, પણ પૌરાણિક દેવોને તુચ્છ ગણી તેમની કથાઓ સમજાવી દેવોનો પ્રયાસ કરતા. પ્લિનિ કહેતો કે સૃષ્ટિ અને આકાશમાં બધી વસ્તુઓ સમાઇ જાય છે; માટે તેમને જ અનાદિ, અનંત, વિભુ અને અવિનાશી ઇશ્વર ગણવો જોઇએ; અને તેથી વિશેષ માણસથી જાણી શકાય એમ નથી. અને તેથી વિશેષ શોધવામાં લાભ પણ નથી. સિસેરોએ આ ઇશ્વરને જડ નહિ પણ અવિકારી ચૈતન્ય માન્યો. સેનિકાએ તેને ઇંદ્ર કહી જગતનો સ્વામી અને આદિ કારણ માન્યો. કેટલાક સ્ટૉઇક લોકો કહેતા કે જ્યારે દેવ, માનવ અને આખું જગત આદિ ચેતનમાં વિલય પામશે ત્યારે તે પ્રભુ જ માત્ર સર્વ શક્તિમાન રહેશે. અર્થાત્ દેવદેવીઓની ધાસ્તી રાખવાની કાંઇ જરૂર નથી. આવો વિચાર પ્રસરતાં દેવ–વાણી ઉપરથી પણ આસ્થા ઉઠી ગઇ, અને ભવિષ્ય–કથનનો પ્રચાર ઓછો થઇ ગયો. વ્યવહારમાં સફળ થાઓ વા ન થાઓ, પણ મનુષ્ય–જીંદગીનું સાર્થક તો પોતાનું કર્તવ્ય કરવામાં જ છે; પોતાના સદાચારથી જ માણસને અંતરમાં સંતોષ રહેવો જોઇએ: તેથી પોતાના નસીબમાં ભાગ્યની બક્ષીસ છે કે કેમ ? તે જાણવા દેવ–વાણીનો આશ્રય માણસે શા માટે લેવો? અનીતિમાન દેવો નીતિમાન માણસને શું કહેવાના કે આપવાના હતા ?

પરંતુ આ ઉપરથી એટલુંજ સિદ્ધ થાય છે કે તત્વચિંતકોના વિચાર સામાન્ય જનમંડળના વિચારથી ઘણા જૂદા હતા. તે વખતે છાપવાની

કળા અસ્તિત્વમાં આવી નહોતી, અને ખ્રિસ્તિ ધર્મનો ઉદય હજી થયો નહતો. તેથી તત્વજ્ઞો અને જનસમૂહના વિચારો વચ્ચે અંતર પડ્યું રહ્યું હતું. એટલા માટે રોમનં લોકોનું નૈતિક જીવન કયા મૂળમાંથી વધ્યું છે તેની શોધ આપણે અન્ય સ્થળે કરવાની રહે છે. વળી તત્વજ્ઞોના વિચાર રોમના રાજ-ધર્મ સાથે પણ મળતા આવતા નહોતા. રોમનો ધર્મ રાજકીય હતો. અને આ ધર્મનો પોતાના અંતરમાં અનાદર છતાં પણ તત્વચિંતકો જાહેરમાં તે ધર્મ પાળતા અને તેના બચાવમાં દલીલ પણ કરતા કે ઇશ્વર તો એકજ છે, પણ તેને ઓળખવાના રસ્તા જૂદા જૂદા હોય છે. વર્તુળના મધ્યબિંદુએ બધી ત્રિજ્યાઓથી જઇ શકાય છે, અને જે ધર્મથી સદાચારમાંથી પ્રવૃત્તિ થતી હોય તે ગમે તેવો ભૂલ ભરેલો હોય પણ તે સારો જ છે. સ્વધર્મ શ્રેષ્ટ જ છે. સ્ટૉઇક લોકો પણ કહેતા કે દરેક માણસે પોતાના દેશની ધર્મ-ક્રિયાઓ બરાબર કરવી જોઇએ.

પરંતુ રોમના રાજકીય ધર્મથી સાર્વજનિક આચરણનું નિયમન સુવ્યવસ્થિત થતું હતું એ ખરૂં, છતાં તે ધર્મ નૈતિક ઉત્સાહનું સ્વતંત્ર મૂળ રહિ થયો નહોતો. એ ધર્મની ઉત્પત્તિ રાજ્યથી હતી અને રાજકીય વૃત્તિને લીધે તેનું પાલન થતું હતું. રોમના દેવો ઘણું કરીને જૂદા જૂદા સદાચારનાં સાદાં રૂપક માત્ર હતા; અથવા વેપાર ઉદ્યોગના જૂદા જૂદા ખાતાની સભાળ રાખવા કલ્પેલા ફિરસ્તા હતા. આ ધર્મ પ્રમાણે પ્રતિજ્ઞાઓ પવિત્ર ગણાતી, કેટલાક સદાચારો કાયદાએ ખાસ પવિત્ર માન્યા હતા અને તેમનાં દૃષ્ટાંતોની નોંધ રાજ્ય તરફથી ખાસ લેવાતી; તેના સ્થાનિક સદાચારને લીધે સ્વદેશાભિમાન દૃઢ થતું હતું: મુએલાંની પૂજા થતી હોવાથી આત્માના અમરત્વની ઝાંખી ઝાંખી માન્યતા આવી હતી; કુટુંબમાં તેને લીધે પિતાની સર્વોપરી સત્તા રહી હતી; અને લોકોનાં વર્તન એકંદરે સાદાં, ભક્તિમાન અને સર્વોપરિ સત્તાને અધીન રહેનારાં થયાં હતાં. છતાં એ ધર્મ સાવ સ્વાર્થી હતો. તેની મતલબ આબાદી પ્રાપ્ત કરવી, સંકટ દૂર કરવાં અને ભવિષ્ય જાણવું-એટલી જ હતી. પ્રાચીન રોમે પરાક્રમી પુરૂષો ઘણા ઉપજાવ્યા છે, પણ કોઇ સંત પેદા કર્યો નથી, એનો આત્મભોગ સ્વદેશા-

ભિમાની હતો, ધાર્મિક નહોતો; અને જો કે તેની ધર્મ ક્રિયામાં મિશ્રિત થઇ કેટલાક ઉંચા સદાચાર લોકોમાં દઢ થયા હતા, અને તેથી લોકોનાં જીવન એકંદરે સારાં અને ગંભીર બન્યાં હતાં, પણ એ ધર્મથી ઇશ્વરીક પ્રેરણા કદિ કોઇને થઇ નહોતી.

પરંતુ આ સાદુ અને ગંભીર જીવન પણ, પ્રજાતન્ત્રના અસ્તકાળમાં અને સાર્વભૌમ રાજ્યના ઉદયકાળમાં, તેમનામાં રહ્યું નહિ; કારણ કે રોમન લોકો જેમ જેમ વિજય કરતા ગયા, તેમ તેમ તેમનામાં મોજશોખ અને વિલાસની વૃત્તિ વધતી ગઇ. પ્રજાતન્ત્રની મામાછૂક અને રાજકીય વ્યવસ્થા તદ્દન ઉંધી વળી ગઇ, માંહેમાંહે વિગ્રહ થવા લાગ્યા, નવા નવા પરદેશીઓના આગમનની સાથે તત્વજ્ઞાનના નવા નવા સિદ્ધાંતો, રીતરિવાજ અને દેવોના વિચાર દાખલ થવા લાગ્યા, અને તેથી કરીને સદાચારનાં જૂનાં બધનો અદૃસ્ય થઇ ગયાં: ધર્મને લીધે નીતિ ઉપર જે છાપ પડી હતી તે લગભગ ભુંસાઇ ગઇ: પૂજ્ય બુદ્ધિનો નાશ થયો અને લોકો દેવને પથરા મારવા લાગ્યા. અધુનામાં પૂરૂ, દેવને બદલે પાદશાહ પોતે જ પૂજાવા લાગ્યા. આથી વિશેષ ધર્મની ભ્રષ્ટ દશા પછી શી હોય! મંદીરમાં જે દેવની પૂજા થતી તે જ દેવની નાટકશાળામાં હાંસી થતી. લોકો વેહેમી મટયા નહોતા, પણ નવા નવા ધર્મ તેઓ માનવા લાગ્યા હતા અને મતર જંતરનો વેહેમ વધી પડયો હતો. દેવોનું અસ્તિત્વ લોકો સ્વીકારતા નહિ, છતાં ભવિષ્ય-કથન, શુકન, સ્વપ્ન અને દૈવી ચમત્કારમાં તેમની સંપૂર્ણ શ્રદ્ધા હતી. ધુમકેતુ, ખરતા તારા, ધરતીકંપ કે વિલક્ષણ જન્મની કાંઇક ગુપ્ત અને જાદુઇ અસર ધારવામા આવતી અને તેથી લોકોનું કોઇક પ્રકારે અનિષ્ટ સૂચન થતું મનાતુ, અને મદવિદ્યાનું વજન વધી પડયું. આવા ધર્મમાં નીતિના ઉપદેશક થવાનું સામર્થ્ય હોતુ નથી. તેથી કરીને હવે તત્વજ્ઞોના સિદ્ધાંત પ્રતિ જ દૃષ્ટિ કરવાની રહે છે. અને ગ્રીસના સંસર્ગથી એ મત રોમમાં દાખલ થયા હતા એ વાત આપણે ઉપર કહી છે.

હવે પોતાના સ્વભાવ ઉપરથી માણુમ પોતાનો સિદ્ધાંત રચે છે. કોઇ માણસ આકરો, કડક અને સીધો, મનોનિગ્રહ વાળો, હિમ્મતવાન, માત્ર

કર્તવ્યની જ બુદ્ધિવાળો, મ્હોટો આત્મભોગ આપવાનો ઉત્સુક, બીજાની નિર્બળતા સહન કરી ન શકે એવો, સાધારણ વ્યવહારમાં પણ સખત અને છીણાવટ વાળો, પ્રસંગ આવ્યે આચરણમાં દિવ્ય ભવ્યતા આચરનારો, અને પોતાના સિદ્ધાંતને તજવા કરતાં મરવું સારૂં એવા દૃઢ નિશ્ચયવાળો, હોય છે. આવા માણસને સ્ટૉઇક સમજવો. વળી બીજો કોઇ શાંત સ્વભાવનો, ચાલે છે તેમ ચાલવા દે એવો, મિલનસાર, નમ્ર, ભલો, વાળીએ તેમ વળે એવો, મિત્રતાની લાગણી વાળો અને દુશ્મનોને ક્ષમા કરે એવો, અંતરમાં સ્વાર્થી પણ બની શકે ત્યાં પોતાની વૃત્તિઓની તૃપ્તિ સાથે બીજાની તૃપ્તિ પણ ઇચ્છવાવાળો, ઉત્સાહમાં મંદ અને વેહેમને પ્રતિકૂળ, ગુપ્ત અને ગૂઢ વાતોથી અલગ રેહેનારો, ચારિત્ર્યના ઉંડાણ અને આત્મભોગની શક્તિ રહિત, છતાં આનંદ કરવા કરાવવામાં કુશળ અને જીંદગીમાં આનંદી અને ખુશમીજાજી રહે એવો હોય છે. આ માણસને એપિક્યુરિયન સમજવો. સ્ટૉઇક આંતરવાદીને મળતો આવે છે: એપિક્યુરિયન જનહિતવાદીને મળતો આવે છે. પ્રથમ પ્રકારનો માણસ સ્વાભાવિક રીતે જ આત્મસંયમને સૌથી મોટો સદાચાર ગણશે, અને બીજા પ્રકારનો માણસ આત્મભોગ કરતાં કોમળ અને મીલનસાર ગુણોને વધારે પસંદ કરશે.

આમ ચારિત્ર્ય ઉપરથી માણસના અભિપ્રાય બંધાય છે એ વાત ખરી, પણ ચારિત્ર પોતે જ દેશના સામાન્ય સંજોગોથી બંધાય છે. જે દેશના સંજોગ રસિક, ચતુર અને ઇંદ્રિયજન્ય વિલાસને વધારે અનુકૂળ હશે, તે દેશની પ્રજા મેહેજે એપિક્યુરસનો મત ગ્રહણ કરશે. પરન્તુ રોમન પ્રજાના સંજોગો એવા હતા કે જેને લીધે મૂળથી જ તે પ્રજા આચરણમાં સ્ટૉઇક નમુનાને મેળવનારી થઇ હતી, શરૂઆતથી જ તે પ્રજાને લડાયક થવું પડયું હતું અને રહેવું પડયું હતું. તેથી એ પ્રજામાં લડાઇનો ઉત્સાહ અને સ્વદેશાભિમાન પ્રથમથીજ આવ્યાં હતાં. અને આ આચરણોને અનુકૂળ આવે એવો સ્ટૉઇક સિદ્ધાંત તો તેમને પછી મળી ગયો.

હવે રણસંગ્રામમાં હમેશાં આત્મ-ભોગની વૃત્તિ બહુ કેળવાય છે. લડાઇ માણસોને મરતાં શીખવે છે, આગ્રહ અને ઉત્સાહનાં કાર્યોથી પરિચિત રાખે

છે; અને સ્વાર્થ-ત્યાગ કરી એક બીજાની સાથે રહી કામ કરતાં, બીકને મારતાં અને રાગદ્વેષ ઉપર દૃઢ કાબુ રાખતાં, શીખવે છે. સ્વદેશાભિમાનથી પણ જીવનની દૃષ્ટિ-મર્યાદા વિસ્તૃત થાય છે; સમાજને માટે માણસો પોતાના સ્વાર્થનો ભોગ આપે છે અને આબરૂને અર્થે જીવન જીવાય છે. પોતાના દેશમાં થઇ ગએલા વીરનરોના ગુણગાનથી માણસોનાં મન ઉત્સાહી રહે છે અને દેશને માટે જાન આપવા તૈયાર થાય છે. આ બધા પ્રકારે રોમનપ્રજા કેળવાઇ ગઇ હતી, અને સ્વદેશાભિમાન તેમનામાં બહુ આગળ પડતો સદાચાર ગણાતો હતો. અને સાર્વ-ભૌમ રાજ્યના લાંબા સમયમાં મુલકી અને લશ્કરી વ્યવસ્થા તેમના હાથમાં રહી હતી, જેથી રોમન પ્રજા ચારિત્ર્યમાં ઉચ્ચગ્રાહી અને મગરૂર થઈ હતી.

આ પ્રમાણે રોમનો સદાચાર સ્ટોઇક નમુનાનુ સ્વરૂપ ધારણ કરે એવા તત્ત્વો તે સમયના સંજોગમાં હતાં. અને આ તત્ત્વોથો ઉપજી આવતા પૂર્વ-વલણને દૃઢ કરે એવું એક બીજું તત્ત્વ પણ તેમનામાં પ્રચલિત હતું. અને આ તત્ત્વ નીતિના ઉપદેશમાં જીવન ચરિતનો જે ઉપયોગ તેઓ કરતા હતા તે છે. ખ્રિસ્તિઓ નૈતિક આચરણમાં યાહુદીઓ કે સતો જેવા અલૌકિક પુરૂષોનાં દૃષ્ટાંતો નજરમાં રાખતા, અને તેથી તેમના સાર્વજનિક જીવનનો નમુનો જેમ બને તેમ નષ્ટ થઇ જતો, કારણ કે એવા પુરૂષોના જીવનો સામાન્ય મનુષ્યોનાં જીવનોથી બહુ જૂદા પ્રકારનાં હતાં. પરન્તુ ગ્રીક અને રોમન લોકો પોતાનાજ દૃષ્ટાંતિક સ્વદેશીઓના લૌકિક ચારિત્ર્યનો દાખલો લેતા. અને તેમનું અને આ દૃષ્ટાંતિક સ્વદેશીઓનું નૈતિક વાતાવરણ, જીવનના ઉદ્દેશ, આબરૂનો પ્રદેશ અને કાર્યનું ક્ષેત્ર-એ બધાં તેના તેજ હોવાથી, ઇતિહાસની ઉપદેશાત્મક અસર તેમના ઉપર કોઇ અલૌકિક પ્રકારની થતી. નીતિના વિષય ઉપર દરેક લખનાર, જૂદા જૂદા અનેગમાં જૂદા જૂદા ઉત્તમ પુરૂષો કેવી રીતે વરત્યા હતા તેનું વર્ણન કરવું એ પોતાનું પ્રથમ કર્ત્તવ્ય ગણતો હતો: અને પોતાની મુશ્કેલીના પ્રસંગે લોકો એ ચરિત્રનો ઉપયોગ કરતા હતા: અને ફલાણે ફલાણો, ફલાણા ફલાણા

સંજોગમાં આમ વરત્તો હતો માટે આરે પણ તેમ કરવું એવો ઉપદેશ લોકો તેમાંથી ગ્રહણ કરતા હતા.

ઇતિહાસની અસર ઉત્તમ મનુષ્યોનાં મન ઉપર બદલાઇ ગએલા સમયમાં પણ કેવી થાય છે એ આથી વાતો ઉપરથી સ્પષ્ટ થાય છે. એટલા માટે, રોમના આર્ય ભૌમ રાજ્યના સમયમાં, જો કે પ્રજાના જીવનના સંજોગો છેક બદલાઇ ગયા હતા તોપણ, સ્ટોઇક મત સિદ્ધાંતમાં રોમના ધર્મ રૂપે રહે અને નૈતિક ઉત્સાહનું મોટું મૂળ અને નિયામક ગણાય, તો તેમાં આશ્ચર્ય પામવા જેવું થોડુંજ છે. એપિક્યુરસનો મત પણ તે વખતે બહુ પ્રસરેલો હતો, પણ તેનો રાજ્યને પીંખી નાખનારો સિદ્ધાંત જ નીવડયો છે; બહુ તો, શાંત અને નિશ્ચિંત માણસોનો એ ધર્મ હતો. એપિક્યુરસનો મત શુદ્ધ, નિર્દોષ હતો: અને સિરેનેઇક મતના જેવો કેવળ મોજવાદી કે ખરાબ નહોતો; પણ જે મતમાં સુખ, ચેન અને એશઆરામની એવડી મોટી કિંમત આંકવામાં આવતી હતી તે મત લડાયક સમયમાં ઉછરેલા અને ચારે તરફ સંકટોથી વીંટાએલા લશ્કરી લોકોને માટે કેવળ પ્રતિકૂળ અને અયોગ્ય હતો. એપિક્યુરસનો મત શાંત, પહોંચેલો અને ભાવના રહિત જનહિતવાદ હતો. રોમના મહાન દૃષ્ટિબિંદુઓ તેથી જૂદાજ પ્રકારના હતા. વળી પોતાના સુખનો ભોગ આપવા રોમન લોકો સદા તત્પર હતા; પરંતુ જ્યારે સુખની તેમને તૃપ્તિ થતી, ત્યારે ઘણું કરીને હલકા પ્રકારની મોજમાં તેઓ આનંદ માનતા, અને એ વાત એપિક્યુરસના મતથી વિરૂદ્ધ હતી. તોપણ રોમના ઇતિહાસમાં એપિક્યુરસના મતને પણ કાંઇક કર્તવ્ય બજાવવાનું હતું, પણ તે કેવળ નિષેધક હતું. તે મતના ઉપદેશનું વલણ સ્વદેશાભિમાનની વિરૂદ્ધ હોવાથી પ્રજાકીય લાગણી નાબુદ કરાવવામાં તેમને બહુ સહાયભૂત થયો, અને આ વાત સાર્વત્રિક ભેલસેલ (Cosmopolitanism) ના ઉદય માટે આવશ્યક હતી; અને વળી ધાર્મિક આસ્થા પ્રત્યે તેની સખત વિરૂદ્ધતા હોવાથી રોમના નષ્ટ થતા પૌરાણિક ધર્મ ઉપર એની પ્રબળ અસર થઇ.

આમ હોવાથી, નીતિના ઉપદેશમાં રચનાત્મક કિંવા નિશ્ચિત અસર ઉપજાવવાનું કામ સ્ટૉઇક મતને માથે આવી પડયું. આ મતમાં બે વાત મુખ્ય છેઃ–ખસુસ કરીને ઇચ્છિવાની અને મેળવવાની વાજબી વસ્તુ માત્ર સદાચાર છે, બીજું કશું નહિ; અને વિવેકબુદ્ધિની શ્રેષ્ઠતા એટલી બધી છે કે કામ ક્રોધાદિ ષડ્ વિકારોને કેવળ દાબી જ દેવાના છે. અર્થાત્ વિવેક-બુદ્ધિને વશ રહી સદાચાર પાળવા સિવાય માણસનું બીજું કોઇ કર્ત્તવ્ય નથી, અને ડાહ્યા માણસમાં કામ ક્રોધાદિ વિકારનું નામ પણ હોવું જોઇએ નહિ. કેટલાક તત્ત્વજ્ઞો કહેવા લાગ્યા કે આમાં અતિશયોક્તિ છે, કારણ કે સ્વાર્થથી સ્વતંત્ર સદાચાર મનુષ્યની જીંદગીનો મુખ્ય ઉદ્દેશ હોવો જોઇએ એ ખરૂં, તથાપિ સુખ પણ સારી વસ્તુ છે અને તેને માટે કાંઇક દરકાર રાખવી વાજબી છે. અતિશયોક્તિનું બીજુ કારણ એ છે કે કામ ક્રોધાદિ વિકારોને વિવેક–બુદ્ધિના કબજામાં રાખવા તેનું નામ સદાચાર છે એ વાત ખરી, પણ અમુક હદમાં તે વિકારોની તૃપ્તિ પણ વાજબી છે. છતાં નીતિમાં નિઃસ્વાર્થતાનું દૃષ્ટિબિંદુ અને વિકારો ઉપર શક્તિનો અંકુશ–આ બે સ્ટૉઇક મતનાં મુખ્ય લક્ષણો તેઓ સ્વીકારે છે. હવે રોમન લોકોને આ મત કેમ અનુકૂળ થયો તે આપણે તપાસીએ.

પ્રથમ લક્ષણ સ્વદેશાભિમાનની વૃત્તિને કેવળ અનુકૂળ હોય છે. સ્વદેશાભિમાની રોમન નરો જબરા આત્મ–ભોગ આપી મહાન્ પરાક્રમો કરવામાં મશહુર હતા અને તેમાં કીર્ત્તિ મેળવવાની કે અમર થવાની આશા પણ તેમણે રાખી નથી. માત્ર દેશની દાઝે પોતાના પ્રિય પ્રાણનો ત્યાગ તેમણે ઘણી ખુશીથી કર્યો છે. આવા પરાક્રમી નરોના દૃષ્ટાન્તભૂત જીવનથી સ્વાર્થ અને કર્ત્તવ્યના ભેદની સ્પષ્ટ અને ચોખ્ખી લાગણી રોમન લોકોમાં ઉત્પન્ન થઈ હતી; અને સ્ટૉઇક મતમાં પણ એ વાત મુખ્ય હતી.

માણસોની પ્રવૃત્તિ સદાચારમાં કરાવવા ઉપદેશકો નીતિના ચાર પ્રયોજનો બતાવે છેઃ પ્રથમઃ–કર્મો કિંવા બનાવોની વ્યવસ્થા એવી છે કે સદાચારી સુખી થશે અને દુરાચારી દુઃખી થશે; કારણ કે સમાજને અનુસરીને જે ન ચાલે તેને સમાજ અનુકૂળ થાય જ નહિ; અથવા બીજી ગમે તેમ

હોય, પણ પરલોકમાં પોપાંબાઇનું રાજ્ય નથી; તેથી ત્યાં તો ઘટે તેવો બદલો જરૂર મળશે. અને ત્યાં જે બદલો આપશે તે અહીં પણ સારા માણસની કાળજી રાખશે. હવે ધર્મની અમુક ભાવનાઓ જ્યાં દૃઢ રીતે મનાતી ન હોય ત્યાં આ છેલ્લી દલીલ કામમાં આવતી નથી; અને પહેલી દલીલનો આધાર સમાજની વ્યવસ્થા ઉપર છે, કારણ કે કેટલાક સમાજની એવી દશા હોય છે કે તેમાં સંપૂર્ણ સદાચારીને સુખની આશા સ્વપ્ને પણ હોતી નથી. વળી આ ઉપદેશના ગ્રહણનો આધાર મોટે ભાગે ખાસ સંજોગ અને વ્યક્તિઓની પ્રકૃતિ ઉપર રહેશે, અને સિસેરોએ કહ્યું છે તેમ "એક ઉપયોગિતા જેને મરજાવે છે તેનો નાશ બીજી ઉપયોગિતા ઘણી વાર કરે છે."

બીજું:—શરીરના રોગની પેઠે દુરાચાર પણ મનનો રોગ છે. તેથી મનને પણ સદાચારથી તદુરસ્ત રાખવું જોઇએ. શરીરની તંદુરસ્તી સૌ ઇચ્છે છે; તો મનની તંદુરસ્તી એટલે સદાચાર સૌ શા માટે ન ઇચ્છે? એવું ન ઇચ્છનાર જો કોઇ હોય તો તેમાં તેની અજ્ઞાનતા છે માટે બાહ્ય લાભની દરકાર રાખ્યા વિના સૌએ સદાચારી રહેવું જોઇએ; કારણ કે દુરાચાર જાતે જ દુઃખદ અને માનસિક વિક્ષેપ ઉપજાવે એવો છે. અર્થાત્ દુરાચાર મનનો મદવાડ છે, સદાચાર મનની તંદુરસ્તી છે. તંદુરસ્તી હોય તો બીજાં સુખ ભોગવી શકાય છે એ વાત ખરી, પણ તંદુરસ્તી જાતે જ સુખ છે; તેમ સદાચાર જાતે જ સુખરૂપ છે અને દુરાચાર દુઃખરૂપ છે; માટે સદાચાર કરવો અને દુરાચાર પરહરવો. આ સિદ્ધાંત પ્લેટોનો હતો. સ્ટૉઇક લોકો એને પોતાના સિદ્ધાંતમાં ગૌણ સ્થાન આપે છે.

ત્રીજું:—સમજીને સદાચાર આચરતાં એક પ્રકારના આનન્દનો આવિર્ભાવ પ્રગટે છે. અને આ આવિર્ભાવમાં અને દુરાચારથી દૂર રહેતાં મનને વિક્ષેપ રહિત જે શાન્તિ થાય છે તેમાં ફેર છે અર્થાત્ એ બન્ને એક નથી, પણ ભિન્ન ભિન્ન છે. માટે માણસે સદાચારી જ થવું જોઇએ. આ ત્રણે પ્રયોજનોમાં અંતે કર્તાના સુખનો ઉદ્દેશ છે. પ્રથમ પ્રયોજનનું સુખ બાહ્ય સંજોગમાં છે, બીજા અને ત્રીજાનું સુખ માનસિક દશામાં રહેલું છે.

ચેથુ:—આપણા સ્વભાવનું બંધારણ જ એવું જ છે કે તેથી અમુક પ્રકારનું વર્તન આપણા જીવનનો ઉચામાં ઉંચો ઉદ્દેશ થાય છે, અને સુખનો ભોગ આપીને પણ તે કર્તવ્ય આપણે કરવાનું છે. કેટલાંક કાર્યો જાતે જ માગં અને ઉત્તમ છે અને કેટલાંક નીચ અને હલકાં છે એવું પ્રત્યક્ષ જ્ઞાન આપણને આપોઆપ થાય છે અને તે પ્રમાણે વર્તવાનું આપણુ પરમ કર્તવ્ય છે. આ ઉપદેશ આંતર વાદીઓનો છે; અને તેમાં સુખ કે દુઃખ, દાન કે દંડ, જાત કે ભાત, કે મનમતાંતરનો સવાલ જ નથી. સૌને માટે સર્વત્ર નીતિના નિયમો સરખા જ છે.

આ છેલ્લું પ્રયોજન સ્ટૅાઈક મતને માન્ય હતું. સ્વાર્થના હલકા પ્રકાર પ્રત્યે તો સ્ટૅાઇક મતનો સ્પષ્ટ અને સંપૂર્ણ તિરસ્કાર હતો. તેનો મુખ્ય સિદ્ધાંત જ એ હતો કે જે વસ્તુઓ ઉપર આપણુ સ્વામિત્વ ચાલી શકતું નથી તેમના પ્રત્યે આપણે નિઃસ્પૃહ જ રહેવું જોઇએ. ભાગ્યની કોઇ બક્ષીસ પ્રત્યે મનને આકર્ષાવા ન દેવું એ જ ઉદ્દેશ માનસિક કેળવણીનો છે, અને તેથી સદાચારના પ્રયોજન તરીકે ડહાપણ કે દુરન્દેશીને બિલકુલ સ્થાન જ નથી. માટે સાંસારિક વસ્તુઓ મિથ્યા છે; ડાહ્યા માણસના મનને તેવી વસ્તુઓ કાંઇ વિસાતમાં નથી; અને ગમે તેવા દુઃખમાં પણ ડાહ્યો માણસ શાંત અને ગંભીર રહી શકે છે. રોમન રાજ્યમાં જે સમયે સ્ટૅાઇક મત પ્રવર્તતો હતો તે સમયે લોકો સાંસારિક લાભ મેળવવા અત્યંત ઉત્કંઠિત થએલા હતા અને દુરાચારની સાથે દંભ અને ડોળ પણ બહુ વધી પડ્યા હતાં. ટેસિટસના શબ્દોમાં બોલીએ તો, સદાચાર અને મોત સરખાં ગણાતાં હતાં છતાં સ્ટૅાઇક મતવાળાઓ લોકોને બિલકુલ આમડયા વિના પોતાના મનની સંપૂર્ણ પવિત્રતાનો ઉપદેશ આપતા. કીર્તિની આશાએ તેઓ એ કામ કરતા હતા એમ પણ નહોતું, કારણકે આત્માને અમર કરતા માણસની કોઇ કામમાં પ્રવૃત્તિ થાય છે એ વાત તેઓ માનતા જ નહોતા. આત્માના અમરત્વ બાબત સ્ટૅાઇક તત્ત્વચિન્તકોનો અભિપ્રાય સંદિગ્ધ અને અનિશ્ચિત હતો. માનુષી આત્મા ઈશ્વરનો અંશ હોવાથી મુઆ પછી તે અંશ પોતાના મૂળ ચૈતન્ય સાથે ભળી જાય છે એવી માન્યતા પ્રચલિત હતી. સદાચાર

સિવાય અન્ય કશામાં શ્રેય નથી એવો નિશ્ચય સ્ટૉઇક મતનો હોવાથી, પરલોકનું અસ્તિત્વ સ્વીકારવાની આવશ્યકતા એ મતમાં રહી નહિ સદાચારને માટે જ સદાચાર કરવાનો છે, પરલોકના સુખને માટે નહિ. તેથી સુખને માટે પરલોક સ્વીકારવાની જરૂર પણ રહી નહિ. રોમમાં સ્ટૉઇક મતનો સ્થાપનાર પેનેશિયસ કહેતો કે શરીરની સાથે આત્માનો પણ નાશ થાય છે, અને એપિક્ટેટસ એ મતને અનુમોદન આપે છે. આત્માનું અમરત્વ જે લોકો માનતા તેઓ પણ તેને લીધે કાર્યમાં પ્રવૃત્તિ થાય છે એ વાતની ના કહેતા. તેથી કરીને થાળી વગાડીને આત્મ-ભોગનો ઉપદેશ આપનો સ્ટૉઇક મત તે વિચારની સહાયતા વિના જ વિકાસ પામ્યો છે.

તથાપિ એક અન્ય પ્રકારની અમરતાએ રોમના નીતિવેત્તાઓ ઉપર ઘણુ અસર કરી હતી. આબરૂની, અને વિશેષે કરીને મુઆ પછી મળતી કીર્ત્તિની, એષના તેમને બહુ હતી. આથી કરીને તેમના જીવન પરાક્રમી થતા, અને વાણીમાં પણ તેથી કરીને કાંઇક કૃત્રિમ અને ન ટકીએ એવી અસર આવી જતી. પરંતુ લોક-અભિપ્રાયની તેમને આવી દરકાર હતી તે ઉપરથી એમ ધારી લેવાનું નથી કે ગ્રીસ અને રોમના લોકોમાં ડમ્ભ અને ડાળ કર્યા વિના ગુપચુપ રીતે સદાચાર આચરવાનો વિચાર પ્રચલિત નહોતો, અથવા પોતાના વિષે લોકોની હલકી ગણનાની અવગણના કરવા જેટલું તેમનામાં નૈતિક સામર્થ્ય નહોતું. ઉલટુ લોક-પ્રિયતાના ભોગે પણ માણસો સદાચાર આચરતા અને અત્યન્ત માન પામતા. સિસેરો કહેતો કે દેવો અને માણસો ન જાણે તોપણ દુરાચાર કદિ આચરવાનો નથી, અને ડોળ અને દેખાવ કર્યા વિના ગુપચુપ આચરેલા સદાચારના જેવો બીજો કોઇ સદાચાર પ્રશંસનીય નથી. કીર્ત્તિને માટે નહિ, પણ કર્તવ્યની ખાતર સદાચાર કરવાનો છે તેમને લાજ નાખતા કરેલા સદાચારથી તો ઉલટુ નીતિ-ભ્રષ્ટ થવાય છે અપ્રસિદ્ધ માણસ પણ પવિત્ર અને દિવ્ય પુરુષ હોઇ શકે છે એ વાત કદિ વિસરી જવાની નથી. સુંદર વસ્તુ જાતે જ સુંદર હોય છે, લોકોની પ્રશંસાથી તેની સુંદરતા વધી જતી નથી આવા વિચારો તે વખતે પ્રચલિત હતા. માર્કસ ઑરેલિયસ મુઆ પછીની કીર્ત્તિને મિથ્યા ગણતો

વળી સદાચારની મોહિની અને કર્તવ્યની લાગણીમાં સ્પષ્ટ ભેદ છે એમ પણ સ્ટૉઇક મતવાળા કહેતા. આનદ કે મોજ ગમે તેના કયા પ્રકારનાં હોય તોપણ તેને કર્તવ્ય માનવાની તેઓ સ્પષ્ટ ના કહેતા. તેઓ કહેતા કે આનદ નો આપણા જીવનનો સાથી છે, માર્ગદર્શક ભોમિઓ નથી. દેવો અને માનવો પાપની દરગુજર કરે તોપણ ડાહ્યો માણસ તે પાપ કદિ કરશે નહિ; કારણકે સજા અને શરમની ધાસ્તીનો માર્યો ડાહ્યો માણસ સદાચારી નથી રહેતો, પણ સદાચાર પોતાનું કર્તવ્ય છે એમ એ સમજે છે. ચાલવાને માટે પગ કાંઇ નજરાણું માગતા નથી; તો પછી સદાચારને પણ શામાટે કાંઈ માગવું પડે ? આ પ્રમાણે સ્ટૉઇક મતથી માણસો કીર્ત્તિ અને લોક–અભિપ્રાયનો ભોગ આપતા શીખ્યા અને કર્તવ્યને કોઇપણ જાતના આનદ સાથે ખાસ નિસબત નથી એ વાત સમજ્યા.

મનોવિકારને તદન નિર્મૂળ કરી નાખવા કે જેથી કરીને વિવેકબુદ્ધિનુ રાજ્ય નિષ્કટક ચાલે એ સ્ટૉઇક મતનુ બીજુ મુખ્ય લક્ષણ હતુ. માણસોનાં ચારિત્ર્ય મોટે ભાગે બે પ્રકારના હોય છે એ આપણે આગળ કહ્યું છે. એકમા ઇચ્છાશક્તિ પ્રબળ હોય છે, બીજામા વાસનાઓ પ્રબળ હોય છે. પ્રથમ પ્રકારના સારા માણસમા ઇચ્છાશક્તિ સુવ્યવસ્થિત થએલી હોય છે, તેથી તે માણસ પોતાના વિકાર કે સજોગોમાથી ઉપજતી પ્રબળ લાગણીઓની સામે થઇને પણ પોતાને જે કર્તવ્ય સમજાય છે તે કર્યો જાય છે બીજા પ્રકારના સારા માણસનો સ્વભાવ સુભાગ્યે એવો ઘડાઇ ગયો હોય છે કે તેના વિકાર અને લાગણીઓ કુદરતી રીતે તેને સદાચારમા પ્રેરે છે. આમાથી પ્રથમ પ્રકારનો માણસ જ એવો છે કે જેની નીતિના વખાણ આપણે કરી શકીએ, અને વારવાર આત્માનો ભોગ પણ એ જ માણસ આપી શકે છે. બીજી પાસ જોતા, કુદરતી રીતે આપોઆપ થતો સદાચાર રમ્ય અને મોહક લાગે છે, અને તેવા માણસ ઉપર આપણને વહાલ ઉપજે છે. આ બે પ્રકારના ચારિત્ર્યને અનુરૂપ કેળવણીના પણ બે પ્રકાર છે, પ્રથમ પ્રકારમા ઇચ્છાશક્તિને દૃઢ કરવાનો ઉદ્દેશ હોય છે અને તેના દૃષ્ટાત પ્રાચીનકાળમા સ્પાર્ટાની વ્યવસ્થા અને સ્ટૉઇક મત છે, અને કાઇક કેટલાક સાથે, મધ્ય

કાળની મન્યામવૃત્તિ છે. દુઃખ સહન કરવા માણસો શક્તિમાન થાય, દેખીતા અને પ્રસિદ્ધ વિકારોને દબાવતા શીખે, વિશ્વાસ માત્રને તજી દે, અને વિકારોને તદ્દન કાબુમા રાખે,—એ તેમની મતલબ હતી. બીજા પ્રકારની કેળવણીનો ઉદ્દેશ વાસનાઓને માર્ગ બતાવવાનો હોય છે અને તે હાલના સમયમા બહુ પ્રચલિત છે. આ પદ્ધતિ સદાચારને આકર્ષક બનાવવાનો, કલ્પના અને આબાદીની સઘળી મોહિનીઓ સાથે સારા ગુણને જોડવાનો, અને આમ ખબર ના પડે તેવી રીતે વાસનાઓને ધારેલા માર્ગે વાળી લેવાનો, પોતાથી બનતો પ્રયાસ કરે છે. પ્રથમ પ્રકાર લડાયક પ્રજાને અનુકૂળ આવે છે અને તેથી આત્મ-ભોગ અને પરાક્રમનાં કાર્યો થાય છે. બીજો પ્રકાર શાંત અને ઘણા સુધરેલા જમાનાને અનુકૂળ છે અને તેથી કોમળ સદાચારોને સગવડ મળે છે. અને સંભવિત છે કે સુધારાની વૃદ્ધિ સાથે નીતિનો પરાક્રમી નમુનો ઓછો થઇ જશે. સંજોગોના બળે પ્રાચીન પ્રજાઓને પ્રથમ પ્રકારનો નીતિનો નમુનો ગ્રહણ કરવો પડ્યો હતો, અને તેથી જ સ્ટૉઇક મતવાળા કહેતા કે વિકારો એક જાતના રોગ છે; પરન્તુ વિવેક-બુદ્ધિનું સ્થાન સર્વોત્તમ છે અને તેને અનુસાર જ મનુષ્યનું વર્તન થવું જોઇએ. હૃદયના વિકાર કદિ સારા હોય જ નહિ, એવા વિચારથી પ્રેરાઇ સેનિકા કહે છે કે રહેમ નજરમા સર્વોત્તમ સદાચાર છે, પણ દયામા તો દુરાચાર જ છે. ધર્મ અને વહેમનો જેવો સંબંધ છે તેવો રહેમ નજર અને દયાનો સંબંધ છે. રહેમ નજરમા ન્યાય હોય છે, દયામા ન્યાયનો ભંગ થાય છે. રહેમ નજર ગુનો અને નસીબના પ્રમાણની તુલના કરે છે; દયા ગુનાને ભૂલી જઇ માત્ર નસીબના દુઃખને જ નજરમાં રાખે છે. રહેમ નજરમા વિકારનો ગંધ પણ હોતો નથી, દયા વિકારનું જ સ્વરૂપ હોય છે. ડાહ્યો માણસ રહેમ નજર રાખે છે, રોગી માણસો અને નિર્બળ સ્ત્રીઓ દયા દેખાડે છે. ડાહ્યો માણસ પોતાના જાતભાઇઓને સહાય કરવા જ જન્મ્યો હોય છે, પણ વિકારથી દોરાઇ ગયા વિના શાંત ચિત્તથી પોતાનું કર્તવ્ય એ કર્યે જાય છે. બીજાની આંખમા આંસુ જોઇ પોતાની આંખમાં પણ આંસુ આવે એ મનની નિર્બળતા જ છે. અર્થાત્ હૃદયગત વિકારો વિવેક-

શુદ્ધિના વિરોધી હોવાથી તેમનો જડમૂળથી નાશ જ કરવો જોઇએ.

ખ્રિસ્તિના અને વિધર્મીઓના સદાચાર સરખાવતા આપણને માલમ પડે છે કે જે સદાચારમાં ઇચ્છાશક્તિની દૃઢતા અને વિવેક વધારે હોય તે વિધર્મીઓમાં વધારે ઉત્તમ ગણાતા; જેમા હૃદયનો ભાવ વધારે હોય તે ખ્રિસ્તિઓમાં વધારે ઉત્તમ ગણાતા. પ્રેમ નહિ પણ મૈત્રી, ઉદાર બુદ્ધિ નહિ પણ આતિથ્ય, કોમળતા નહિ પણ મોટુ મન, અને દયા નહિ પણ રહેમીયત,— એ પ્રાચીન સદ્વર્તનના ચિહ્નો હતા. મનોવિકારને કેવળ કચરી નાખવાનો સ્ટૉઇકનો સિદ્ધાંત આપણી પરોપકાર વૃત્તિને અન્યાય આપે છે, કારણ કે તેથી દયાજેવા સદ્‌ગુણોનો સદાચાર રહેતો નથી, પરંતુ વિવેકી અને વિકારરહિત લોકોપકારની જરુરી તરફેણ કરી તેનો ખરા એ વાળી આપે છે. 'उदार चरितानाम् तु वसुधैव कुटुंबकम्' એ તેનુ પ્રબળ મંત્ર હતુ. તેથી તે મતનો ખાસ ઉપદેશ હતો કે દરેક માણસે દૃઢરીતે એમ સમજવુ જોઇએ કે બીજાના ભલા માટે જ તેને મનુષ્ય–જીવન મળ્યુ છે. ગુના ઉપર પણ દયા રાખવાનું તે મતવાળા કહેતા, કારણકે પ્લેટોની પેઠે તેઓ પણ એમ માનતા કે ગુનો માત્ર અજ્ઞાનતાનુ જ પરિણામ છે. માટે ગુનો અટકાવવા પૂરતી જ સજા થવી જોઇએ. પરંતુ આ બધી વાત તેમના સિદ્ધાંતમા જ રહેતી. આપણા સ્વભાવમા રહેલી હૃદય–ભાવનાઓની સામે વિરુદ્ધ માંડી બેઠેલો મત તેમાથી નીપજતા ખરાબ પરિણામને અટકાવી શક્યો નહિ. તેથી વ્યાવહારિક વર્તનમા તો એ મત એક જાતનુ ભવ્ય આત્માભિમાન જ રહ્યો હતો. 'તમારો દીકરો મરી ગયો' એમ જ્યારે એને ક્ષાગોરાસને કોઇએ કહ્યુ, ત્યારે 'અમર પુરુષના જન્મમા હુ કારણભૂત હતો એમ મે કદિ માન્યું નહોતું'—એટલો જ ઉત્તર એણે આપ્યો હતો. આમ સિદ્ધાતમા રહેલા પરોપકારને વર્તનમા મૂકાવે એવુ કોઇ તત્ત્વ તે મતમા નહોતુ. દુખ અને રોગને સંકટો માનવાની જે માણસો ના પાડે તે બીજાના દુખ અને રોગ મટાડવાનાં ઉત્સાહી કવચિત્ જ હોઇ શકે છે. સંસારના રાગદ્વેષ કે સુખ દુખથી ડાહ્યા માણસના ચિત્તમાં જરીએ ક્ષોભ થવો ન જોઇએ એ તેઓનું પરમ દૃષ્ટિબિંદુ હતું. આથી કરીને તેમના ચારિત્ર્યમા અવ્યવસ્થિત જે

સમ્રાઈ આવ્યાં.

વળી સ્ટૉઇક મતમાં કુદરતને અનુરૂપ જીવન જ સદ્વર્તન છે. હવે આપણી કુદરત કિંવા સ્વભાવ મિશ્ર વસ્તુ છે અને તેમાં વિકાર અને વિવેક બન્નેનાં અસ્તિત્વ છે; અને તેમના ભિન્ન ભિન્ન ક્રમાગત સદાચાર આપણામાં હોઇ શકે છે એ વાત વિવેકબુદ્ધિ જ આપણને સ્પષ્ટ કહે છે. તેથી વિકારના તત્ત્વની અવગણના કરવામાં સ્ટૉઇક નીતિવેત્તાઓ પોતાનો જ મત તજી દે છે. એકદેશી સિદ્ધાંતથી કયાંઇ સારૂં પરિણામ આવ્યું નથી. સ્ટૉઇક સિદ્ધાંતમાં પરોપકાર છતાં આચરણમાં તે આવી શકયો નહિ, કારણ કે હૃદયના જે ભાવમાંથી એ નીપજી આવે છે તેને તો કેવળ દાબી દેવાનું એ કહે છે; સઘળા સદાચાર સરખા છે અને સઘળા દુરાચાર પણ સરખા છે ઇત્યાદિ લોકમતથી વિરૂદ્ધ અનેક વાતો તેને કહેવી પડી; અને આચરણમાં કૃત્રિમતા અને દંભ આવવા લાગ્યાં. વહાલું સગુ ગુજરી જતાં માણસને શોચ થવો સ્વાભાવિક છે, પણ સ્ટૉઇક મત તેની પરવાનગી આપતો નથી. માત્ર એક જ વાત ધ્યાનમાં રાખતાં અને જન-સ્વભાવની એક જ બાજુ કેળવતાં, તેમનાં મન અને વિચાર સાંકડાં થઇ ગયાં. માત્ર સદાચારને શોધી તેની જ પાછળ ભમ્યા કરવું એવો તેમનો સિદ્ધાંત હોવાથી ઘણા ખરા સ્ટૉઇકોએ સૃષ્ટિ-વિજ્ઞાન શાસ્ત્ર તરફ દુર્લક્ષ દાખવ્યું છે. સ્ટૉઇક મત અવશ્ય કરીને પશ્ચાતદર્શી હતો અને વીતેલા યુગની સાદાઇ પુનઃ પ્રાપ્ત કરાવવાનો મિથ્યા પ્રયાસ કરતો હતો. વળી તે મતમાં જો કે શ્રેષ્ટ અને મહાન પુરૂષો ઘણા થયા છે, તથાપિ મોટે ભાગે સ્ટૉઇકો સામાન્ય લોકો કરતાં પણ નીતિમાં એકંદરે ઉતરતા હતા, કારણ કે તે મતમાં જેટલું કહેવાતું તેટલું આચરણમાં આવી શકતું નહિ: મોટો કેટો પોતાના ગુલામો ઉપર જુલમ બહુ ગુજારતો. બ્રુટસ વ્યાજખાઉ અને પરાણે પૈસા કઢાવનારો હતો. પૈસા કઢાવવા સેલેમિસના કેટલાએક રહેવાસીઓને એણે ભુખે મારી નાખ્યા હતા. સેનિકા ખુશામતીઓ અને લોભી હતો; ઇત્યાદિ અનેક દાખલા મળી આવે છે.

વળી સઘળાને 'ડાહ્યા' ફિલસુફ બનાવવા એ સ્ટૉઇક મતનો ઉત્કટ

અભિલાષ હતો. પરંતુ આત્મ-સંયમનું ધોરણ એણે એવું તો ઉંચું રાખ્યું કે તેથી તે મત લોકોના મોટા ભાગને અને જીંદગીના સાધારણ પ્રસંગોને માટે કેવળ અયોગ્ય નીવડ્યો. મનુષ્યનું જીવન ઇતિહાસરૂપ હોય છે, કવિતારૂપ નથી હોતું. મોટાં પરાક્રમ કરવાનો કે મોટાં મકરો વેઠવાનો પ્રસંગ જીંદગીમાં ક્વચિત્ જ આવે છે; પણ નાના નાના પ્રસંગો તો રોજ બને છે. તેથી સમાજની નીતિના નિર્માયક થવાનો લોભ રાખનારી સંસ્થાએ સામાન્ય માણસો અને મિશ્રિત પ્રયોજનોને ધ્યાનમાં રાખી કામ લેવું જોઇએ. અર્થાત્ પ્રચલિત આચરણથી નીતિનું દષ્ટિ-બિંદુ સહેજ જ ઉંચું જોઇએ, નહિતો અતિ શ્રમના ભયે લોકો તેની તરફ નજર જ કરશે નહિ. પરંતુ સ્ટૉઇક મત માત્ર વિરલાઓની જ શાળા હતી. સદાચાર અને દુરાચારમાં ક્રમવાર પગથીઆં એણે સ્વીકાર્યાં નહિ; સામાન્ય માણસોની નીતિનાં પ્રયોજનો અને વૃત્તિઓની ગણના એણે કરી નહિ; અને તેથી સ્વાભાવિક રીતે જ જન-સમૂહે એ મતનો ત્યાગ કર્યો.

આત્મસંયમના આ નીતિ-શાસ્ત્રમાં મુખ્ય વાત મનુષ્યના ગૌરવની છે. ડાહ્યા માણસે પોતાના અંતરને પૂછી વાત કરવાની છે; બીજા માણસોના અભિપ્રાયની દરકાર રાખવાની તેને કશી જરૂર નથી. આમ સગરીને આ મતમા પરવાનગી મળે છે, એટલુંજ નહિ પણ તે નીતિનું એક મુખ્ય પ્રવર્તક તત્ત્વ બને છે. ખ્રિસ્તિ ધર્મમાં પાપનું ભાન જે અગત્યના ભોગવે છે તે અગત્યના આ મતમાં સદાચારનું ભાન ભોગવે છે. પાપ એટલે એક રોગ; અને ડાહ્યા માણસનુ કામ તે મટાડવાનું છે, પણ તેના સંજોગો ઉપર સ્થિત એણે થવું નહિ. મરતી વખતે કરેલા પાપને માટે થતા પશ્ચાતાપને એ મતમા સ્થાન જ નથી, અને એવા પશ્ચાતાપથી ચારિત્ર્ય ઉપર વિશુદ્ધ અને ઉન્નત અસર થાય છે એ વાત પ્રાચીનકાળના લોકોને સમજાણી લાગતી જ નથી. અને નૈતિક રોગની વાસ્તવિકતા સ્વીકારવા છતાં તેમનું દષ્ટિ-બિન્દુ અતિ ઉચ્ચ અને ખરૂં કહીએ તો અપ્રાપ્ય હતું છતાં, મનુષ્ય-સ્વભાવમાં મુદ્દે સર્વોત્તમતા રહેલી છે અને મનુષ્ય પોતાની ઇચ્છાથી જ સદાચારનું અતિ ઉચ્ચ શિખર પ્રાપ્ત કરી શકે જ, એ બાબતની શંકા

તે સમયે ઘણા થોડાને થતી. હોમર ઇત્યાદિ કવિઓ કેવળ પ્રારબ્ધવાદી હતા; બધું ઇશ્વરની ઇચ્છાથી બને છે એમ તેઓ માનતા. પરંતુ રોમન સ્ટૉઇકો પુરૂષાર્થવાદી હતા. ભાગ્યની વિભુતિઓ ઇશ્વર ગમે તેમ વેરે, અથવા કોઇ કાર્યની સફળતા કે નિષ્ફળતાની વાત ભલે એ પોતાના હાથમાં રાખે, પણ આપણા વિચાર અને વૃત્તિઓના ધણી તો આપણે જ છીએ, એવા વિચાર તેમને માન્ય હતા. નીતિની બાબતમાં માણસ દેવોની સાથે પણ હરીફાઇમાં ઉતરી શકે એમ છે. નીતિ બધાની છે, શું દેવોની એકલાની છે? તેથી જ સિસેરો કહેતો કે આપણો સદાચાર આપણેજ મેળવેલો હોવાથી તેની ખુમારી આપણને રહે તે વાજબી છે. જે વસ્તુ આપણે જ મેળવી શકીએ એવી છે તેને માટે વળી પ્રભુની પ્રાર્થના શી? સદાચારની પ્રાપ્તિ આપણને ઇશ્વર કરાવી શકે એમ નથી. તે તો આપણે પોતે જ કરવાની છે. "ઇશ્વર જીંદગી આપે છે, દ્રવ્ય આપે છે; પણ માન મનની શાંતિ તો હું જ કરૂં છું." જે વાત આપણાથી બની શકે એવી નથી તેને જ માટે પ્રભુની પ્રાર્થના કરવી ઘટે છે. લુક્રિશીઅમ કહેતો કે ખરો દેવ તો એપિક્યુરસ છે, કે જેણે નીતિના નિયમો જગતને આપ્યા. સેનિકા કહેતો કે એક બાબતમાં માણસ ઇશ્વરથી પણ ચડીઆતો છે. ઇશ્વરની નિડરતા એને સ્વભાવથી પ્રાપ્ત છે, પણ ડાહ્યા માણસને એ પોતાથી પ્રાપ્ત છે. ઇશ્વર અમર છે. એટલી જ એનામાં વિશેષતા છે. એપિક્ટેટસ કહેતો કે શુદ્ર કે સારૂ પોતાને પોતાથી જ પ્રાપ્ત છે એમ ડાહ્યો માણસ સમજે છે. આમ મનુષ્ય અને ઈશ્વર લગભગ સરખા ગણાતા હતા.

પરંતુ સ્ટૉઇક મતમાં ઇશ્વર સબંધી વિચાર અસ્પષ્ટ, અયુક્ત અને કેટલેક ઠેકાણે અસગત પણ છે. તત્ત્વજ્ઞાનમાં તે મત સર્વાત્મવાદ કિંવા સર્વેશ્વરવાદ સ્વીકારે છે. આ વાદમાં ઈશ્વર અને કુદરતના પ્રદેશ અભિન્ન હોય છે. પરંતુ કુદરતમાં દીર્ઘ દૃષ્ટિથી કામ થતું જોવામાં આવે છે. આ દીર્ઘ દૃષ્ટિ અને નૈતિક શ્રેષ્ઠતા આ બે રૂપે સ્ટૉઇક મતમાં ઈશ્વર પૂજાતો હતો: અને માણસનો આત્મા એ ઇશ્વરથી છૂટો પડેલો તેનો અંશ માત્ર છે, અથવા ઇશ્વર ચેતનથી વ્યાપ્ત વસ્તુ છે. તેથી ઇશ્વરની પ્રેરણા વિના

કોઇ માણસ મહાન્ થઇ શકતો નથી. ઇશ્વર બધે છે, આપણા અંતરમાં પણ છે. અંતર્યામિ દેવતા એટલે જ ઇશ્વર. આ ઇશ્વરને પૂજવો જોઇએ. જે બધું તારામાં છે તે ઇશ્વરનું છે.

સ્ટૉઇક લેખકોના લેખમાં આવાં વચનો ઓછાં નથી. પરંતુ ઘણું કરીને તેઓ સદ્ગુણને ઇશ્વરની નકલ કરતું માનુષી કાર્ય જ લેખે છે. "ઇશ્વરની પછવાડે ચાલો" એવું જે પ્લેટોનું સૂત્ર હતું તેનો આવો અર્થ હતો અને સ્ટૉઇક લોકો તેનું વારંવાર કથન કરતા. એમાંથી હૃદયને સ્પર્શે કરે એવા અને સુંદર ભક્તિભાવનો ઉપદેશ તેઓ ખીલવતા; અને તેની સાથે ઇશ્વરની દીર્ઘ દૃષ્ટિથી જે કાંઇ થાય તેને સંપૂર્ણ શ્રદ્ધાથી અને નિઃશંક મને તાબે થવાની ફરજ તેઓ ઉમેરતા. આપણા જીવનમાં રહેલા વિકાર તત્ત્વનો જે અત્યંત અણગમો તેમને હતો તેમને આ ઉમેરાથી બહુ પુષ્ટિ મળતી. પોતાને નિર્મિત પાઠ જ માણસે ભજવવાનો હોવાથી, ગેલુ, કકળવું કે બડબડાટ કરવો એ પ્રભુની સામે થવા જેવું છે. "એ પાઠ ટૂંકો હોય કે લાંબો હોય," પણ તે ભજવવાનો જ છે. "જો પ્રભુની ઇચ્છા એવી હોય કે તારે ગરીબનો પાઠ ભજવવો, તો આનંદથી તારે તેમ કરવું. લૂલા લંગડાનો, રાજ હાકેમનો કે ખાનગી માણસનો કદિ તારે પાઠ ભજવવાનો હોય; પણ પ્રમાણિકતાથી તે તારે ભજવવો." "કોઇ પણ તારી વસ્તુ ગઇ છે—તેં ગુમાવી છે એવું કદિ બોલીશ નહિ; પણ તે વસ્તુઓ તેં પાછી સોંપી દીધી છે એમ જ કહેજે. તારી સ્ત્રી અને છોકરૂં મરી જાય, તો મૂળ ધણીને તેં પાછાં એમને સોંપી દીધાં છે. તારૂં ખેતર તારી પાસેથી ગયું તો તે પણ પાછું સોંપી દીધું; દુષ્ટ માણસે તારી પાસેથી તે ખુંચી લીધું. તો જે પ્રભુએ તને એ આપ્યું હતું તે ગમે તે રસ્તે પાછું લઇ લે તેની તારે શી પીડા?" "પ્રભુ કોઇ સારા માણસને આબાદીમાં રાખતો નથી; તો પ્રભુ તેની પરીક્ષા કરે છે, તેને તાવી દૃઢ કરે છે, અને પોતાને જ માટે એને તૈયાર કરે છે." "જેના ઉપર પ્રભુનો પ્રેમ છે, તેને જ દુઃખી કરી એ નાણે છે; પણ જેને લડાવે છે તેને ભવિષ્યમાં દુઃખ દેવા માટે એ ... " ... સારા માણસને દુઃખ દેવામાં પ્રભુ તેની પરીક્ષા જ

કરે છે. ખરાબ માણસની આબાદી અંતે તેમની અધોગતિ જ સૂચવે છે.

નીતિનો જે ગર્ભ એક રીતે તેમના મનમાં ઉપસ્થિત થતો હતો તે, પ્રભુની દીર્ઘ દૃષ્ટિને ઉદ્દેશીને બોલાએલાં આવાં વચનોથી બેશક ઓછો થઈ જાય છે. સ્ટૉઇક ઉપદેશકોનો આશય પણ તેવોજ હતો અને તેમાં તેઓનો પ્રયાસ સફળ થયો હતો. પરંતુ એ જ પ્રયાસમાં એક બીજું જોખમ સમાએલું હતું, અને સઘળા જમાનાનાં ઘણાં નીતિ–દર્શનોનાં વહાણ એ જોખમના ખરાબે અથડાઇ ભાંગી ગયાં છે; કારણ કે તેથી કેવળ પ્રારબ્ધવાદી થઇ જતાં માણસો કદાચ વ્યાવહારિક સદાચારમાં પ્રવૃત્ત જ થાય નહિ, અને જે થાય તે મૂંગે મોઢે મનન કરી જોયાં કરે; અને સમાજની ઘણી ખરી દશાઓમાં એમ જ બને છે. પરંતુ સુભાગ્યે, પ્રાચીન સંસ્કૃતિમાં સદાચારનો વિચાર રાજકીય ચપળતાની સાથે એટલો બધો જોડાએલો રહ્યો હતો કે લાંબા કાળ સુધી આ જોખમ કેવળ દૂર રહ્યું હતું. પ્રાચીન કાળમાં મનુષ્યોના વિચારમાં જે પ્રાધાન્ય રાજ્ય–સંસ્થા ભોગવતી હતી તેવું પ્રાધાન્ય અર્વાચીન સમયમાં એને કદિ પ્રાપ્ત થયું નથી. તે કાળે નૈતિક અને બુદ્ધિમય જીવનની રગેરગમાં સ્વદેશાભિમાનની અસરનો ધમધમાટ ચાલી રહ્યો હતો. અતિ ગંભીર તત્વજ્ઞો, અતિ વિશુદ્ધ નીતિ–વેત્તાઓ, ઉંચી પ્રતિના કવિઓ, લડવૈયા અને રાજદ્વારી પુરૂષો તે વખતે હતા. તેથી કરીને નીતિના પ્રાચીન સિદ્ધાંતોમાં શૌર્યુક્ત સદાચારોને પ્રસંગોપાત વધારે પડતું પ્રાધાન્ય અપાતું હતું: એટલું જ નહિ પણ રાજ્યના હિતની ખાતર આપણને કંટાળો ઉપજાવે એવા રિવાજ પણ રાજ્યમાં દાખલ કરવાની હિમાયત તત્વચિંતકોએ કરી છે. આ ઉદ્દેશે સ્ત્રીઓના સામાન્ય ભોગવટાની હિમાયત પ્લેટોએ કરી છે. પોતાના નૈતિક ધારાનો પાયો એરિસ્ટોટલે ગ્રીક લોકો અને જંગલીઓના ભેદનો લગભગ બનાવ્યો હતો. સ્પાર્ટાના કાયદા બહુ વખણાતા હતા. બુદ્ધિ અને રાજકીય ચંચળતાના આ સંયોગથી નીતિના સિદ્ધાંતોમાં પણ સ્વદેશાભિમાન મનુષ્યનું મુખ્ય કર્તવ્ય ગણાવા લાગ્યું હતું. અર્વાચીન ઉપદેશકોના સિદ્ધાંતમાં સ્વદેશાભિમાન એવું અગ્રસ્થાન ભોગવતું નથી. એનેક્સાગોરાસ જેવું કોઇ ઉંચે આકાશ તરફ આંગળી બતાવી

કહેતું કે અમારો ખરો દેશ તો ત્યાં જ છે અને તેથી દેશનિકાલમાં કાંઈ દુઃખ એ માનતું નહિ. પણ આવા વિચાર સમયના પ્રચલિત પવનથી તદ્દન વિરૂદ્ધ જ હતા. સ્વદેશાભિમાન ઉચી પ્રતિનું નૈતિક કર્તવ્ય ગણાતું, અને વહાલામાં વહાલા સગા કરતાં પણ પોતાનો દેશ માણસને વધારે વહાલો હતો; અને જે માણસ પોતાના દેશને માટે મરવાની જરીક પણ આનાકાની કરે તેને સારો માણસ કોઈ ગણતું નહિ. કવચિત્ કવચિત્ શાંત, એકાંતવાસી જીંદગી ગુજારવાના રણકારા આપણે સાંભળીએ છીએ, પરંતુ સામાન્ય રીતે રાજકીય જીવનમાં ભાગ લેવાનું કર્તવ્ય ગણાતું સિસેરો કહેતો કે પ્રવૃત્તિમાં જ સઘળો સદાચાર સમાએલો છે. જનસમાજ એવું મંડળ છે કે તેના દરેક અવયવે આખા સમાજનું ભલું થાય એવી રીતે વર્તવું જ જોઇએ એ સ્ટૉઇક મતનું મુખ્ય સૂત્ર હતું. આમ સ્વદેશાભિમાનને લીધે જ પ્રાચીન લોકોની નીતિ વ્યવહારપ્રિય રહી હતી અને સ્ટૉઇક મતના ઉપદેશને અનુસાર જુલમના અતિ વિષાદમય સમયમાં પોતાના દેશને સ્વતંત્ર કરવા અર્થે અનેક વીરોએ પોતાના પ્રાણ પણ આપ્યા હતા.

કર્તવ્યની આવી સમજવાળા, કામ ક્રોધાદિ વિકારોને કબજામાં નાખવા સમર્થ, અને શાંત ગૌરવ યુક્ત ચિત્તવાળા રોમન નર મરવાને તૈયાર જ રહેતા, અને તત્ત્વચિંતનનો મુખ્ય ઉદ્દેશ પણ માણસોને મોત માટે તૈયાર કરવાનો ગણાતો. ભાગ્યની વિભુતિઓ મુઆ પછી કાંઇ કામની નથી, તેથી તેમની દરકાર જ મનને શા માટે રહેવી જોઇએ ? અને વૈરાગી ધાસ્તીઓ નાબુદ થવાથી તેમનું ચારિત્ર્ય આત્માશ્રયી અને ભવ્ય થતું. સ્ટૉઇકમતનું પરમ દ્રષ્ટિબિંદુ પણ એ જ હતું. પરંતુ મૃત્યુ પરત્વે ભવ્ય ઉપદેશ તેમના જેવો બીજે કોઈ તત્ત્વવેત્તાઓએ આપ્યો નથી, અથવા તો તેમના જેટલા શાંત ધૈર્યથી મૃત્યુની સન્મુખ કોઇ થયા નથી, તોપણ તેમના નિરંતર ઉપદેશથી મૃત્યુને રોગી અગત્યતાનું સ્થાન તમનામાં પ્રાપ્ત થયું અને જીવનનો તેમનો આખો વિચાર તેથી વિરૂપ થઇ ગયો હતો એ વાતની ભાગ્યે જ ના પડાશે. બેકન કહે છે તેમ સ્ટૉઇક મતવાળાઓએ મૃત્યુની કિંમત અતિ મોટી આંકી હતી, અને મૃત્યુની તૈયારીઓથી મૃત્યુને વધારે બીહામણું તેઓ

બનાવતા હતા. "કેમ મરવું એ નહિ, પણ કેમ જીવવું એ ડાહ્યા માણસના મનનો વિષય હોય છે; અને એવો કોઇ વિષય નથી કે જેના ઉપર ડાહ્યો માણસ મૃત્યુ કરતાં ઓછો વિચાર કરશે" એ સ્પિનોઝાના વચનમાં ગંભીર સત્ય સમાએલું છે. ચંચળ કર્તવ્યપરાયણતાનું જીવન એ મૃત્યુની સૌથી ઉત્તમ તૈયારી છે. અને તેનો વિચાર નિરંતર નજર સન્મુખ રાખવાથી તેનું દુઃખ ઓછું કરવાનો ઉદ્દેશ ઘણું કરીને પાર પડતો જ નથી અને ઉલટું ચારિત્ર્ય વિકળ, ઉશ્કેરાએલું અને ગમગીન તેથી બની જાય છે; માનુષી પ્રગતિને આવશ્યક ઉત્સાહ અને ઉન્નતિનો લોભ નષ્ટ થાય છે, અને ઘણું વાર લાગણીઓમાં મંદતા અને જડતા આવી જાય છે.

એવી દંતકથા છે કે આયરલાંડમાં જીવન અને મૃત્યુના બે ટાપુ હતા એ બે ટાપુઓ મન્સટરના એક સરોવરમાં હતા. એક ટાપુમાં મૃત્યુને પ્રવેશ બિલકુલ નહોતો, પણ વૃદ્ધાવસ્થા, મંદવાડ, જીંદગીનો કંટાળો, અને ભયાનક દુઃખના ઉછાળાથી લોકો બહુ પરિચિત થતા. અને લોકો પોતાની અમરતાના કાયર કાયર થઇ ગયા અને પેલા બીજા ટાપુને શાંતિનું સ્થાન ગણવા લાગ્યા. તેથી તેઓ ત્યાં ગયા ત્યારે જ તેઓને શાંતિ મળી

મૃત્યુ પ્રતિ સ્ટૉઇક તત્ત્વવેત્તાઓની દૃષ્ટિ કેવી હતી તે આ દંતકથા ઉપરથી બરાબર જણાઇ આવશે. મુઆ પછી આત્માની શી ગતિ થાય છે તે સંબંધી પ્રાચીન તત્ત્વવેત્તાઓમાં મતભિન્નતા ઘણું હતું. પરંતુ મોત એ માત્ર કુદરતી વિશ્રામ છે અને મોતની બીક માત્ર રોગી કલ્પનાનું જ પરિણામ છે એ વિચારમાં સૌ એકમત હતા. મોત જ માત્ર એવું સંકટ છે કે જે આપણી હયાતીમાં આપણને કાંઇ કરી શકતું નથી. આપણે હોઇએ ત્યારે મોત હોતું નથી, અને મોત આવે ત્યારે આપણે હોતા નથી. જીંદગીના અંતે જ મોત હોય છે એ વાત ખોટી છે; આગળ પણ હોય છે. મુએલાં અને નહિ જન્મેલાં સરખાં જ છે. મરવું એટલે જન્મ્યા પહેલા જેવા હતા તેવા થવાનું છે. ઓલવાઇ ગએલા દીવાની અવસ્થા, પ્રગટ્યા પૂર્વે તેની જે અવસ્થા હોય તેના જેવી જ સમજવી. મરણ દુઃખનો અંત તે મોત. મોતથી સુખની પ્રાપ્તિ થાય છે અથવા તો દુઃખનો

અંત આવે છે મોત ગુનાહને ક્રૂર શેરના પંજામાથી મુક્ત કરે છે, બધી ખાનાના બાન્ધણા ઉખાડી નાખે છે, દુખના દાહને શાંત કરે છે, અને ગરીબાઇના તગ્ગડીઆનો અંત આણે છે. કુદરતની એ છેલ્લી અને સર્વોત્તમ બક્ષીસ છે, કારણ કે સઘળી ચિંતાથી માણસને એ મુક્ત કરે છે ઘણામા ઘણુ તો તેથી આપણે માણસની ઉત્તણીનો અંત આવે છે, સિવાય બીજુ કાંઈએ નથી મોત માગો કે તેથી ભાગો, પણ તેમા સંકટ કે દુખ નથી, માત્ર આપણુ અસ્તિત્વ તેના મૂળતત્ત્વોમા પાછુ લય પામી જાય છે, જેને આનંદથી તાબે થવાની આપણી ફરજ છે એવો આપણી પ્રકૃતિનો તે કાયદો છે.

સિસેરો, પ્લુટાર્ક અને સ્ટૉઇક્મતવાળાઓના લેખ આવી દલીલોથી ભરેલા છે. ઉપરાંત, પ્લેટોના અનુયાયીઓની પેઠે સિસેરો પણ આત્માના અમરત્વનુ સૂચન વારંવાર કરે છે. પ્લુટાર્ક પણ આત્માનુ અમરત્વ માને છે, પરંતુ તેના મતમા તેના કારણો તાત્વિક નથી, પણ તેની આ માન્યતાનો આધાર દેવ-વાણીઓની સાક્ષી ઉપર એણે નાખ્યો છે સ્ટૉઇકમતમા આ સિદ્ધાંત મંદ અને અનિશ્ચિત પ્રકાશથી પ્રકાશે છે, અને ધર્મોત્તેજક પ્રયોજન તરીકે તેનો ઉપયોગ કવચિત્ જ થયો છે અથવા થયો જ નથી પરંતુ ખ્રિસ્તિઓના ધાર્મિક સાહિત્યને છોડી વિધર્મીઓના તત્ત્વદર્શનોમા આપણે પ્રવેશ કરીએ છીએ ત્યારે જે વાત આપણા ખાસ લક્ષમા આવે છે તે એ છે કે કોઇ પણ રૂપે મોત શિક્ષાનો પ્રકાર છે એવી માન્યતાની ગેરહાજરી પ્રાચીન તત્વચિંતકોના લેખમા હતી સોક્રેટિસના મત પ્રમાણે મૃત્યુથી જીવનોન્નત ઓલવાઇ જાય કે અગર તે તત્ત્વ શરીરની ગુલામગીરીમાથી મુક્ત થાય છે અને બન્ને પ્રસગે તેમા લાભ જ છે એપિક્યુરસ કહેતા કે મારૂ નરસુ મનની લાગણીઓને છે અને મોત થયે લાગણીઓ રહેતી નથી માટે મૃત્યુ નિસ્પૃહ છે એમ સમજો સિસેરોની દલીલ આવી હતી—મુઆ પછી આત્મા કાંતો રહે છે અને કાંતો મૃત્યુથી નાશ પામે છે રહેતો હોય તો તે સુખી થાય છે નાશ પામતો હોય તો તે દુખી થતો નથી પોતાનો ભાઇ ગુજરી જતા પોલિબિયસને સેનેકાએ આ પ્રમાણે દીલાસો આપેલ

હતો. "મુએલાંમાં જો કોઇ લાગણીઓ રહેતી હોય તો જીંદગી પર્યંત લાંબા કેદખાનામાંથી હવે છૂટો થઇને સ્વતંત્રતાનો આનંદ એ માણે છે અને વધારે ઉચ્ચ સ્થાનેથી કુદરતની અજાએબીઓ અને મનુષ્યોનાં સઘળાં કૃત્યોને એ નીહાળે છે, અને જે દિવ્ય વસ્તુઓને સમજવાનો અદ્યાપિ પર્યંત વ્યર્થ યત્ન એણે કર્યો હતો તે વસ્તુઓને વધારે સ્પષ્ટતાથી હવે એ જુએ છે. કાંતો તે સુખી છે અને કાંતો તે કાંઇ નથી; તો પછી તેને માટે શોચ શા માટે કરવો? સુખીઆનો શોચ કરવામાં ઇર્ષ્યા છે; જે કાંઇ નથી તેનો શોચ કરવામાં ગાંડપણ છે." આ પ્રમાણે તત્ત્વચિંતકો કહેતા કે મુએલાંને માટે શોક કરવાનું કાંઇ કારણ નથી.

પરંતુ તત્ત્વચિંતકોના અભિપ્રાયમાં આવી એકમતતા છતાં, સામાન્ય લોકોને મૃત્યુની ધાસ્તી બહુ રહેતી હતી એમ ગ્રીક પુરાણોની કેટલીક કથા ઉપરથી જણાય છે. દેવની કે અસુરની તેમને મુઆ પછીની બીક બહુ લાગતી હતી તે વાતની સાબીતિ લુક્રિશિયસ, સિસેરો અને પ્લુટાર્ક ના લેખમાંથી પણ મળે છે. તેથી આ ધાસ્તીને નષ્ટ કરવી એ તત્ત્વચિંતનનું કર્તવ્ય ગણાવા લાગ્યું. પ્લુટાર્ક કહેતો કે એવી ધાસ્તી રાખવી એ દેવની બાબતમાં ખરાબ નિંદા કરવા જેવું છે. સારા નીતિમાન માણસને પોતાની જીંદગીથી અસંતુષ્ટ થવાનું કાંઇ કારણ નથી; અને પરાક્રમી પુરૂષોના મૃત્યુથી લોકોને જે પૂજ્યબુદ્ધિ તેમના પ્રત્યે થાય છે તેથી એમ જ સાબીત થાય છે કે એવા પુરૂષો ઇશ્વરને પણ વહાલા હોય છે. કારણ કે જો મૃત્યુ જો આશિરવાદરૂપ ન હોય તો એવા માણસનું મૃત્યુ ઇશ્વર શા માટે થવા દે? ઉઘમાં જ માણસનું મૃત્યુ થાય એવું વરદાન કોઇ સારા કામને માટે દેવો તે માણસને આપતા; અને તેવી ઘણી કથાઓ કહેવામાં આવતી. તેથી શામાટે કોઇએ મૃત્યુથી ડરવું જોઇએ? આવા દૃઢ વિશ્વાસથી ડાહ્યા માણસો મૃત્યુકાળે શાંત, ધીરજવાન અને પશ્ચાતાપ રહિત રહેતા હતા. સોક્રેટિસનો મૃત્યુકાળ કેવો શાંત અને ગંભીર હતો તે પ્રસિદ્ધ છે. આથી કરીને ભક્તિના પ્રકારમાં મોટો ફેરફાર થઇ ગયો, અને લોકોનું લક્ષ નીતિ ઉપર ખાસ ચોંટવા લાગ્યું. ગ્રીસના સાત ડાહ્યા પુરૂષોમાંનો

એક ચિહ્ન હતો. મૃત્યુકાળે પોતાના શિષ્યોને ભેગા કરી એણે કહ્યું કે તેની આખી જીંદગીમાં એક જ કૃત્ય એવું થયું હતું કે જેને લીધે તેને તે વખતે દિલગીરી થતી હતી; અને તે એ હતું કે મિત્રના પ્રેમની ખાતર તેનું ન્યાયનું ભાન કાંઇક આચ્છાદિત એક વખત થયું હતું. અને રોમના મહાચારી પુરૂષો પણ નીતિમાં નિષ્કલંક જીવન ગાળી પરમ સંતોષથી મૃત્યુકાળે મગરૂર થઇ મરતા હતા.

કેટલાક કહે છે કે આ બાબતમાં વિધર્મી તત્ત્વચિંતકોની નીતિ ખ્રિસ્તિ ધર્મની નીતિના જેવી જ હતી; એવી કે કેમ જાણે ખ્રિસ્તિ ધર્મની નીતિ તે નીતિના વિકાસરૂપજ હોય! પરંતુ આ વાત જો કે ઘણા પ્રોટેસ્ટંટોના ઉપદેશને લાગુ પાડીએ તો મોટે અંશે સાચી છે; પણ શરૂઆતના કે મધ્યકાળના કેથોલિક મત પરત્વે તે કેવળ ખોટી ઠરે છે; કારણ કે એ બન્નેમાં મોટો ભેદ છે. તત્ત્વચિંતકો મૃત્યુને કુદરતનો કાયદો માનતા, સજા રૂપ માનતા નહિ. ખ્રિસ્તિ ગુરુઓ કહેતા કે આદમના પાપને લીધે મૃત્યુ સજારૂપે દુનિયાંમા આવેલું છે, અને સઘળી ઝેરી વનસ્પતિ, જડ સૃષ્ટિમાં થતા ઉત્પાત, અને સર્પના પ્રકાશની એ સઘનું કારણ પણ એ પાપ જ છે. તત્ત્વચિંતકો માનતા કે મોતથી સઘળા દુઃખનો અંત આવે છે, શરીર ખાખ થઇ ગયા પછી શારીરિક દુઃખોની વાત કરવી એમાં મોટી મૂર્ખાઈ નહિ તો બીજું શું છે? ખ્રિસ્તિ વૃદ્ધો કહેતા કે માણસોના બહુ મોટા ભાગને મૃત્યુ પછી તુરત જ ભયંકર દુઃખ અને વેદનાની શરૂઆત જ થાય છે, અને તે વેદનાની આગળ આ દુનિયાનાં દુઃખ કાંઇ ગણત્રીમાં નથી ગમે તેવી હિંમતથી પણ તેમનો તિરસ્કાર થઇ શકે એમ નથી, અને અમર પ્રાણીઓ સિવાય અન્ય કોઇ તે ખમી શકે એમ નથી. તત્ત્વચિંતકો કહેતા કે માણસો પાપ ન કરે ત્યાં સુધી પવિત્ર અને નિર્દોષ હોય છે, ખ્રિસ્તિ વૃદ્ધો માનતા કે જન્મે ત્યારથી જ માણસ પાપી અને અપરાધી છે. વિધર્મીઓ કહેતા કે નાનાં બાળકો મરી જાય તેમની પછવાડે કોઇ પણ જાતની ધાર્મિક ક્રિયા કરવાની નથી, કારણ કે તેઓ સંસારના રાગદ્વેષથી રહિત હોય છે. એવા પવિત્ર આત્માઓને માટે શોક કરવામાં પાપ

છે. ખ્રિસ્તિ વૃદ્ધો કહેતા કે પ્રભુ-ભોજનમાં ભાગ લીધા વિના જે બાળક મરી જાય તે ઈશુખ્રિસ્તમાં સજીવના પામશે નથી, અને તેથી તે પાપી જ રહે છે. તત્વચિંતકો માનતા કે મનુષ્યના નૈતિક સ્વભાવમાં ધર્મના બીજ રહેલાં છે અને નીતિમાન્ મનુષ્ય જ પરમેશ્વરને પ્રિય થાય છે. ખ્રિસ્તિ વૃદ્ધો કહેતા કે મનુષ્યની નીતિ ગમે તેવા ઉચા પ્રકારની હોય પણ તેને કાંઇ કામમાં તે આવતી નથી ધર્મ ઉપર અડગ શ્રદ્ધાથી અને તેમાં કહેલી ક્રિયાઓના યથાર્થ પાલનથી જ તેની મુક્તિ થાય છે.

મૃત્યુ પરત્વે જે ધાસ્તીઓ કલ્પનાને લીધે ઉભી થઇ હતી તેમને દૂર કરી માણસને નિર્ભય કરવાનો ઉદ્દેશ વિધર્મી તત્વચિંતકોનો હતો કેથોલિક ધર્મગુરૂઓ તે વિષે અને તેટલી ધાસ્તીઓ બતાવી પોતાની સત્તા સર્વોપરિ સ્થાપવાના હેતુ નજીક મૃત્યુનો ઉપયોગ કરતા હતા. આ ઉદ્દેશે તેઓ બાળવાને બદલે શબને દાટવાનું કહેતા, અને ભૂત પિશાચ અને ચમત્કારની વાતો કરતા ઘણા ખરા વહેમો બે બાબતો વિષે જ હોય છે મૃત્યુની ધાસ્તી અને છંદગીનો દરેક બનાવ ઇશ્વરીક ચમત્કારનું પરિણામ છે એવી માન્યતા. મધ્ય કાળમાં પ્રથમ જાતના વહેમો ઘણા પ્રબલ હતા. પ્રાચીન કાળમાં બીજી જાતના વહેમો પ્રચલિત હતા. અંધારામાં હાઉ ઉભો છે એમ કહી માતા જેમ બાળકને આધાકિન રાખે છે તેમ મધ્ય કાળના ધર્મગુરૂઓ પણ મૃત્યુની ધાસ્તી બતાવી માણસોને વશ રાખતા અને કેળવણી, આદિત્ય અને કળા ઘણા વખત સુધી તેમના હાથમાં રહેતા હોવાથી સૈકાઓ પર્યન્ત તેમણે ઉપજાવેલી મૃત્યુની ધાસ્તીઓનો બોજો લોકોની કલ્પના ઉપર રહ્યો હતો. આમ મૃત્યુ પરત્વે તત્વચિંતકો અને ખ્રિસ્તિ ગુરૂઓના મત જુદા જુદા હતા. મનુષ્ય અપૂર્ણ પ્રાણી છે એટલુંજ નહિ પણ ભ્રષ્ટ છે, અને તેના પાપના પરિણામે મૃત્યુની શિક્ષા તેને માથે ચોટી છે એ સિદ્ધાન્ત આદમ જાતને કેવળ નવો જ હતો અને દુનિયાના નૈતિક ઇતિહાસ ઉપર એ સિદ્ધાન્તની અસર ઘણી ગભીર થઇ છે

તેમનુ આ મત-ભિન્નત્વ આત્મ-હત્યાની વિચારણાથી વળી વધારે સ્પષ્ટ થાય છે. કેટલાક પ્રાચીન તત્વચિંતકો આત્મહત્યાની વિરૂદ્ધ હતા એ

વાત ખરી, તથાપિ એકંદરે તે કાળે આત્મહત્યામાં પાપ ગણાતું નહોતું. કર્તવ્ય કરતાં માણસે ડરવાનું નથી; છતાં પોતાની જીંદગીનો ચાહે તેવો ઉપયોગ કરવાનો દરેક માણસને હક છે એમ સ્ટૉઇક લોકો માનતા. પ્રાચીનકાળના લોકો મૃત્યુ તરફ જે દૃષ્ટિથી જોતા હતા તેનું આ પરિણામ છે. અને વળી જ્યાં લોકો આત્મહત્યા પ્રત્યે નાખુશીની નજરથી જોતા નથી ત્યાં તે કાર્યની શરમ જતાં તેનો ઘણો ખરો ગુનો જતો રહે છે, કારણ કે આત્મ-હત્યામાં જો ગુનો જ થતો હોય તો તે ગુનો બાપો મરનારનાં કુટુંબને ઉપજતા કલંક અને દુઃખને લીધે થઇ જતો નથી એમ જે દૃઢ રીતે માનતા હોય છે તેઓ તુરત કબુલ કરશે કે તે દુઃખ અને કલંકને લીધે તે ગુનો વધારે મોટો ગુનો બને છે. પરંતુ પ્રાચીનકાળમાં તે ગુનો જ ગણાતો ન હોવાથી તેને વધારે મોટા થવાપણું રહેતું નહોતું. એપિક્યુરસ પૂછતો કે તમારી પાસે મોત આવે તેના કરતાં તમે મોત પાસે જાઓ તે સારૂં કે નહિ? અને તેના કેટલાક અનુયાયીઓએ આત્મહત્યા કરેલી છે. પ્લિની કહેતો કે માણસ પોતાની મેળે મરી શકે છે એટલી ઇશ્વર કરતાં એનામાં વિશેષતા છે. ઇશ્વરનો ઉપકાર માનવો જોઇએ કે દુનિયામાં ઝેરી વનસ્પતિ એણે બનાવી છે. સીરેનેક મતવાળા મોજવાદી હતા; પણ તેનો એક મોટો અનુયાયી કહેતો કે જીંદગી ચિંતાથી એટલી બધી ભરપૂર છે કે મૃત્યુમાં જ માણસોએ મોટામાં મોટું ભાગ્ય માનવું જોઇએ; અને આ ઉપદેશથી અનેક માણસો આત્મ-હત્યા કરવા લાગ્યાં હતાં.

પરંતુ રોમન રાજ્યમાં અને રોમન સ્ટૉઇકોમાં આપઘાત કરવાનું ઘેલું લોકોને ઘણું લાગ્યું હતું. મૂળથીજ અમુક પ્રસંગે થતો આત્મ-ઘાત નરમેધ જેવી ધાર્મિક ક્રિયાનો એક પ્રકાર ગણાતો હતો. અને પાછળથી તેમાં બીજાં ઘણાં કારણો ભળતાં ગયાં. તરવારના પ્રાણ-ઘાતક ખેલોને લીધે મૃત્યુથી ઉપજતી કમકમાટી ઓછી થઇ ગઇ. લડાઇમાં પકડાએલા કેદીઓ ગુલામગીરીના દુઃખમાંથી મુક્ત થવા આત્મ-હત્યા કરતા. રાજકીય કેદીઓને પોતાને હાથે મરવાની ફરજ પાડવામાં આવતી. અને સીઝર વંશના રાજાઓના તુંડમી અને ઘાતકી જુલમથી આત્મ-ઘાતના અનેક દાખલા બન

લાગ્યા હતા. અને તેથી લોક-વિચારનો અમુક પ્રવાહ વહેવા લાગ્યો. શારીરિક જુલમ ગુજારવાનાં સાધનો ગમે તેવાં ક્રૂર હોય, પણ તે બધાં મૃત્યુ આગળ નકામાં છે. મૃત્યુથી સ્વતંત્રતા પ્રાપ્ત થાય છે. મોતેય મરવું અને કમોતેય મરવું. ત્યારે આપણે હાથે જ આપણો અંત આણવો શું ખોટો? ઝેર ખાઓ, ફાંસો ખાઓ, તલવારથી મરો, પણ મરો; અને ગુલામગીરીના જીવનમાંથી છૂટો. જન્મવાનો રસ્તો એક જ છે, પણ મરવાના અનેક છે. તેમાંથી ફાવે તે પસંદ કરી લ્યો. કેવી કુદરતની કૃપા! માણસો કહે છે કે જીંદગી દુઃખની ભરેલી છે, પણ તેમનો મરવાનો હક ક્યાં જતો રહ્યો છે! અને તેથી દુઃખ પણ ક્યાં રહ્યું! જીંદગીમાં આનંદ હોય તો જીવજો. નહિ તો જ્યાંથી આવ્યા ત્યાં પાછા જવાની તમારી સ્વતંત્રતા કોઈ છીનવી લે એમ નથી જ. જીવવાનું કોઈને બંધન નથી.

રોમના સ્ટૉઇક ઉપદેશકો આવો બોધ કરતા. કાયદામાં પણ એ હકનો સ્વીકાર હતો. પણ સમય જતાં બે અંકુશ તેના ઉપર મૂકાયા હતા. રાજદ્રોહ ગુનેગારોના મૃત દેહને અપમાન આપવામાં આવતું અને તેમની મીલ્કત જપ્ત થતી. એમાંથી બચી જવા તેઓ આપઘાત કરતા. તેથી એવો કાયદો થયો કે એવો ગુનેગાર આપઘાત કરે તોપણ તેને કાયદા પ્રમાણે બધી શિક્ષા કરવી. વળી હેડ્રિયનના સમયમાં રોમન સીપાઈનો આપઘાત વગર રજાએ નોકરીના ત્યાગની બરાબર ગણાતો. આ બે અપવાદ સિવાય આત્મહત્યાની છૂટ હતી. તેથી ભિન્ન ભિન્ન બહાને અનેક માણસો આત્મહત્યા કરતા. પોતાના શેઠ કે સ્વામીનાં મડદાની સાથે લોકો સમક્ષ તેઓ બળી મરતા. રોગનો છેવટનો વૈદ્ય મૃત્યુ ગણાતું અને આત્મઘાત કરતાં ડરે તે બાયલો લેખાતો. જીંદગી છોકરાંની રમત જેવી છે; ન ગમે ત્યારે ચાલ્યા જવું. મૃત્યુનું દ્વાર હમેશાં ઉઘાડું જ છે. રોગ મટે તેમ હોય અથવા વૃદ્ધાવસ્થામાં હાથ પગ અને ઇંદ્રિયો સાજી તાજી હોય તો જીવવામાં અડચણ નથી નહિ તો જીવીને શા માટે દુઃખી થવું? આવા વિચાર લોકોના તે સમયે હતા; અને તે પ્રમાણે આચરણ પણ તેઓ કરતા. અસાધ્ય રોગની પીડા-
[illegible] આપઘાત કરવા વખતે

સમજાવતી અને સાથે પોતે પણ મરતી.

રોમના સ્ટૉઇક મતનું શિરોબિંદુ આપઘાતનો સિદ્ધાંત છે. તે લોકોના મગરૂર, સ્વાશ્રયી, અને કડક સ્વભાવને અસંત દુઃખ અને નિરાશાના વખતે તેમનો અંત આણવા આવી ચોક્કસ બારીની જરૂર હતી. સ્ટૉઇક મત આશાનું કોઇ દ્વાર ખુલ્લું કરી આપતો નથી, પણ કશાથી નહિ ડરવાનો ઉપદેશ એ બેશક આપે છે. મૃત્યુથી સઘળાં દુઃખનો અંત આવે છે એવા વિચારથી જીંદગીની ઘણી કડવાશ ઓછી થઈ જાય છે. સ્ટૉઇક મતમાં સદ્‌ગુણ અને મગરૂરી સાથે રહેલાં છે અને ઉચ્ચ ઉદ્દેશે તેમના સંમેલનથી નીતિની કેવી સંસ્થા ઉપજી આવે તેનું દૃષ્ટાંત એ મત છે. 'મેં તો તુમારી ગૌઆં હૂં' એવી સ્વભાવની કંગાળીઅત કે સ્વમાન–ભગની તે મતમાં વાત જ નથી. જીવતાં કે મરતાં સદાચારી સ્ટૉઇક સીધો અને અક્કડ જ રહેતો હતો.

પરંતુ અહીં જરીક પાછળ દૃષ્ટિ કરી સિંહાવલોકન આપણે કરી લઇએ કે જેથી આગળ ચાલવું વધારે સુગમ થાય. વ્યવહારમાં આચરણનો નમુનો ઉપસ્થિત થયા પછી જ નીતિમાં તેને અનુરૂપ સિદ્ધાંતનું બુદ્ધિપૂર્વક સ્થાપન થાય છે એ નિયમ રોમને પણ લાગુ પડે છે. રોમનું પ્રજાસત્તાક રાજ્ય સૈનિક વિજયના ઉદ્દેશે જ યોજિત થયું હતું; તેથી સૈનિક સમાજના સદાચાર અને દુરાચાર તેનામાં આવ્યા હતા. સૈનિક જીવન કોમળ સદાચારોને પ્રતિકૂળ અને આત્મ–ભોગને અનુકૂળ હોય છે. રોમના લોકો જાનની કિંમત બહુ ગણતા. લડાઇને લીધે નિરંતર ક્રૂરતાના પરિચિત થવાથી સ્વાભાવિક દયાનો અંશ તેમનામાં બહુ થોડો હતો. તેમની નૈતિક ભાવનાઓ લગભગ રાજકીય હતી, અને અડગ મગરૂરી તેમના સ્વભાવનું મુખ્ય તત્ત્વ હતું. તેથી તેમનામાં ખરી કોમળતા કે દીનતા નહોતી, અને સૈનિક જીવનમાં એ હોવી સંભવિત પણ નથી. સાદી, ઉગ્ર, ભારેખમ, પરંતુ અશિષ્ટ સૈનિક સર્વોત્તમતા તેમનામાં પકાતી. ઉદ્દેશની સૂક્ષ્મતા, વૃત્તિઓની રસિકતા, અને લાગણીઓની સુઘડતાની કિમ્મત તેઓ ભાગ્યે જ સમજી શકતા. પરંતુ તેઓ નિઃસ્વાર્થી અને આત્મ–ભોગ આપનારા હતા. ધૈર્યથી મૃત્યુની સામે થવાનો ગુણ તેમનામાં હતો. તેમની રસોઈ સાદી, કરકસરવાળી,

આબરૂદાર અને મહેનતુ હતી ઉપરાંત તેઓ જીતેંદ્રિય, ગર્વદ્વેષને મારી શકે એવા, લોકપ્રિયતાના ભોગે પણ પોતાનો ઉદ્દેશ જાળવવામાં દૃઢ અને કર્તવ્યપરાયણ હતા. સ્વદેશાભિમાનને લીધે તેમનામાં ઘણા સદાચાર આવ્યા હતા.

આવા સંજોગોમાં તેમને ગ્રીક તત્ત્વવેત્તાઓનો સંસર્ગ થયો; સ્ટોઇક અને એપિક્યુરિયન મતની તેમનામાં ચર્ચા થવા લાગી; અને જો કે ઍપિક્યુરસના મતનો પ્રચાર તેમનામાં ઘણો થયો હતો, પરંતુ સ્ટોઇક મત તેમના ખમીરને અનુકૂળ હોવાથી સુધરેલા વર્ગને તે મત ધર્મરૂપ થઇ પડ્યો.

સ્ટોઇક મત પ્રમાણે આપણી વિવેક બુદ્ધિ જીવનનો એક અમુક કાયદો આપણને પ્રત્યક્ષ બતાવે છે અને સુખ દુઃખ કે સ્વાર્થની કોઇ પણ ગણત્રી રાખ્યા વિના તે કાયદાને અનુસરી આપણે ચાલવાનું છે. આપણી ઇચ્છા શક્તિનું નિયમન વિવેક બુદ્ધિથી જ થવુ જોઇએ. કામક્રોધાદિ વિકારો એક જાતના રોગ જ છે. આપણી ઇચ્છાશક્તિને ઉન્નત કરી દૃઢ કરવી, અને વિકારોને મોળા પાડી છેક હેઠે બેસારી દેવા એ વાત સ્ટૉઇક મતમાં મુખ્ય છે; અને માણસથી એ વાત બની શકે એવી છે વર્તમાન જીંદગી સિવાય બીજા કશાની દરકાર રાખવાની એને જરૂર નથી; તેથી મૃત્યુ જોઇ દિલગીર થવાની કે ગભરાવાની તેને કાંઇ જરૂર નથી; અને તેની મરજી હોય તો આપઘાત કરવાનો તેનો હક છે. આવો એ મતનો ઉપદેશ હતો.

રોમન લોકોને આ બધી વાતો બહુ ભાવતી આવી, અને તેથી સ્ટૉઇક મત તેમનામાં પ્રબળ થયો; અને તે એટલે સુધી કે સંજોગ બદલાતાં લોકોના આચરણમાં ફેર પડવા લાગ્યો ત્યારે પણ તે મત દૃઢતાથી તેની સામે થયો. લોક-વિચારને માન આપી પોતાન સિદ્ધાંતમાં કાંઇપણ ફેરફાર કરી લોકોને રાજી રાખવાની સ્ટૉઇક મતે સાફ ના કહી છે. સુધારા તો દુનિયામાં ઘણા થયા છે અને થશે, પણ આ વાતને લીધે બીજા બધા સુધારકોથી સ્ટૉઇક મતવાળા જૂદા તરી આવે છે. પોતાના સિદ્ધાંતની વિશુદ્ધિ સ્ટૉઇક મતે કદિ છોડી દીધી નહોતી. અત્યંત અંધાધુંધી અને ભ્રષ્ટતાના સમયમાં પણ સારાનરસાનો ભેદ રોમન લોકોના વિચારમાંથી ભુંસાઇ

ગયો નહોતો. પોતાની આસપાસ ભ્રષ્ટતા પ્રસરેલી જોઇને પણ સ્ટૉઇક લોકોએ પોતાનું ધોરણ કદિ નીચું કર્યું નહોતું. આમ એક તરફથી સ્ટૉઇક મતની સખ્તાઇ અને બીજી તરફથી લોકોની વિલાસ-વૃત્તિ એવાં બે તત્ત્વ રોમના સામ્રાજ્ય સમયમાં સામસામાં ઉભાં થયાં.

સુધારો વધતાં માણસોના નૈતિક અને માનસિક વિચારની દૃષ્ટિ-મર્યાદા વિસ્તૃત થાયછે એ સત્યનો સ્વીકાર સ્ટૉઇક મતે કર્યો નહિ. રોમમાં સ્ટૉઇક મતનો પ્રવેશ થયા પછી અને ખ્રિસ્તિ ધર્મનું સ્થાપન થયા પૂર્વે, રાજકીય પરિવર્તનના અંગે લોકોના નીતિના વિચાર પણ બદલાઇ ગયા હતા. આ ફેરફાર બે પ્રકારના હતાઃ એક તો, આત્મ-ભોગના ઉગ્ર સદાચારની જગા શુભેચ્છાના કોમળ સદાચારે લેવા માંડી; અને બીજો, નૈતિક મહદયતા ધીમે ધીમે વધીને સઘળા વર્ગ અને સઘળી પ્રજાઓમાં ફેલાઈ ગઇ. આ બદલાએલા સમયને સ્ટૉઇક મત અનુકૂળ આવ્યો નહિ, પણ ખ્રિસ્તિ ધર્મને તે બહુ અનુકૂળ થઇ પડયો; અને તેથી જ એ ધર્મની ફતેહ થઇ. આ વાત કેમ બની તે હવે આપણે જોઇએ.

ગ્રીસ જીતાયાથી રોમ ગ્રીસના સંસર્ગમાં આવ્યું. ગ્રીસમાં કળા અને સાહિત્યનો વિકાસ થયો હતો. ગ્રીક લોકો તરવારના પ્રાણઘાતક ખેલોથી અજાણ્યા હતા; અને દિગ્વિજય કરી દેશો જીતવાનો તેમને શોખ નહોતો. તેથી તેમના જીવનમાં એક જાતની કોમળતા અને નરમાશ રહી હતી. વેરના હવસને જેમ બને તેમ દાબી દેવાનું પોતાનું કર્તવ્ય તેઓ સમજતા, અને દયા તેમનામાં પવિત્ર દેવી તરીકે પૂજાતી. રોમના શૂરવીર નરોમાં આ કોમળતા અને નરમાશ નહોતાં.

પરંતુ ગ્રીક લોકોમાં જો કે દયાનો ગુણ ઘણો હતો, પણ સર્વને સરખા ગણવાનો સદાચાર તેમનામાં પ્રથમ નહોતો. અન્ય પ્રજાને ગ્રીક લોકો જંગલી કહેતા એ વાત પ્રસિદ્ધ છે. પરંતુ આ બાબતમાં તેમના વિચાર ધીમે ધીમે વિસ્તૃત થવા લાગ્યા. સોક્રેટિસના મરણ પછી દરેક બાબતમાં સ્વતન્ત્ર ટીકા થવા લાગી. સન્યાસવાદ (cynicism) અને એપિક્યુરસના મતનો પ્રસાર થતાં લોકો રાજકીય જીવનમાં નિસ્પૃહ થવા લાગ્યા. લોક-

માન્ય ધર્મોનો નાશ થયો અને પરિપક્વ સુધારા અને વિશાળ જ્ઞાનની સામે એકદેશી સાંકડા વિચાર ટકી શક્યા નહિ. આ બુદ્ધિવિષયક કારણોની સાથે રાજકીય કારણો પણ ભળ્યાં. સાર્વભૌમ રાજ્ય સ્થાપવાની અલેક્ઝાંડરની આકાંક્ષાએ સ્પાર્ટા અને એથેન્સની કીર્તિને ઝાંખી કરી નાખી; ભેદ–દૃષ્ટિને દૂર રાખી જીતાએલી પ્રજાને મોટા મોટા હક એણે આપ્યા; અને અલેક્ઝાંડ્રિયા શેહેરને વેપાર અને મિશ્ર–તત્ત્વજ્ઞાનનું કેંદ્ર સ્થાપ્યું. આ બન્ને જાતનાં કારણોથી ગ્રીક પ્રજા સર્વ પ્રત્યે સમાનદૃષ્ટિથી જોતાં શીખી.

આવા ગ્રીક લોકો ઉપર રોમન લોકોએ વિજય તો મેળવ્યો, પણ ભાષા, વિચાર અને તત્ત્વજ્ઞાનમાં ગ્રીક લોકો તેમનાથી ચઢીઆતા હતા; તેથી રોમના લોકો ઉપર તેમની જબરી છાપ પડવા લાગી. રોમનો સર્વોત્તમ સદાચાર સ્ટૉઇક મતદ્વારા પ્રતીત થવા લાગ્યો, અને દુરાચાર એપિક્યુરસના મતથી આચ્છાદિત થવા લાગ્યો. સારાં પુસ્તકો ગ્રીક ભાષામાં લખાવા લાગ્યાં; અને ગ્રીક કારીગરો રોમમાં ઉભરાવા લાગ્યા. નાટકશાળાઓ શરૂ થઈ, અને ગ્રીક ગુલામો મોટી મોટી કિંમતે ખરીદાવા લાગ્યા. એથેન્સની હરકોઇ સુંદર વસ્તુ રોમમાં આવવા લાગી. રોમની મૂળ સાદાઇ આમ નષ્ટ થવા લાગી, પણ સહૃદયતા વધવા લાગી.

એ જ સમયે એક બીજો મોટો ફેરફાર પણ રોમમાં થતો હતો. અમીર વર્ગ અને સામાન્ય લોકો વચ્ચે કુસંપ વધતાં માંહોમાંહે લડાઇઓ થવા લાગી અને પરિણામે સીઝરનું જોર વધતાં રોમમાં શેહેનશાહતની સ્થાપના થઇ. વર્ગ–ભેદ શેહેનશાહતને પ્રતિકૂળ જણાયો અને તેથી શેહેનશાહો અમીરવર્ગને કચરવા લાગ્યા અને લોકોને ખુશી કરી તેમને પ્રિય થવાનો પ્રયાસ કરવા લાગ્યા. આથી ઘણા અમીરોનો ઘાણ વળી ગયો અને બાકીના સાર્વજનિક રમતગમત અને મોજવિલાસના ખરચમાં ડૂલી ગયા. બીજી તરફથી નવીન વર્ગમાં પૈસો વધવા લાગ્યો; અને સામાન્ય વર્ગના લોકો શેહેનશાહના માનીતા થઇ રાજ્યમાં મોટા મોટા અધિકાર ભોગવવા લાગ્યા; અને કંઈ કંઈ ઉથલપાથલ કરવા લાગ્યા.

આમ વર્ગ–ભેદ ભુંસાવા લાગ્યો અને રોમની રાજ–સભામાં પ્રથમ રોમ-

નો જ બેસતા ત્યાં હવે વિદેશીઓ પણ બેસવા લાગ્યા. વળી રાજ્યના વિસ્તારને લીધે ઘણા સિપાહીઓને લાંબા વખત સુધી પ્રાંતોમાં દૂર રહેવું પડતું અને તેથી વિદેશીય રીતરિવાજો રોમમાં દાખલ થવા લાગ્યા. વિશાળ રાજ્યની રાજધાની હોવાથી, અનેક પ્રસંગોને લઇને રોમમાં અનેક જાતના માણસોનો મેળો થવા લાગ્યો. અને અનેક જાતની ભાષા અને વિચાર, અનેક જાતના ધર્મ-પંથો અને મત મતાંતર, તરેહવાર સદાચાર અને દુરાચાર, રોમમાં પ્રચાર પામવા લાગ્યાં. મુસાફરીની સગવડો વધી હતી અને અનેક બાબે રોમના લોકો મુસાફરી કરતા, અને તેમની વિલાસ-વૃત્તિને સંતોષવા અનેક માણસો વસ્તુઓ લઈ રોમમાં આવતા, કોઇના ધર્મમાં રાજ્ય વચ્ચે પડતું નહિ; તેથી દરેક ધર્મ પોતાનો મત ફેલાવવાનો આગ્રહ રાખતો. મીસરના ધર્મ અને તત્ત્વદર્શનોથી લોકો ઘેલા ઘેલા થઇ જવા લાગ્યા, અને ઓગસ્ટસના સમયમાં પણ હજારો યાહુદીઓ રોમમાં રહેતા હતા, અને તેમની રીતભાત અને ધર્મ લોકોમાં બહુ પ્રસરવા લાગ્યા હતા.

ગુલામોના સંબંધમાં પણ મોટો ફેરફાર થયો હતો. ઘણા ગુલામો જાતે વૈદ્ય અને કારીગર હતા. કેટલાક ઉત્તમ ગ્રંથકાર પણ હતા અણીને સમયે આ ગુલામો ધૈર્ય અને નિમકહલાલી બતાવતા. આવા કારણોને લીધે ગુલામ અને શેઠ વચ્ચેનો ભેદ પણ ત્વરાથી ભૂંસાવા લાગ્યો. વળી વારંવાર થતી લડાઇને લીધે જોઇએ તેટલા ગુલામો મેળવવાની અડચણ આવતી નહિ, તેથી નિમકહલાલ નોકરીના બદલામાં ગુલામો ઝટ સ્વતંત્ર થઈ જતા. અનેક કારણોને લીધે શેઠ પણ પોતાના ગુલામોને સ્વતંત્ર કરતા, અને છૂટા થએલા ગુલામો ઉપર અને તેમના છોકરાઓ ઉપર પણ શેઠનો મુરબ્બીવટનો હક રહેતો; તેથી એકંદરે ગુલામોને છૂટા કરવામાં શેઠનો સ્વાર્થ પણ રહેતો. આવા સ્વતંત્ર થએલા ગુલામોની સંખ્યા રોમમાં ઘણી જ વધી પડી હતી.

આમ સંજોગના બળે રોમનો સમય છેક બદલાઈ ગયો અને ચારેપાસ નાના મોટાનો અને ઉચ્ચ નીચનો ભેદ ભુંસાઇ જતો હતો અને સૌ સરખા છે એવી લાગણી લોકોમાં ઉભી થવા લાગી હતી. પરંતુ રોમની

રાજ્ય પદ્ધતિથી ફેરફારના આ ચક્રમાં ત્વરિત ગતિ આવી એ વાત પણ નિઃસંશય છે. રોમના પ્રજાસત્તાક સમયમાં જીતાએલા અનેક દેશોને કેમ સાચવી રાખવા એ પ્રશ્નનો નિર્ણય સાર્વભૌમ રાજ્યના સમયમાં રોમવાસીઓને કરવાનો હતો. જૂદા જૂદા સ્વભાવ, ધર્મ, ભાષા, રીતરિવાજ અને રસમવાળી ભિન્ન ભિન્ન જાતોને એક રાજસત્તા નીચે સલાહ સંપથી કેમ રાખવી એ દુર્ઘટ પ્રશ્નનું નિરાકરણ અર્વાચીન સમયે બ્રિટિશ સલ્તનતમાં સ્થાનિક કાયદાથી થાય છે, જે વાત હાલમાં 'સ્વરાજ્ય'ના નામથી પ્રસિદ્ધ છે. પરંતુ જીતાએલા દેશોનું સાંત્વન રોમન લોકો બીજી રીતે કરતા. પ્રથમ તો તેમના રીતરિવાજ અને ધર્મમાં તેઓ બિલકુલ વચ્ચે પડતા નહિ. અને ધીમે ધીમે તેમને પોતાના જેવા જ હકો તેઓ આપતા. તેમના ઉપર વિશ્વાસ રાખી દેશના સંરક્ષણનું કામ પણ તેઓ તેમને સોંપતા. રાજ્યની મોટી મોટી નોકરીઓમાં તેમને દાખલ કરતા; અને રોમવાસીનો હક પણ તેમને આપતા. આથી કરીને લોકો શહેનશાહને વફાદાર રહેતા.

આ પ્રમાણે સર્વત્ર સેળભેળનો પ્રકાર ચાલુ રહેતાં રોમન લોકોનું આખું જીવન ફરી ગયું: અને તેથી તેમના નૈતિક વિચારોમાં પણ મોટો ફેરફાર થઇ ગયો. પ્રાચીન સમયમાં જે રોમ સાંકડા, સૈનિક અને સ્વદેશાભિમાની સદ્ગુણોનું સ્થળ હતું, તે જ રોમ હવે વિસ્તૃત માનુષી પ્રેમ અને સહૃદયતાનુ ધામ થઈ પડયું. આ સ્થિતિ સ્ટૉઇકમતને અનુકૂળ હતી. પ્રથમથી જ તે મતમાં સાર્વત્રિક ભ્રાતૃભાવનો સ્વીકાર હતો. સ્ટૉઇકમતવાળાને શ્રેયની બીજ માત્ર સદાચાર જ હોવાથી અન્ય કશાની અપેક્ષા તેને નહોતી. તેથી ઉંચા કૂળમાં જન્મ, પદવી, દેશ કે દ્રવ્ય એ બધાં જીંદગીમાં અકસ્માતરૂપે તેને લાગતી; માટે તેમને લીધે માણસ માણસમાં ભેદ પડે નહિ. માત્ર સદાચારમાં જ એક માણસ બીજાથી ચઢીઆતો હોઇ શકે છે. બધાં માણસો એક જ ઇશ્વરના અંશ છે; તેથી એક કુટુંબી આપણે, એક પિતા પરિવાર'—એ સૂત્ર એ મતનું મુખ્ય હતું: અને રોમના લોકોને સંજોગોના બળે એ વાત પ્રાપ્ત જ હતી. સિસેરો કહેતો કે માણસનો જન્મ બીજાં મનુષ્યોને સહાય કરવા માટે છે. માણસે માણસનુ ભલું ચાહવું જ

જોઈએ. મોટો કોણ અને નાનો કોણ? અમીર, ગુલામ અને સ્વતંત્ર થએલો પરિજન—એ સૌ સરખા જ છે. 'દુનિયા અમારો દેશ છે અને દેવો અમારા રક્ષક છે.' ડાહ્યો માણસ તો સમજે જ કે બીજાના ભલામાં જ પોતાનું ભલું છે, કારણ જે કુદરતનો કાયદો જ એવો છે. માણસનો જન્મ તેને પોતાને માટે નથી, પણ આખી દુનિયાને માટે છે. સ્ટૉઇક મતને આ બધા વિચાર અનુકૂળ હતા.

પરંતુ સુધારો વધતાં કોમળ લાગણીઓનો જે વિકાસ થવા માંડે છે તે વિકાસને અનુકૂળ સ્ટૉઇક મત નહોતો. સમાજના સંજોગ બદલાતાં રોમન લોકોમાં નરમાશ અને વિલાસની જે વૃત્તિઓ ઉપજતી હતી તેમને અનુમોદન આપે એવા તત્ત્વની સ્ટૉઇકમતમાં ગેરહાજરી હતી. સ્ટૉઇકમત નીતિમાં ભવ્ય પણ સખ્ત હતો અને રહ્યો. તેથી કરીને મિશ્ર–મતવાદીઓનો વર્ગ ઉભો થયો, અને કોમળ સદાચાર આગળ આવવા લાગ્યા. સગાં સ્નેહીઓના મૃત્યુથી સ્ટૉઇક તત્ત્વજ્ઞનું હૃદય અસ્પર્શ્ય રહેતું તે વાત વખોડાવા લાગી: અને નિર્મળતા અને શોકના પ્રસંગોમાંથી પણ કેટલાંક મદ્‌વર્તન પ્રાપ્ત થાય છે એ વાતનો આદર થવા લાગ્યો. આ ભેદ સેનિકા અને પ્લુટાર્કની સરખામણી કરતાં સ્પષ્ટ થશે. સેનિકા સર્વાંશે પુરૂષ હતો, પ્લુટાર્કમાં કાંઇક સ્ત્રીનો અંશ હતો. આરબ્ધવશાત્ જે બને છે તેને માટે શોકનું કાંઈ પણ ચિન્હ બતાવ્યા વિના તેને તાબે થવું એવો ઉપદેશ સેનિકા આપે છે; પોતાના મરી ગએલા બાળકને માટે વિલાપ કરતી માતાને આશ્વાસન આપવા પ્લુટાર્ક તૈયાર છે. સ્ત્રીનો સદાચાર અને તેના પ્રેમની પવિત્રતા પ્લુટાર્ક સમજતો હતો. જે જે વાતથી દિલાસો મળે તેનો સમહ કરવામાં પ્લુટાર્ક ચતુર હતો. સેનિકાને એવાં ચારિત્ર્ય જોઈતાં હતાં કે જેને દિલાસાની જરૂર જ ન પડે.

પ્રવૃત્તિશીલ અને વ્યવહારપ્રિય રોમન પ્રજાને કેવળ વિચારની વાત મોહક લાગે એમ નહોતું. તેથી સ્ટૉઇક મતમાં પોતાને અનુકૂળ હતું તેટલું રોમન લોકોએ સ્વીકારી લીધું. બાકીની બાબતમાં સ્ટૉઇક મત પણ તેમનામાં રૂપાંતર પામતો ગયો. સ્ટૉઇક મતમાં ખ્રિસ્તિ ધર્મના જેવી ધર્મ-

ભાવના નહોતી. પરંતુ સદાચાર ઇશ્વરનો અંશ લેખાતો, અને તેથી સદાચારી માણસ ઇશ્વર તુલ્ય પૂજાતો. રૂપાંતર પામેલા સ્ટૉઇક મનમાં આ વાત ધીમે ધીમે બદલાઇ ગઇ; અને મનુષ્યથી સ્વતંત્ર સગુણ ઇશ્વરની ઉપાસના થવા લાગી. એપિક્ટેટસ કહેતો કે ઇશ્વર છે અને તે સર્વજ્ઞ છે એ વાત પ્રથમ શીખવાની છે. ઓરડાનાં બારણાં બંધ કરી અંધારામાં તમે ચુપચુપ બેસો તે ઉપરથી એમ ન સમજશો કે ત્યાં તમે એકલા જ છો; કારણ કે ઓરડામાં ઇશ્વર પણ છે. આવા પ્રભુનાં યશોગાન ગાઓ ! આવી ધર્મભાવના 'માર્ક્સ ઑરેલિયસનાં મનન' નામના પુસ્તકમાં પણ દેખાય છે. છતાં બન્નેના વિચારમાં એક ભેદ છે. એપિક્ટેટસના મત પ્રમાણે મનુષ્ય ઇશ્વરનું સંતાન હોવાથી ભવ્ય સદાચારના બળે ઇશ્વરની તુલ્ય થવાની તેનામાં શક્તિ છે. તેથી મનુષ્યે ગર્વિષ્ટ ન થવું, છતાં પોતાની આ શક્તિનો શાંત અને ગંભીર વિશ્વાસ તો એને હોવો જ જોઇએ. માર્ક્સ ઑરેલિયસ કહેતો કે મનુષ્ય સબળ નહિ, પણ બહુ નિર્બળ પ્રાણી છે. ગમે તેવો સદાચારી માણસ પણ અંતે નિર્બળ છે. માણસ તે માણસ અને પ્રભુ તે પ્રભુ, ખ્રિસ્તિ ધર્મ 'દીનતા' નો જે પાઠ શીખવે છે તેને આ વાત અનુકૂળ છે.

બીજું રૂપાંતર એ થયું કે સ્ટૉઇક મન પાછળથી વધારે વધારે અંતરાભિમુખ થતો ગયો. અને તેથી આત્મ-નિરીક્ષણ અને વિચારોની વિશુદ્ધિ અગ્રસ્થાને આવ્યાં. તેથી રાત્રીએ સૂતી વખતે પોતાનાં કાર્યો અને વિચારો તપાસી જોવાનો પ્રચાર વધતો ગયો. કાર્યો ઉપર જ માણસોના વિચારો પ્રથમ સ્થિત થતા તે હવે ભાવનાઓ અને અંતરના વિચારો ઉપર સ્થિત થવા લાગ્યા; અને ભાવનાઓને કેળવવાનું કર્તવ્ય સમજાવા લાગ્યું. દેવની આરાધના ધર્મ ક્રિયાથી નહિ, પણ શુદ્ધ ભાવનાથી થવી જોઇએ એવો વિચાર પ્રબળ થયો. હૃદયની ભાવનાઓ એવી રીતે કેળવાવી જોઇએ કે કોઇ સુંદર સ્ત્રીને જોઇ 'તેના સ્વામીના અહો ભાગ્ય!' એટલો પણ ઉદ્ગાર અંતરમાં ન ઉઠે. અત્યંત જાગ્રતિથી માણસે પોતાના અંતરના વિચારોનું નિરીક્ષણ કરતા રહેવું જોઇએ.

આવા સિદ્ધાંતનું સર્વોત્તમ દૃષ્ટાંત માર્ક્સ ઑરેલિયસ પોતે જ હતો.

તે સ્વભાવે સરલ, બાળકવત્ નિર્દોષ અને અત્યંત સ્નેહાળ હતો. બુદ્ધિની પ્રબળતા રહિત, ચપળ અને સાર્વજનિક પ્રવૃત્તિ કરતાં મનન, વિચાર, એકાંત અને મૈત્રીની વધારે ઈચ્છાવાળો, રાજાની જાહોજલાલી અને વૈભવનો તદ્દન નિસ્પૃહી, વિદ્વત્તાના ડોળનો કાંઈક શોખીન એવો આ રોમનો શહેનશાહ મનને મજબુત કરે એવા ગ્રીકોના તત્ત્વજ્ઞાનનો શિષ્ય થયો; અને એ તત્ત્વજ્ઞાને એને સંપૂર્ણ સદાચારી બનાવ્યો. તેના સમયમાં રોમનો જનસમાજ તદ્દન સડી ગયો હતો અને દુરાચારને માટે રોમ મશહુર હતું. છતાં લોકો એને ઈશ્વરરૂપ માનતા. એના 'મનન'માં એના આંતરિક વિચારો અને ભાવનાઓ સુસ્પષ્ટ રીતે આલેખાયા છે. એના હૃદયની વિશુદ્ધિ સ્થિર તારાના ચકચકિત પ્રકાશ જેવી હતી. વિશાળ રાજ્યનો શહેનશાહ છતાં સરળા માણસોને સરખા ગણવાનો તેના હૃદયનો ઉત્તમ લાભ હતો અને પ્રજાગણની સ્વતંત્રતાને માન આપવાનું પોતાનું કર્તવ્ય એ ગણતો. રાજકીય કુશળતાની ખામી છતાં સતત ઉદ્યોગ અને ખંતથી પોતાને પ્રાપ્ત થએલ મહાન્ પદવીનાં કર્તવ્ય એ કરતો. છતાં નાની નાની બાબતોમાં પણ સભ્યતા અને સદાચાર સાચવવાનો તેનો આગ્રહ હતો. કોઈ વિલાસ વૃત્તિને પોતાની કલ્પનામાં પણ એ પેસવા દેતો નહિ. સભાન કે વિચારમાં જરીક પણ ભૂલ થતી તો ખંતથી તેને એ સુધારી લેતો અને આ બધું એક શહેનશાહ કરતો! પરંતુ તેની ખરી ખુબી તો એ છે કે લોક-પ્રેમથી પ્રેરાઈ પોતાના ઉત્તમ વિચારોને અમલમાં મુકતાં કાંઈ પણ ધમાંધતા કે જુલમ એણે કર્યો નથી. સાધારણ માણસો પણ પોતાના વિચાર મનાવી સમાજ-સુધારો કરવાના ખંતી હોય છે અને આવો કોઈ માણસ જો રાજા હોય તો કાયદાથી લોકોને અંકુશમાં મેલી સુધારાને નામે જબરો જુલમ કરશે પણ માર્કસ ઓરેલિયસ આવી લાલચને વશ કદિ થયો નહોતો. તે કહેતો કે પ્લેટોનું પ્રજાસત્તાક રાજ્ય આ દુનિયામાં અશક્ય છે. કાયદાથી બળાત્કારે કરેલો સુધારો લોકોને કૃત્રિમ અને દાંભિક બનાવે છે. માણસોના વિચાર બદલાય, તો સુધારો એની મેળે થાય. અને માણસોના વિચાર બદલાવવા કોણ સમર્થ છે? તેથી કરીને બને

તેટલું કર્ત્તવ્ય કરી પરમ સંતોષ માનવો એ જ ઉચિત છે. આ ઉદ્દેશી તરવારના પ્રાણઘાતક ખેલો એણે ઓછા કર્યા; રોમની રાજ્યસભાને તે માન આપતો; અને જ્ઞાનનો પ્રચાર કરવા અને નીતિનો ઉપદેશ આપવા અધ્યાપકોની એણે વ્યવસ્થા કરી. પોતાના દરબારનો તમામ વિલાસી ખર્ચ ઓછો કરી પોતે દૃષ્ટાન્તરૂપ થયો; પરંતુ કાયદાના બંધનથી કૃત્રિમ સુધારો કરવાનો આગ્રહ એણે બિલકુલ રાખ્યો નહોતો. અજ્ઞાનતાને લીધે જ માણસો પાપમાં પ્રવૃત્ત થાય છે; તેથી તેમના ઉપર દયા રાખી બની શકે તો તેમને સુધારવાં. ઇશ્વર પણ એવાં માણસોને નીભાવી લે છે; તો તેમનાથી કદાળી જનાર ટૂંકી જીંદગીવાળો અને પાપી તું તે કોણ માત્ર જાણી જોઇને પાપ કોઇ કરતુંજ નથી; તેથી પોતાના દુશ્મનો ઉપર પણ પ્રેમ રાખતાં માણસે શીખવું જોઇએ. આ અન્ટર તેના ઉપર ગ્રીક ઉપદેશ ની થઇ હતી.

છતાં માર્કસ ઓરેલિયસનો સદાચાર સ્વરૂપે રોમન જ હતો. ખ્રિસ્તી સદાચારની પાયાભૂત પ્રબળ દીનતા તથા ઉંડી અને ગહન ધર્મ–ભાવના તેમાં નહોતી, તેમ સદાચારના સૌંદર્યની ગ્રીક રસજ્ઞતાનું ભાન પણ તેમાં નહોતું. કુદરતના કાયદાને અનુરૂપ જીવન જીવવું એ માણસનું કર્ત્તવ્ય છે એવું ભાન તેના સદાચારનો સિદ્ધાંત હતો. ઇશ્વર સર્વની સંભાળ રાખે છે એટલીજ તેની ધર્મ–ભાવના હતી. આત્માના અમરત્વ બાબત પણ તેને શંકા હતી. નિરુત્સાહની સાથે તેનામાં સદાચાર સંપૂર્ણ હતો એ આશ્ચર્યજનક વાત તેના સબંધમાં સાચી હતી. જૂઠા અને અન્યાયી માણસોની વચમાં રહીને ગુસ્સે થયા વિના સત્યવાદી અને ન્યાયી રહેવાનું પરમ કર્ત્તવ્ય એણે માન્યું હતું. પરંતુ એના અંતસમયે ઘણા કારણોને લીધે મનમાં એને દુઃખ થયું હતું એ વાત ઇતિહાસથી જાણીતી છે.

આમ જમાનાને આદર્શરૂપ ઑરેલિયસના જીવનમાં નીતિના બે પ્રવાહનું સમીલન આપણે જોઇએ છીએ. કેવળ વિચારશીલ અને સહૃદય–કોમળ સદાચારોને છૂંદી નાખવા એવો સ્ટૉઇક મત હતો; પણ જમાનાએ પોતાના જીવનમાં તેમને અવકાશ આપવા માંડયો હતો; છતાં સાર્વજનિક પ્રવૃત્તિ

શીલ સદાચારગેનો અન્ત હજી સુધી થયો નહોતો. ટૂંકામાં, આત્મ-ભોગ અને શૌર્યને હજી બહુ માન આપવામાં આવતું હતું, પરંતુ નરમાશ અને કોમળતા હવે આગળ પડવાં લાગ્યાં હતાં.

આ સમયના સન્જોગને લીધે આચરણને નવી દીશા પ્રાપ્ત થતી હતી એ વાત ખરી, પરંતુ રોમનો જન-સમૂહ એ વખતે એવો ભ્રષ્ટ થઇ ગયો હતો કે તેને કોઇ પણ જાતનો ઉપદેશ સુધારી શકે એમ નહોતું. અને તેનાં કારણ શોધવા મુશ્કેલ નથી. વૃદ્ધિ પામતા સુધારાની સાથે મોજશોખ અને વિલાસ પણ રોમન લોકોમાં આવવા લાગ્યા; અને તેથી કરીને રોમનું પ્રાથમિક સાદું જીવન અને તેના સદાચાર નાશ પામવા લાગ્યાં. પરંતુ વિલાસ-વૃત્તિની સાથે આવવા જોઇતા અન્ય સદાચાર તેમનામાં આવ્યા નહિ. સુધારો વધતાં રીતભાત વધારે સભ્ય થાય છે અને પરોપકાર બુદ્ધિ સતેજ થાય છે; બુદ્ધિની ચપળતા અનઔદ્યોગિક સાહસ વધે છે; રાજકીય લાભોનું ક્ષેત્ર વિસ્તાર પામે છે, અને 'મોટાઇના ખાસ સદાચાર' ઓછા થઇ જાય છે. તો તેને બદલે 'સમાનતા'ના સદાચાર વૃદ્ધિ પામે છે. દરેક પરિવર્તનમાં લાભ અને હાનિ બન્ને હોય છે, પણ રોમને આ સમયે લાભ વિના હાનિજ પ્રાપ્ત થઇ. આમ થવાનાં ત્રણ કારણો છેઃ સાર્વ-ભોમ રાજ્ય પદ્ધતિ, ગુલામગીરીની સ્થા અને તરવારના પ્રાણઘાતક ખેલ-રોમન લોકોના આચરણ ઉપર આ ત્રણેની કેવી ગંભીર અસર થઈ છે તે હવે ટૂંકામા આપણે જોઇએ.

સિદ્ધાંતમાં રોમનો શહેનશાહ પ્રજાનો પ્રતિનિધિ હતો. પરંતુ ધીમે ધીમેસઘી સત્તા એણે પોતાના હાથમાં કરી લીધી તેથી રાજ-સભાના મંત્રીઓ રાજાનાં રમકડાં થઇ નર્તના લાગ્યા. ગુપ્ત ચોરો અને ખાનગી જાસુસોની નખ્યા વધી પડી અને સભાની વિરૂદ્ધ થતા કોઇ કાવત્રાની તેઓ ખબર રાખતા અને ચાડી ચુગલી કરતા રાજદ્વારી પુરૂષોને અને તાલેવન ગૃહસ્થોને આ વર્ગ પીડારૂપ થવા લાગ્યો. અમીર વર્ગની દુર્દશા થતાં તે ગરીબ થઇ ગયો અથવા મોજશોખમાજ તેમની પ્રભુની પ્રવૃત્તિ રહેવા લાગી. અનાજથી કે રમતગમતોથી ગરીબ લોકોનુ સાન્તન થવા લાગ્યુ

અને લોકો પોતાને પવિત્ર ગણે એવા ઉદ્દેશથી શહેનશાહો પોતાની ધાર્મિક પૂજા કરાવવા લાગ્યા આ વહેમ કે જેનો અંશ હાલ પણ રાજાને અપાતા ઉપનામમાં જણાઈ આવે છે તે, કેવળ રાજકુશળ પુરૂષોનું સૂચન નહોતું. દિવ્ય પુરૂષોને લાંબા કાળ સુધી પ્રાચીન લોકોએ શ્રદ્ધાપૂર્વક માન આપ્યું છે, અને ઘણીવાર શહેરના સ્થાપનારની પૂજા થએલી છે. રાજાને ઇશ્વર કહેવામાં જો કે વધારે સંસ્કારી મનના માણસોને માત્ર અર્થ રહિત ખુશામત લાગતી, અને તેમ કહેવાથી જો કે તેની ઝીંદગી વિરૂદ્ધ અનેક કાવત્રાં થતાં અટકતાં નહિ કે તેની પછવાડે સખત ટીકા થતાં અટકતી નહિ, તથાપિ કોઇ ખાસ પ્રકારે શેહેનશાહ ઇશ્વરના રક્ષણમાં હોય છે એવી સામાન્ય રીતે લોકોની માન્યતા હતી. ઑગસ્ટ માસના સબંધમાં અનેક ચમત્કારિક વાતો કહેવામાં આવતી. દેવવાણીએ કહ્યું હતું કે જે શેહેરમાં એ જન્મ્યો હતો. તે શેહેર આખી દુનિયા ઉપર રાજ કરે એવા પુરૂષને જન્મ આપવાને નિર્મિત થયું હતુ. એના પિતામહના ઘરની આસપાસ દેડકાં ડરાંઉ ડરાંઉ કરતાં હતાં તેમને એણે ઠપકો આપ્યો એટલે તે ચૂપ થઇ ગયાં. એક ગરૂડ પક્ષી તેના હાથમાંથી રોટલીનો કટકો ઝડપી આકાશમાં ઉડી ગયું, અને પાછું આવી તે કટકો એને સોંપી ગયું: ઇત્યાદિ અનેક કથાઓ કહેવામાં આવતી. દરેક શેહેનશાહની આવી વાતો ચાલતી અને શેહેનશાહના મૃત્યુ સમયે પૃથ્વી ઉપર અને આકાશમાં ઉત્પાત થતા.

ઘણા ખરા શેહેનશાહો તો આ દૈવનાઈમાન અકરમ માત્ર દેખાવની ખાતર જ કબુલ કરતા, અને એકાદા બે શેહેનશાહો તો ચારિત્ર્ય અને રસજ્ઞતાની અત્યંત સાદાઇ પણ બતાવતા. એલક્ઝાંડર સેવેરસ અને જ્યુલિયન આ સાધારણ ખુશામતની ભાષા સ્વીકારતી ના પાડતા. નીરો પોતે પણ ગાયક અને નટ તરીકે વિજય મેળવવા પ્રયાસ કરતો, અને તેની ફુલની વૃત્તિ આવી ચતુરાઇથી જ સંતુષ્ટ થતી. પરંતુ કેલિગ્યુલા પોતાની દિવ્યતાને સાચી માનતો, અને ઘણી મૂર્તિઓ ઉપર જ્યુપિટરને બદલે પોતાના મસ્તકની પ્રતિકૃતિ મુકાવતો. તરવારના પ્રાણઘાતક ખેલમાં એક વખત ગાજવીજનું તોફાન થતાં રમત અટકી પડી. ત્યારે આ શેહેનશાહ ગુસ્સે થઇ પોતાની જગાએથી

ઉઠી કહેવા લાગ્યો કે એના સમયમાં બે રાજાઓનું રાજ્ય સહન થઈ શકશે નહિ: તેથી કાં તો એ નહિ અને કાં તો જ્યુપિટર નહિ.

પરિણામ એ આવ્યું કે દેવની મૂર્તિઓની માફક શેહેનશાહોની મૂર્તિઓ પણ પવિત્ર ગણાવા લાગી અને તે મૂર્તિઓને જરી પણ અપમાન આપવું એ મોટો ગુનો ગણાવા લાગ્યો. તેથી ગુલામો અને ગુનેગારો હાથમાં શેહેન-શાહની મૂર્તિ રાખી શેઠને કે ન્યાયાધીશને નિઃશંક બની ગાળો દેતા અને અનેક રીતે લોકોને મુસીબત પડવા લાગી. ગુપ્ત ચરો શેહેનશાહની મૂર્તિને અપમાન થયાની ચાડી ચૂગલી કરતા અને લોકોને હેરાન કરતા. એવું કહેવાય છે કે શેહેનશાહ ડોમિશિયનની મૂર્તિ આગળ એક સ્ત્રીએ પોતાનાં કપડાં ઉતાર્યાં તેથી તેને મોતની સજા કરવામાં આવી હતી. લોકો આમ કેવળ ગુલામ જેવા બની ગયા, અને શેહેનશાહો નિર્ભય બની અત્યંત જૂલમ કરવા લાગ્યા. કમકમાટી ઉપજાવે એવી ક્રૂરતા, દુષ્ટ અનાચાર અને ભ્રષ્ટ-મોજ વિલાસમાં તેઓ પ્રવૃત્ત થવા લાગ્યા: અને તેની ઘણી માઠી અસર સમાજમાં થવા લાગી. કેટલાક શેહેનશાહો બેશક ઘણા સારા હતા: પણ રાજદરબારની ભ્રષ્ટતા, ગુપ્ત દૂતોની યોજના, મોજવિલાસને અપાતું ઉત્તેજન, અનાજની મફત દેણગી અને અનેક રમતગમતને લીધે રોમનો સાદો પણ ભવ્ય પ્રાચીન સદાચાર કદિ પાછો અસ્તિત્વમાં આવ્યોજ નહિ. સ્વતંત્રતાથી ધર્મને ઘણીવાર હાનિ થાય છે, પણ નીતિને તો ઘણું કરીને તેથી લાભ જ થાય છે; કારણ કે ઉન્નત આશયોમાં માણસ મશગુલ રહેવાથી દુરાચાર કરતાં ને અટકે છે. પરંતુ રોમના સાર્વભૌમ રાજ્યના કાળમાં સ્વતંત્રતાને અવ-કાશજ નહોતો, અને તેથી સમાજની નીતિનો આધાર શેહેનશાહની વર્ત-ણૂક ઉપરજ રહેતો.

ગુલામગીરીની સંસ્થાનાં પરિણામ તો કદાચ તેથી પણ વધારે ગંભીર આવ્યાં હતાં. શેઠોના જૂલમી અને વિકાળ સ્વભાવને તેથી ઉત્તેજન મળતું એ તો સ્પષ્ટ વાત છે; ઉપરાંત, તેને લીધે સઘળી મેહેનત હલકિ ગણાવા લાગી, અને સ્વતંત્ર ગરીબ વર્ગને હલકી પાયરીએ આણી તેમને વધારે ગરીબ એણે કર્યાં અર્વાચીન સમાજમાં વચગાળે અને મોટો મધ્ય-વર્ગ

બધાઇ ગએલો હોવાથી, અને તે વર્ગ ઔદ્યોગિક જીવનની ટાવડ઼ી અને નિયમિત ટેવોમાં કેળવાએલો હોવાથી, તે વર્ગમાં પ્રજાની નીતિ ખાસ કરીને જળવાઇ રહે છે; તેથી જ્યાં એવો વર્ગ અસ્તિત્વમાં હોય છે ત્યાં ઉપલા વર્ગના દુરાચારથી નુકસાન તો થાય છે, પણ તે દુરાચાર આખા સમાજનો વિઘાતક નથી થતો. પરંતુ રોમનો સમાજ નમે નમે સડી ગયો હતો; કારણ કે મેહેનત મજુરી અને કારીગરીના લગભગ બધા ધંધા ગુલામોના હાથમાં હોવાથી કોઇ આબરૂદાર ધંધો રોમના ગરીબ વર્ગ માટે રહ્યો નહિ અને વેપાર ઉપર રોમન લોકોને તિરસ્કાર હતો. તેથી તેઓ નાટકના ખેલ, તરવાગના પ્રાણઘાતક ખેલ, જોશ અને ગ્રાહિક ધર્મના ધતીંગ જેવા હલકા ધંધા કરવા લાગ્યા. સ્વતંત્ર વર્ગનું તેથી માંડ માંડ અને પ્રમગોપાત પોષણ થતું, અને તેથી અમીર વર્ગના આશ્રિતોની સંખ્યા પણ બહુ વધી પડી. આ આશ્રિતો તાલેવતની ખુશામત કરી તેમના દુરાચારને ઉત્તેજના. ઉપરાંત લાયકી ગેરલાયકી જોયા વિના ગરીબોને મફત અનાજ અને વખતે પૈસા પણ રાજ્ય આપતું તેથી લોકો કેવળ આળસુ બની ગયા. અન્ન વગર પૈસે મળતી સાર્વજનિક રમતગમતોને લીધે લોકોને મેહેનત કરી પોતાનું ગુજરાન ચલાવવાનું મન પણ થતુ નહિ.

આવા સંજોગોમાં વસ્તી ત્વરાથી ઘટવા લાગી. ઉત્પાદક ઔદ્યોગિક માણસો ઇટાલિમાં લગભગ નાશ પામ્યા, અને દુરાચારી કુંવારી જીંદગી લોકોમા સાધારણ થઇ પડી. જાહેર જીંદગીના જોખમને લીધે અમીર વર્ગ તેથી અલગ રહેવા લાગ્યો, અને સ્વચ્છંદ વિલાસમાં પ્રવૃત્ત થવા લાગ્યો પોતાની સ્વતંત્રતા ગુમાવ્યા પછી ગ્રીસમાં ભ્રષ્ટતા વધી ગઈ હતી. એશિયા માઇનોર અને મિસરના મુખ્ય મુખ્ય શેહેરોમા પણ દુરાચાર વધી પડયો હતો. અને વિલાસની વૃત્તિને ઉશ્કેરવામા ચતુર અને રૂપવાન ગુલામો ગ્રીસમાંથી અને પૂર્વના દેશોમાથી મચ્છાવધ આવવા લાગ્યા, અને અમીર વર્ગ તેમને પોતાને ત્યા રાખતો. તેથી લગ્ન કરવાની લોકોને મરજી થતી નહિ અને કુંવારા રહી જીંદગી દુરાચારમાં ગાળવાનો પ્રચાર વધી પડયો. ખુદ ગુલામોમા પણ અનાચાર વધી પડયો હતો. ઈગ્રીશી દેવની કુદરતી રમણી-

ન્હતા, જાહેર હમામખાના, સાર્વજનિક રમતો, ઈત્યાદિ માર્ગોને લીધે ગરીબ લોકો બહાર ભટકયા કરતા. સામાન્ય રીતે લોકોને આરામ, રમત ગમત અને પેટ પૂરતું ખાવાનું માત્ર જોઈતું હતુ નગર લોકોમા ગર્ભપાતની રસમ ચાલુ થઇ; અને બાળ હત્યા અને છોકરાને રઝળતા મૂકવાનો ચાલ વધી પડયો. તેથી વસ્તી ઘણી ઘટી ગઇ. આ સઘળાનુ પરિણામ એ આવ્યુ કે રોમન લોકોમા સ્વદેશાભિમાનનુ નામ પણ ન રહ્યુ, અને સાર્વજનિક ગુણો અને નીતિ નાશ પામ્યા. પ્રજાનું ચારિત્ર્ય ઉતરી ગયુ તે ઉતરીજ ગયું; કદિ પાછુ ઠેકાણે આવ્યુ નહિ. રોમન લોકોએ જ રોમ લૂટયાની સાક્ષી ઇતિહાસ પૂરે છે. અને તેમની આ અધમતા કાયમ રહી. અર્વાચીન સમયના રોમન લોકો પણ માત્ર પેટ પૂરતુ ખાવાનું અને રમતગમત માગે છે, સિવાય બીજી કોઇ અભિલાષા તેમને હાલ પણ હોતી નથી.

વળી રોમનુ રાજ્ય સાર્વભૌમ અને નિષ્ટંક હોવાથી બીજુ કોઇ સ્વતંત્ર રાજ્ય પણ રહ્યું નહિ કે જેના દૃષ્ટાન્તથી રોમ પાછુ નીતિમા ટકાર થઈ જાય. હાલના સમયમા સ્વતંત્ર રાજ્યો જોડાજોડ હોવાથી યુરોપમા સ્વદેશાભિમાન અને સ્વતન્ત્રતા એક પ્રજામા નષ્ટ થાય તો બીજીમા રહે છે. પરંતુ પરસ્પર થતી આ અસરનો લાભ પણ રોમને મળી શકયો નહિ.

વળી, ખેતી અને સીપાઇગીરીના ધંધા પ્રથમથીજ રોમન લોકોમા આબરૂદાર ગણાતા હતા. ખેતીને લીધે લોકો મેહેનતુ, સદાચારી અને સાદા રહે છે, અને એક જાતની ધર્મભાવના તેમનામાં આવે છે. તેથી પ્રાંતોના ખેડૂતોને ઉંચી સ્થિતિએ લાવવા વેસ્પેશિયને ઘણા સુધારા કર્યા હતા. દૂરના પ્રાંતોમા રાજ્યની પદ્ધતિ સારી હતી એમ જણાય છે. શેહેનશાહોની દેખરેખથી પ્રાંતના હાકેમો લૂટણીઆ થતા મટી ગયા હતા. તેથી તે પ્રાંતોમા ખેતીવાડી આબાદ સ્થિતિમા હતી. પણ ખુદ ઇટાલીમા લોકોની રહેણીકરણી અને રીતભાતથી ખેતીનો પણ અસ્ત થઇ ગયો. ખેડૂતો દેણદાર થઇ ગયા, અને દેણામાથી નીકળવાની શક્તિ તેમનામા રહી નહિ સવાશે ને લીધે તાલેવંતને ખેતી કરનાનુ ।૧૧૯
જમીન તેમના હાથમા ગ ૧૧૮

કેઇએ તેટલા મળતા હોવાથી તે ખેડૂતને કોઇ માથી પણ ગમતું નહિ. બીજી તરફથી રાજધાનીમાં અનાજ મફત મળતું હોવાથી તે ત્યાં જતો. વળી અનાજની આ મોટી દેણગીને લીધે રાજકર્તાઓ દૂર દેશો પાસેથી ખંડણીને બદલે અનાજ લેતા; અને મુખ્યત્વે કરીને સિસિલી અને આફ્રિકાથી અનાજનો મોટો જથ્થો આવતો. તેથી ઇટાલીમાં ધાન્યની નીપજ લગભગ બંધ થઇ ગઇ. તેથી ખેડુતવર્ગ નાશ પામ્યો અને જમીન પડતર રહેવા લાગી, અથવા ગોચરમાં જતી, અથવા ગુલામો તે ખેડતા.

ઇટાલિની નૈતિક સ્થિતિ ઉપર આ બધાની બહુ ગંભીર અસર થઇ. જે રોમ પ્રથમ અન્ય દેશોને અનાજ પૂરૂં પાડતું તે જ રોમને હવે અનાજને માટે અન્ય દેશો ઉપર આધાર રાખવો પડતો. ટેસિટસ કહે છે તેમ, જીંદગીની ખાસ જરૂરી વસ્તુ માટે રોમનો આધાર પવન અને પાણી ઉપરજ રહેતો; અને પરદેશથી આવતાં અનાજનાં વહાણ ડૂબી જાય, અથવા જે દેશમાંથી અનાજ આવતું તે દેશ જો રાજ્યથી સ્વતંત્ર થાય, તો રોમની કેવી લાચાર દશા થઇ જાય એ વિચારથી રાજદ્વારી પુરૂષો કંપી જતા. છતાં ગુલામ રાખવાનો રિવાજ અને મફત અનાજ દેવાની રસમને લીધે ઇટાલીની ખેતીને સજીવન કરવાના દરેક પ્રયત્ન નિષ્ફળ ગયા. ગુલામગીરીની નરસાતાં મૂળ એટલાં ઉંડાં હતાં કે તેને નાબુદ કરવી અશક્ય હતી; અને અનાજની દેણગી બંધ કરવાની હિંમત કોઇ શહેનશાહની ચાલતી નહિ. કેટલાક કુશળ શહેનશાહોને આ બાબતું ભાન હતું, પણ રોમની ખેતીને ઉત્તેજીત કરવાના તેમના બધા પ્રયાસ વ્યર્થ ગયા; અને ખેતીનો નાશ કરનારાં આર્થિક અને નૈતિક કારણો પ્રબળ થયાં. અને મહારાજ્યના પાછલા સમયમાં ખેતીનો અસ્ત થયો અને તેની સાથે રહેતા સદાચારો પણ તેના અસ્તની સાથે તણાઇ ગયા.

રોમના સૈનિક જીવનનો પણ ધીમે ધીમે અસ્ત થઇ ગયો. રોમના લશ્કરમાં ભરતી પ્રથમ ઉપલા વર્ગમાંથીજ કરવામાં આવતી; અને લડાઇના સમયેજ તેમની પાસેથી નોકરી લેવાતી, જેથી તેમને કાંઇ આપવું પડતું નહિ. પરંતુ પ્રજાસત્તાક રાજ્યના અસ્ત પહેલાં સિપાઇઓને પગાર આપવાની

રીવાજ ચાલુ થયો; અને પછી ભાડુતી સિપાઇઓની ભરતી લશ્કરમાં થવા લાગી. રાજ્યના વિસ્તાર વધતાં લશ્કરને દૂરના પ્રાંતોમાં રહેવું પડતુ. તેથી લશ્કરી બંધ્બસ્ત અને બંદોબસ્ત ધીમે ધીમે ઓછા થઇ ગયા; અને સિપાઇઓમાં મોજશોખ વધવા લાગ્યો. સિપાઇઓ પોતાની મરજી વખતે શેહેનશાહનુ પણ ખૂન કરતા; તેથી શેહેનશાહો તેમને લાંચ આપી પોતાની સલામતી શોધવા લાગ્યા. લશ્કરનુ જોર વધી પડતા શેહેનશાહની પસંદગી પણ લશ્કર કરવા લાગ્યુ. અને પછી રોમન હોય તે જ શેહેનશાહ થઇ શકે એવો નિયમ પણ રહ્યો નહિ. લાંબા વખત સુધી રામથી દૂર રહેવાને લીધે અને મોજ શોખ વધી પડવાથી સિપાઇઓમાંથી સ્વદેશાભિમાન જતું રહ્યું; અને શહેનશાહને નહિ, પણ પોતાના સરદારને સિપાઇઓ વફાદાર રહેવા લાગ્યા. નિર્બળ શેહેનશાહના વખતમા પોતાના સરદારને બળવો કરવા તેઓ ઉશ્કેરતા અને અંતે આખા રાજ્યમા લશ્કરી ગેરવ્યવસ્થા પ્રસરી રહી. આના ઉપાયમા શેહેનશાહ પોતે લશ્કરનું અધિપતિપણું પોતાના હાથમાં રાખતા પણ તેથી લશ્કરની સ્થિતિ સુધરી નહિ; કારણ કે લોકપ્રિય થવાની લાલચે સિપાઇઓના સુસ્ત વર્તનને શેહેનશાહો પ્રશ્રય કરીને ઉત્તેજન આપતા, અને તેથી સૈનિક જીવનના કષ્ટો અને સંકટો સહન કરવાની શક્તિ અને વૃત્તિ સિપાઇઓમા રહી નહિ. પરિણામ એ આવ્યું કે લશ્કરમા વિદેશીઓ દાખલ થવા લાગ્યા અને તેના રાજકીય અને લશ્કરી પરિણામ બહુ બુરા આવ્યા તે વખતે દારૂ ગોળાની શોધ થઇ નહોતી. અર્વાચીન સમયમા મધ્યવર્તી પ્રજા તોપખાનુ પોતાના હાથમા રાખી બીજી પ્રજા ઉપર સરસાઇ ભોગવી શકે છે પણ તે લાભ રોમન લોકોને મળી શકે એમ ન હોવાથી ઇટાલીના લોકો લડાયક ધંધાના કેવળ બીનઅનુભવી થઇ ગયા; અને જે વિદેશી સિપાઇઓ અંતે રોમનુ રાજ્ય ઉથાપવાને સમર્થ થયા તે સિપાઇઓ લડાઇનો હુન્નર રોમન સરદારો પાસેથીજ શીખ્યા. ઉપરાંત રોમને નીતિનુ નુકસાન પણ થયુ, કારણ કે લડાઇના શોખના અન્તની સાથે નેમા જેવા મદાચારો પણ અસ્ત પામ્યા.

આ પ્રમાણે રોમનો તાલેવન્ત વર્ગ વિલાસને લીધે ભ્રષ્ટ અને પતિત થઈ ગયો, અને ગરીબ વર્ગ સુસ્ત અને નિરુદ્યમી બની રહ્યો. પણ બન્ને વર્ગ તરવારના પ્રાણઘાતક ખેલોની જંગલી ક્રૂરતામાં આનંદ અને ગમત માનતા એ વાતથી આપણું હૈયું ફાટી જાય છે.

આ ખેલોનો બનાવ રોમના નીતિના ઇતિહાસમાં ઘણો વિસ્મયકારક અને ખેદનીય છે તથાપિ એ વાત નીતિના સ્વાભાવિક વિકાસક્રમ પ્રમાણે સમજી શકાય એવી છે. કોઈ મોટા માણસની કબર ઉપર મરેલાની શાન્તિ અર્થ માણસોને અન્યોન્ય લડાવી તેમનું લોહી ત્યાં રેડવું એ પ્રથમ ધાર્મિક ક્રિયા ગણાતી હતી. પછી એવું કારણ અપાતું કે લડાઈમાં ગયા પૂર્વે સિપાઈઓને હિંમતથી મરતાં શીખવવા માટે એવી રમતની જરૂર છે સિવાય યોદ્ધાને બીજો લાભ પણ તેથી થતો. શહેનશાહને અરજીઓ આપવાનો અને અમલદારો વિરુદ્ધ ફરિયાદ કરવાનો લોકોને તેથી પ્રસંગ મળતો એવું કહેવાય છે કે ઇ. સ. પૂ. ૨ ૪માં એ રમત રોમમાં પ્રથમ દાખલ થઈ હતી. પણ પ્રજાસત્તાક રાજ્યના અન્ત સમયમાં પછી એ રમત સાધારણ થઈ પડી હતી અને અમીરોની મીજમાનીમાં પણ એ રમત રમાવા લાગી હતી. વખત જતાં એ રમત લોકપ્રિય થવાનું એક સાધન ગણાવા લાગી અને સીઝર અને પૉમ્પીની હરીફાઈને લીધે એ રમતનો પ્રચાર બહુ વધી પડ્યો. પૉમ્પીએ માણસ અને જનાવરની સાઠમારી શરૂ કરી. સીઝરે એ રમતને માટે ખાસ નાટકશાળા બંધાવી અને તેમાં રેશમી ચંદરવો બંધાવ્યો. મોટા માણસો પોતાના મુએલા સગાના માનમાં, અમલદારોને અમલદારી મળતાં, વિજેતાઓ લોકપ્રિય થવા, અને તાલેવન્ત વેપારીઓ મોટા ગણાવા, એ રમત મોટા પાયા ઉપર કરાવતા, અર્થાત્ દરેક ખુશાલીના પ્રસંગે એ રમત રમાવા લાગી. પ્રથમ તો એમાં ગુલામો અને ગુનેગારો જ ભાગ લેતા, પરંતુ પાછળથી તેમાં નવા ભાગ લેવા લાગ્યા. પૈસાનો લોભ, લોકોની શાબાસી, અમીરોની અને વખતે શહેનશાહની પણ તેથી કરીને થતી મહેરબાની, ઇત્યાદિ કારણોને લીધે તે રમતમાં સમાએલું મોતનું જોખમ પણ તુચ્છ ગણાવા લાગ્યું. અને ખેલાડી અને પ્રેક્ષક વર્ગ

બન્ને જીંદગીની બેપરવાઈ બતાવવા લાગ્યા. છેવટે એ રમત એક ધંધા-રૂપ થઇ પડી; અને ખેલાડીનાં ટોળેટોળાં આખા ઇટાલીમાં ફરવા લાગ્યાં. છોકરાંઓ પણ એ રમત રમતા અને ધાર્મિક પવિત્ર સાધ્વીઓને પણ એ રમતના સ્થળે માનવંતી બેઠકો મળવા લાગી.

પ્રાંતોમાં પણ એ રમતનો એવો જ શોખ વધી પડયો; અને તેને માટે નાટકશાળાઓ બધાઇ હતી. ટાઇબિરિયમના રાજ્યમાં એક વખત એવી એક નાટકશાળા પડી જવાથી વીશ હજાર માણસો મરી ગયાં હતાં; એગ્રીપાએ એક વખત એ રમતમાં ચૌદસેં માણસોને ઉતાર્યાં હતાં. માત્ર ગ્રીસ જ આ ધેલામાંથી મુક્ત રહ્યું હતું.

આનું પરિણામ એ આવ્યું કે લોકો શાંત અને સુધરેલી રમત ગમતને માટે લાયક રહ્યા નહિ. આ રમતની બરાબરી કેટલીક કેવળ બિભત્સ ગમતો જ માત્ર કરી શકતી. રોમન લોકો હવે એવા થઈ ગયા કે કલ્પનાને અત્યંત ઉશ્કેરે એવા પ્રસંગો વિના તે રાજી થતા નહિ તેથી ભ્રષ્ટ ફાર્સ અને હાસ્ય–રસ પ્રધાન નાટકો વધી પડયાં; અને કરૂણરસ-પ્રધાન નાટકો કે જેથી વૃત્તિઓ ઉચ્ચ, ઉન્નત અને રસિક થાય છે તેમનો અસ્ત થયો.

દયાની લાગણી આપણામાં સ્વભાવ–સિદ્ધ હોય છે અને જેવી મનુ-ષ્યો પ્રત્યે એ ઉપજે છે તેવી જ પ્રાણીઓ પ્રત્યે પણ તે ઉપજે છે. પ-રંતુ પરિચિતતાને લીધે તેમાં બહુ ફેર પડી જાય છે. હિંદુઓને એરૂ'છી મારતાં પણ જીવ ચાલતો નથી. માંસાહારી પ્રજાને જનાવરો મારતાં કમકમાટી ઉપજતી નથી. આમ પરિચિતતાને લીધે માણસ મારવું એ વાતને રોમનલોકો એક જંગલી જાનવર મારવા જેવું ગણતા હતા. ટેવાઇ જવાથી ઘાતકી વર્તણુકમાં માણસને ઘાતકીપણું લાગતું નથી. રોમના આ જંગલીપણા ઉપર અત્યારે આપણને તિરસ્કાર ઉપજે છે. પરંતુ સારામાં સારાં માણસો ઉપર પણ સમયની અસર થયા વિના રહેતી નથી, અને તરવારના આ ખેલ રોમના રાજ્યમાં સર્વત્ર નિર્દોષ ગણાતા હતા, એ વાત

વિસરી જવી યોગ્ય નથી. છતાં એક આખી પ્રજા મનુષ્ય જીંદગી પ્રત્યે કેવળ બેદરકારી બતાવે એ એક મોટું નૈતિક સંકટ સમજવું.

પરન્તુ આ ખેલોથી ઉપજતી નૈતિક દુર્દશાનો આ સંકટે છેડો નહોતો. કોઈ પણ જાતના સ્વાર્થ વિના કેવળ બીજાના દુઃખથી આનંદની તીવ્ર લાગણી અનુભવે એવાં પણ જો માણસો થતાં હોય તો બેશક તે બહુ જ થોડાં અને ક્વચિત્ જ હોય છે. તથાપિ છોકરાંઓની વૃત્તિઓનું બારીક અવલોકન કરતાં અને અમુક રમત ગમતોમાં મોટાની વૃત્તિઓ તપાસતાં જણાય છે કે માણસના સ્વભાવમાં કાંઇક એવું તત્ત્વ રહેલું છે કે જે નાની નાની બાબતોમાં બીજાના થોડા થોડા દુઃખથી રાજી થાય છે. તરંગોના પ્રાણઘાતક ખેલોથી આ તત્ત્વ ખીલી નીકળી બહાર આવ્યું. શેહેનશાહ ક્લૉડિયસને માટે એમ કહેવાય છે કે તે ખેલોમાં મરી જતા માણસોના ચેહેરાનું નિરીક્ષણ કરવામાં આનંદ માનતો, કારણ કે ભિન્ન ભિન્ન પ્રકારની તેમની વેદનાના નિરીક્ષણથી આનંદ મેળવવાની કળા એ શીખ્યો હતો.

ઉપરાંત નવીનતાની ખાતર તે રમતોના જંગલીપણામાં કંઇ કંઇ જાતની વધારો અને ભીતમ ઉમેરાવા લાગ્યાં. નીરોના સમયમાં ચારસેં વાઘને સાંઢ અને હાથીઓ સાથે લડાવવામાં આવ્યા હતા. એક વખતે એક દિવસમાં પાંચ હજાર જાનવરો એમ મુઆં હતાં. ટ્રાજનના સમયમાં ને રમત એકસોને ત્રેવીસ દિવસ ચાલુ રહી હતી. સિંહ, વાઘ, હાથી, ગડા, ગ્રાહ, જરખ, સાબર, મગર અને સર્પોને પણ મેદાનમાં ઉતારવામાં આવતાં હતાં. માણસોની સંખ્યા તો અસંખ્ય હતી. ડામરના ખમીસ પેહેરાવી ખ્રિસ્તીઓને બાળી મૂકી નીરોએ પોતાના બગીચામાં રોશની કરાવી હતી. એક વખત વામનરૂપ માણસોને એમ લડી મરવાની ફરજ પાડવામાં આવી હતી. એકાદી બે વખત સ્ત્રીઓ પણ એ રમતમાં ઉતરી હતી. ટૂંકામાં હસાહસ ઉપજાવે એવા કોઇ પણ પ્રકારનું વિસ્મરણ થતું નહિ. કેટલાક શેહેનશાહને તો ખાણા વખતે જંગલી જાનવરો પાસે માણસોને ચીરાવી નાખ્યા વિના ખાધેલું પચતું નહિ.

આવી અધમ દશાએ રોમના લોકો પહોંચ્યા હતા. અને જો ખ્રિસ્તિ ધર્મે એ રમતોનો અંત આણવા સમર્થ થયો નહોત તો દુનિયાની નીતિ સંબંધી પછે શી થાત એ કહેવું અત્યારે નિરર્થક છે. પરંતુ તે સમયે જાણે કોઇ મોહનમંત્રથી વશ થઇ ગયા હોય તેમ લોકોને રમતો મોહિનીરૂપ થઇ પડી હતી; અને કલ્પનાને આકર્ષે અને ઉશ્કેરે એવાં તત્ત્વો પણ તેમાં ઘણાં હતાં. ઉપરાંત હિંમત અને શૌર્યનો ક્રૂર પાઠ ભજવાતો લોકો નજરે જોતા અને વિજેતા અત્યંત આબરૂ અને માન પામતો. રોમની કુલીન સ્ત્રીઓ અને વખતે શેહેનશાહ બાનુ પણ તેના ઉપર આશક થતી. તેથી કોઇ પુરૂષને તે ખેલમાં ઉતરવાની જો ના પાડવામાં આવતી, તો તે બહુ દિલગીર થતો. અમીર વર્ગ પણ તેમાં ઉતરતો. વળી ખેલમાં ઉતર્યાં પેહેલાં સખત ઇંદ્રિય-નિગ્રહ ખેલાડીઓને પાળવો આવશ્યક હોવાથી વિધાતાની ગહન ગતિને લીધે રોમમાં સદાચારી પુરૂષો આ ખેલાડીઓ જ રહેતા.

પોતાની નૈતિક લાગણીઓને આશ્વાસન આપવા રોમન લોકો બહાનાં બતાવવા પણ ચૂક્યા નથી. તેઓ કહેતા કે ધાર્મિક ક્રિયામાં નરમેધ થતો તેના કરતાં આ રમત સારી. વળી ખાસ કરીને તે ધંધો કરનારા, ગુલામ ગુનેગાર કે લડાઇમાં પકડાએલા કેદીઓજ ખેલમાં ઉતરતાં: અને આમાંથી કોઇના મોતને માટે દિલગીર થવાનું કારણ નહોતું. તે સમયના નીતિવેત્તાઓ પણ એમ માનતા કે તે રમત જાતે ખરાબ નથી, પણ તેના ઉપર કાંઇક અંકુશ મેલવાની જરૂર છે. મૃત્યુના ખેલથી માણસનો સ્વભાવ જ ભ્રષ્ટ થઇ જાય છે એ વાત છૂટી છવાઇ કોઇ કોઇ વ્યક્તિઓ જ સમજતી. સેનિકા અને પ્લુટાર્ક એ રમતની કેવળ વિરૂદ્ધ હતા. માર્કસ ઓરેલિયસ ખેલાડીઓને બુઠ્ઠી તરવારથી રમવાની ફરજ પાડતો. પરંતુ તે સમયના મહાન ઇતિહાસવેત્તાઓને પણ તેમાં નૈતિક ભ્રષ્ટતા લાગી નથી. રોમના લોકોને માણસો કોમળઅને દયાળુ જોઇતાં નહોતાં, પણ તેમને શુરવીર અને હિંમતવાન બનાવવાં હતાં, તેથી આ રમતને તેઓ વખાણતા. અને જે શેહેનશાહ આ રમતને ખૂબ ચાહતો તે બહુ લોકપ્રિય થતો.

આ રમતો ક્રૂર અને જંગલી હતી એમાં તો કાંઈ શક નથી. પરંતુ તેટલા ઉપરથી રોમન લોકો બધી બાબતમાં ક્રૂર અને નિર્દય હતા એમ માનવું ભૂલ ભરેલું છે. નીતિનું ધોરણ સમયને અનુસરીને સાપેક્ષ જ હોય છે. એક જીવડાને મારતો જૈન નરવારના ખેલમાં આનંદ માનતા રોમન કરતાં વધારે નિર્દય છે. આપણા આવા સુધરેલા જમાનામાં પણ મનુષ્યના સ્વભાવની કઈ કઈ વિલક્ષણતા દૃષ્ટિગોચર થાય છે. કેટલાંક માણસો અમુક વર્ગ પ્રત્યે બહુ માયાળુ હોય છે, પણ બીજા બધા પ્રત્યે બહુ બેદરકાર રહે છે. કેટલાંક માણસો રીવાજને અનુસરી કોઇ ઘાતકી કામમાં અનુમોદન આપશે, પણ રૂઢી વિરૂદ્ધ જો તે કામ હશે તો તે કદિ પણ એ કરી શકશે નહિ. રૂઢી રાક્ષસ બહુ જબરો છે. દીકરીનાં નાણાં થાય, પણ તેને ત્યાં રોટલો ખવાય નહિ. આપણી લાગણીઓ સ્વભાવે એવી તુરગી હોય છે કે એક વાત ઉપરથી દેખીતું અનુમાન બાંધી દીધા પૂર્વે ખરી હકીકતથી તે અનુમાનને સુધારવાની બહુ જરૂર રહે છે. યુરોપની માંસાહારી પ્રજા મૂંગા પ્રાણીઓ પ્રત્યે ક્રૂર હોય છે, પણ મનુષ્યો પ્રત્યે ક્રૂર હોતી નથી. તુર્ક લોકો ઘણા ક્રૂર હોય છે, પણ પ્રાણીઓ પ્રત્યે માયાળુ હોય છે. એમ કહેવાય છે કે ઇજીપ્તમાં વૃદ્ધ બીલાડીઓ માટે ઇસ્પીતાલો (પાંજરા પોળ) હોય છે, પરંતુ મનુષ્ય જીંદગીને માટે દરકાર નથી. કરોળીઆની જાળમાં માખીઓને મૂકી તેમનાં તરફડીઆં અને મોતથી સ્પિનોઝા ગમત કરતો, છતાં તે અત્યંત કોમળ, દયાળુ અને ભલો માણસ હતો. કીર્તિલોભની ખાતર કોઇ મોટો સરદાર લાખો જાનની ખુંવારી કરે છે, પણ ખાનગી વર્તનમાં નરમ અને કોમળ હોય છે. મનુષ્યસ્વભાવની આ વિલક્ષણતા રોમન લોકોમાં પણ દૃશ્ય થાય છે. મેદાનની રેતીનાં કણેકણ લોહીથી ખરડાએલાં જોવામાં જે માણસો આનંદ માનતાં, તે જ માણસો મનુષ્યના સાર્વત્રિક ભ્રાતૃભાવની વાત સાંભળી ખુશીના પોકાર કરી દિશાઓ ગજાવી મૂકતા. એક અમીરે પોતાના દીકરાને ચાબુકનો એવો માર માર્યો કે તે મરી ગયો; પણ લોકો તેથી એવા તો ગુસ્સે થઇ ગયા કે તે અમીરને તેઓએ લગભગ પીંખી નાખ્યો. ખુદ તરવારના

ખેલોમાં પણ લોકોની લાગણી સાવ બુઠ્ઠી થઈ ગઈ નહોતી. મૃત્યુનું અવલોકન કરવાનો કેલિગ્યુલા ખુબ ખંતીલો હતો એ વાત લોકોને રૂચિકર નહોતી. ચારેપાસ મનુષ્યનું લોહી પાણીની માફક વહેતું હતું; પણ તે જ સમયે એવો કાયદો પણ થયો હતો કે દોર ઉપર રમતા નટે નીચે જાળી રાખ્યા વિના રમવું નહિ. આમ દયાનું ધોરણ જો કે નીચું હતું, તથાપિ દયાની ભાવના તદ્દન નિર્મૂળ થઇ ગઇ નહોતી. અલબત્ત, તે તુરંગી અને વિચિત્ર તો હતી.

વાંચનારને હવે વિદિત થયું હશે કે રોમમાં નીતિ–શાસ્ત્રવેત્તાઓ અને જનસમૂહ વચ્ચે વિશાળ અંતર હતું. એક તરફથી સિદ્ધાંતીઓ ભવ્ય નીતિનો ઉપદેશ કરતા હતા; બીજી તરફથી લોકો ભ્રષ્ટ અને લગભગ જંગલી બની ગયા હતા. સિદ્ધાંતમાં નીતિનો વિકાસ થયો હતો, પણ વર્તનમાં તે સંકોચાઇ ગયો હતો. તેથી કરીને જનસમૂહ ઉપર પોતાના સિદ્ધાંતની અસર કેમ થાય ? એ સવાલનું નિરાકરણ તે સમયે તત્ત્વવેત્તાઓને કરવાનું હતું. માત્ર સદાચારનો અર્થ કહેવાથી અને તેની સુંદરતાના વખાણથી લોકો સદ્વર્તનમાં પ્રવૃત્ત થઈ જતાં નથી. રોમના સ્ટૉઇક તત્ત્વવેત્તાઓ આ સવાલનું નિરાકરણ કરી શક્યા નહિ; છતાં તેમનાથી બન્યું તેટલું તેમણે કર્યું છે, અને રોમના ભ્રષ્ટ સમાજમાં પણ તેમના ઉપદેશની અસર થઇ છે.

પ્રથમતો, રોમમાં કેટલાક શેહેનશાહ બહુ સારા થયા તે સ્ટૉઇક મતના પ્રતાપે. આ શેહેનશાહોના વખતમાં લોકો સુખી થતા અને નીતિને પ્રોત્સાહન મળતું અને તેમાંથી કાંઇક કાયમ પણ ટકતું. વળી ડાહ્યા માણસે સાર્વજનિક પ્રવૃત્તિમાં ભાગ લેવો જ જોઇએ એવો સ્ટૉઇક મતનો આગ્રહ હોવાથી સ્વદેશાભિમાનને મજ્જન કર્યા વિના સ્ટૉઇક મત આબાદ થઇ શકે નહિ. તેથી રોમના ભ્રષ્ટ સમયમાં પણ સ્ટૉઇક મતનો અનુયાયી દૃઢ અને હિંમતવાન જ રહેતો. તેથી કરીને ભ્રષ્ટ શેહેનશાહોના રાજ્યમાં પણ એમ લાગતું કે હજી બધું જતું રહ્યું નથી–સ્વતંત્રતા અને સદાચારનાં બીજ છેક નષ્ટ નથી થઈ ગયાં.

સ્ટૉઇક મતની ત્રીજી અસર રોમના ધારાશાસ્ત્ર ઉપર થઇ છે. ભિન્ન ભિન્ન પ્રજાઓ ઉપર રાજ્ય ચલાવવાની પોતાની શક્તિ માટે રોમ મગરૂર હતું અને આ બાબતમાં ગ્રીસ કરતાં રોમ ચઢે છે. રોમના કાયદા અત્યારે પણ વંકાય છે. કાયદાને માટે રોમનલોકોને માન પ્રથમથી જ હતું. પરંતુ તેના પ્રજાસત્તાક રાજ્યના કાયદા સંકુચિત, સ્થાનિક, સૈનિક અને ધાર્મિક હતા; અને સાર્વભૌમ રાજ્યના રાજકીય અને માનસિક વિકાસના સમયને માટે અયોગ્ય નીવડયા. તેથી ઑગસ્ટસના સમયમાં કાયદાનું નવું બંધારણ શરૂ થયું અને છેવટે થિયોડોસિયસ અને જસ્ટિનિયનના કાયદા-સંગ્રહ બહાર આવ્યા. આ બંધારણમાં બે મુખ્ય ભાગ છે, કાયદા અને ઇનસાફ (equity)નાં સૂત્રો. અમુક અમુક બાબતોને માટે ખાસ સ્પષ્ટ કાયદા થઇ શકે છે, પરંતુ કેટલીક બાબતો કાયદામાં આવી શકતી નથી ત્યાં, અગર કાયદાનો અર્થ જ્યાં સ્પષ્ટ હોતો નથી ત્યાં, ન્યાયાધીશને ઇનસાફ આપવો પડે છે. તેથી કાયદાનો ઉદ્દેશ ફળીભૂત કરે એવાં કેટલાંક સામાન્ય સૂત્રો ન્યાયાધીશને તૈયાર આપવાં જોઇએ. આ સૂત્રો સ્ટૉઇક મતવાળાઓએ જ આપ્યાં છે. નાત, જાત, કે ધર્મનો તફાવત રાખ્યા વિના સાર્વત્રિક ભ્રાતૃભાવથી વર્તવું એ સ્ટૉઇક મતનો સિદ્ધાંત હતો; અને તે કુદરતનો કાયદો છે એમ તે મત કહેતો. તેથી કુદરતના કાયદા પ્રમાણે સઘળાં માણસો સ્વતંત્ર અને સરખાં છે. કુદરતથી કોઇ કોઇનો ગુલામ નથી, અને કોઇ કોઇનો શેઠ નથી. તેથી ગુલામગીરી કુદરતના કાયદાથી વિરુદ્ધ છે; છતાં એ સ્થાનિક કાયદો છે, દેશનો રિવાજ છે, તેથી જ્યાં કોઇ માણસ ગુલામ છે એવી ખાત્રી ન થાય ત્યાં તેને સ્વતંત્ર ગણવો એ ઇનસાફનું એક સૂત્ર ગણાવા લાગ્યું. અર્થાત્ અનુભવથી દોરાઇ માણસો ગમે તેવા કાયદા સારા યા નરસા બાંધે, પરંતુ તેથી આગળ કુદરતના કાયદાનું અસ્તિત્વ છે એ ઉત્તમ વિચારની સ્પષ્ટતા માટે દુનિયાએ રોમના ધારાશાસ્ત્રીઓ અને સ્ટૉઇક મતવાળાનો જ ઉપકાર માનવાનો છે.

આ પરોપકારી અને દયાળુ સૂત્રોના પરિણામે ઘણા વ્યવહારોપયોગી કાયદા અસ્તિત્વમાં આવ્યા. રાજકીય સૃષ્ટિમાં, રોમના શહેરી થવાનો હક

ધીમે ધીમે બધા પ્રાંતોને આપવામાં આવ્યો હતો; અને કુટુંબમાં પિતાની સત્તા જો કે નષ્ટ તો ન થઇ, પણ ઓછી ઘણી થઈ ગઈ. પ્રાચીન કાયદા પ્રમાણે પિતાની આજ્ઞાને કુટુંબના દરેક માણસે મૂંગે મોંઢે તાબે જ થવું પડતું. સ્ત્રીની પદવીમાં જે ફેરફાર થયો તે આપણે પછી જોશું. પરંતુ પિતાની સત્તા પુત્ર ઉપર સંપૂર્ણ હતી; તે ધારે તો પુત્રને મારી પણ નાખે અને તેમાં કોઈથી વચ્ચે પડાય કે બોલાય પણ નહિ. પુત્ર પચાસ વરસનો હોય, અમલદાર કે હાકેમ હોય, કે ગમે તેવો મોટો હોય, પણ પિતાની પાસે તે બાળક જ ગણાતો અને પિતાનો ગુલામ ગણાતો. આવા કાયદાથી કુટુંબમાં કલહ વધે તો તે સ્વાભાવિક છે. અને વાસ્તવિક રીતે કાયદામાં કહી હતી તેવી પિતા પ્રત્યે પુત્રની ભક્તિ રોમના ઇતિહાસમાં થોડી જ જોવામાં આવે છે. પરંતુ સુધારો વધતાં, કર્ત્તવ્ય અને જવાબદારી અરસપરસ હોય છે એ વાતનો સ્વીકાર થવા લાગ્યો. તેથી રોમના સાર્વભૌમ રાજ્યમાં પિતાની સત્તા ઘણી ઓછી થઈ ગઇ, અને પુત્રના જાનમાલનું રક્ષણ થવા લાગ્યું.

ગુલામગીરીની બાબતમાં પણ સુધારાના કાયદા થયા હતા. રોમના જીવનમાં આ તત્ત્વ ઘણું અગત્યનું થઈ પડયું હતું. એનાથી લોકોમાં સમભાવની લાગણીઓ વિસ્તૃત થઇ હતી, પણ સ્વતન્ત્ર વર્ગ નીતિમાં ઘણો ભ્રષ્ટ થઈ ગયો હતો. ગુલામોના ઇતિહાસ તરફ જોતા તેમની ત્રણ અવસ્થા આપણને સમજાય છે. પ્રજાસત્તાક રાજ્યના પ્રાથમિક અને સાદા સમયમાં કુટુંબનો વડો ગુલામો ઉપર સ્વતન્ત્ર અને નિરંકુશ સત્તા ભોગવતો હતો. પણ તે વખતે ગુલામની સંખ્યા બહુ થોડી હતી. દરેક કુટુંબમાં માત્ર એકાદ બે જ ગુલામ હતા અને તે ખેતીમાં મદદ કરતા. શેઠ અને ગુલામ ખેતરમાં સાથે કામ કરતા અને સાથે ખાતા. ગૂજરાત કાઠિયાવાડમાં કણબીઓના સાથીઓ જેવી તેમની હાલત લગભગ હતી. આ અવસ્થામાં ગુલામને ત્રાસ થતો નહિ. કેટલાક ધાર્મિક તહેવારોની તેમને છૂટી મળતી અને તે વખતે શેઠ અને ગુલામ એક જ જાતનો ખોરાક ભેગા બેસીને જમતા. જનાં કોઈ વખત તેમનાપર જુલમ પણ થતો હશે; કારણ કે દ્રવ્ય

મેળવવાના સાધનરૂપ ગુલામ ગણાતા અને ઘરડા અને નિર્બળ ગુલામને લોકો વેચી દેતા.

બીજી અવસ્થામાં ગુલામની સ્થિતિ બહુ બગડી ગઇ હતી. ચારે તરફ રોમનો વિજય થવાથી અસંખ્ય ગુલામો રોમમાં આવવા લાગ્યા, અને મોજ શોખ અને વિલાસ વધી ગયો. રોમનું સાદું જીવન હવે જતું રહ્યું હતું અને ધર્મની ધાસ્તી પણ મટી ગઈ હતી. વળી તરવારના પ્રાણઘાતક ખેલ શરૂ થયા હતા અને તેથી બીજાના દુઃખની લાગણી લોકોમાં રહી નહિ. અધુરામાં પૂરૂં સિસિલીમાં ગુલામોએ બળવો કર્યો અને હજારો ગુલામોને રહેંસી નાખવામાં આવ્યા; અને તેમના ઉપર જૂલમ થવા લાગ્યો. મહેમાનની ગમતને માટે ગુલામને મારી નાંખવામાં આવતો. પોલિઓ નામનો રોમન ગુલામનું માંસ પોતાનાં માછલાંને ખવરાવતો. રોમની સ્ત્રીઓ તેમના માંસલ ભાગમાં લાંબી ટાંકણીઓ ઘોંચી ગમત મેળવતી. ગુલામોનાં લગ્ન કાયદાસર ગણાતાં નહિ. તેથી દુરાચાર પણ તેમનામાં વધી પડયો.

બીજી તરફથી જોતાં તેમને સારી રીતે રાખ્યાના પણ દાખલા મળી આવે છે. ગુલામનાં લગ્ન જો કે કાયદા પૂર્વક ગણાતાં નહિ, તથાપિ લગ્નનો રીવાજ તેમનામાં હતો. વળી તેમની ખાનગી મિલ્કત તેમની પાસે રહેવા દેવામાં આવતી. વળી ઉદ્યોગી અને સારી વર્ત્તણુકવાળો ગુલામ છવર્ષમાં ઘણું કરી છૂટો થઇ જતો. વળી ગુલામો ઉપર જે જૂલમ કરતો તેને લોકો ધિક્કારતા અને તેનું અપમાન કરતા. કેટલાક ગુલામ વૈદ્ય હતા અને પ્રેમથી પોતાના શેઠની માંદવાડમાં માવજત કરતા. કેટલાક ગુલામ શેઠના છોકરાંને ભણાવતા. ઘણાખરા ગુલામ કારીગર હતા. શેઠના કુટુંબમાં તેઓ ભળી જતા; અને શેઠ અને ગુલામ વચ્ચે મૈત્રી જામ્યાના દાખલા પણ મળી આવે છે. એપિક્ટેટસ પોતે ગુલામ મટી શેહેનશાહનો મિત્ર થયો હતો. વળી તેમની સંખ્યા વધી પડવાથી તેમને માથે પડતો બોજો વહેંચાઇ ગયો હોવો જોઇએ. ગુલામની માહ્રી લેતાં જો કે એને રીબાવવામાં આવતો, પણ એવા બનાવ કવચિત્ બનતા; અને ઘણી વખત પોતાના શેઠને તેઓ નિમકહલાલ રહેતા; અને ભયમાંથી તેમને બચાવી લેતા. કેટલીક વખતે તો

પોતાના ભોગે શેઠની જીંદગી તેઓ બચાવતા. તેથી કરીને કહેવાય છે તેવો જુલમ તેમનાપર થતો હોય એ વાત સંભવિત લાગતી નથી, તેમ તેમની સ્થિતિ એટલી બધી ભ્રષ્ટ પણ નહિ હોય. વળી ઘણા તત્ત્વવેત્તાઓ ગુલામ ઉપર દયા રાખવાનો ઉપદેશ આપતા. સ્ટૉઈક મતવાળા પણ એવો જ ઉપદેશ આપતા. માણસ સ્વતંત્ર માત્ર સદાચારથી જ બની શકે છે. સેનિકા કહેતો કે વાસ્તવિક રીતે સદાચારી ગુલામ શેઠ છે અને દુરાચારી શેઠ ગુલામ છે. માટે સારા માણસે ગુલામ પ્રત્યે ખરાબ વર્તણુક રાખતા બહુ વિચાર કરવો ઘટે છે. આવા આવા ઉપદેશથી ગુલામ પ્રત્યે દયાની લાગણી થવા લાગી હતી.

તેથી કરીને કાયદા થવા લાગ્યા અને ગુલામની સ્થિતિ સુધરવા લાગી. આ તેમની ત્રીજી અવસ્થા. ન્યાયાધીશે સજા કરી હોય તો જ તે ગુલામને જંગલી પ્રાણીઓ સાથે લડાઇમાં ઉતારવો, નહિ તો નહિ એવો કાયદો થયો. વૃદ્ધ કે માંદા ગુલામને શેઠ રખડતો મૂકી દે અને તે સાજો થાય તો તે સ્વતંત્ર થતો. શેઠની સામે ગુલામોની ફરિયાદ સાંભળવા નીરોના સમયમાં એક ન્યાયાધીશ ખાસ નીમાણો હતો અને શેઠ ગુનેગાર માલમ પડે તો શેઠને સજા કરવાની તેને સૂચના હતી. પ્રસંગે પ્રસંગે ગુલામના રક્ષણ માટે કાયદા થતા ગયા અને ગુલામની સ્થિતિ આમ સુધરવા લાગી હતી.

આ પ્રમાણે સ્ટૉઈક મતના ઘણા સૂત્રો કાયદામાં રૂપાન્તર પામી ગયા. પરંતુ રોમના તત્ત્વવેત્તાઓ બીજી કેટલીક સીધી રીતે પણ લોકોના આચરણને કબજામાં રાખતા હતા. મરતી વખતે માણસો ચિત્તના સાંત્વન અને હિંમત માટે તત્ત્વવેત્તાઓને પાસે રાખતા અને તેમના મુવા પછી આ તત્ત્વવેત્તાઓ તેમના કુટુંબને દિલાસો દેતા. વ્યવહારમાં માણસોની રચના અને મુશ્કેલીનો તોડ પણ તેઓ કરી આપતા. અને માણસો જોઇને તે પ્રમાણે ખરો ઉપદેશ તેઓ આપતા. વળી લોકોને કેળવણી આપવાનું કામ મોટે ભાગે તેમના હાથમાં રહ્યું હતું, અને મોટા મોટા કુટુંબોમાં ઘણું કરીને એકેકો તત્ત્વવેત્તા રાખવામાં આવતો. વળી સામાન્ય લોકોને ઉપદેશ આપવા ઉપદેશકોની સંસ્થા ઉભી થઇ અને તે વણી વિસ્તાર પામી.

આ ઉપદેશકોના બે વર્ગ હતા. એક વર્ગ સન્યાસી હતો અને તે સ્ટૉઇક મતના સાધુ કહેવાતા. આ સાધુઓ સિનિક હતા. આ વર્ગ કુંવારો રહેતો અને તેમનો ઉદ્દેશ માત્ર લોકોને ઉપદેશ આપવાનો હતો. આ સાધુઓ રહેણી કરણીમાં સાવ સાદા, દુનિયાની દરેક મોજમઝાથી દૂર રહેનારા અને છતાં સ્વભાવે આનંદી અને મનોબી રહેનારા હતા. દરેક માણસને રસ્તામાં હિંમતથી રોકીને પણ ઉપદેશ આપવાનો તે પોતાનો હક ગણતા; અને તેમાં મૃત્યુ કે દુઃખનો વિચાર પણ તેઓ કરતા નહિ.

બીજો વર્ગ તાત્વિક વક્તાનો હતો. આ વર્ગનું વર્તન સન્યાસી વર્ગથી સાવ ઉલટું જ હતું. અંગ ચેષ્ટામાં કુશળ અને પોશાકની દરેક નાની બાબતમાં પણ સભાળ અને શોખથી લોકોનું મન હરવામાં ચતુર એવા આ વક્તાઓના ભાષણમાં લોકોને રસ પડતો. મોટે ભાગે તેઓ બુદ્ધિમાન કે નીતિમાન નહોતા; તેથી તેમની સફળતા બતાવી આપે છે કે એ વખતે લોકો બુદ્ધિમાં અને નીતિમાં કેવા ઉતરી ગયા હતા. ઘણીવાર તો તેઓ નાટકીય ભાષણ આપતા અને નિર્જીવ વાતો વિષે પણ લાંબુ લાંબુ બોલી લોકોને મોહ ઉપજાવતા. ગામેગામ મુસાફરી કરી તેઓ વાદવિવાદમાં ઉતરતા અને અઘરા પ્રશ્ન પૂછી આગલાને મુંઝવી દેતા. ઘણાખરાએ પૈસો પુષ્કળ મેળવ્યો હતો અને મુસાફરીમાં ભપકો અને મોટો રસાલો તે રાખતા. તેમને જોઇને લોકો ખુશ થઇ જતા, અને તેથીજ લોકોના વિચાર ઉપર ભારે અસર કરવા તેઓ શક્તિમાન થતા હતા.

કેટલાક તત્ત્વવેત્તા પોતાના સિદ્ધાંતનો બોધ કરવા વક્તાનો ધંધો કરતા હતા અને તેથી આ વર્ગનો સંબંધ સ્ટૉઇક મતની સાથે જોડાયો. આવા સ્ટૉઇક વક્તાઓમાંથી બે ચાર તો બહુ સારા નીકળ્યા હતા અને લોકોની દાઝ જાણી ઉત્તમ બોધ તેઓ આપતા. પરંતુ બુદ્ધિબળનો જમાનો હવે અસ્ત થયો હતો, અને એકંદરે તે વર્ગ બુદ્ધિમાં નિર્માલ્ય હતો; અને વિદ્વત્તાના દંભ અને ડોળમાં કાળક્ષેપ કરતો. તેમના બધા વિચારનું વલણ પશ્ચાતદર્શી અને પ્રાચીન હતું. વાસ્તવિકમાં રૂઢિ-ભ્રષ્ટ અને અપરિચિત

શબ્દો વાપરવામાં તેઓ ભૂષણ માનતા; શબ્દોના મૂળ ધાતુ શોધવાની ચીવટ રાખતા; અને વ્યાકરણ અને ઉચ્ચારના નિરર્થક પ્રશ્નો ઉભા કરી વાદવિવાદમાં પડતા. વિચારમાં સાહસ કે સ્વતંત્રતાનો તેમનામાં લગભગ લોપ થઇ ગયો હતો, અને શુષ્ક તર્કના અભ્યાસનો શોખ વધી ગયો હતો. સદાચાર ઉપર તેમને ખરો પ્રેમ હતો, પણ તે પ્રેમ પણ ડોળી અને પશ્ચાત-દર્શી હતો. ટૂંકામાં મધ્યકાળના સૂક્ષ્મ તાર્કિકો જેવા લગભગ તેઓ હતા:

સ્ટૉઇક મતમાં જે સાર્વત્રિક અને સાર્વજનિક તત્ત્વ હતું તેનો ફેલાવો કરવામાં આ વર્ગ બહુ સહાયભૂત થયો હતો; પરંતુ આ વર્ગને લીધે સ્ટૉઇક મતની પડતી પણ વેહેલી આવી; કારણકે સ્ટૉઇક મતમાં નિરર્થક અનુમાનો, વિચારોની સૂક્ષ્મતા અને લોકમત વિરૂદ્ધ અભિપ્રાયો ગુપ્ત રહ્યા હતા તે વર્ગ બહાર લાવ્યો. વળી તત્ત્વજ્ઞોને રાજ્ય તરફથી આશ્રય મળતો હોવાથી ઘણા નીતિભ્રષ્ટ લોકો દાઢી રાખી તત્ત્વવેત્તાનો પોશાક પેહેરી લોકોને છેતરવા લાગ્યા; તેથી કરીને તે વર્ગની અવગણના થવા લાગી; ઇત્યાદિ અનેક કારણોને લીધે સ્ટૉઇકમત ઉપર લોકોને કંટાળો આવવા લાગ્યો. આટલું છતાં પણ કદાપિ સ્ટૉઇક મત સજીવન રહેત. પરંતુ લોકોનાં મન એક નવિન દિશામાં–પૂર્વ તરફના ધર્મો પ્રત્યે, વળવા લાગ્યાં હતાં; અને પ્લૉટિનસ ઇત્યાદિ તત્ત્વવેત્તાઓની દૃષ્ટિ તળે એક અલખવાદ (Mysticism) ઉભો થવા લાગ્યો હતો, જેમાં ઇજીપ્તના અને પ્લેટોના તત્ત્વજ્ઞાનનું મિશ્રણ હતું. આથી કરીને રોમન લોકોના આચરણનું રૂપાંતર કેવું થયું તે હવે આપણે જોઇશું.

સ્ટૉઇકમત હવે કેવળ શુષ્ક તર્કવાદી થઇ ગયો હતો; અને માત્ર તકરારી, અસંતોષી, અને માનસિક ગુંચવણો ઉભી કરવામાં જ કુશળ હોય એવા મતની સામે હમેશાં અલખવાદ ઉભો થએલો છે. વળી હૃદયગત આવિર્ભાવને સદાચારમાં આગળ પડતું સ્થાન લાંબા સમયથી અપાવા લાગ્યું હતું અને એ વાત અલખવાદને અનુકૂળ હતી અને સ્ટૉઇકમતને પ્રતિકૂળ હતી. વળી રાજકીય અને વેપારી કારણોને લીધે પૌર્વાત્ય વિચારોને રોમમાં

પેસવું અને ફેલાવું અનુકૂળ થઇ પડયું હતું. વેપારને લીધે મિસર અને ઇટાલી નિરંતર સંબંધમાં આવતાં હતાં. પોતાના ધર્મને ચુસ્તપણે વળગી રહેનારા પૂર્વ તરફના ગુલામો રોમમાં સંખ્યાબંધ હતા. વેપારને માટે અલેક્ઝાંડ્રિયામાં અનેક જાતના લોકો આવતા, અને તેમના સંસર્ગથી ત્યાં એક એવો મિશ્રવાદ ઉભો થયો કે જેની અસર આખી દુનિયા ઉપર થઇ છે. આ મિશ્રવાદ તે નવીન–પ્લેટો મત છે.

પરંતુ આ પરિવર્તનનું પ્રબળ કારણ તો રોમના રાજ્યમાં હવે લોકોને ધર્મભાવનાની જરૂર હતી તે છે. ઇશુખ્રિસ્તના જન્મ પૂર્વેના શતકમાં અને પછીના પચાસ વરસમાં રોમની અનાસ્થા છેક છેલ્લા શિખરે પહોંચી હતી. રાજકીય કારણોને લીધે રોમના પ્રજાસત્તાક રાજ્યની જૂની રહેણીકરણી એકદમ બદલાઇ ગઇ તેથી, અને સાર્વભૌમ રાજ્યમાં અનેક ધર્મોની સરખામણી થવા લાગી તેથી, રોમન લોકોમાં સંપૂર્ણ અનાસ્થા ઉપજી આવી હતી. છતાં સાથે સાથે જાદુ અને જ્યોતિષના વહેમો પણ તેમનામાં પ્રચલિત હતા એ હકીકત આગળ કહેવામાં આવી છે. વળી સૃષ્ટિ–વિજ્ઞાન–શાસ્ત્રનું અજ્ઞાન પણ તેમનામાં મોટું હતું. તેથી વહેમને દાખલ થવાનો અવકાશ હજુ ઘણો હતો. પરંતુ પ્રથમ સૈકાના અર્ધવયમાં આસ્થા અને પૂજ્યબુદ્ધિ તેમનામાં આવવા લાગ્યાં, દેવપૂજા પાછી દાખલ થવા માંડી, અને ધર્મ–ક્રિયાઓની સાથે નીતિને સંયુક્ત કરવાનો ઉપદેશ થવા લાગ્યો. દેવ–વાણી પ્રત્યે આસ્થા પાછી સજીવન થઇ. વળી આફત ઉપર આફત આવવાથી રાજ્યનો અસ્ત નજરે દેખાવા લાગ્યો તેથી સ્વદેશાભિમાનની જે લાગણી ધર્મની ગરજ સારતી હતી તે નષ્ટ થઇ અને ભયંકર મરકીને લીધે વહેમનું રાજ્ય પ્રબળ થયું. વળી આત્મા સંબંધી વિચાર કર્યા વિના માણસો લાંબો કાળ રહી શકતાં નથી; અને ધર્મ–ભાવના આપણા સ્વભાવનું એક તત્ત્વ હોવાથી તેની અવગણના પણ લાંબો કાળ થઇ શકતી નથી. શરૂઆતના રોમન સ્ટૉઇક મતમાં ધર્મથી સ્વતન્ત્ર નીતિની હિમાયત હતી. તે મત કહેતો કે વર્તમાન જન–સ્વભાવમાંથી આખું નીતિ–શાસ્ત્ર
[illegible]

અપેક્ષા નથી. પરંતુ નવીન પ્લેટોમતમાં ધર્મ-ભાવના મુખ્ય હતી, અને એ વાત સમયને રૂચતી હતી.

નવીન પ્લેટો મતમાં પ્લેટોની ફિલસુફી અને મિસરની ધર્મ ભાવનાનું સંમિશ્રણ છે. પ્લેટોની ફિલસુફીમાં સદાચારનું મૂળ અને નમુનો ઈશ્વર છે એમ માન્યું છે; મનુષ્યો ઉપર અસર કરતા ગૌણદેવો ( Daemons ) નો સ્વીકાર છે, અને લોક-માન્ય ધર્મોનો યુક્તિ પૂર્વક અને સંતોષકારક ખુલાસો છે. મિસરના ધર્મમાં ચિત્તની શાંતિ અથવા સમાધિને પરમ સુખની દશા માની છે, અને ખાસ ધાર્મિક ક્રિયાઓથી ચિત્તને વિશુદ્ધ કરવાનો તેમાં પ્રયાસ છે. પ્લેટોની ફિલસુફી યુક્તિપ્રધાન છે; મિસરનો ધર્મ ભાવના-પ્રધાન છે. આ બંનેના મિશ્રણથી એક મોટી ધાર્મિક સુધારણાનો જન્મ થયો છે.

પ્લેટોની ફિલસુફીના ગ્રીક-વલણનું મુખ્ય દૃષ્ટાંત પ્લુટાર્ક છે. પ્લુટાર્કના મતમાં વિવેક-બુદ્ધિની શ્રેષ્ટતાનો સ્વીકાર છે, અને તેના ઉપદેશમાં મુખ્યત્વે કરીને એકેશ્વરવાદ છે. ઇશ્વરતો એક જ છે, પણ તેના ભિન્ન ભિન્ન દૈવી ગુણોને ભિન્ન ભિન્ન દેવ માની લોકો પૂજે છે; તેથી અનેકદેવવાદ અને એકેશ્વરવાદમાં કાંઇ વિરોધ નથી. ઇશ્વર કે દેવ ક્રૂર કે અનીતિમાન કદિ હોય જ નહિ. જે લોકો એમ માનતા હોય તે વેહેમી અને ભ્રાંત છે. સારા નીતિમાન માણસે ઇશ્વર કે દેવથી ડરવાની કાંઇ જરૂર નથી. મૂર્તિપૂજકો અજ્ઞાની છે; તેઓ મૂર્તિના કારીગરોને માને છે, પણ તત્ત્વવેત્તાને માનતા નથી. ઇશ્વર સૌંદર્યની મૂર્તિ છે એ વાત ખરી, પણ તે સુંદરતા શારીરિક નથી હોતી. જ્ઞાનીને તો ઇશ્વર દિવ્ય ભવ્યતા, કોમળતા, દયા અને નીતિનું સ્વરૂપ જ સમજાય છે. પરંતુ પ્લુટાર્ક હજી બરાબર એકેશ્વરવાદી નહોતો. દેવ-વાણીમાં હજી તેને આસ્થા હતી; વંશપરંપરા સજાની વાત એ માનતો; અને ખાસ દૈવી ચમત્કારનો સિદ્ધાંત પણ તે સ્વીકારતો; ઇત્યાદિ કારણોને લીધે તેનો એકેશ્વરવાદ હજી શુદ્ધ નહોતો.

ટાયરનો મેક્ષિમસ પણ તેની પછી એકેશ્વરવાદનો જ ઉપદેશ આપતો હતો. દેવ સંબધી બધી વાતો તે રૂપક રૂપે સમજાવવા લાગ્યો. વળી તે

કહેતા કે દેવોને પોતાને તો પોતાની મૂર્તિઓની આવશ્યકતા કશી નથી, પણ જન-સ્વભાવની નિર્બળતાને લીધે પોતાની ભાવનાઓને સ્થિર કરવા માટે માણસોને દૃશ્ય ચિહ્નોની જરૂર રહે છે. તેથી દૃઢ ચિત્તવાળાં માણસોને મૂર્તિ-પૂજા નકામી છે. આમ હોવાથી મૂર્તિઓ મનુષ્યની ઇશ્વર-ભાવનાનાં નિર્દોષ ચિહ્નો માત્ર છે. અને પોતપોતાની ભાવના પ્રમાણે જૂદી જૂદી પ્રજામાં જૂદી જૂદી જાતની મૂર્તિઓ હોય છે. મિસરના લોકો પ્રાણીઓને પૂજે છે, અને પારસીઓ અગ્નિને પવિત્ર માને છે. પરંતુ ગમે તે રૂપે પૂજે, પણ ઇશ્વર તો અંતે એકજ છે એટલું લોકો સમજે તો બસ છે.

વળી ગૌણદેવોની માન્યતા એ વખતે બહુ પ્રચલિત હતી. તત્ત્વવેત્તાઓ પણ તેમનું એ અસ્તિત્વ સ્વીકારી ખુલાસો આપવાનો પ્રયત્ન કરતા. આ મતની સ્પષ્ટતા એપુલિયસે બહુ કરી છે. તેના મત પ્રમાણે આ દેવો ડિમા-ડીમનો અંતરિક્ષમાં રહેતી જીવ-સૃષ્ટિ છે, અને આપણી પ્રાર્થનાઓ ઉપર પહોંચાડી આપણને તેઓ મદદ મેળવી આપે છે. અર્થાત્ તેઓ રાજાના મુખ્ય નોકર જેવા છે, અને દરેકને જૂદાં જૂદાં કામ અને ખાતાં સોંપેલાં હોય છે. ઉપરાંત્ આ ડીમનો વળી આપણા સદાચારના સંરક્ષક અને આપણાં કાર્યનાં નોંધનારા હોય છે; અને દરેક માણસના રક્ષક રૂપે આવો એક ડીમન હોય છે અને આખી જીંદગીમાં તેના સાક્ષી રૂપે એ હાજર જ રહે છે. તેથી મુઆ પછી એની સાક્ષી ઉપર આપણા કાર્યનો ઇનસાફ ત્યાં થાય છે.

ધર્મ-સુધારણાના આવા આવા પ્રયાસથી ખ્રિસ્તિધર્મના એકેશ્વરવાદનો માર્ગ બહુ સરળ થઇ પડયો. અનેકદેવવાદમાં અનેક દેવો પોતપોતાનું કામ કર્યા જતા, અને વખતે માંહોમાંહે વઢતા અને મારામારી કરતા. અંતે સૌ ઇંદ્રની આજ્ઞા પાળતા થયાં. એકેશ્વરવાદ પ્રમાણે એક જ ઇશ્વર આ ડીમનો દ્વારા વિશ્વ-નું રાજ કરવા લાગ્યો. આમ લોકોની બુદ્ધિ ઇશ્વર પ્રતિ વળતી થઇ; અને ખ્રિસ્તિ ધર્મને પણ એટલું જ જોઇતું હતું. વળી તેથી એમ પણ સિદ્ધ થાય છે કે નૈતિક અને માનસિક વિકાસના પ્રાપ્ત ધોરણને અનુરૂપ પોતાની ધર્મ-

ભાવના ઉચ્ચ કરવા અને ધર્મના કાનુનને અમુક અંશે નૈતિક સુધારણાના ઉપાય બનાવવા માટે માણસો ઇંતેજાર હોય છે. વળી ધર્મ-ભાવનાના બે મુખ્ય પ્રકાર-જ્ઞાન અને ભક્તિ-જે આપણને હવે સર્વત્ર નજરે પડે છે તે બે પ્રકાર પણ આ પ્રયાસોમાં સ્પષ્ટ દીસી આવે છે. ગ્રીક તત્ત્વચિંતન યુક્તિ-પ્રધાન અને મિશ્રવાદી છે. મિસરનું તત્ત્વચિંતન ભક્તિ-પ્રધાન અને ગૂઢ છે. ગ્રીસનો તત્ત્વચિંતક પોતાના ધર્મ ઉપર પણ ટીકા કરવા મંડી જતો. મિસરનો ધાર્મિક પુરૂષ દૈવી હાજરી આગળ વિચારશક્તિને કંગાલ ગણી ગરીબાઇથી નમી જતો, તેથી યુરોપના નૈતિક જીવનમાં એક નવીન અંશનો પ્રવેશ થયો; અને તે અંશ ધાર્મિક પૂજ્ય બુદ્ધિ અને ધર્મને માટે ધાસ્તી યુક્ત માન હતો.

આ બન્ને પ્રજાના જીવનમાં પડતો ભેદ પણ આ ભેદને લઇને સ્પષ્ટ થાય છે. ગ્રીસના ધર્મમાંથી ઘણી રમતો અને ઉત્સવ ઉપજ્યાં છે; અને ધર્મની ધાસ્તી તે લોકોમાં બહુ ઓછી હતી. મિસરમાં ધાર્મિક ક્રિયાઓમાં ગુહ્ય ભેદ અને રૂપક રહેતાં, અને બ્રહ્મચર્ય, માંસાહારનો ત્યાગ, પવિત્રતા ઇત્યાદિ ક્રિયાઓના લાંબાકાળ પર્યંત સેવનથીજ ઇશ્વર-પૂજાને માટે યોગ્ય થવાતું. કુદરતના મહાન્ બળોની ગણત્રી દેવ તરીકે થતી હોવાથી અને ગુહ્ય ચિહ્નોથી તે બળો ઢંકાએલા હોવાથી એક ગભીર પ્રકારની ધાસ્તી તેમના મનમાંથી ઉપજતી હતી.

આ પૌર્વાત્ય ધર્મના પ્રવાહની જોડે આચરણના વિચાર અને તત્ત્વદર્શનના સિદ્ધાંતો જે ધસડાઇ આવ્યા તે પણ તેવાજ પ્રકારના હતા. વિચાર-પરંપરાથી પ્રાપ્ત થતા નિગમનો કરતા સમાધિથી થતું અંતર્જ્ઞાન વધારે કિંમતી છે એ વલણ પૌર્વાત્ય ધર્મનું મુખ્ય હતું. નવીન પ્લેટો મત અને સ્ટૉઇક મત બન્નેમાં સર્વાત્મવાદ છે, પણ તેમા ભેદ બહુ છે. બન્ને મતમાં મનુષ્યની એકતા ઇશ્વર સાથે કરી છે; પરન્તુ સ્ટૉઇક મતમા મનુષ્યનું ગૌરવ વધારવા તે કરી છે અને નવીન પ્લેટો મતમાં ઇશ્વરનો મહિમા બતાવવા તે કરી છે. સ્ટૉઇક મતમાં સદાચારી મનુષ્યથી શ્રેષ્ટ સૃષ્ટિમાં કશું નથી: નવીન પ્લેટો મતમાં માણસમાં ઇશ્વરીક અંશ છે પણ તે અંશ શરીરની

મત્તાથી દબાઇ ગએલું ઝાંખુ, સુસ્ત અને ગુપ્ત પડ્યું રહે છે. તેથી આ શરીરને વશ કરવું અર્થાત્ દુષ્ટ મનોવિકારનો નિગ્રહ કરવો એ જીંદગીનું પરમ કર્તવ્ય છે. મૃત્યુથી આત્મા અને શરીર તદ્દન ભિન્ન થઇ જાય છે; માટે જ મૃત્યુ અત્યંત ઇચ્છણીય છે. આમાંથી તપોવૃત્તિનો પ્રચાર શરૂ થયો; અને આધ્યાત્મિક તત્ત્વદર્શન ઉચ્ચ ગણાવા લાગ્યું. ઇશ્વરની ઝાંખી કરવી હોય તો માણસે ઇંદ્રિયજન્ય વિલાસથી તદ્દન અળગા રહેવું જોઇએ. ઇંદ્રિયો સત્યની વિરોધી હોવાથી તેમની સત્તાને કેવળ નિર્મૂળ કરી નાંખવી જોઇએ. સત્યનું ઓળખાણ કરાવવા માત્ર બુદ્ધિજ સમર્થ છે. પરંતુ આ બુદ્ધિ એટલે તર્કશક્તિ એમ સમજવાની ભૂલ કરવી નહિ. વસ્તુના સાંનિધ્ય માત્રથી વસ્તુનું જે ભાન થાય છે તે ભાનનું નામ આ બુદ્ધિ; અને તે વિવેચના, પૃથક્કરણ, સરખામણી કે તર્કથી કાઢેલા અનુમાનથી તદ્દન ભિન્ન છે. આ સહજ જ્ઞાનશક્તિ લાંબા અભ્યાસથી જ આવે છે. શરીરરૂપી દીવાલથી આપણામાં ઢંકાઇ રહેતો દૈવી અંશ લાંબી અને દૃઢ અંતર્મુખતાથી જ જોવાઇ શકાય છે. માટે અભ્યાસથી વૃત્તિને દૃઢ કરી સાર્વત્રિક ચેતન (બ્રહ્મ) ની સાથે એક રસ થઇ જાઓ. આ શાંતિ, આ મોક્ષ કિંવા નિર્વાણ સદાચારની અંતિમ અવસ્થા છે. નિર્ગુણ, નિરાકાર આ 'એક' જેને અલેક્ઝાંડ્રિયાની ત્રિમૂર્તિમાં ' પ્રથમ પુરૂષ ' કહે છે તે જ સત્ય છે એવો આધ્યાત્મિક વિવેક મનુષ્યના વિચારની પરિસીમા છે, અને તે પ્રાપ્ત કરવા સમાધિની દશાએ પહોંચવું એ સદાચારનું શિરોબિંદુ છે. આ દશાએ પ્લૉટિનસ ઘણી વાર પહોંચ્યો હતો અને પોરફાઇરી એક જ વખત પહોંચી શક્યો હતો. તર્ક-પદ્ધતિ અહીં નિરૂપયોગી છે એટલું જ નહિ પણ તે ભ્રમાત્મક છે. દૈવી વસ્તુઓ પરત્વે માણસનું કામ નવું ઉપજાવવાનું કે મેળવવાનું નથી, પણ જે છે તેને બહાર ખેંચી કાઢવાનું છે. અને શાંતિ અને દૃઢ નિદિધ્યાસનથી એ વાત બની શકે છે. માટે સાંસારિક દરેક બાબતમાંથી મનને વાળી લેતાં પ્રથમ શીખવાનું છે.

આ વાત નવી નથી. ઘણા જમાનામાં જૂદે જૂદે નામે આની આ વાત કહેવામાં આવેલી છે. ગૂઢાર્થવાદ, અલખવાદ, અધ્યાત્મવાદ, પ્રેરણા

કે ઇશ્વર કૃપા ગમે તે નામ તેને આપો, પણ તે બધાનું તાત્પર્ય માત્ર એટલું જ છે કે ઇંદ્રિયોથી પર જ્ઞાનનાં કેટલાંક દ્વાર આપણને પ્રાપ્ત છે એવી માન્યતા આપણા અંતરના અંતરપડમાં રહેલી છે; અને મનની કેટલીક અવસ્થા એવી હોય છે—નૈતિક અને માનસિક પ્રકાશના કેટલાક ઝબકારા એવા હોય છે કે આપણી સામાન્ય શક્તિઓ વડે તે સમજાવી શકાય એમ નથી. આપણી તર્ક શક્તિની વિચારશીલતા, બીરૂતા અને ચંચળતાને બદલે નવીન પ્લેટો મતમાં કલ્પનાના હર્ષોન્માદનો સ્વીકાર છે, અને તેને માટે બીજી બધી માનસિક શક્તિઓનો ભોગ આપવાનું કહ્યું છે. તેથી થયું એમ કે લોકો ભોળા અને વહેમી થઈ ગયા, કારણ કે વિવેચના શક્તિનો અંકુશ જતાં કલ્પના નિરંકુશ બની ગઇ અને તેથી તેમાં ભ્રષ્ટતા અને ભ્રાંતિનો અવકાશ રહેવા લાગ્યો. આગલા કોઇ પણ મત કરતાં આ મતમાં ચિત્તની વિશુદ્ધિ ઉપર વિશેષ લક્ષ છે એ વાત ખરી, પરન્તુ વિચાર અને કૃતિને છૂટાં પાડવાની ગંભીર ભૂલ પણ આ મતે કરી છે. :જે સદાચાર કૃતિમાં પ્રતીત થતો ન હોય તેને સદાચાર તરીકે સ્વીકારવાની રોમના તત્ત્વચિંતકો સાફ ના કહેતા. પરમેશ્વરની પ્રાર્થના કરીને ખેડૂત જો બેસી રહે અને હળ ફેરવે નહિ, તો તેથી ધાન્ય નીપજી જતું નથી. કેવળ જ્ઞાનથી ફાયદો શો ? વૈદ્યની કુશળતા ક્યારે ગણાય કે રોગીનો રોગ મટાડે ત્યારે. અર્થાત્ પોતાની શક્તિનો ઉપયોગ માણસે બીજાના ભલા માટે કરવાનો છે. આપણી માફક પરમેશ્વર આળસુ થઇ જાય તો પછી દુનિયા ચાલશે કેમ ? પરંતુ નવીન પ્લેટો મતનો સદાચાર સામાજીક રહેતો નથી, કારણ કે તે મતમાં સમાધિ જ સદાચારની સર્વોત્તમ દશા મનાએલી છે, અને વૈરાગ્ય વૃત્તિ તે દશા પ્રાપ્ત કરવાનું સાધન છે. પણ વૈરાગ્ય—વૃત્તિ અને સાંસારિક પ્રવૃત્તિ એક બીજાનાં વિરોધી છે. તેથી રોમના તત્ત્વચિંતનને છેલ્લો ફટકો મારવાની ખાસ-યોગ્યતા નવીન પ્લેટો મતમાં હતી.

આ પ્રમાણે નવીન પ્લેટો મતને લીધે સામાજીક જીવનની પ્રવૃત્તિ બંધ પડી અને વિવેચના—શક્તિ મંદ થઇ. વળી આગળ જતાં દૈવી ચમત્કારની વાતો બહુ મનાવા લાગી તેથી અને ગૌણદેવોના સિદ્ધાંતથી સ્ટૉઇક,

કુદરત વાદ સૂઇ ગયો. આત્મહત્યામાં દોષ ગણાવા લાગ્યો, કારણ કે કર્તવ્યનું જે સ્થાન આપણે માટે ઇશ્વરે નિર્મિત કર્યું હોય તે તજવામાં પાપ છે, એટલું જ નહિ પણ આત્મહત્યા કરતી વખતે માનસિક ગભરાટને લીધે આત્મા દૂષિત થાય છે એવી માન્યતા થવા લાગી હતી. વળી પરલોકનું અસ્તિત્વ પણ સૌ માનવા લાગ્યા હતા, કારણ કે રોમની મોટાઈ ના'ટ થતાં 'ઇશ્વરના દરબાર'ની વાત લોકોનાં મન ઉપર ધીમે ધીમે સ્થિત થવા લાગી: અને ગુલામોની સંખ્યા જે રોમમાં અસંખ્ય હતી તેમને આ વાત બહુ રુચિકર થઇ પડી. ઉપરાંત નીતિ અને ધર્મનું સમિશ્રણ થતું અને મંદિરમાં થતી ધર્મક્રિયાઓથી નૈતિક વિશુદ્ધિ પ્રાપ્ત થાય છે એવો વિચાર પ્રસર્યો. આ બધાં પરિણામ નવીન પ્લેટો મતમાંથી ઉપજી આવ્યાં.

ટૂંકામાં, આખા પ્રકરણનો સાર આમ છે; રોમમાં તત્ત્વજ્ઞાનનો ઉદય થયો ત્યારથી તે ખ્રિસ્તિધર્મની સ્થાપના થઇ તે દરમ્યાન નીતિનાં એકંદર વલણો રોમન પ્રજામાં કેવાં હતાં તે આપણે જોયું; અને સંજોગોને વશને નીતિનું ધોરણ કેવી રીતે બદલાતું ગયું તે પણ આપણે તપાસ્યું. વ્યક્તિઓની નૈતિક કે માનસિક શક્તિઓમાં ગમે તેવી વિવિધતા હોય, પરંતુ જનસમૂહના એકંદર સ્વાભાવિક કે નૈતિક ધોરણમાં ઝાઝો ફેર હોવો સંભવિત નથી; તેથી કરીને કોઇ પ્રજામાં કોઇ સદાચાર વા દુરાચાર અગ્રસ્થાને ગણાતો હોય તો તેનું કારણ તે પ્રજાના અમુક સંજોગોમાંથી જ શોધવાનું હોય છે. તે પ્રમાણે રોમના આચરણના ઇતિહાસની ત્રણ અવસ્થા આપણને પ્રતીત થાય છે.

" કેટો અને સિસેરોના સમયમાં રોમના સદાચારનું સ્વરૂપ શુદ્ધ રોમીય હતું. સ્ટૉઇક મતના સિદ્ધાંત પ્રમાણે આ સ્વરૂપ સમજાવી શકાતું હતું એ વાત ખરી, પણ તે સ્વરૂપ રોમમાં અસલથી જ ચાલ્યું આવતું હતું. તે વખતનો રોમન નર દૃઢ, સહનશીલ, વ્યાવહારિક અને ઉન્નત હતો. કાળે કરીને આ સ્વરૂપમાં ગ્રીક વળણ દાખલ થયું; અને તે કોમળ અને દયાળુ હતું. કેવા કેવા સંજોગોથી આ તત્ત્વ રોમના સદાચારમાં દાખલ થઇ ગયુ

તે આપણે ઉપર જોયું છે. પરંતુ આ તત્ત્વ દાખલ થવાથી સ્ટૉઇક મત નિર્બળ થતો ગયો, અને છેવટે લોકમાન્ય ધર્મ સુધારવાની પ્રબળ ઇચ્છા રોમન પ્રજામાં ઉદ્ભવ પામી. આ બીજી અવસ્થાના નૈતિક નમુનામાં રોમ અને ગ્રીસના સદાચારનું સંમિશ્રણ હતું.

ત્રીજી અવસ્થામાં રાજાનું રાજ્ય લાંબો વખત ચાલુ રહેવાને લીધે રોમન પ્રજામાં સામાજીક ચંચળતાનો ધીમે ધીમે અસ્ત થઇ ગયો. વક્તાઓનું પરિબળ વધી પડવાથી માનસિક શક્તિમાં માત્ર વિતંડા અને શુષ્ક તર્ક રહ્યાં. લાગણીઓને કેળવવાની પ્રથા વધતી ચાલી, અને છેવટે લોકોને ધર્મ ભાવનાની ઇચ્છા પ્રબળ થઇ. અનેક નાનાં નાનાં કારણોને લીધે સરાચાત્મવાદનો નાશ થયો અને ધીમે ધીમે અલેક્ઝાડ્રિયા નીતિ શાસ્ત્રનું મુખ્ય મથક થઇ પડયું. તેથી રોમીય નૈતિક સ્વરૂપ નષ્ટ થયું, અને છેવટે નવીન પ્લેટો મત લોકોની સમક્ષ આવીને ઉભો રહ્યો. આ મતની અસરથી માણસોનાં મન અંતરાભિમુખ, ભોળાં અને વેહેમી થઇ ગયાં; અને સમાધિના ભ્રમમાં પોતાની ઇચ્છિત અવસ્થા પામ્યાં છે એમ માની માણસો એકાંતવાસી થવા લાગ્યાં.

શેહેનશાહત, ગુલામગીરી અને ક્રૂર રમતોના પરિણામે રોમ કેવળ ભ્રષ્ટ થઇ ગયું હતું. આ ભ્રષ્ટતા મટાડવાનો પ્રયાસ દરેક પંથે કર્યો હતો. સ્ટૉઇક મતે સારા નરસાનો મોટા મોટા ભેદ સ્પષ્ટ સ્થાપ્યો, સાર્વત્રિક ભ્રાતૃભાવની વ્હાર કરી, ઉત્તમ સાહિત્ય અને ધારા–શાસ્ત્ર ઉપજાવ્યાં અને પોતાની નૈતિક વ્યવસ્થાને સ્વદેશાભિમાનમાં લગાડી દીધી. ગ્રીક તત્ત્વજ્ઞાનની અસરથી લોકોમાં કોમળ ગુણો દાખલ થયા અને સામાન્ય વ્યવહારમાં પણ સારા નરસાનો ભેદ સ્પષ્ટ થયો. અને નવીન પ્લેટો મતથી ધાર્મિક પૂજ્યબુદ્ધિની ભાવના જાગ્રત થઇ; નમ્રતા, ભક્તિ અને વિરાગની વિશુદ્ધિનો બોધ થયો, અને નૈતિક દૃષ્ટિ–બિંદુને માણસ સાથે નહિ પણ ઇશ્વર સાથે સબંધ છે એ વાતથી લોકો પરિચિત થયા.

પરંતુ એજ સમયે ખ્રિસ્તિધર્મ ધીમે ધીમે બહાર આવતો હતો;

અને છેવટે એ ધર્મ નીતિની બાબતમાં આખી દુનિયાનો ગુરૂ થઈ પડયો. સ્ટૉઇક મતનો સાર્વત્રિક ભ્રાતભાવ, ગ્રામગ ગુણોને માટે ગ્રીક તત્ત્વવેત્તાઓનો પક્ષપાત, અને મિસરના ધર્મમાં પૂજ્ય-બુદ્ધિ અને ધાર્મિક સભ્રમનો જે અંશ હતો તે, આ બધાનું પોતાના મનમાં સંમેલન કરી તે સર્વોપરી બની ગયો. તેથી રોમમાં આ ધર્મનો ઉદય કેવી રીતે થયો, સદાચારનું કયું સ્વરૂપ એણે લોકોની આગળ રજુ કર્યું, લોકોના ઉપર તેની શી અસર થઇ અને તેથી કેવા કેવા ફેરફાર થયા તે જોવાનું હવે આપણને રહે છે.

## પ્રકરણ ત્રીજું.

### રોમ ખ્રિસ્તિ થયું.

જે ખ્રિસ્તિધર્મ આખી દુનિયામાં મોટા વિસ્મયકારક ફેરફાર કરવાને સર્જિત થયો હતો તેની અગત્યતાનું ભાન, કૉન્સ્ટન્ટાઈન રોમનો બાદશાહ થયો તે પૂર્વે રોમીય લેખકોમા બીલકુલ નહોતું. તેથી પ્રાથમિક ખ્રિસ્તિ-સંસ્થાનો ઇતિહાસ તેમના લેખોમાથી લખવો એ કામ કેવળ અશક્ય થઇ પડે છે. પ્લુટાર્ક, પ્લિનિ અને સેનિકા પોતાના લેખમા ખ્રિસ્તિધર્મનું નામ પણ આપતા નથી. ટેસિટસ એ ધર્મને 'ધિક્કારપાત્ર વહેમ'ની સંજ્ઞા આપે છે. સ્વેટોનિયસ પણ એમ જ કહે છે. તે સમયના રોમીય લેખકોએ શહેનશાહોના જીવનચરિત લખ્યાં છે અને તેમાં દરબારના પોશાક, રમતો, દુરાચાર અને મૂર્ખાઇઓની અનેક વિગતો તેઓ આપે છે, પરંતુ ખ્રિસ્તિ ધર્મના તો છ સાત ઇશારા માત્ર કરે છે.

આ ચૂપકીનું કારણ સત્તાનો અંકુશ હતો એમ પણ નહોતું. કારણકે આ વિષયમાં લખવાની છૂટ તે વખતે અત્યંત હતી. ઇતિહાસ કેમ લખવો એ વાત તેઓ જાણતા હતા અને રોમન મહારાજ્યના સામાજીક પરિવ-

ર્તનોનું ઘણું જ્ઞાન તેમના લેખોમાંથી આપણને મળે છે. પરંતુ ખ્રિસ્તિધર્મની નૈતિક અગત્યતાનીજ માત્ર તેઓએ ઉપેક્ષા કરી છે, અને તેથી ઇતિહાસમાં એક મોટો ખાડો પડી રહે છે. પ્રતિભાશાળી લેખકો તે વખતે નહોતા એમ પણ નહોતું; પોતાની આસપાસ સમાજની છિન્નભિન્ન અવસ્થા તેઓ જોતા હતા; અને જે સત્તા આવી અવસ્થામાંથી તરી આવી વખત જતાં લોકોની નીતિને દોરનારૂં પ્રબળ બળ થવાની હતી તેની આગાહી તેઓ કેવળ કરી શક્યા નહિ એ વાત પણ વિચારવા જેવી છે. ધર્મ અને નીતિના પ્રદેશ એકબીજાથી ભિન્ન છે અને ધર્મથી સ્વતંત્ર નીતિની સિદ્ધિ થઈ શકે છે એવી માન્યના તે સમયમાં પ્રચલિત હોવાથી ખ્રિસ્તિધર્મની ઉપેક્ષા તેમણે કરી છે. રોમન મહારાજ્યના સ્ટૉઇક સમયમાં ધર્મ વ્યાવહારિક જીવનમાં દૈવી સહાય મેળવનાની કળા માત્ર ગણાતો હતો; અને મનુષ્ય જાતની નૈતિક સુધારણા તેના પ્રદેશની કેવળ બહાર ગણાતી હતી. શિક્ષિતવર્ગ તત્ત્વજ્ઞાનને જ ધર્મ માનતો. અને પૌર્વાત્ય વેહેમો જે રોમમાં પેસી ગયા હતા તે ઘણા અનિષ્ટકારક મનાતા અને તુચ્છ ગણાતા. તેમાંય યાહુદી લોકોના વેહેમ અતિ તુચ્છ ગણાતા; પણ તેમના ધર્મના નિયમોથી લોકો કેવળ અજ્ઞાન હતા. આ યાહુદી ધર્મના પંથ તરીકે ખ્રિસ્તિધર્મ લેખાતો હતો.

રોમના રાજ્ય ઉપર ખ્રિસ્તિધર્મની ફતેહ કેટલે અંશે નૈતિક કારણોને લઇને થઇ હતી અને પ્રચલિત તત્ત્વજ્ઞાન સાથે તેનો સંબંધ કેવો હતો તે બરાબર જાણવા માટે તે ફતેહ કેવી રીતે થઇ તે બાબત કાંઇક કહેવું ઉચિત જણાય છે. કેટલાક કહે છે કે રોમીય તત્ત્વજ્ઞાન ઉપર એ ધર્મની પ્રબળ અસર થઇ હતી, અને રોમના કેટલાક આગેવાન પુરૂષો એ તત્ત્વ જ્ઞાનના અનુયાયીઓ હતા; તેથી ખ્રિસ્તિધર્મની ફતેહ થઇ છે. કેટલાક વળી કહે છે કે પોતાના ધર્મ-પુસ્તકમાં આપેલી કથાઓ સાચી છે તેના પ્રબળ પૂરાવા ખ્રિસ્તિ ઉપદેશકોએ આપ્યા તેથી તે ધર્મની ફતેહ થઇ છે. અન્ય કેટલાક વળી ખ્રિસ્તિધર્મની ફતેહને કેવળ ચમત્કાર રૂપ જ ગણે છે. તેઓ કહે છે કે પવન અને પાણી કેવળ પ્રતિકૂળ હોવા છતાં જેમ કોઇ વહાણ પોતાને ધારેલે સ્થળે ત્વરાથી પહોંચી જાય એવી ખ્રિસ્તિધર્મની ફતેહ પણ

નેનું ઘણું જ્ઞાન તેમના લેખોમાંથી આપણને મળે છે. પરંતુ ખ્રિસ્તિધર્મની નૈતિક અગત્યતાનીજ માત્ર તેઓએ ઉપેક્ષા કરી છે, અને તેથી ઇતિહાસમાં એક મોટો ખાડો પડી રહે છે. પ્રતિભાશાળી લેખકો તે વખતે નહોતા એમ પણ નહોતું; પોતાની આસપાસ સમાજની છિન્નભિન્ન અવસ્થા તેઓ જોતા હતા; અને જે સત્તા આવી અવસ્થામાંથી તરી આવી વખત જતાં લોકોની નીતિને દોરનારૂં પ્રબળ બળ થવાની હતી તેની આગાહી તેઓ કેવળ કરી શક્યા નહિ એ વાત પણ વિચારવા જેવી છે. ધર્મ અને નીતિના પ્રદેશ એકબીજાથી ભિન્ન છે અને ધર્મથી સ્વતંત્ર નીતિની સિદ્ધિ થઇ શકે છે એવી માન્યતા તે સમયમાં પ્રચલિત હોવાથી ખ્રિસ્તિધર્મની ઉપેક્ષા તેમણે કરી છે. રોમન મહારાજ્યના સ્ટૉઇક સમયમાં ધર્મ વ્યાવહારિક જીવનમાં દૈવી સહાય મેળવવાની કળા માત્ર ગણાતો હતો; અને મનુષ્ય જાતની નૈતિક સુધારણા તેના પ્રદેશની કેવળ બહાર ગણાતી હતી. શિક્ષિતવર્ગ તત્ત્વજ્ઞાનને જ ધર્મ માનતો. અને પૌર્વાત્ય વ્હેમો જે રોમમાં પેસી ગયા હતા તે ઘણા અનિષ્ટકારક મનાતા અને તુચ્છ ગણાતા. તેમાંય યાહુદી લોકોના વ્હેમ અતિ તુચ્છ ગણાતા; પણ તેમના ધર્મના નિયમોથી લોકો કેવળ અજ્ઞાન હતા. આ યાહુદી ધર્મના પંથ તરીકે ખ્રિસ્તિધર્મ લેખાતો હતો.

રોમના રાજ્ય ઉપર ખ્રિસ્તિધર્મની ફતેહ કેટલે અંશે નૈતિક કારણોને લઇને થઇ હતી અને પ્રચલિત તત્ત્વજ્ઞાન સાથે તેનો સંબંધ કેવો હતો તે બરાબર જાણવા માટે તે ફતેહ કેવી રીતે થઇ તે બાબત ...ક કહેવું ઉચિત જણાય છે. કેટલાક કહે છે કે રોમીય તત્ત્વ... ઉપર એ ધર્મની પ્રબળ અસર થઇ હતી, અને રોમના કેટલાક ...વાન પુરુષો એ તત્ત્વ જ્ઞાનના અનુયાયીઓ હતા; તેથી ખ્રિસ્તિધર્મ...ડ થઇ છે. કેટલાક વળી કહે છે કે પોતાના ધર્મ-પુસ્તકમા ...કથાઓ સાચી છે તેના પ્રબળ પૂરાવા ...થી તે ધર્મની ફતેહ થઇ છે. અન્ય ખ્રિસ્તિ ઉપદેશકોએ...હને કેવળ ચમત્કાર રૂપ જ ગણે છે. તેઓ કેટલાક વળી ખ્રિસ્તિધર્મની કેવળ પ્રતિકૂળ હોવા છતાં જેમ કોઇ વહાણ કહે છે કે પવન અનેરાથી પહોંચી જાય. એજરી. ખ્રિસ્તિધર્મની ફતેહ : -
પોતાને ધારેલે સ્થં

હતી, તેથી મુએલું માણસ જીવતું થાય તેમાં જે ચમત્કાર છે, તેમ ખ્રિસ્તિ ધર્મની આ ફતેહમાં પણ ચમત્કાર છે.

ઉપલા ત્રણ મતમાંથી પ્રથમ મત વિષે ઝાઝું બોલવાની જરૂર નથી. છેલ્લાં પ્રકરણમાં તે સંબંધી બહુ કહેવાયું છે. રોમન રાજ્યના મહાન્ નીતિવેત્તાઓએ ખ્રિસ્તિધર્મનું નામ પણ આપ્યું નથી, અને આપ્યું છે ત્યાં તેનો તિરસ્કાર જ કર્યો છે; અજ્ઞાન લોકોમાં ઘણા ધર્મો ઉભા થતા, પણ તેઓ તેમની ઉપેક્ષા કરતા; અને ખ્રિસ્તિઓના સંબંધમાં તેઓ આવ્યા હોય અગર ખ્રિસ્તિઓ ઉપર તેમણે મહેરબાની બતાવી હોય એવો કોઇ કિંમતી પૂરાવો આપણને મળતો નથી. ખ્રિસ્તિધર્મની અસર તેમના ઉપર થઈ હતી એમ ધારવાનું કારણ માત્ર એટલું જ છે કે ખ્રિસ્તિઓની પેઠે તેઓ પણ આત્મનિરીક્ષણ, સાર્વત્રિક ભ્રાતૃભાવ, અને દયાનો ઉપદેશ આપતા. તથાપિ આ સામ્યનો ખુલાસો દરેક મતમાં સ્વતંત્ર રીતે થઇ શકે છે. આત્મ-નિરીક્ષણ કર્તવ્ય છે એ વાત સ્ટૉઇક મતે પિથાગોરિયનોના ઉપદેશમાંથી ગ્રહણ કરી છે. સાર્વત્રિક ભ્રાતૃભાવનો સિદ્ધાંત સમયના રાજકીય અને સામાજીક પરિવર્તનોનું પરિણામ છે, કારણ કે તે સમયે આખી સુધરેલી આલમ રોમના રાજ્ય-છત્ર નીચે આવી હતી. વળી સ્ટૉઇકમતના સર્વાત્મ-વાદને તે વાત અનુકૂળ હતી. પાછલા સ્ટૉઇકમતમાં દયાનો ઉપદેશ મુખ્ય હતો એ વાત ખરી છે, પણ તેનું કારણ રોમના જીવનમાં ગ્રીકતત્ત્વ પેઠું હતું તે છે. આ પ્રમાણે આ સામ્યનો ખુલાસો આપી શકાય છે.

સેનિકાને સતપૉલની સાથે પત્રવ્યવહાર ચાલ્યો હતો એ કારણ બતાવી મધ્યકાળના લેખકો એને ખ્રિસ્તિ માનતા. પરંતુ આ પત્રવ્યવહારને હવે બનાવટી માનવામાં આવે છે. પરંતુ સેનિકાએ ખ્રિસ્તિધર્મની ભાષા કંઇક સાંભળી હોય એમ માનીએ તોપણ, તે ધર્મથી પ્રેરાઇને પોતાનો નીતિનો સિદ્ધાંત એણે રચ્યો છે એ વાત ખોટી છે, કારણ કે ખ્રિસ્તિધર્મમાં ભક્તિ, દીનતા, ... ત્કૃષ્ટ ભવ્યતાનું ભાન અને પારલૌકિક ... મુખ્ય છે. પરંતુ સેનિકાના ઉપદેશમાં ... ડીને અને

મનુષ્યની સર્વોત્કૃષ્ટ ભવ્યતાનો ગંભીર નિશ્ચય એને હોવાથી, પોતાના શિષ્યોને ઇશ્વર અને માણસની દરેક બીકથી સ્વતંત્ર કરવાનો ખાસ પરિશ્રમ સેનિકાએ કર્યો હતો. ડાહ્યો માણસ દેવોની તુલ્ય છે એવી મગરૂર ભાષા એની હતી. વળી યાહુદીની આખી જાત શાપિત છે એમ સેનિકા સ્પષ્ટ કહેતો, અને યાહુદી અને ખ્રિસ્તિને એ વખતે સૌ એક ગણતું. રોમન સ્ટૉઇકોમાં જો કોઇનું પણ આચરણ ખ્રિસ્તિના જેવું હોય તો તે માર્કસ ઓરેલિયસનું હતું, પણ એણે તો ખ્રિસ્તી ધર્મને સતાવ્યો હતો. વળી ખ્રિસ્તિ ધર્મના સિદ્ધાંતોનું સામ્ય ગ્રીક તત્ત્વવેત્તાઓના લખાણમાં જોવામાં આવતું હતું, અને તેનાં અનેક દૃષ્ટાંતો અપાતાં હતાં. પરંતુ સેનિકા ઇત્યાદિ રોમના સમકાલીન નીતિવેત્તાઓ ઉપર એ ધર્મની અસર થઇ હતી એમ કોઈ ખ્રિસ્તિ વૃદ્ધ કહેતું નથી. તેથી કરીને સ્ટૉઇક મતની પ્રબળતાના સમયે ખ્રિસ્તિ ધર્મે રોમના તત્ત્વચિંતક વર્ગ ઉપર કાંઇ પણ સત્તા સ્થાપિત કરી હોય એ વાત તદ્દન બીનપાયાદાર છે.

ત્યારે હવે, લોકોને દૈવી ચમત્કારનો પૂરાવો આપી ખ્રિસ્તિ ધર્મે પોતાની સત્તા સ્થાપી છે કે કેમ? તે બાબતનો આપણે વિચાર કરીએ. અહીં બે બાબતો આપણે લક્ષમાં રાખવાની છે. એક તો, ચમત્કારની તુલ્યના કરવાની એ જમાનાની શક્તિ કેવી હતી? અને બીજી કેટલે અંશે તેમના મન ઉપર એ ચમત્કારોની અસર થાય એમ હતું? આ વિષય બરાબર સમજવાને માટે ચમત્કારના પૂરાવાની વાત કાંઇક જણવાની અત્ર જરૂર છે.

કેથોલિક સંસ્થાના થોડાક ધર્મગુરૂઓ સિવાય, હાલના સુધરેલા જમાનામાં ચમત્કારની વાત સામાન્ય રીતે કોઇ માનતું નથી. લગભગ દરેક માણસ કોઇ એક અમુક પ્રકારના ચમત્કાર અતઃકરણપૂર્વક કદિ માનતો હોય છતાં સામાન્ય નિયમ તરીકે ચમત્કારને તે જૂઠા અને નહિ માનવા લાયક ગણે છે. ચમત્કાર બનવા અશક્ય છે અથવા કુદરતમાં તે બનવા અત્યંત અસંભવિત છે એવા કારણને લીધે ચમત્કારમાં તેને અશ્રદ્ધા હોય છે એમ પણ નથી, કારણ કે અન્ય ચમત્કારોના સંબંધોમાં

ગમે તેમ હોય, પરંતુ તેમનો એક વર્ગ એવો છે અથવા તેમને વિચારમાં ઉતારવાનો એક પ્રકાર એવો છે કે જેમાં તર્કમૂલક મુશ્કેલી કાંઇ આવતી નથી. વિજળીનો તાર જોઇ કે ગ્રહણની આગાહી સાંભળી જંગલીનું મન આશ્ચર્ય પામે છે, તેમ આપણાથી અત્યંત ચડીઆતાં જ્ઞાન કે શક્તિવાળી જીવ–સૃષ્ટિ અસ્તિત્વ ધરાવતી હોય તો તે વાત અસંભવિત નથી; અને પછી એવી સૃષ્ટિને સામાન્ય લાગતાં કાર્યો આપણામાંથી બુદ્ધિમાનમાં બુદ્ધિમાન માણસને પણ ન સમજાય તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કશું નથી. વળી બીજી બાબતોમાં જે પૂરવાને આપણે પૂરતો માનીએ છીએ તેવો પૂરતો પૂરાવો ચમત્કારની બાબતમાં આપણને મળતો નથી માટે આપણે ચમત્કાર નથી માનતા એમ પણ નથી; કારણ કે ઇતિહાસના ઘણા બનાવો આપણે શ્રદ્ધાપૂર્વક સ્વીકારી લઇએ છીએ, પણ એજ ઇતિહાસકાર જે દૈવી ચમત્કારની વાત કરે છે તો તે વાતને આપણું મન અનાયાસે જ એક ગપ ગણે છે. આપણને ખાત્રી છે કે પ્રાચીન શિષ્ટ સમયમાં કે મધ્યકાળમાં ચમત્કાર સામાન્ય બનાવ ન હોવા છતાં તે કાળના લગભગ બધા લેખકોને ખાત્રી હતી કે તે બનતા. સહજ પ્રશ્ન થાય છે કે તે કાળમાં ચમત્કારની માન્યતા ઘણી હતી અને હાલ કેમ નથી? તો તેનો જવાબ માત્ર એટલો જ છે કે વધતા જતા સુધારાના પરિણામે મનુષ્યના મનની દશા એવી થઇ કે ચમત્કાર પરત્વે રહેલી હાસ્યજનક અંધ–શ્રદ્ધા એની મેળે સરી ગઇ. ચમત્કારની માન્યતા વાદવિવાદ કે યુક્તિપૂર્વક દલીલોથી નષ્ટ થતી નથી; પરંતુ સુધારો અને કેળવણી વધતાં અવશ્ય એ માન્યતા અદૃશ્ય થઇ જાય છે, કારણ કે તે માન્યતા મનની એક દશા માત્ર હોય છે. તેથી જ ગામડીઆ અજ્ઞાન લોકો ભૂત પલીત અને ડાકણોને માને છે. ચમત્કારની માન્યતા એ કલ્પનાની જ એક અવસ્થા છે, અને કલ્પના સુવ્યવસ્થિત થતાં એવી માન્યતા એની મેળે રહેતી નથી.

એક જંગલી અજ્ઞાન માણસ પોતાની આસપાસ જોઇ સૃષ્ટિનો પ્રથમ વિચાર કરવા માંડે છે ત્યારે એને એમ સ્ફુરી આવે છે કે પોતાની આસ-

પથરો આવીને પડે તો તે એમ જાણે છે કે કોઇએ એ ફેંક્યો. અ
ભૂમિકંપ, મરકી, વાવાઝોડું ઇત્યાદિ બનાવોને કોઇ અદૃશ્ય શક્તિના સીધ
અને છૂટક છૂટક કાર્યો માનીને તે કાર્યો શા ઇરાદાથી પ્રેરિત થતાં હશે
તેનો વિચાર કરવા એ બેસે છે; અને તે કરનારાનો ક્રોધ શમાવવા ઉપાયો
શોધે છે. આમ સૃષ્ટિમાં બનતાં બનાવોને નોખા નોખા ગણીને, તે દરેકન
વ્યવસ્થા કરતી અધિષ્ઠાત્રી શક્તિની નવી નવી યોજના તે કરે છે. આમ
ચમત્કાર તેને મન કોઇ વિચિત્ર બનાવ લાગતા નથી, તેમ કુદરતી કાયદાન
ભંગરૂપે તેને સમજાતા નથી; પરંતુ દુનિયાનો સામાન્ય ક્રમ જ એવો છે
એમ એને લાગે છે.

બુદ્ધિની આ અવસ્થાની સાથે કેટલાંક નાનાં નાનાં પરિણામો પણ રહેલાં હોય છે. જીવારોપણવાદ કે જે માનુષી લાગણીઓનું આરોપણ જડ વસ્તુઓમાં કરે છે, જે સઘળાં કાવ્ય અને વક્તૃત્વમાં મોટે અંશે દેખાય છે, અને સમાજની પ્રાથમિક દશામાં જે ખાસ કરીને દૃશ્ય થાય છે તે આપણા અભિપ્રાયોના મોટા ભાગનું મૂળ છે. થાંભલા સાથે માથું ભટકાતાં આપણે પણ થાંભલા ઉપર ઘડીક ગુસ્સે થઈ જઇએ છીએ; પરંતુ તેમાં આ જીવારોપણ જ હોય છે. પરતુ વિવેક વાપરી સુધરેલો માણસ ક્રોધના આ આવિર્ભાવને રોકી શકે છે; બાળક અને જંગલી તે રોકી શકતાં નથી. અને આ ન્યાયે અન્ય કારણોની સાથે કલ્પના શક્તિની નિર્બળતાને લીધે પોતાની પ્રથમ ભાવનાઓને અનુરૂપ ઇશ્વરનુ સ્વરૂપ આદ્દકાળનાં અશિક્ષિત માણસો બાંધે છે અને આ ઇશ્વરનાં તુરંગી અને અસંબદ્ધ કાર્યોને તેઓ ચમત્કાર લેખે છે. કલ્પનાની એ જ નિર્બળતા પછી તેમનાં માનસિક વલણો, મનોભાવ, વિકારના ખળભળાટ કે વિરોધ કે કેવળ તુરંગને પણ કાંઇક દૃશ્ય સ્વરૂપ આપવાનો પ્રયત્ન કરે છે; અને આમ ધીમે ધીમે દેવ દેવીઓ અને તેમની કથાઓ ઉપજી આવે છે. આવી કથાઓનો ઉદ્દેશ નીતિનો કોઇ મુદ્દો રૂપક રૂપે-બુદ્ધિમાં ઝટ ઉતરે એવા કોઈ સાકાર સ્વરૂપે પ્રદર્શાવવાનો હોય છે; અર્થાત જીવારોપણમાં આશ્ચર્ય ઉપર પ્રેમ

આ પ્રમાણે વર્ષાકાળમાં વરસાદ જેમ સ્વાભાવિક છે, તેમ સમાજની અમુક દશામાં ચમત્કારિક કથાઓની માન્યતા પણ સ્વાભાવિક છે. પરન્તુ માણસોમાં જેમ જેમ સમીક્ષણ વધતું જાય છે, કુદરતનું રાજ્ય નિયમે વરતે છે એવો અભિપ્રાય જેમ જેમ બંધાતો જાય છે, અને વસ્તુઓને વિચારથી નિરાળા કરવાની તેમની શક્તિ જેમ જેમ કેળવાતી જાય છે, તેમ તેમ તેમનામાં ચમત્કારની અપેક્ષા અને આસ્થા ઓછી થતી જાય છે, અને તેથી ચમત્કાર બનવા પણ બંધ પડી જાય છે. ભોળા અને વેહેમી કાળમાં પણ ચમત્કારની સંખ્યાનો આધાર ધાર્મિક બાબતોમાં કલ્પનાની પ્રબળતાના પ્રમાણ ઉપર રહેલો હોય છે અને દરેક પ્રજામાં એમ બનેલું છે. તેથી કરીને જ્ઞાનની અમુક દશામાં ચમત્કારની માન્યતા સ્વાભાવિક હોય છે એટલા ખુલાસાથી તે માન્યતાનું ખંડન થાય છે. ચમત્કાર બનવા અશક્ય છે અથવા તેમની સત્યતા સાબીત કરે તેવો પુરતો પુરાવો નથી; માટે ચમત્કાર આપણે માનતા નથી એમ અમે કહેતા નથી કવિઓ પરિઓની વાત કરે છે. પુરાણીઓ વિષ્ણુદૂત કે મહાદેવના ગણોની વાત કરે છે. આવી વાત માનતાં વિચારમાં કોઇ વિરોધ આવતો નથી. તેમ દરેક બાબતમાં આપણે પૂર્ણ પુરાવો પણ માગતા નથી. પુરાવો જ જોઇતો હોય તો ચમત્કારની બાબતમાં તો તે ઘણો છે; છતાં આપણે ચમત્કાર માનતા નથી. અમે તો એટલું જ કહીએ છીએ કે સમાજની અમુક અવસ્થામાં તે અવશ્ય મનાય છે. ભૂતપલીતનું અસ્તિત્વ જ નથી એમ કોઇ માણસ સિદ્ધ કરી શકે એમ નથી; પણ તાવની ગરમીથી ઉશ્કેરાએલો માણસ ભૂત જુએ તો તેનું કારણ સમજવું આપણને મુશ્કેલ લાગતું નથી.

સુધારો વધતા ચમત્કારો બનવા બંધ થતા જાય છે તેનાં ત્રણ કારણો છે. પ્રથમ તો, કેળવણી વધતાં વસ્તુઓને અવલોકવાની અને તેમને યથાર્થ કહી બતાવવાની ટેવ માણસોમાં આવતી જાય છે અને તેથી અશિક્ષિત કલ્પના અંકુશમાં આવતી જાય છે. અર્થાત્ કેળવણી વધતાં સત્યની જીજ્ઞાસા વધે છે અને તેથી માણસનું મન વધારે સખત સાબીતીની માગણી કરતું જાય છે. બીજું કેળવણીની વૃદ્ધિ સાથે પૃથક્કરણ કિંવા વર્ગીકરણની શક્તિ

વધે છે અને તેને લીધે સૃષ્ટિના જડ બનાવોમાં ચેતનનો આરોપ કરવાની ટેવ સુધરે છે અને તેથી દેવદેવીઓની ચમત્કારીક કથા ઉપજાવવાનું મોટું મૂળ બંધ થઇ જાય છે અને આમ પુરાણ કથાઓનો અંત આવે છે. ત્રીજું, સૃષ્ટિ-વિજ્ઞાન-શાસ્ત્રનો અભ્યાસ વધતાં કુદરતનું રાજ્ય નિયમે ચાલે છે એવું જ્ઞાન થાય છે અને તેથી ચમત્કારની માન્યતાનો અસ્ત થાય છે. પુરાણ કાળમાં મનાતા અનેક ચમત્કાર રૂપ બનાવો તો કુદરતી જડ કારણોનાં નિયમિત પરિણામ માત્ર છે એમ વિજ્ઞાન-શાસ્ત્રે હવે સિદ્ધ કર્યું છે. વળગાડના દરદોની સારવાર હવે ડાકટરો કરે છે; અને કોલેરા, મરકી વગેરે મોકલી ઈશ્વર પોતાની નાખુશી જણાવે છે એવી માન્યતા હવે લોપ પામી ગઇ છે. ધૂમકેતુના આગમનની આગાહી થાય છે અને વિજળી તો હવે આપણી દાસી થઇ રહી છે. વળી જ્યાં કેટલીક પુરાણ-કથાઓનો ખુલાસો આપી શકાતો નથી ત્યાં પણ ચમત્કાર બનવો બહુ અસંભવિત છે. કારણ કે વિજ્ઞાન-શાસ્ત્રનો મુખ્ય ઉપદેશ એવો છે કે જગતના બનાવો એક બીજામાં ઓતપ્રોત અને સંકલિત હોય છે; અને તેથી એક બાબતમાં વ્યુત્ક્રમ થતાં આખા જગતમાં ઉત્પાત થાય. આમ ચમત્કારની માન્યતા નિર્મૂળ કરવામાં સૃષ્ટિ-વિજ્ઞાન શાસ્ત્રે ઘણું કર્યું છે. સૃષ્ટિમાં કુદરતનું નિયમિત રાજ્ય જ પ્રવર્તે છે;-કશું અણધાર્યું કે અકસ્માતથી બનતું નથી; એ વિજ્ઞાન-શાસ્ત્રનો મુખ્ય અને જબરો ઉપદેશ છે.

પરંતુ હજી પણ વિજ્ઞાન-શાસ્ત્રનો વિજય સંપૂર્ણ થયો જણાતો નથી. હાલના સમયમાં પણ ઘણાખરાં માણસો કુદરતના કેટલાક બનાવોને ચમત્કારનો પ્રદેશ માને છે; કારણ કે વિજ્ઞાન-શાસ્ત્ર એ બનાવોની બરાબર આગાહી કરી શકતું નથી. દાખલા તરીકે વરસાદ ન થાય તો લોકોની નીતિ ઉપર આક્ષેપ મૂકાય છે. 'ભાઇ! આવા પાપના જમાનામાં વરસાદ પણ મકાઈ ગયો!' એમ લોકો માંહોમાંહે કહે છે. વળી કેટલાક નહિ સમજાતા રોગમાં પણ તેઓ ઇશ્વરનો ન્યાય જુએ છે; અને જે રોગ વૈદક શાસ્ત્રથી ન મટે અથવા મટતાં વાર લાગે તો લોકો દોરા ચીઠ્ઠી કરાવવા દોડે છે ઇંગ્લાંડમાં એક સમયે જ્યારે દેશોમાં મરકી પેઠી ત્યારે કેટલાક ધર્મગુરૂએ

કહેવા લાગ્યા કે કેટલાક પાપી લેખકોએ ધર્મ-વિરૂદ્ધ લેખ લખ્યા હતા તેનું એ પરિણામ હતું. લેખકોએ લેખ લખ્યા પણ તેમને ઘેર ઢોર નહોતાં; બીજાઓને ઢોર હતાં, પણ તેમણે એ લેખ લખ્યા નહોતા; એટલું જ નહિ પણ તે લેખની તેમને ખબર પણ નહોતી; અને ખબર હોત તો તે લેખકોની સામે પગલાં ભરત; વળી કેટલાંક પરગણાં ઘણાં આસ્તિક હતાં, છતાં તે રોગનું જોર ત્યાં જ ઘણું હતું; અને બીજા દેશમાં એવી જાતના લેખ લખાતા હતા, છતાં ત્યાં એ રોગનું નામ નહોતું: આ બધી વાત ખરી, પણ લોકોનો વહેમ ગયો નહિ, અને તે રોગનું કારણ તે નાસ્તિક લેખ હતા એમ તે કહેતા હતા.

હવે બાહ્ય અનુભવના બળે કુદરતી કારણો ખોળવાં અને તે ઉપરથી બનાવોની આગાહી કરી આપવી એ વિજ્ઞાન-શાસ્ત્રની પદ્ધતિ છે. આ પ્રયોગ પદ્ધતિનો ઉપયોગ જ્યાં કરી શકાય એમ છે ત્યાં પણ કરાતો નથી, એ વાત લોકોના લક્ષમાં રહેતી નથી. દાખલા તરીકે અનાસ્થા અને દુરાચારના સમયમાં મરકી કે મહારોગ શિક્ષારૂપે આવે છે એમ લોકો કહે છે. તો આ વાતનું બારીક અવલોકન થવું જોઈએ અને શાસ્ત્રીય પ્રયોગની પદ્ધતિએ તેને બરાબર તપાસવી જોઈએ. તેથી એક તરફથી મરકી કે મહારોગના ઇતિહાસનું સૂક્ષ્મ અવલોકન થવું જોઈએ, અને બીજી તરફથી દુરાચાર અને અનાસ્થાના કાળને બરાબર તપાસવા જોઈએ; તેથી એ બેની વચ્ચે જો કાંઈ કાર્ય કારણભાવ હશે તો તે જણાઈ આવ્યા વિના રહેશે નહિ. સનાતન ધર્મની સનાતનતા પણ તેવી જ રીતે તે ધર્મના ખરા ઇતિહાસ ઉપરથી તપાસી લેવી જોઈએ. વળી જ્યાં ઘણા સંજોગોની અસર ભેળી થઈ કાર્ય ઉપજાવે છે ત્યાં ઘણી વખત આપણી આગાહી ખોટી પડે છે એ વાત પણ લક્ષમાં રાખવાની છે. બૂચ બૂડે પણ ટિટેનિક આગબોટ ન ડૂબે એમ સૌના માનવામાં હતું. પરંતુ બરફના ડુંગરથી તેનું પેટ ચીરાઈ ગયું અને અનેક નાનાં નાનાં કારણો તેમાં ભળી ગયાં અને આપણને કમકમાટી ઉપજાવે એવી જાનની મોટી ખુવારી તેથી થઈ ગઈ. પોતાના પંતળે આગબોટમાં ધોધબંધ પાણી ભરાઈ જતું હતું છતાં ' આ આગબોટમાં આપણે

નિર્ણય છીએ' એવી માન્યતા ઉતારૂઓની નહોત તો તેથી પણ જાનની ખુવારી ઓછી થાત. આ પણ એક યોગજ—કહો કે દૈવયોગ. પરંતુ હવે એવો યોગ ફરીને નહિ બને, કારણ કે કારણ વિનાં કાર્ય બનતું નથી એ નિયમ સાચો જ રહે છે. છાપરા ઉપરથી નળીયું પડયું અને તે ઉભું પડયું અને તેથી નીચે ચાલ્યા જતા માણસનું મરણ થયું એ પણ એક દૈવયોગ; અને આવા દૈવયોગ ક્વચિત્ ક્વચિત્ બને છે પણ ખરા. પરંતુ આવા યોગને પણ હદ હોય છે. અને આ હદ ઉપર તેવા યોગની સંખ્યા જવા માંડે કે તુરત જ તેમાં કોઈ કાયદો પ્રવર્તે છે એવું ભાન આપણને થાય છે. તે કાયદો આપણને જડી ન આવે તે જૂદી વાત છે, પણ કાંઇક કાયદો ત્યાં છે જ. પાસાની રમતમાં પોબાર વારંવાર પડે તો જાણવું કે તેમાં કાંઇક દગો છે. ઇતિહાસમાં પણ અણીને સમયે એક બાજુની હાર કે જીત થવાથી અનેક પરિણામ જૂદાં જૂદાં આવી શકે છે. આપણે તો તેની એક જ બાજુ જોઇએ છીએ. કેનીની લડાઇમાં વિજય મેળવ્યા પછી જો હેનીબાલે રોમને સર કરી બાળી મૂકયું હોત, તો પછી રોમના રાજ્યની સરસાઇથી જે જે બન્યું છે તે બનવા પામત નહિ, અને જૂદી જ જાતના રાજ્યની સરસાઇથી જૂદાં જ પરિણામ આવત; અને દુનિયાનો ઇતિહાસ કદાચ ફરી જાત, અને તેથી કરીને ધર્મશાસ્ત્રીઓ કદાચ હેનીબાલની કારગીર્દિને ચમત્કારરૂપ માનત. ટૂંકામાં, ઉંડી અને નિષ્પક્ષ તપાસ કર્યા વિના જે વાત આપણને સમજાતી નથી તેને આપણે દૈવયોગ કે ચમત્કાર કહીએ છીએ.

વિજ્ઞાન—શાસ્ત્રની દૃષ્ટિએ બરાબર તપાસ કરવી હોય તો પ્રતિજ્ઞાના વિષયમાં ભાવ—સૂચક અને અભાવ—સૂચક બન્ને જાતનાં દૃષ્ટાંતોનું નિરીક્ષણ થવું જોઇએ. પરંતુ ચમત્કારને માનનારા ઘણું કરીને સફળ પ્રસંગોની વાત કરે છે, પણ નિષ્ફળ પ્રસંગોને ધ્યાનમાં લેતા નથી. તેઓ કહે છે; 'જુઓ સાર્વજનિક પ્રાર્થના પછી વરસાદ કેવો આવ્યો!' ખરી વાત, પણ ઘણીવાર પ્રાર્થના કર્યા છતાં વરસાદ નથી આવ્યો તેનું કેમ? આવી અસંગતતાનો વિચાર તેઓ કરતા નથી; એટલું જ નહિ પણ કેટલાક એવા ધર્મ—ભીરૂ હોય છે કે ધર્મની બાબતમાં શંકા કરવામાં પણ તેઓ પાપ સમજે છે એ શોચનીય છે.

ઇશ્વરની વ્યવસ્થા એવી છે કે તેથી કરીને મનુષ્યનાં સુખ અને આબાદીનું કુદરતી અને ઘણીવાર અતિ પ્રબળ કારણ નીતિ થાય છે એ વાતની, અથવા આપણા નૈતિક સ્વભાવને લીધે કોઇ ઉચ્ચતર શક્તિના અતિ વાસ્તવિક, નિકટ અને સ્થાયી સમાગમમાં આપણે આવીએ છીએ એવી માન્યતાની, વિરૂદ્ધ અમારૂં આ બધું કહેવું જાય છે એમ સમજવાનું નથી. જગત ઉપર ઇશ્વરનું સ્વામિત્વ અમે સ્વીકારીએ છીએ, અને તેથી સૃષ્ટિ નિયમોમાં પણ વચ્ચે પડી તેમને ઉલટાવવા હોય તો તે ઉથલાવી શકે એમ ધારવામાં કોઇ વિરોધ આવતો નથી તેથી દૈવી ચમત્કાર બનવા અશક્ય નથી, પણ તે આપણી આ પૃથ્વી ઉપર તો બનતા નથી એમ સમજુ માણસને સહેજે ખાત્રી થશે. તેથી જ્યાં પૂરાવો પૂરતો હોય ત્યાં ચમત્કાર બનવા જ અશક્ય છે એમ કહી તે વાતને તિરસ્કારી દેવી ન જોઇએ. પરંતુ લક્ષમાં રાખવાની વાત અત્ર એટલી છે કે કેટલીક વખતે ચમત્કાર માનવાનું માણસોના મનમા પૂર્વ વલણ હોય છે, અને તેથી તેવી વાતો પ્રસરે છે અને મનાય છે, અને પછી એ જ વાતો તેમના પૂરાવામાં આગળ મૂકાય છે. આમ તે વાતો માત્ર કલ્પનાનો જ ખેલ બની રહે છે. આ વાત ઘણાખરા લેખકોના ધ્યાનમાં રહેતી નથી. હકિકતની શકયતા, અને પૂરાવો કેવી જાતનો છે તે—આ બે બાબતો ઉપર જ લેખકો ઘણે ભાગે ધ્યાન આપે છે. અમે જે અત્ર સ્પષ્ટ કરવા ઇચ્છીએ છીએ તે એટલું જ છે કે કુદરતી બનાવોના પ્રવાહમાં ઇશ્વર નિરંતર વચ્ચે પડયા કરે છે એ ચમત્કારનો પ્રાથમિક અને સાદામાં સાદો વિચાર હોય છે, આ વિચારની ઉત્પત્તિ કાંઇક કુદરતના કાયદાની અજ્ઞાનતાને લીધે, અને કાંઇક શાસ્ત્રીય પદ્ધતિએ વિચાર કરવાની અસમર્થતાને લીધે થાય છે; અને આ વિચારની પ્રબળતાને લીધે પોતે આગળથી બાંધી બેઠેલા અભિપ્રાયને બંધ બેસતી વાતો એકઠી કરતા માણસો મંડી જાય છે. અને એ અભિપ્રાયને જે વાતો અસંગત હોય તે ધ્યાનમાં લેતા નથી. પરંતુ આ રીતે તો હરકોઇ વાતને ચમત્કાર ઠરાવી શકાય. અને જે માણસોનાં મન વેહેમી કલ્પનાને પ્રથમથી જ આમ અધીન થઇ ગયાં હોય છે તેમની ભ્રાંતિ કેવળ

જ્ઞાનથી ભાંગી શકતી નથી. દાખલા તરીકે, સ્વપ્નામાં કાંઇક દેવતાઈ અંશ હોય છે એવી પ્રાચીન લોકોની દૃઢ માન્યતા હતી. સ્વપ્નું જો સાચું પડે પડે તો તેથી સ્પષ્ટ ભવિષ્ય-કથન થયું હતું એમ ગણાતું. તેથી ઉલટું જ જો બને તો ખુલાસો એવો થતો કે કોઇ વખતે સ્વપ્નમાં ઉલટી વાતનું પણ સૂચન હોય છે. જો રૂપકથી તેનો ખુલાસો થઇ શકતો તો કહેતા કે રૂપક પણ દિવ્ય-પ્રકાશનનો એક પ્રકાર છે. જો કોઈ પણ પ્રકારે તેનો ખુલાસો થઇ જ ન શકતો તો કહેતા કે આપણને ખાસ ભ્રમિત કરવાનો એ રસ્તો હતો. આમ જે વાત માનવાનું માણસોને મન હોય છે, તે ગમે તે પ્રકારે પણ તેઓ માને છે.

આ પૂર્વ-વલણની પ્રબળતાને લીધે ઘણી પ્રજાઓએ કેવળ ભ્રાંતિને પણ ચમત્કાર રૂપે માનેલી છે. ખ્રિસ્તિ ધર્મની પૂર્વે રોમમાં સતત એવી દૃઢ માન્યતા હતી કે કોઇ મોટો માઠો બનાવ બનવાનો હોય તો આગળથી કુદરતમાં કોઇ ઉત્પાત અવશ્ય થતો, અને બળીદાન આપવાથી તે સંકટનું નિવારણ થતું. આ પ્રમાણે રાજાના મૃત્યુ સમયે અથવા કોઇ સાર્વજનિક અનર્થ થવાનો હોય ત્યારે કોઇને કોઈ ઉત્પાત થતો તેથી દૈવવાણીનાં મંદીરો અને ભવિષ્ય જાણવાની કળા ત્યાં ઉભાં થયા હતાં. આખા યુરોપમાં એક સમયે ડાકણનો વહેમ પ્રબળ હતો. ઇગ્લાંડના ઇતિહાસના અતિ ઉજ્વળ કાળમાં પણ એવો વેહેમ હતો કે કંઠમાળના રોગીનો રોગ રાજાના સ્પર્શથી જતો રહેતો. અને અનેક છોકરાંઓને તેટલા માટે રાજા પાસે લઇ જવામાં આવતાં હતાં. એ વેહેમનો સ્વીકાર ઓક્ષફોર્ડના વિશ્વ-વિદ્યાલયે પણ કર્યો હતો. પરંતુ હાલના સમયમાં આવા વેહેમ કોઇ ભાગ્યે જ માનતું હશે. સિદ્ધાંતમાં ચમત્કારની અશક્યતા નથી, છતાં કોઇ ચમત્કાર બને એ વાત આપણે માનતા નથી; કારણ કે હવે આપણે સારી રીતે સમજીએ છીએ કે મનની અમુક અવસ્થામા ચમત્કારની માન્યતા સ્વાભાવિક છે, અને એ અવસ્થા જતાં આ માન્યતા પણ ચૂપ બની ચાલી જાય છે.

રોમના ઇતિહાસમાં મૈહાઓ પર્યંત વેહેમની આવી પ્રબળતા એનાનાં

આવે છે એ વાતથી કદાચ કોઇને આશ્ચર્ય લાગશે. પણ રોમના લોકો ભોળા અને વહેમી હતા એ બીના ઘણી વાતોથી સમજી શકાય છે. પ્રથમ તો તેમનાં મન તત્ત્વદર્શન પ્રત્યે વધારે વળેલા હતા તેથી અન્ય બાબતમાં બેદરકાર રહેતાં. વળી બૂલો ઉપર છાપવાની કળાને લઇને અંકુશ રહે છે, પણ તે કળા હજી અસ્તિત્વમા આવી નહોતી; વળી વિજ્ઞાનશાસ્ત્રની પદ્ધતિએ શોધખોળ કરવાની રીતથી તેઓ અજાણ હતા; વળી ધર્મની બાબતમાં આસ્થા રાખવી તે સારૂં ગણાતું, અને સંશય કે શંકા કરવામાં પાપ ગણાતું. વળી કુદરતના કાયદાની અજ્ઞાનતાને લીધે સૃષ્ટિના ઘણા બનાવો તેમને સમજાતા નહિ અને તેથી ચમત્કાર રૂપે તે સમજાય તો તેમાં નવાઈ નથી. જ્યારે લુક્રિશિયસે ચમત્કારની વાતને દુનિયામાંથી દેશનિકાલ કરવાનો પ્રયાસ કરવા માંડયો, ત્યારે લોકો તેને પૂછવા લાગ્યા કે કુવાનું પાણી ઉનાળા કરતાં શિયાળામાં શા માટે વધારે ગરમ હોય છે? ગ્રહણ અને ધૂમકેતુ આગામી અનિષ્ટનાં ચિહ્નો ગણાતાં. સ્વપ્નાની અસરને અધીન થઇ મહાન્ ઑગસ્ટસ બાદશાહે રોમની ગેરીઓમાં ભીખ માગી હતી. મરકી, ધરતીકંપ ઇત્યાદિ દેવનાં કૃત્યો મનાતા, અને તેથી દેવોને બળીદાન અપાતાં. આવા બનાવોનો કુદરતી ખુલાસો આપવા કદાચિત્ કોઇ કોઈ પ્રયાસ પણ કરતા, પણ ઘણા ખરા ખુલાસા તો તેમનું અજ્ઞાન જ સૂચવે છે. દાખલા તરીકે, ગ્રીક લોકો કહેતા કે જમીનની નીચે રહેલા પાણીના જોરથી ધરતીકંપ થાય છે; તેથી તેઓ વરૂણને બળીદાન આપતા. પ્લિની કહેતો કે પૃથ્વીના પેટમાંથી હવા બહાર નીકળવા જાય ત્યારે ધરતીકંપ થાય; ઇત્યાદિ. વળી જાદુ અને જ્યોતિષના વિચારોને લોકોએ ધાર્મિક આસ્થાઓથી જુદા પાડયા હતા, અને તેથી કેવળ નાસ્તિક પણ એવા વેહેમો માનતા હતા.

રોમના અતિ બુદ્ધિશાળી અને ઉજ્જ્વળ સમય પછી પણ રોમનોની આવી દશા હતી. ભૂતપલીત ઇત્યાદિના વહેમો પ્રચલિત હતા, એટલું જ નહિ પરંતુ સૃષ્ટિ વિજ્ઞાનશાસ્ત્રમાં તેમનું અજ્ઞાન એટલું બધું હતું કે જે બનાવો આધ્યાત્મિક ન મનાતા હોય તેરામાં પણ તેઓ ઘણા વેહેમી હતા. તેમનામાં પ્લિની મોટો વિજ્ઞાન શાસ્ત્રી થઈ ગયો છે. પણ તે જ કહેતો કે

કુકડો બોલે તો વિકાળમાં વિકાળ સિંહ પણ થરથરી જાય છે; હાથીઓ પણ ધાર્મિક ક્રિયાઓ ઉજવે છે; સાબર પોતાના શ્વાસથી સાપને તેના દરમાંથી બહાર કાઢી તેને ખુંદી મારે છે; ઇત્યાદિ ઇત્યાદિ. જેનો તુરત તપાસ થઈ શકે અને નિર્ણય થઇ શકે એવી બાબતોમાં પણ તે એવો જ બેધડક બની બોલતો હતોઃ દાખલા તરીકે, નયણે કોઠે જો માણસ સાપના મ્હોંમાં થુંકે તો સાપ તુરત મરી જાય; આંખ ઉપર થુંક ચોપડવાથી ગોળાનો સોજો મટી જાય; મલ્લ પોતાના પ્રતિપક્ષીને મુક્કો મારીને જો પોતાની હથેળીમાં થુંકે તો તેનું દુઃખ મટી જાય: અને માર્યા પહેલાં તેમ કરે તો તેને વેદના ઘણી થાય. એરિસ્ટોટલ કહેતો કે દરિયા કિનારે દરેક પ્રાણીઓ ઓટ વખતેજ મરે છે એ નવાઇની વાત છે. પ્લિનીએ તપાસ કરી કહ્યું કે એ વાત માત્ર માણસના સંબંધમાં જ સાચી છે. ઇ. સ. ૧૭૨૭ માં બ્રેસ્ટ અને રોશફર્ટમાં આ બાબત વિષે શાસ્ત્રીય તપાસ થઇ અને તે વાત પણ ખોટી ઠરી.

આમ રોમના અત્યંત બુદ્ધિશાળી સમયમાં પણ લોકો કોઇ વિચિત્ર કે ચમત્કારીક વાત આંખો મીચીને માનવા કેટલા ઉત્સુક હતા તેના દાખલા જો ભેગા કરવા માંડીએ તો મોટો ગ્રંથ ભરાય. પરંતુ આધ્યાત્મિક બાબતોમાં કોન્સ્ટનટાઇન થયો તે પૂર્વે દોઢસો વરસથી મીસરના મીશ્ર તત્ત્વજ્ઞાનથી લોકોના વહેમમાં ઘણો વધારો થવા લાગ્યો હતો એ વાત પણ લક્ષમાં રાખવાની છે. સિસેરો અને સેનિકાનાં લખાણમાં સમયની માન્યતાનું યથાસ્થિત પ્રતિબિંબ નથી. એપિક્યુરસ અને સ્ટૉઇક ઇત્યાદિ મતો જે વહેમની વિરૂદ્ધ વલણવાળા હતા તે હવે રોમમાંથી અદ્રશ્ય થઇ ગયા હતા. સિસેરોના તત્ત્વદર્શનનો ઉદ્દેશ સ્વતંત્ર વિવેચનાથી સત્યનો નિશ્ચય કરવાનો હતો. પિથાગોરાસની ફિલસુફીનો ઉદ્દેશ ધાર્મિક ક્રિયાઓથી ચિત્તને વિશુદ્ધ કરી તન્મય અવસ્થા પ્રાપ્ત કરવાનો હતો. તેથી થયું એમ કે દરેક તત્ત્વદર્શી જાદુઇ ક્રિયાઓમાં ગરક થવા લાગ્યા અને તેમના શિષ્યો ગુરૂએ કરેલા ચમત્કારની વાતો પ્રસરાવવા લાગ્યા. આ પ્રમાણે ટયાનાનો એપોલોનિયસ જે ઇસુખ્રિસ્તનો પ્રતિપક્ષી ગણાતો હતો તે ભૂત કાઢતો, માંદાને સાજા

કરતો, એક યુવાન પુરૂષ કે જે ડાકણના પ્રેમના પંજામાં ફસાયો હતો તેને એણે તેમાંથી મુક્ત કર્યો ઇત્યાદિ એના અનેક ચમત્કારની વાતો થવા લાગી, અને દરેક તત્ત્વદર્શીના સંબંધમાં આવી વાતો ચાલતી અને મનાતી. ઢોંગ અને ધતીંગ પણ થતાં હતાં.

આ પૂર્વ-દેશી પવનની તેહેનાતમાં અનેક વેહેમ અને ચમત્કારની કથાઓ ચાલી આવી, અને આ પવનની પાંખ ઉપર ચડી ખ્રિસ્તિ ધર્મ રોમના સાર્વભૌમ રાજ્યમાં પ્રવિષ્ટ થયો. આ ખ્રિસ્તિધર્મ નીતિની બાબતમાં બીજાથી બહુ જુદો પડતો હતો. પરંતુ બીજા ધર્મ જેમ ચમત્કારની વાતો કરતા તેમ ખ્રિસ્તિધર્મ પણ તેની વાતો કરતો, અને તેમાં કોઇને નવાઇ લાગતી નહિ. ખ્રિસ્તિ ધર્મના ચમત્કાર બધા સ્વીકારતા અને ખ્રિસ્તિ વૃદ્ધો પણ વિધર્મીઓના ચમત્કાર સ્વીકારતા. દાખલા તરીકે, ઘણા વિધર્મી ફિલસુફો દેવ-વાણી નહોતા માનતા, પણ બધા ખ્રિસ્તિ-વૃદ્ધો તેની સત્યતા સ્વીકારતા, અને તેમાં પોતાના ધર્મની આગાહી કરી છે એમ કહેતા. દેવવાણી ધતીંગ છે એમ કહીને છેક ઇ. સ. ૧૬૯૬ માં વાનડેઇલ નામના એક વલંદા ધર્મગુરૂએ પ્રથમ તેનો ઇનકાર કર્યો હતો; ત્યાં સુધી ખ્રિસ્તિ ધર્મમાં તેની સત્યતા સ્વીકારવામાં આવતી હતી. પરંતુ જ્યુડિયામાં પ્રથમ સૈકામાં બનેલા ચમત્કારોના મતાસત્યનો નિર્ણય કરવાની શક્તિ ત્રીજા સૈકાના આ માણસોમાં હતી એમ ધારવામાં ભૂલ છે. વળી જે સમયે ચમત્કારોની માન્યતા ચારે બાજુએ પ્રસરેલી હતી તે વખતે એ ચમત્કારોની ખાસ અસર લોકોના મન ઉપર થઇ હતી એમ માનવું પણ ભૂલ ભરેલું જ ગણાય.

ખરૂં કહીએ તો યાહુદી સમયના પ્રાથમિક ચમત્કારોની સત્યતા અને રોમ ખ્રિસ્તિ કેમ થયું એ બે પ્રશ્નો ભિન્ન ભિન્ન છે અને તેમને એક બીજાથી અલગ રાખવા જોઇએ. અર્વાચીન સમાલોચના અને અમુક પ્રકારે વિચાર કરવાની આપણી ટેવો વડે આપણે તે સમયના લેખકોની તુલના કરીએ છીએ; પણ અર્વાચીન કાળના ઘણાખરા વધારે સમજુ ઉપદેશકો

(Apologists), યાહુદી લોકોનું અત્યંત ભોળપણ ધ્યાનમાં રાખીને, આ પ્રશ્નને માત્ર પૂરાવા ઉપરથી જ સિદ્ધ થતો વિષય ગણવાની ના પાડે છે, અને મુખ્યત્વે કરીને એમ બતાવવાનો પ્રયત્ન કરે છે કે ચમત્કાર બનવા શક્ય છે, બાઇબલમાં કરેલાં વર્ણનો એવાં સાદાં અને સરળ છે કે તેમની સત્યતા માનવી જ પડે છે, ઇત્યાદિ. પરંતુ જ્યારે રોમ ખ્રિસ્તિ થયું તે સમયે તે ચમત્કારોની વિવેકયુક્ત ચોકસ—બારીક તપાસમાં લોકો ઉતરી શકે એવા નહોતા; અને ખ્રિસ્તિ ધર્મની સ્થાપનાને માટે એ ચમત્કારોનો ઝાઝો ઉપયોગ પણ કરવામાં આવ્યો નથી. પરંતુ ભવિષ્ય–કથનોને પૂરાવા તરીકે વખતે આગળ ધરવામા આવતાં હતાં; પણ આ બાબતમાં પણ તે સમયના અભિપ્રાયને નિર્જીવજ કહેવો પડે છે, કારણ કે એ બાબતની પણ ઝીણી તપાસમાં ઉતરવા જેવી યોગ્યતા તેમનામાં નહોતી. વળી ભવિષ્ય-કથનમાં રૂપક અને બનાવટની ભેળસેળ એટલી બધી હતી કે તેમના સત્યાસત્યનો નિર્ણય થવો અગત્યનો છતાં મુશ્કેલ થઇ પડે એવો હતો. અર્થાત્ આ કારણને લીધે રોમ ખ્રિસ્તિ થયુ હોય એ વાત માનતા પણ સંતોષ ઉપજતો નથી.

પરંતુ યાહુદી ધર્મમાંથી ખ્રિસ્તિ ધર્મમા ઉતરી આવેલી ચમત્કારની વાતોથી લોકોનાં મન ઉપર ભલે અસર ન થઇ હોય, પણ તે સમયના ખ્રિસ્તિ વૃદ્ધો પોતે જ ચમત્કારી હતા તેથી રોમ ખ્રિસ્તિ થયુ હોય તો ? અને આ બાબતમા તે સમયના ખ્રિસ્તિ વૃદ્ધો ઘણી ચોકસતાથી બોલે છે. આ પ્રમાણે સત ઇરેનિયસ આપણને ખાત્રી આપે છે કે બધા ખ્રિસ્તિ-ઓમાં ચમત્કાર કરી બતાવવાની શક્તિ હતી, તેઓ ભવિષ્ય ભાખતા, ભૂત કાઢતા; માંદાને સાજા કરતા, અને કોઈ કોઇ વખત તો મુએલાને પણ બેઠા કરતા; આ પ્રમાણે બેઠ થએલામાંથી કેટલાક તો ઘણાં વર્ષ જીવતા, અને હમેશાં અનેક ચમત્કારો એવા એવા બનતા. સંત એપિફે-નિયસ કહે છે કે નાના ચમત્કારની સાક્ષીમાં કેટલીક નદીઓ અને ઝરાઓનાં પાણી વર્ષોવર્ષ મદ્ય બની જતાં, અને એણે પોતે એક ઝરામાંથી એવું પાણી પીધું હતું. સત ઓગસ્ટાઇન કહે છે કે અગાઉના કરતાં ચમત્કાર

ઓછા બનતા અને લોકોની જાણમાં ઓછા આવતા, તથાપિ હજી ઘણા બનતા અને કેટલાક તો એણે પોતે નજરે જોયા હતા એમ એ કહે છે. જ્યારે કોઇ ચમત્કાર બન્યાનું એને કહેવામાં આવતું, ત્યારે તેની ખાસ તપાસ એ કરાવતો; અને સાક્ષીઓની જુબાનીઓ જાહેરમાં વંચાવતો. વળી મુએલા ધર્મ–વીરોનાં હાડકાં ક્યાં છે તેની માહિતી સ્વપ્નદ્વારા મળતી; અને તે હાડકાં જ્યારે લાવવામાં આવતાં ત્યારે તેમના સ્પર્શથી મુએલાં માણસો સજીવન થતાં, આંધળાંને આંખો આવતી, અને દીવાના માણસો ડાહ્યા થઇ જતા. આવા ચમત્કારની નોંધ સંત ઑગસ્ટાઇને પોતાના લખાણમાં લીધી હતી અને આફ્રિકામાં સંતોની પૂજા ફેલાવી હતી; ઇત્યાદિ અનેક વાતો ખ્રિસ્તિ વૃદ્ધોએ કહી છે એ વાત ખરી; પરંતુ આપણું પ્રયોજન અત્ર એટલું જ છે કે સાચી હોય યા ખોટી હોય, પણ એવી અદ્‌ભૂત વાતો ખ્રિસ્તિ થએલાની દૃઢતા વધારે દૃઢ કરવામાં જ કામ આવતી હતી; તેથી વિશેષ પ્રયોજન તેમનાથી સરતું નહિ.

પરંતુ ભૂત કાઢવાનો ચમત્કાર પ્રાથમિક ખ્રિસ્તિ સંસ્થામાં બહુ અગત્યનું સ્થાન ભોગવતો હતો. કેટલાક રોગ ઇશ્વરના મોકલ્યા આવે છે એવી માન્યતાથી પ્રાચીન કાળના લોકો પરિચિત હતા, પરંતુ ગ્રીસના પ્રાથમિક કાળમાં ભૂતના વળગાડથી લોકો અજાણ્યા હતા એમ જણાય છે. પ્લેટોના તત્વજ્ઞાનમાં, ગૌણ દેવો કિંવા ડીમનો જો કે દેવથી ઉતરતા ગણાતા હતા, તથાપિ દુષ્ટ ગણાતા નહોતા, અને ઇશુખ્રિસ્તના અવતાર પહેલાં ગ્રીક કે રોમન લોકોમાં દુષ્ટ ડીમનોનો સ્વીકાર થયો હોય એ વાત ઘણી સંશય પડતી છે. પરંતુ ડીમનો દૈત્ય હોય છે એવી માન્યતા પૂર્વ દેશી વહેમોની સાથે રોમમાં પેઠી અને તેની આંગળીએ વળગાડ અને ભૂવાનો ધંધો પણ રોમમાં દાખલ થઈ ગયાં. યાહુદી લોકો કે જે પોતાના દેશમાં ભૂતના વળગાડવાળાં માણસો હરતાં ફરતાં ઘણા જોતા તેઓ કહેતા કે સોલોમન કનેથી તેઓ ભૂત કાઢવાની વિદ્યા શીખ્યા હતા અને તેથી તેઓ રોમના ભુવા થયા, અને આણ દઈને અથવા બારાસ નામના એક જાતના ચમત્કારીક મૂળીઆં વડે તેઓ ભૂત કાઢતા. એક યાહુદીએ એક માણસના

નસકોરામાંથી આ પ્રમાણે ભૂતને કાઢી મૂક્યું હતું અને તેની ખાત્રી કરી આપવા તે ભુવાના હુકમથી આઘે પડેલો પાણીનો પ્યાલો તે ભૂતે ઢોળી નાખ્યો હતો. આ ચમત્કાર પોતે નજરે જોયાની જોસેફસ વાત કરે છે. નવીન પ્લેટોમત અને તેના જેવી બીજી શીલસુફીઓનો પ્રચાર રોમમાં વધી પડતાં આ માન્યતાને ટેકો મળવા લાગ્યો, અને ભુવાઓ વધી પડ્યા. પરંતુ બીજા બધા કરતાં ખ્રિસ્તીઓ આ ધંધામાં પ્રખ્યાત થઇ પડ્યા હતા. જસ્ટિન મારટિરના સમયથી બસેં વર્ષ પર્યંત દરેક ખ્રિસ્તિ લેખક ગંભીરતાથી અને સ્પષ્ટ શબ્દોમાં કહે છે કે તેમની આ શક્તિ સાચી હતી અને તેનો વારંવાર ઉપયોગ થતો હતો. ખ્રિસ્તિઓ પણ કહેતા હતા કે બીજા બધા કરતાં તેઓ આ બાબતમાં શ્રેષ્ટ હતા. તેઓ કહેતા હતા કે વિધર્મી ભુવાઓના અનેક જાદુમંત્રથી પણ જે હઠીલું ભૂત નીકળતું ન હોય તેને પણ કાઢવા, દેવ વાણીને ચૂપ કરવા, અને ભૂતને મોંહે જ ખ્રિસ્તી ધર્મ સાચો છે એ વાત કબુલ કરાવવા, તેઓ સમર્થ હતા; અને તેમ કરવામાં તેઓ માત્ર ક્રુસ (સ્વસ્તિક)ની નિશાની કરતા અથવા ઇશુખ્રિસ્તનું નામ દેતા. વખતે જાનવરોમાં ભૂત ભરાતું તો તે પણ તેઓ કાઢતા. સત હિલેરિયને એક ઉંટમાંથી એ પ્રમાણે ભૂત કાઢ્યું હતું. જ્યુલિયનના રાજ્યમાં ધર્મ–વીર બેબીલસનાં હાડકાં જ માત્ર ડેફ્નેની દેવવાણીને ચૂપ કરવા પૂરતાં હતાં, અને જ્યારે ખ્રિસ્તિઓએ તે પવિત્ર હાડકાંને ત્યાંથી દૂર કર્યાં એટલે તે મંદીર ઉપર વીજળી પડી અને તે બળી ગયું. સત ગ્રેગરીથોમેટરગસે એક મૂર્તિવાળા મંદીરમાંથી પિશાચોને હાંકી કાઢ્યાં, ત્યારે પોતાની આજીવિકાનું સાધન જતું રહેવાથી તેનો પૂજારી સતની પાસે આવ્યો અને સંતને વિનવવા લાગ્યો કે તે મંદીરની દેવ–વાણી પાછી ચાલુ થવા દેવી. તેથી કરીને 'સેતાન પાછો આવ' એવી સતે ચીઠ્ઠી લખી, અને સેતાન પાછો મદીરમાં તુરતજ દાખલ થયો. આ ચમત્કારથી દિગ્મૂઢ બની તે પૂજારી ખ્રિસ્તિ થઇ ગયો. ધર્મને નામે જ્યારે ખ્રિસ્તિઓ ઉપર જૂલમ અને ત્રાસ ગુજારવામાં આવતો હતો, ત્યારે વિધર્મીઓને ઉદ્દેશીને લખતાં ટરશુલિયન છાતી ઠોકીને કહે છે કે "વળગાડવાળા ગમે તે માણસને અથવા તો પોતાને

દૈવી પ્રેરણા થાય છે એમ જે કુમારિકાઓ કે પેગંબરો માનતા હોય તેમને કોઇ ખ્રિસ્તિની આગળ લાવો, અને તે ખ્રિસ્તિના પ્રશ્નના જવાબમાં પોતાની ખરેખરી જાત કબુલ કરવાની ને પિશાચોને જરૂર જ પડશે. અને તેમ ન બને તો તે ખ્રિસ્તિને મારી નાખવા તમે મુખત્યાર છો, અને એટલાથી જ એમ સિદ્ધ થાય છે કે ખ્રિસ્તિધર્મ પવિત્ર અને દિવ્ય છે." જસ્ટિન મારટિર ઇત્યાદિ લેખકો કહે છે કે ભૂતના વળગાડવાળા મનુષ્યની સમક્ષ અથવા પોતાને દૈવી પ્રેરણા થાય છે એમ માનતા મનુષ્યની હાજરીમાં જ્યારે કોઇ ખ્રિસ્તિ પ્રાર્થના કરવા લાગતો, અથવા ક્રુસની નિશાની કરતો, અથવા ઇશુખ્રિસ્તનું નામ દેતો ત્યારે તે મનુષ્ય બુમબરાડા પાડતું અને હાથ પગ પછાડી ભયંકર રીતે પોતાનું શરીર મરડતું અને પછી તેમાં રહેલો પિશાચ પોતે કોણ છે તે કહેતો. આ બધું વિધર્મીઓની જાણમાં હતું એમ કેટલાક ખ્રિસ્તિ લેખકો કહે છે. એક બાબતમાં ભૂત કાઢવાનો ચમત્કાર પૂરાવા તરીકે બહુ કામમાં આવતો; કારણ કે એક ડીમન કિંવા ભૂત બીજાને કાઢે નહિ, તેથી ખસુસ કરીને દિવ્ય ચમત્કાર નો એ જ હતો, એમ તેઓ કહેતા.

આ કથનની અસર લોકો ઉપર કેવી થઇ હતી તે જાણવાનાં સાધન આપણી પાસે લગભગ નથી, કારણ કે ખ્રિસ્તિ ધર્મ વિરૂદ્ધ લખાણોનો નાશ ખ્રિસ્તિ શેહેનશાહોએ કરાવી નાખ્યો હતો. પરંતુ જે થોડી ઘણી માહિતી આપણને મળે છે, તેટલા ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે કેળવાએલા વર્ગ ઉપર એની ઝાઝી અસર થઇ નહોતી. આગળના તત્ત્વવેત્તાઓના લખાણોમાં જીવની પ્રકૃતિ અને આધ્યાત્મિક સૃષ્ટિની ઘણી ઉહાપોહ છતાં વળગાડની વાતનું તેમાં સૂચન પણ નથી, તેથી જણાય છે કે તેમના સમયમાં તે વાત અગત્યની ગણાતી નહોતી અથવા લોકો તે વાત બહુ માનતા નહોતા. પ્લુટાર્ક દુષ્ટ પિશાચોનું અસ્તિત્વ સ્વીકારતો અને દેવવાણીઓની બહુ તરફેણ કરતો, પણ વળગાડની વાતને વહેમ કહી તિરસ્કારતો. માર્કસ ઓરેલિયસ કહેતો કે જાદુગરો, ધૂતારા અને ભૂત કાઢનાર ભૂવાને માનવા નહિ એવું અને શીખવવા માટે તત્ત્વવેત્તા ડાયોગનેટસનો

તેના ઉપર બહુ ઉપકાર હતો. લ્યુશિયન કહે છે કે લુચ્ચા જાદુગરોને ખ્રિસ્તિઓના ભોળપણનો લાભ લઈ ખ્રિસ્તિ થઇ જવાનું અને પોતાની સ્થિતિ આબાદ કરી લેવાનું તેથી બહુ ફાવતું. યુવાન અને ભોળા વર્ગમાં ખ્રિસ્તિઓ પોતાની ચાલાકી બતાવતા એમ સેલ્સસ કહેતો. અલ્પિયનના કાયદામાં એવા ખ્રિસ્તિઓને ગુનેગાર ગણ્યા હતા એમ ધારવામાં આવે છે. અર્વાચીન સમયમાં થતી વિવેચનાથી પણ આ બાબતમાં કાંઈક અજવાળું પડે છે. અવલોકન કરતાં એવું જણાયું છે કે વળગાડનાં ચિહ્નો દીવાનાપણા અને વાઇનાં ચિહ્નોને ઘણાં મળતાં આવે છે; દબદબા ભરેલી ધાર્મિક ક્રિયાઓથી એ દરદ મટે કે થાય એ વાત બને તેવી છે; એવા વ્યાધિમાં સૂચક સવાલો પૂછવામાં આવે તો ધારેલા જવાબ મળી શકે છે; અને ખ્રિસ્તિ વૃદ્ધોનાં લખાણો તપાસતાં માલમ પડે છે કે બધા દરદીઓ સારા થઇ શક્યા નથી; તેમ એકવાર મટ્યા પછી તે દરદ પાછું દરદીને ન થાય એવું પણ હમેશાં બન્યું નથી. વળી એમ પણ જણાયું છે કે ભૂત કાઢવાનો પરવાનો ખ્રિસ્તિઓમાંથી જેને જોઇએ તેને પ્રથમ મળતો; ધાર્મિક ધુતારાઓના એ જમાનામાં, અને વળી ખ્રિસ્તિ ગુરૂઓ ઘણા ભોળા હોવાથી, આવા પરવાનાથી ઠગારાઓને ઘણી સગવડતા મળતી; ચોથા સૈકામાં જ્યારે લેડોશિયનની સભામાં એવું ઠરાવવામાં આવ્યુ કે મુખ્ય ધર્મગુરૂ જેને કહે તેને જ તે સત્તા આપવી, ત્યારે એવા ચમત્કાર ત્વરાથી ઓછા થઇ ગયા; અને પાંચમા સૈકાની શરૂઆતમાં જ પોમિડોનિયમ નામના વૈદ્યે વળગાડના અસ્તિત્વનો ઇનકાર કર્યો હતો.

સારાંશ કે રોમ ખ્રિસ્તિ કેમ થયુ ? એ પ્રશ્નનું નિરાકરણ કરવામાં પૂરાવાની વ્યવસ્થાને અગત્યનું સ્થાન પ્રાપ્ત થતું નથી. આ પૂરાવામાં ચાર પ્રકારના ચમત્કારોનો સમાવેશ થાય છે; યાહુદી ધર્મમાંથી ઉતરી આવેલા ઐતિહાસિક ચમત્કાર; સમકાલીન ખ્રિસ્તિ વૃદ્ધોના ચમત્કાર; ભવિષ્ય કથનો અને આગાહીઓ; અને ભૂત કાઢવાનો પ્રચાર. ઐતિહાસિક વિવેચનાની અપૂર્ણતાને લીધે પ્રથમ પ્રકારના ચમત્કારને અપીલ કરવી નકામી હતી.

ચમત્કારીક અને જાદુઈ શક્તિઓનો અતિ વિસ્તૃત પ્રચાર હોવાને લીધે બીજા પ્રકારના ચમત્કારને અપીલ કરવી તે પણ નકામું હતું; કારણ કે એવા ચમત્કારોની ખાસ અસર થતી નહિ. ત્રીજા અને ચોથા પ્રકારના ચમત્કારોનો સબંધ ધર્મની માનનીયતા સાથે રહેલો છે અને તેમને માટે રોમમાં લાંબા કાળથી માન અને શ્રદ્ધા હતાં. અને કેટલાંક કારણોને લીધે ચોથા પ્રકારના ચમત્કાર એ વખતે ઘણા અગત્યના થઈ પડ્યા હતા. પરંતુ છેલ્લા બે પ્રકારની અસર પણ કેવળ ગૌણ જ હતી એમ નિઃશંકપણે કહી શકાય છે. ત્યારે રોમ ખ્રિસ્તિ કેમ થયું? એ પ્રશ્ન તો ઉભો જ રહે છે.

આ પશ્નનો જવાબ જમાનાના સામાન્ય લક્ષણોમાંથી આપણને મળી આવે છે. રોમનો સમય છેક બદલાઇ ગયો હતો; સંશય અને શ્રદ્ધાની મિશ્રણયુક્ત એક મોટી ચળવળ ચાલુ થઇ હતી, અને લોકોની રીતભાત, વૃત્તિ અને વિચારમાં ગંભીર ફેરફાર થઇ ગયા હતા; આ વાત પાછલા પ્રકરણથી વાંચનારને વિદિત છે, વિનાશાત્મક વિવેચનાથી જૂના ધર્મ બધા નષ્ટ થઇ ગયા હતા, અને કોઇ નવીન ધર્મ આવે તો તેનો આશ્રય લેવા લોકો ઉત્સુક બની રહ્યા હતા. આમ કોઇ પણ ધર્મને માટે તત્પર બનેલા રોમમાં અનેક ધર્મ અને તત્ત્વજ્ઞાનના અનેક સિદ્ધાંતો ઉપરિ પદને માટે સરસાઇ કરવા લાગ્યા હતા. કેળવાએલા વર્ગમાં, પ્રૌઢ પણ અપ્રાપ્ય ભવ્યતાનો ઉપદેશ આપતો અને લાગણીઓના ટેકાનો, અન્ય દુનિયાની આશાનો અને ભક્તિના દિલાસાનો તિરસ્કાર કરતો, સખત સ્ટૉઇક મત કેટલોક સમય માન્ય રહ્યો હતો: પણ જમાનાની ધર્મ–ભાવનાને પોષવાનું સામર્થ્ય તેમાં જ્યારે ન જણાયું ત્યારે મદ્ય તેનો લોપ થઇ ગયો. અન્ય વર્ગોમાં એક પછી એક ધર્મો આવીને જવા લાગ્યા. યાહુદીઓ ઉપર જો કે ઘણા કારણોને લીધે રોમન લોકોને અટસ હતો, તથાપિ તેમનો ધર્મ બહુ પ્રસરવા લાગ્યો; કારણ કે તેમાં એકેશ્વરવાદ, દયા અને ભૂત કાઢવાની વિદ્યા હતી. એમ કહેવાય છે કે શેહેનશાહ બાનુ પોપીઆએ તે ધર્મ સ્વીકાર્યો હતો. રોમની સ્ત્રીઓને તે ધર્મની ક્રિયાઓ અત્યંત વહાલી હતી, અને તેના તેહેવારોથી તો બહુ પરિચિત થયા હતા. બીજા પૂર્વ–દેશી ધર્મો, અને તેમાં

પણ મીસરનો ધર્મ તો ઘણો વિજયી થયો હતો, અને હજારો તે પ્રતિ આકર્ષાતા હતા. તેથી મિસરના દેવોની પૂજા રોમમાં થવા લાગી અને લોકો મિસરમાં જાત્રાએ જવા લાગ્યાં. લોકો કેવળ વેહેમી અને ભોળા થઈ ગયા. દેવવાણીઓ જે ચૂપ થઇ ગઈ હતી તે પાછી સંભળાવા લાગી; દરેક શેહેરમાં જોશીઓ ઉભરાવા લાગ્યા; ચમત્કારીક કથાઓનું વાતાવરણ તત્ત્વદર્શીઓની આસપાસ બધાવા લાગ્યું; અને ચારે તરફ ધાર્મિક વ્હેમોની જાળ પથરાઈ જવા લાગી. આમ દરેક સ્થળે માણસો પોતાના સ્થાનિક ધર્મથી અસંતુષ્ટ થઇ ધર્મભાવનાની તૃષાથી પીડાવા લાગ્યા અને કોઇ નવીન ધર્મ ઉલટભેર શોધવા લાગ્યા.

આવો સમય આવતાં ખ્રિસ્તિ ધર્મે પોતાની સર્વોપરિ સત્તા સ્થાપી દીધી, કારણ કે એ ધર્મમાં મત્તા અને આકર્ષણનાં ભિન્ન ભિન્ન તત્ત્વો ઘણાં હતાં. યાહુદીના ધર્મની પેઠે તેમાં સ્થાનિક બંધનો નહોતાં, અને તેથી દરેક પ્રજા અને કોમને તે અનુકૂળ થઇ પડયો. સ્ટૉઇક મતની પેઠે તેમાં લાગણીઓની અવગણના નહોતી, તેથી સહૃદય ભક્તિની પ્રબળ મોહીનિ તેમાં રહી હતી. મિસરના ધર્મમાં વ્યાવહારીક નીતિનો અભાવ હતો, પણ આ ધર્મમાં વ્યવહારોપયોગી શુદ્ધ અને નિર્મળ નીતિનો ઉપદેશ હતો. ચારે તરફથી સામાજીક અને પ્રજાકીય સેળભેળ થતી હતી તે વખતે સાર્વત્રિક ભ્રાતૃભાવની બાંગ એણે વલકારી. લોકોમાં કોમળ લાગણીઓ આવવા લાગી હતી, તો એણે પણ પ્રેમની અત્યત પવિત્રતાનો બોધ કર્યો. ઈશુખ્રિસ્તના જીવનમાંથી મળતા ઉપદેશને લીધે ગુલામોને તો એ ધર્મ એક મોટો આશિર્વાદ અને દીલાસારૂપ થઇ પડયો, અને ગુલામોનું જોર એ સમયે ઘણું હતું. સ્ટૉઇક મત અને પ્લેટોના મતનું તેમાં સંમિશ્રણ હોવાથી તત્ત્વદર્શીઓને પણ તે રૂચ્યો. ચમત્કારની વાતોને લીધે સામાન્ય લોકોને પણ તે ભાવતો થયો. લોકોની સમક્ષ પ્રેમ અને દયાનાં દ્રષ્ટિબિંદુ એણે આગળ ધર્યાં. ધર્મની મારામારી અને મતમતાંતરના ઝઘડા જ્યારે થતા હતા ત્યારે એણે એવો ધર્મ આગળ કર્યો કે જેનું પ્રતિપાદન તર્કથી નહિ પણ આસ્થાયોજ થઇ શકે. "હૃદયવડે માણસ ધાર્મિકતા માને છે." "જે માણ

પોતાની ઇચ્છા આચરે છે તે જાણશે કે તે સિદ્ધાંત પ્રભુનો છે," "આસ્થા વિના તમે સમજી શકશો નહિ;" ઇત્યાદિ વાક્યોથી, દુનિયા ઉપર ખ્રિસ્તિ ધર્મે પ્રથમ અસર કેવી ઉપજાવેલી હોવી જોઇએ તે જણાય છે. સઘળા મહાન્ ધર્મોની પેઠે, તે ધર્મ પણ મગજ કરતા હૃદયની સાથે વધારે સંબદ્ધ હતો મનુષ્ય જાતના આધ્યાત્મિક સ્વભાવ સાથે તેના ઉપદેશનું સાંગત્ય હતુ એ જ તેની ફતેહનુ મુખ્ય કારણ હતું. મનુષ્યોના હૃદયમાં તેનાં મૂળ ઉંડા સ્થાપિત થયાં તેનું કારણ એ છે કે જમાનાની નૈતિક ભાવનાનું યથાસ્થિત પ્રતિબિંબ તેમાં હતું, જમાનાને જેવા ઉપદેશની જરૂર હતી તેવોજ ઉપદેશ એણે આપ્યો, લોકોની ધાર્મિક તૃષા તેનાથી છીપે એમ હતું

આકર્ષણનાં આ બધા તત્ત્વોની સાથે બીજા પ્રકારના આકર્ષણો પણ તેમા હતા એ ધર્મનો આધાર માત્ર નૈતિક ભાવના કે વિચારોની વ્યવસ્થા કે ચમત્કારીક મનુષ્યોના સમુદાય ઉપર જ નહોતો, એ બધુ તેમા હતું, અને ઉપરાંત તેમા વિશેષ પણ હતુ કારણ કે અપૂર્વ કુશળતા અને ચતુરાઇથી ઉપજાવેલી સંસ્થારૂપ એ ધર્મ હતો. તેથી એ ધર્મના અનુયાયીઓ ઉત્સાહી રહેતા, એવા કે પોતાની જીંદગીનો ભોગ આપીને પણ પોતાનો ધર્મ તે પાળતા વિધર્મીઓની દેવ–પૂજામા ધર્મ–શાંતિ ઘણી રહેતી, અને 'સૌ દેવ સરખા' એ સૂત્ર ઉપર લોકોનો નિર્વાહ થતો પણ ખ્રિસ્તિ ધર્મમાં આવી ધર્મ–શાંતિ બિલકુલ નહોતી પોતાનો જ ધર્મ ખરો છે, બીજા બધા ધર્મો પિશાચી છે અને તેમનો નાશ કરવા પોતે જન્મ્યો છે એમ દરેક ખ્રિસ્તિએ અવશ્ય માનવુ જ જોઇએ એવો તે ધર્મનો મુખ્ય ઉપદેશ હતો. આથી કરીને તે ધર્મનો ઉત્સાહ આકરો, છીંડાં શોધતો અને છતાં ઉત્તમ રીતે વ્યવસ્થિત હતો અને અનેક પ્રકારની ધાર્મિક ક્રિયા અને વ્યવસ્થાથી આ આસ્થાનું દૃઢીકરણ થતું ધર્મની બાબતમાં કેવળ આસ્થા જ ફળે છે એ સૂત્ર આગળ આવ્યું, અને તેથી ખ્રિસ્તિઓ એમ માનતા કે મુક્તિ તો માત્ર ખ્રિસ્તિ ધર્મથી જ મળે છે, તેથી ખ્રિસ્તિઓ બધા સ્વર્ગમાં જશે; બાકી બધા નરકમાં જશે. આ વાતથી લોકોનાં મન ઉપર બહુ અસર થતી ભ્રાતૃપણું, દયા, પ્રેમ અને મમતાઇ એ બધા તત્ત્વો એક સાથે એ ધર્મમા

હતાં. તેથી જૂદા જૂદા ઉદ્દેશથી જૂદાં જૂદાં માણસો તેમાં ભળતાં. ઉપરાંત બીજી લાલચો પણ તેમાં ઘણી હતી. તેના જૂદા જૂદા અધિકારીઓને મોટી મોટી મત્તા આપવામાં આવતી. એ ધર્મને માટે જો કોઇ પોતાનો જીવ આપે તો આ દુનિયામાં એને કીર્ત્તિ મળતી અને પરલોકમાં સ્વર્ગ મળતું. વળી તેનાં મૃત-દેહને ભપકાથી દાટવામાં આવતું; તેના સ્મારક ચિહ્નોની ભગભગ પૂજા થતી; તેની સંવત્સરી વર્ષો વર્ષ ઉજવાતી; અને તેના પરાક્રમોનું મોટી મોટી સભાઓમાં ગાન થતું. તેથી કરીને અસંખ્ય ખ્રિસ્તિઓએ પોતાના ધર્મને માટે જાન આપવામાં પાછી પાની કરી નથી; અને મૃત્યુને માશુક માની માણસો પ્રેમથી એને ભેટયાં છે. એક જ દાખલો બસ થશે. સત પરપેચ્યુઆ તેના માબાપને એકની એક દીકરી હતી; તે બાવીશ વર્ષની યુવાન હતી અને માતા હતી; એણે ખ્રિસ્તિ ધર્મનો સ્વીકાર કર્યો હતો અને ન્યાયાધીશ આગળ તેનો એકરાર કરી પોતાનું મૃત્યુ એણે માગ્યું. તેના બાપે તેને ઘણું ઘણું વિનવી; તેને પગે પડયો, રોયો, કકળ્યો અને એના ઉપર દયા કરી પોતાની હઠ છોડી દેવા એને કાલાવાલા કર્યા. જો કે તેનું હૃદય અંદરથી ચીરાઇ જતું હતું, છતાં એક મટી તે બે થઈ નહિ. અને જે ધર્મ તેને એમ કહેતો હતો કે તેનો બાપ નરકમાં જશે તે ધર્મને પોતાના બાપ કરતાં પણ વધારે પ્રિય ગણી, તે મરવાને તૈયાર થઇ અને મરી ગઇ. આવા અનેક દાખલા ઇતિહાસમાંથી મળે છે, એટલું જ નહિ પણ એક વખત તો એક નાના ગામડાની આખી વસ્તી એ પ્રમાણે મરવાને તૈયાર થઇ હતી. આ પ્રમાણે ખ્રિસ્તિ ધર્મમાં અડગ આસ્થા, નૈતિક ઉત્સાહ અને સંપૂર્ણ વ્યવસ્થા મુખ્ય હતાં. આવા ધર્મની ફતેહ થાય તો તે વાસ્તવિક છે, અને તેમાં ચમત્કારની વાત કાંઇ નથી.

જે લેખકો આ ખુલાસાને વાસ્તવિક ગણતા નથી તેઓ એમ કહે છે કે ખ્રિસ્તિ ધર્મને માથે જુલમ થવામાં બાકી રહી નથી; અને છતાં તે ધર્મ રોમમાં પ્રવર્ત્યો કેમ? એ વાત સમજી શકાય એવી નથી; અર્થાત્ તે વાત એક ચમત્કારરૂપ છે. તેથી આ જુલમ બાબત અત્ર કાંઇક વિચારવું ઉચિત છે.

જ્યારે કોઇ રાજકર્ત્તા કોઇ ધર્મ અથવા મતને બળથી દાબી દેવાનું કરે છે ત્યારે તેનાં કારણો ઘણાં ભિન્ન ભિન્ન હોય છે એ વાત સ્પષ્ટ છે. ક્વચિત્ તે કારણો નૈતિક હોય છે, કારણ કે તે ધર્મથી સીધી કે આડકતરી રીતે અનીતિ ઉપજતી હોય છે; ક્વચિત્ તે કારણો ધાર્મિક હોય છે, કારણ કે એ ધર્મ ઇશ્વરને રૂચતો નથી એમ તે માનતો હોય છે; ક્વચિત્ તે કારણો રાજકીય હોય છે, કારણ કે તેથી રાજ્યને કે રાજ્યના અમલને નુકસાન થતું હોય છે; અથવા ક્વચિત્ તે કારણો ભ્રષ્ટ કે દુષ્ટ હોય છે, કારણ કે કોઇ લોભ કે વેરની વૃત્તિને સંતોષવાની તેને ઇચ્છા થાય છે. તેથી જ્યારે ધર્મ સંબંધી જુલમની વાત આપણે સાંભળીએ, ત્યારે આમાંથી ક્યા કારણ અથવા કારણોને લીધે તે જુલમ થયો છે તેનો આપણે બરાબર વિચાર કરવો ઘટે છે.

હવે ખ્રિસ્તિ ગુરૂઓની ઉશ્કેરણીથી થએલો ધાર્મિક જુલમ બીજા જુલમ કરતાં વધારે લાંબા વખત સુધી ટકેલો છે, અને વધારે ચોક્કસ તથા સખત હતો. અમુક પ્રકારનો ધર્મ જે પાળતા તેમના ઉપર એ જુલમનો ત્રાસ થયો છે, એટલું જ નહિ પણ અમુક વિચાર જેમના હોય તેમના ઉપર પણ એ ત્રાસ વરતાએલો છે. આ ધર્મ ગુરૂઓ એમ માનતા કે ખરા ધાર્મિક મતથી જ માણસની સદ્ગતિ થાય છે; તેથી ધર્મની બાબતમાં જો ભ્રાંતિ હોય તો તે પાપ છે. આથી તેઓ ભ્રાંત ખ્રિસ્તિઓને સતાવવા લાગ્યા; અને આ સતાવણીને લીધે મનુષ્ય–જાતને આગળ વધવામાં ઘણી અડચણ અને અટકાયત થએલી છે; અને તેમના જુલમથી લોકોને ત્રાસ પણ ઘણો થએલો છે. પોતાના ધર્મમાં અડગ આસ્થા હોવી તે ઉત્તમ પ્રતિનો ધાર્મિક સદાચાર ગણાતો હોવાથી, પોતાની જ ભૂલ વખતે થતી હશે તો ? એવી શંકા પણ તેમને ઉપજતી નહિ; તેથી આ જુલમ તેમણે સતત્ જારી રાખ્યો. અને તેથી ધર્મની સત્તા જ્યારે ઓછી થઇ ત્યારે જ લોકોને સુખ ઉપજ્યું.

વળી તેમના ધાર્મિક ગ્રંથોમાંથી નીતિનો એવો સિદ્ધાંત ઉપસ્થિત થતો હતો કે ધર્મને માટે માણસોની કતલ કરવામાં પાપ નથી• અને ...

ગુજારીને પણ મૂર્તિપૂજાનો ઉચ્છેદ કરવો એ કર્તવ્ય છે અને તે દ્વારા બીજા ધર્મ પ્રત્યે અસહિષ્ણુતા તેમનામા આવી ગઈ. ઉપરાત તેઓ એમ પણ માનતા કે પરલોકમાં નાસ્તિકોની અધોગતિ એવી તો ભૂંડી થાય છે કે તેની આગળ આ દુનિયાનું દુઃખ કાઇ હિસાબમા જ નથી. તેથી ગમે તે ઉપાયે પણ તેમની ભ્રાંતિ મટાડવી જ જોઇએ. જો કે પ્રસગોપાત કોઈ વ્યક્તિના ખાનગી કારણોને લીધે આ જાતનો જુલમ થયો હશે, તથાપિ એકંદરે ધાર્મિક જુલમનાં આ કારણો સ્વાભાવિક છે, અને તેમનાથી તે જુલમનો ખુલાસો થઇ શકે છે. કોન્સ્ટન્ટાઇનના વખતમાં ખ્રિસ્તિ ધર્મ રાજ્યધર્મ થયો, અને આ જુલમની શરૂઆત પણ ત્યારથી જ થઇ. પછી જ્યારે બુદ્ધિ–સ્વાતંત્ર્યનો પવન યુરોપમા વાયો ત્યારે જ લોહીથી રક્ત બનેલી તલવાર ધર્મગુરૂઓના હાથમાથી હેઠી પડી. ધાર્મિક જુલમનો સપૂર્ણ ઇતિહાસ 'યુરોપમાં બુદ્ધિ–સ્વાતંત્ર્યનો ઉદય' એ નામના અન્ય પુસ્તકમા અપાએલો છે. 'અમારા ધર્મમાં જ સદ્‌ગતિ છે, અન્ય કોઇમાં નથી જ' એવી દૃઢ માન્યતાને લીધે જ આ ધાર્મિક જૂલમ થયો છે એ નિઃસશય છે.

કેટલાક અર્વાચીન લેખકો અહીં પ્રશ્ન કરે છે કે વિધર્મીઓમા એવી માન્યતા નહોતી છતાં તેમનામા એવો જુલમ કેમ થયો છે? તેનો જવાબ એટલો જ કે ધાર્મિક જૂલમના ભિન્ન ભિન્ન કારણો હોય છે એ વાત પ્રથમથી જ અમે કહી છે. ખ્રિસ્તિ ગુરૂઓના સબધમા ઉપરના કારણો સાચા જ છે; પરંતુ વિધર્મીઓમાં તેના કારણો કાઇક રાજકીય અને કાઇક ધાર્મિક હતાં. પોતાના રાજ્ય અને સામાજીક સસ્થાઓને સાચવી દૃઢ કરવા એ ઉદ્દેશ ગ્રીક લોકોનો મુખ્ય હતો; અને આ ઉદ્દેશે નાની નાની બાબતોમા પણ લોકોના રીતરીવાજનું નિયમન રાજ્યના કાયદાથી થતુ વિદેશીય રીતરીવાજ પ્રત્યે તેમને અવિશ્વાસ અને અણગમો હતો. વળી સુભાગ્ય કે દુર્ભાગ્યના દાતા દેવ હોવાથી, ધાર્મિક ક્રિયાઓ બરાબર ન થાય તો પોતાના શહેર ઉપર સકટ આવે એવી તેમની માન્યતા હતી, અને ઉપરની વાતને ટેકારૂપ તે થતી. આવા [illegible] ના નહી—

જ્યારે કોઇ રાજકર્ત્તા કોઇ ધર્મ અથવા મતને બળથી દાબી દેવાનું કરે છે ત્યારે તેનાં કારણો ઘણાં ભિન્ન ભિન્ન હોય છે એ વાત સ્પષ્ટ છે. ક્વચિત્ તે કારણો નૈતિક હોય છે, કારણ કે તે ધર્મથી સીધી કે આડકતરી રીતે અનીતિ ઉપજતી હોય છે; ક્વચિત્ તે કારણો ધાર્મિક હોય છે, કારણ કે એ ધર્મ ઇશ્વરને રૂચતો નથી એમ તે માનતો હોય છે; ક્વચિત્ તે કારણો રાજકીય હોય છે, કારણ કે તેથી રાજ્યને કે રાજ્યના અમલને નુકસાન થતું હોય છે; અથવા ક્વચિત્ તે કારણો ભ્રષ્ટ કે દુષ્ટ હોય છે, કારણ કે કોઇ લોભ કે વેરની વૃત્તિને સંતોષવાની તેને ઇચ્છા થાય છે. તેથી જ્યારે ધર્મ સબંધી જુલમની વાત આપણે સાંભળીએ, ત્યારે આમાંથી કયા કારણ અથવા કારણોને લીધે તે જુલમ થયો છે તેનો આપણે બરાબર વિચાર કરવો ઘટે છે.

હવે ખ્રિસ્તિ ગુરૂઓની ઉશ્કેરણીથી થએલો ધાર્મિક જુલમ બીજા જુલમ કરતાં વધારે લાંબા વખત સુધી ટકેલો છે, અને વધારે ચોક્કસ તથા સખત હતો. અમુક પ્રકારનો ધર્મ જે પાળતા તેમના ઉપર એ જુલમનો ત્રાસ થયો છે, એટલું જ નહિ પણ અમુક વિચાર જેમના હોય તેમના ઉપર પણ એ ત્રાસ વરતાએલો છે. આ ધર્મ ગુરૂઓ એમ માનતા કે ખરા ધાર્મિક મતથી જ માણસની સદ્ગતિ થાય છે; તેથી ધર્મની બાબતમાં જે ભ્રાંતિ હોય તો તે પાપ છે. આથી તેઓ ભ્રાંત ખ્રિસ્તિઓને સતાવવા લાગ્યા; અને આ સતાવણીને લીધે મનુષ્ય-જાતને આગળ વધવામાં ઘણી અડચણ અને અટકાયત થએલી છે; અને તેમના જુલમથી લોકોને ત્રાસ પણ ઘણો થએલો છે. પોતાના ધર્મમાં અડગ આસ્થા હોવી તે ઉત્તમ પ્રતિનો ધાર્મિક સદાચાર ગણાતો હોવાથી, પોતાની જ ભૂલ વખતે થતી હશે તો ? એવી શંકા પણ તેમને ઉપજતી નહિ; તેથી આ જુલમ તેમણે સતત્ જારી રાખ્યો. અને તેથી ધર્મની સત્તા જ્યારે ઓછી થઇ ત્યારે જ લોકોને સુખ ઉપજ્યું.

વળી તેમના ધાર્મિક ગ્રંથોમાંથી નીતિનો એવો સિદ્ધાંત ઉપસ્થિત થતો હતો કે ધર્મને માટે માણસોની કતલ કરવામાં પાપ નથી;" અને જાતી

ગુજારીને પણ મૂર્તિપૂજાનો ઉચ્છેદ કરવો એ કર્તવ્ય છે અને તે દ્વારા બીજા ધર્મ પ્રત્યે અસહિષ્ણુતા તેમનામાં આવી ગઇ. ઉપરાંત તેઓ એમ પણ માનતા કે પરલોકમાં નાસ્તિકોની અધોગતિ એવી તો ભુંડી થાય છે કે તેની આગળ આ દુનિયાનું દુઃખ કાંઇ હિસાબમાં જ નથી. તેથી ગમે તે ઉપાયે પણ તેમની ભ્રાંતિ મટાડવી જ જોઇએ. જો કે પ્રસંગોપાત કોઈ વ્યક્તિના ખાનગી કારણોને લીધે આ જાતનો જુલમ થયો હશે, તથાપિ એકંદરે ધાર્મિક જુલમનાં આ કારણો સ્વાભાવિક છે, અને તેમનાથી તે જુલમનો ખુલાસો થઇ શકે છે. કોન્સ્ટન્ટાઇનના વખતમાં ખ્રિસ્તિ ધર્મ રાજ્યધર્મ થયો, અને આ જુલમની શરૂઆત પણ ત્યારથી જ થઇ. પછી જ્યારે બુદ્ધિ-સ્વાતંત્ર્યનો પવન યુરોપમાં વાયો ત્યારે જ લોહીથી રક્ત બનેલી તલવાર ધર્મગુરૂઓના હાથમાંથી હેઠી પડી. ધાર્મિક જુલમનો સપૂર્ણ ઇતિહાસ 'યુરોપમાં બુદ્ધિ-સ્વાતંત્ર્યનો ઉદય' એ નામના અન્ય પુસ્તકમાં અપાએલો છે. 'અમારા ધર્મમાં જ સદ્‌ગતિ છે, અન્ય કોઇમાં નથી જ' એવી દૃઢ માન્યતાને લીધે જ આ ધાર્મિક જૂલમ થયો છે એ નિઃસંશય છે.

કેટલાક અર્વાચીન લેખકો અહીં પ્રશ્ન કરે છે કે વિધર્મીઓમાં એવી માન્યતા નહોતી છતાં તેમનામાં એવો જુલમ કેમ થયો છે? તેનો જવાબ એટલો જ કે ધાર્મિક જૂલમનાં ભિન્ન ભિન્ન કારણો હોય છે એ વાત પ્રથમથી જ અમે કહી છે. ખ્રિસ્તિ ગુરૂઓના સબંધમાં ઉપરના કારણો સાચાં જ છે; પરંતુ વિધર્મીઓમાં તેનાં કારણો કાંઇક રાજકીય અને કાંઇક ધાર્મિક હતાં. પોતાનાં રાજ્ય અને સામાજીક સંસ્થાઓને સાચવી દૃઢ કરવા એ ઉદ્દેશ ગ્રીક લોકોનો મુખ્ય હતો; અને આ ઉદ્દેશે નાની નાની બાબતોમા પણ લોકોના રીતરીવાજનું નિયમન રાજ્યના કાયદાથી થતું. વિદેશીય રીતરીવાજ પ્રત્યે તેમને અવિશ્વાસ અને અણગમો હતો. વળી સુભાગ્ય કે દુર્ભાગ્યના દાતા દેવ હોવાથી, ધાર્મિક ક્રિયાઓ બરાબર ન થાય તો પોતાના શહેર ઉપર સંકટ આવે એવી તેમની માન્યતા હતી; અને ઉપરની વાતને ટેકારૂપ તે થતી. આવાં [illegible] ને લીધે ગ્રીક રાજ્યોની [illegible] વળી

પડી હતી અને તેથી ત્યાં તત્ત્વચિન્તકોને સતાવવામાં આવ્યા હતા. પરંતુ છેવટે વિચારની સ્વતંત્રતા ગ્રીસમાં લોકોને પ્રાપ્ત થઇ હતી.

રોમના પ્રાથમિક સમયમાં ધર્મ રાજકીય હતો અને તેની મુખ્ય મુખ્ય ક્રિયાઓ રાજસભાના જ હુકમથી થતી 'પોતાના ધર્મમાં જ શ્રેય છે, પારકા ધર્મમા ભય છે' એ તેમનું સૂત્ર હતું, અને પોતાની રાજનીતિને આબાદ કરવા તેઓ દેવોને આરાધતા. છતાં જીતાએલી પ્રજાના ધર્મ પ્રત્યે તેમની સહિષ્ણુતા પુષ્કળ હતી, અને તેથી દરેક ધર્મના દેવને રોમના સિપાઇઓ માન આપતા. કોઇપણ ધર્મને રાજ્ય તરફથી મનાવણી થતી નહિ. ડ્રુઇડ નામના ધર્મ ગુરૂઓ નરમેધ કરતા તેજ માત્ર તેમણે અટકાવ્યો હતો. પરદેશમા આવી રાજનીતિ રોમન લોકોએ ગ્રહણ કરી હતી

પરંતુ ઇટાલીમાં પરદેશીઓના અનેક ટોળે ટોળાં આવવા લાગ્યા હતા. તેમને કેટલી સ્વતંત્રતા આપવી કે કેમ તે જૂદો જ પ્રશ્ન હતો. આ બાબત બરાબર સમજવા માટે વિચારની સ્વતંત્રતા અને ધર્મની સ્વતંત્રતા આ બે વાતોને એક બીજાથી અલગ રાખી તે બન્નેથી રોમમાં તે વખતે શી સ્થિતિ હતી તે જોવાની જરૂર છે. રોમના રાજ્યમા લોકોને વિચાર-સ્વાતંત્ર્ય પુષ્કળ હતુ, અને તત્ત્વચિંતકો પોતાના સિદ્ધાંતને વળગીને ગમે તે બોલે અને ગમે તે લખે, તોપણ રાજ્ય તરફથી કોઇ તેને સતાવતુ નહિ, જો રાજ્ય વિરૂદ્ધ તેઓ કાંઇ બોલતા કે લખતા તો અલબત તેમની ખબર લેવાતી. પરંતુ ધાર્મિક ક્રિયાઓની બાબતમાં રોમના રાજ્ય-કર્તાઓએ ઉલટી જ નીતિ ગ્રહણ કરી હતી. ઇટાલીમા રોમના દેવો જ પૂજ્ય એવો તેમનો આગ્રહ હતો. એક વખતે સખત દુકાળ પડતાં લોકો નવા દેવોને પૂજવા લાગ્યા ત્યારે રાજ્ય તરફથી તેની બંધી થઇ હતી વિદેશીય દેવોના મદીરો તોડી પાડવાના કાયદા અને દાખલા રોમના ઇતિહાસમાંથી મળી આવે છે એ ઉપરથી એમ જણાય છે કે ધર્મની બાબતમા રોમમા દબાણ હતું ખરૂ. પણ આ નીતિનું ગ્રહણ પ્રજાનું ઐક્ય અને લશ્કરી બંદોબસ્ત જાળવવાની ખાતર-જ થયુ હતુ. કવચિત્ કોઇ ધર્મમાં સમાએલાં નૈતિક દુષણોની ખાતર પણ

તેના ઉપર અંકુશ મેલવામાં આવતા. પરંતુ પ્રજાકીય રાજ-તંત્રની આંતરિક વ્યવસ્થા શહેનશાહતના સમયમાં ચાલી શકશે નહિ એ વાત જ્યારે સ્પષ્ટ થઈ, ત્યારે બદલાઇ ગએલા સમયને રાજકર્ત્તાઓએ ખુલ્લા દિલથી સ્વીકારી લીધો અને રોમમાં સઘળા ધર્મોને સંપૂર્ણ સ્વતંત્રતા પ્રાપ્ત થઇ. માત્ર ખ્રિસ્તિ ધર્મ જ તેમાંથી બહિષ્કાર પામ્યો.

તોપણ હજી એક બાબતમાં રોમ મક્કમ રહ્યું હતું. રોમવાસીઓ ગમે તે ધર્મ માને અને પાળે તેમાં રાજ્યને કાંઇ અડચણ નહોતી, પરંતુ પોતાના દેશમાં અપાતા બળીદાનમાં ભાગ લેવાનું અને બીજી કેટલીક ધાર્મિક ક્રિયાઓ કરવાનું તેમને બંધન હતું. અને જે કાંઇ સતાવણી થઇ હોય તે આ બાબતને લઇને જ થઇ છે. એક લેખકના કહેવા પ્રમાણે રોમન લોકો પોતાના ધર્મના ત્રણ વિભાગ પાડતા: પુરાણ અથવા કથા-ભાગ; આ કથાઓનો તત્ત્વચિંતકો જે ખુલાસો આપતા તે અથવા તેમના ઉપરથી જે સિદ્ધાંત બંધાતો તે; અને ક્રિયમાણ ભાગ અથવા રાજ્ય તરફથી જે ધાર્મિક ક્રિયાઓ થતી તે. પ્રથમ બેમાં લોકોના ઉપર કાંઇ અંકુશ નહોતો. પરંતુ ત્રીજો ભાગ સરકારે પોતાના હાથમાં રાખ્યો હતો અને તેમાં લોકોને બિલકુલ સ્વતંત્રતા નહોતી; કારણ કે જન-સમૂહનો એવો દૃઢ વિશ્વાસ હતો કે જો દેવોને સંતુષ્ટ કરવામાં ન આવે તો જરૂર રાજ્ય ઉપર સંકટ આવે જ, અને આ બાબતમાં તત્ત્વચિંતકો પણ અનુમોદન આપતા હતા. વિધર્મી-તત્ત્વચિંતકો સત્ય-પ્રેમી હતા એ નિર્વિવાદ છે, પરંતુ જેને પોતે એક જાતનો વહેમ ગણતા હોય ત્યાં પોતાની હાજરીથી તેમાં સંમતિ આપવી એ એક પ્રકારનું ધાર્મિક જૂઠાણું છે એવા નીતિના સિદ્ધાંતથી તેઓ કેવળ અજ્ઞાન હતા. આ ધાર્મિક ક્રિયાઓ વખતે હાજર રહેવાની પોતાની ફરજ છે એમ સંશયાત્મવાદીઓ પણ સમજતા; અને સૌ કહેતા કે પોતાના દેશના રીત-રીવાજને માન આપવાની દરેકની ફરજ છે. પરંતુ યાહુદી અને ખ્રિસ્તિઓને ત્યાં હાજરી આપવામાં એક જાતની છેતરપીંડી લાગતી, અને તેથી તેઓ જ માત્ર તે ક્રિયાઓમાં ભાગ લેતા નહિ. છતાં યાહુદીઓને આ બાબતમાં ઘણું કરીને સતાવવામાં આવ્યા નથી. વળી રોમના શહેનશાહો પણ દેવ

તરીકે પૂજાવા લાગ્યા હતા અને તેમની મૂર્તિઓ આગળ ધૂપ કરવામાં રાજભક્તિ ગણાતી હતી. આ વાત પણ ખ્રિસ્તિઓને પસંદ આવતી નહિ, કારણ કે તેમાં તેમને અમંગળતા લાગતી.

સારાંશ કે રોમના પ્રાચીન પ્રજા–તંત્રની અસહિષ્ણુતા સાર્વભૌમ રાજ્યના સમયમાં લગભગ નષ્ટ થઇ ગઇ હતી. વિચારમાં અને દલીલમાં સંપૂર્ણ છૂટ હતી. વિદેશીય ધર્મ પાળવાની પણ આખરે છૂટ થઇ હતી. રાજ્યની ધાર્મિક ક્રિયાઓથી પણ અલગ રહેવાની છૂટ યાહુદીઓને ઘણું કરીને મળતી હતી. ત્યારે ખ્રિસ્તિઓને જ શામાટે સતાવવામાં આવ્યા હતા ? એ પ્રશ્ન હજી ઉભો રહે છે.

દેશ ઉપર જો કોઇ પણ સંકટ આવતું તો તે સજા રૂપે કે ચેતવણી રૂપે દેવનું મોકલેલું આવ્યું છે એવી દૃઢ શ્રદ્ધા પ્રાચીનકાળના ધર્મનો પાયો હતો એ વાત આગળ કહેવાઈ ગઈ છે. તે વખતની આવી માન્યતાને લીધે ખ્રિસ્તિઓને સતાવવામાં આવતા હતા. દુકાળ પડનો કે મરકી આવતી તો ધાર્મિક ક્રિયાઓ બરાબર થાય છે કે કેમ ? તેની ઝીણી તપાસ થતી. અને જેનો દોષ માલમ પડતો તેને સખત શિક્ષા થતી. આ ધર્મ–ક્રિયાઓમાં યાહુદીઓ અને ખ્રિસ્તિઓ બન્ને ભાગ લેતા નહિ. પણ યાહુદી ધર્મ પોતાની મૂળ સ્થિતિને જ વળગી રહેનારો હતો અને ચારે તરફ ફેલાઇ જવાનાં તત્ત્વો તેમાં નહોતાં. તેથી રોમન લોકોને તે ધર્મની ધાસ્તી નહોતી. પરંતુ ખ્રિસ્તિઓ તો મૂળથી જ પોતાના ધર્મનો ફેલાવો કરવાના અત્યંત ઉત્સાહી હતા. ખ્રિસ્તિ પાદરીઓ ઘણું કરીને વટલેલા રોમનો જ હતા; અને તેઓ એટલા બધા તો ઉત્સાહી રહેતા કે કેટલાક પરગણામાં રોમનાં દેવ–મંદીરો સાવ ખાલી થઈ ગયાં હતાં. વળી ખ્રિસ્તિઓ બીજા બધા ધર્મોને સેતાનના ધર્મ કહી જ્યારે બને ત્યારે તેમનું અપમાન કરવા ચૂકતા નહિ. યાહુદીઓ તેમ કરતા નહિ. તેથી કરીને રાજ્યમાં ખરેખરા પાખંડીઓ ખ્રિસ્તિઓ જ ગણાવા લાગ્યા; અને તેથી વેહેમી લોકોના ઝનુની ક્રોધનો ભોગ પણ તેઓ જ થવા લાગ્યા. ત્રમાત ન આવે તો ખ્રિસ્તિઓના પાખંડને લીધે. ધરતી-

કંપ થાય તો તેમાં પણ ખ્રિસ્તિઓનો જ દોષ. આવી માન્યતાથી લોકો તેમને હેરાન કરવા લાગ્યા. ખ્રિસ્તિઓ રોમના દેવોના દુશ્મન ગણાતા.

સંકટ અને આફતો ઇશ્વરનાં મોકલ્યાં આવે છે એ સિદ્ધાંત તો ખ્રિસ્તિઓ પોતે પણ સ્વીકારતા; પણ તેઓ સામા એમ કહેતા કે તમે અમને હેરાન કરો છો માટે ઇશ્વર તમને હેરાન કરે છે; અથવા તમે મૂર્તિપૂજકો છો તેથી ઇશ્વર તમારા ઉપર કોપે છે. અર્થાત્ આ સિદ્ધાંતનો ઉપયોગ પોતાના ધર્મના ફેલાવા માટે તેઓ કરતા. તેઓ કહેતા કે પ્રથમ ખ્રિસ્તિ પાદશાહ કોન્સ્ટન્ટાઇનની જીત થઇ અને તેથી તેની સત્તા જામી એ ખ્રિસ્તિ ધર્મના પ્રતાપે. એરિયસનું અકાળ મૃત્યુ થયું એ જ બતાવી આપે છે કે એનો મત ખોટો હતો. આથી કરીને રોમના દેવો પ્રત્યે રોમનોની અશ્રદ્ધા થવા લાગી. પરંતુ રોમનું રાજ્ય વીંખાવાનાં સ્પષ્ટ ચિહ્નો જ્યારે જણાવા માંડયાં ત્યારે રોમના દેવો પ્રત્યે પાછી રોમન લોકોની આસ્થા તાજી થઈ અને ખ્રિસ્તિ ધર્મને ગભરામણ થઈ; અને રોમની સાથે પોતાનાં નસીબ સંકળાએલાં ધારી ભિન્ન ભિન્ન ખુલાસા ખ્રિસ્તિઓ આપવા લાગ્યા. પરંતુ જ્યારે જંગલીઓનાં લશ્કરોથી રોમની સત્તા નાબુદ થઈ, ત્યારે નાશ પામેલા રોમના સામ્રાજ્યના સંબંધથી મોકળો થઇ ખ્રિસ્તિધર્મ કહેવા લાગ્યો કે એ નાશની આગાહી પ્રથમથી જ એ ધર્મમાં થઇ હતી અને એ નાશમા ઇશ્વરનો ન્યાય હતો. આથી કરીને જંગલીઓ ઉપર એ ધર્મની ભવ્યતાની અસર થઇ અને તેઓ દબાઇ ગયા. ખ્રિસ્તિ ધર્મમાં આવે તેને ઇશ્વિર ખાસ સહાય કરે છે એવો સિદ્ધાંત અસુધરેલા વર્ગોને ખ્રિસ્તિ બનાવવામા બહુ કામ લાગ્યો છે. જ્યારે બરગંડીના લોકોને હુણ લોકોએ હરાવ્યા, ત્યારે છેવટના ઉપાય તરીકે આખી બરગંડી પ્રજા ખ્રિસ્તિ થઇ ગઇ. ફ્રેંક લોકો પણ એવી જ રીતે ખ્રિસ્તિ થયા; અને યુરોપમાં એ ધર્મ પ્રસરવા લાગ્યો. મધ્યકાળમાં અને તે પછી સૈકાઓ સુધી, દરેક મોટા બનાવને યુક્તિપૂર્વક સમજાવી ખ્રિસ્તિ ગુરૂઓ પોતાના ધર્મનું મહાત્મ્ય વધારતા. દાખલા તરીકે ખ્રિસ્તિ ધર્મને પરતંત્ર કરવાનો પ્રયાસ કદિ કર્યો હોય તે રાજા મરી જતો તો ખ્રિસ્તિઓ કહેતા કે ખ્રિસ્તિ ધર્મ ...

તરીકે પૂજાવા લાગ્યા હતા અને તેમની મૂર્તિઓ આગળ ધૂપ કરવામાં રાજભક્તિ ગણાતી હતી. આ વાત પણ ખ્રિસ્તિઓને પસંદ આવતી નહિ, કારણ કે તેમાં તેમને અસંગતતા લાગતી.

સારાંશ કે રોમના પ્રાચીન પ્રજા–તંત્રની અસહિષ્ણુતા સાર્વભૌમ રાજ્યના સમયમાં લગભગ નષ્ટ થઇ ગઇ હતી. વિચારમાં અને દલીલમાં સંપૂર્ણ છૂટ હતી. વિદેશીય ધર્મ પાળવાની પણ આખરે છૂટ થઇ હતી. રાજ્યની ધાર્મિક ક્રિયાઓથી પણ અલગ રહેવાની છૂટ યાહુદીઓને ઘણું કરીને મળતી હતી. ત્યારે ખ્રિસ્તિઓને જ શામાટે સતાવવામાં આવ્યા હતા ? એ પ્રશ્ન હજી ઉભો રહે છે.

દેશ ઉપર જે કોઇ પણ સંકટ આવતું તો તે સજા રૂપે કે ચેતવણી રૂપે દેવનું મોકલેલું આવ્યું છે એવી દઢ શ્રદ્ધા પ્રાચીનકાળના ધર્મનો પાયો હતો એ વાત આગળ કહેવાઈ ગઈ છે. તે વખતની આવી માન્યતાને લીધે ખ્રિસ્તિઓને સતાવવામાં આવતા હતા. દુકાળ પડતો કે મરકી આવતી તો ધાર્મિક ક્રિયાઓ બરાબર થાય છે કે કેમ ? તેની ઝીણી તપાસ થતી. અને જેનો દોષ માલમ પડતો તેને સખત શિક્ષા થતી. આ ધર્મ–ક્રિયાઓમાં યાહુદીઓ અને ખ્રિસ્તિઓ બન્ને ભાગ લેતા નહિ. પણ યાહુદી ધર્મ પોતાની મૂળ સ્થિતિને જ વળગી રહેનારો હતો અને ચારે તરફ ફેલાઇ જવાનાં તત્ત્વો તેમાં નહોતાં. તેથી રોમન લોકોને તે ધર્મની ધાસ્તી નહોતી. પરંતુ ખ્રિસ્તિઓ તો મૂળથી જ પોતાના ધર્મનો ફેલાવો કરવાના અત્યંત ઉત્સાહી હતા. ખ્રિસ્તિ પાદરીઓ ઘણું કરીને વટલેલા રોમનો જ હતા; અને તેઓ એટલા બધા તો ઉત્સાહી રહેતા કે કેટલાક પરગણામાં રોમનાં દેવ–મંદીરો સાવ ખાલી થઈ ગયાં હતાં. વળી ખ્રિસ્તિઓ બીજા બધા ધર્મોને સેતાનના ધર્મ કહી જ્યારે બને ત્યારે તેમનું અપમાન કરવા ચૂકતા નહિ. યાહુદીઓ તેમ કરતા નહિ. તેથી કરીને રાજ્યમાં ખરેખરા પાખંડીઓ ખ્રિસ્તિઓ જ ગણાવા લાગ્યા; અને તેથી વેહેમી લોકોના ઝનુની ક્રોધનો ભોગ પણ તેઓ જ થવા લાગ્યા. વરસાદ ન આવે તો 'ખ્રિસ્તિઓના પાખંડને લીધે. ધરતી-

કંપ થાય તો તેમાં પણ ખ્રિસ્તિઓનો જ દોષ. આવી માન્યતાથી લોકો તેમને હેરાન કરવા લાગ્યા. ખ્રિસ્તિઓ રોમના દેવોના દુશ્મન ગણાતા.

સંકટ અને આફતો ઇશ્વરનાં મોકલ્યાં આવે છે એ સિદ્ધાંત તો ખ્રિસ્તિઓ પોતે પણ સ્વીકારતા; પણ તેઓ સામા એમ કહેતા કે તમે અમને હેરાન કરો છો માટે ઇશ્વર તમને હેરાન કરે છે; અથવા તમે મૂર્તિપૂજકો છો તેથી ઇશ્વર તમારા ઉપર કોપે છે. અર્થાત્ આ સિદ્ધાંતનો ઉપયોગ પોતાના ધર્મના ફેલાવા માટે તેઓ કરતા. તેઓ કહેતા કે પ્રથમ ખ્રિસ્તિ પાદશાહ કોન્સ્ટન્ટાઇનની જીત થઇ અને તેથી તેની સત્તા જામી એ ખ્રિસ્તિ ધર્મના પ્રતાપે. એરિયસનું અકાળ મૃત્યુ થયું એ જ બતાવી આપે છે કે એનો મત ખોટો હતો. આથી કરીને રોમના દેવો પ્રત્યે રોમનોની અશ્રદ્ધા થવા લાગી. પરંતુ રોમનું રાજ્ય વીંખાવાનાં સ્પષ્ટ ચિહ્નો જ્યારે જણાવા માંડ્યાં ત્યારે રોમના દેવો પ્રત્યે પાછી રોમન લોકોની આસ્થા તાજી થઈ અને ખ્રિસ્તિ ધર્મને ગભરામણ થઈ; અને રોમની સાથે પોતાના નસીબ સંકળાએલાં ધારી ભિન્ન ભિન્ન ખુલાસા ખ્રિસ્તિઓ આપવા લાગ્યા. પરંતુ જ્યારે જંગલીઓનાં લશ્કરોથી રોમની સત્તા નાબુદ થઈ, ત્યારે નાશ પામેલા રોમના સામ્રાજ્યના સંબંધથી મોકળો થઇ ખ્રિસ્તિધર્મ કહેવા લાગ્યો કે એ નાશની આગાહી પ્રથમથી જ એ ધર્મમાં થઇ હતી અને એ નાશમાં ઇશ્વરનો ન્યાય હતો. આથી કરીને જંગલીઓ ઉપર એ ધર્મની ભવ્યતાની અસર થઇ અને તેઓ દબાઇ ગયા. ખ્રિસ્તિ ધર્મમાં આવે તેને ઈશ્વર ખાસ સહાય કરે છે એવો સિદ્ધાંત અસુધરેલા વર્ગોને ખ્રિસ્તિ બનાવવામાં બહુ કામ લાગ્યો છે. જ્યારે બરગંડીના લોકોને હુણ લોકોએ હરાવ્યા, ત્યારે છૂટકાના ઉપાય તરીકે આખી બરગંડી પ્રજા ખ્રિસ્તિ થઇ ગઇ. ફ્રેંક લોકો પણ એવી જ રીતે ખ્રિસ્તિ થયા; અને યુરોપમાં એ ધર્મ પ્રસરવા લાગ્યો. મધ્યકાળમાં અને તે પછી સૈકાઓ સુધી, દરેક મોટા બનાવને યુક્તિપૂર્વક સમજાવી ખ્રિસ્તિ ગુરૂઓ પોતાના ધર્મનું મહાત્મ્ય [illegible] રાજા મરી જતો તો ખ્રિસ્તિઓ કહેતા કે ખ્રિસ્તિ ધર્મ [illegible] પરતંત્ર કરવાનો—

એણે કર્યું હતું તેથી તે મુઓ. પરંતુ ધીમે ધીમે આવી માન્યતાનો અસ્ત થયો, અને લોકોનાં મન ઉપર હવે એવી વાતની અસર થતી નથી.

પોતાના દેવોની અવગણના થવાથી દેશ ઉપર આફત આવે છે એ એક ધાર્મિક કારણ ખ્રિસ્તિઓને સતાવવાનું હતું. ઉપરાંત તેમાં રાજકીય કારણ પણ હતું. ખ્રિસ્તિ ધર્મ એક મોટું, સંપૂર્ણ વ્યવસ્થિત અને ઘણી બાબતમાં ગુપ્ત, મંડળ હતું; અને તેથી રાજ્યને એની ધાસ્તી રહેતી. કોઇ મંડળી કે મેળા બાબત રોમના સામ્રાજ્યમાં બહુ ચીવટ રહેતી, કારણ કે તેમાંથી બળવો જાગે. ખ્રિસ્તિ ધર્મના અનુયાયીઓની પોતાના ધર્મ પ્રત્યે ભક્તિ રાજ્ય–ભક્તિ કરતાં પણ વિશેષ હતી એ વાત પ્રસિદ્ધ હતી અને આખા રાજ્યમાં એ ધર્મની સત્તા વધ્યે જતી હતી. તેથી સ્વાભાવિક રીતે જ વિધર્મીઓ આ નવીન મંડળીને રાજ્યમાં ધાસ્તીકારક ધારે તો તેમાં તેમનો દોષ ગણાય નહિ. વળી ખ્રિસ્તિ ધર્મની અસરને લીધે રોમનો લડાયક જુસ્સો નષ્ટ થઇ જતો હતો, અને એ જુસ્સા વિના રાજ્ય નભી શકે તેમ નહોતુ. રાજ્યવિરૂદ્ધ કાવત્રામાં કોઇ ખ્રિસ્તિએ કદિ ભાગ લીધો નથી, તેમ તેમને બેવફા બનાવી આપે એવું કોઇ બાહ્ય ચિહ્ન પણ તેમના આચરણમાં જણાતું નહોતું એ વાત ખરી, તથાપિ આ મહાન સિદ્ધાંત અને ઉદ્દેશની સમજણ એ વખતે ઘણી અપૂર્ણ હતી, અને રોમન લોકો પોતાની માંહોમાંહે વાતચિતમાં તેમને દુશ્મન કહી સંબોધતા, અને કેટલીક બાબતમાં ખ્રિસ્તિઓની વર્તણુક પણ મિલનસાર અને મળતાવડી નહોતી. વળી ખ્રિસ્તિઓ કહેતા કે બધા વિધર્મીઓ કાયમને માટે નરકમાં જશે અને રોમન રાજ્યનો અસ્ત થવાનો છે.

ઉપરાંત એ વખતે એમ પણ મનાતું કે ખ્રિસ્તિઓ એકાંતમાં ભેગા થઇ દીવા ઓલવી અત્યંત અનાચાર આચરતા હતા. આ વાત હાલ કોઇ માનતું નથી. પરંતુ ખ્રિસ્તિઓ કેટલીક ધાર્મિક ક્રિયાઓ ગુપ્ત રીતે કરતા તેથી, તેમનાં પ્રીતિ-ભોજનોથી, અને બધા ખ્રિસ્તિઓ ઈશુનું એક શરીર થવો છે એવું તેઓ કહેતા તેથી, એવાં આળ તેમનાં જણાવા લાગ્યાં; અને હતાં. વળી ખ્રિસ્તિઓ એ વખતે યાહુદી લોકોની એક જ થવા લાગ્યા. વરમા

જાન મનાતી હતી, અને યાહુદી લોકો બધા મૂર્ત્તિપૂજકોને ધિક્કારતા અને વખતો વખત રાજ્ય સામે બળવો કરતા હતા. બીજી રીતે જોઇએ તો યાહુદીઓ ખ્રિસ્તિઓને ધર્મ-ભ્રષ્ટ અને દેશદ્રોહી ગણાતા હતા, કારણ કે જેરૂસેલમના ઘેરામાં ખ્રિસ્તિ યાહુદીઓએ તેમને બિલકુલ સહાય આપી નહોતી; ઇત્યાદિ અનેક કારણોને લીધે યાહુદીઓ અને ખ્રિસ્તિઓ એક બીજાને અંતઃકરણથી ધિક્કારતા હતા અને એક બીજા ઉપર લાગ આવ્યે આળ ચડાવવા ચૂકતા નહિ. વળી તે સમયમાં એક પ્રકારનો અદ્વૈત મત માનનારા પાખંડીઓ આવા અધમ અનાચારમાં પ્રવૃત્ત થતા હતા એવું તે સમયના કેટલાક લેખ ઉપરથી જણાય છે. પરંતુ રોમન ન્યાયાધીશોની નજરમાં આ બધા મતો અંતે પાખંડી જ હતા, અને તેથી ખ્રિસ્તિ વિરૂદ્ધ મૂકાતાં તોહોમતો પણ તેઓ માનતા.

તેમની સતાવણીનું બીજું કારણ એ છે કે ખ્રિસ્તિ ઉપદેશકો રોમની ઘણી સ્ત્રીઓને વટલાવી પોતાના ધર્મમાં લાવવા શકિતમાન થયા હતા; તેથી રોમના કૌટુંબિક જીવનમાં ગેરવિશ્વાસ આવવાથી તે જીવન તેમને અતિ અકારૂં થઈ પડયું. સ્ત્રીના મનને પોતાનો પતિ પરમેશ્વરરૂપ હોવો જોઇએ, પણ ધર્મને નામે જ્યાં સ્ત્રી પોતાના પતિની અવગણના કરે ત્યાં કૌટુંબિક પ્રેમ અને સુખના તો સાંસાં જ સમજવાં.

વળી ખ્રિસ્તિ લોકો તે સમયે ભૂત કાઢવામાં ઘણા કુશલ ગણાતા હતા. સુધરેલો વર્ગ આ વાતને વ્હેમ ગણી તેના ઉપર નાપસંદ નજરથી જોતો હતો, પણ સાધારણ વર્ગમાં એ શકિતને લીધે લોકપ્રિય બહુ થવાતું એ વાત આપણે આગળ કહી છે. પરંતુ આ કારણને લીધે ખ્રિસ્તિઓને ઘણું કરીને સતાવવામાં આવતા નહોતા. જાદુ અને મન્તર મતરનો વ્હેમ એ સમયે લોકોમાં બહુ પ્રચલિત હતો, પણ રાજ્ય એ બાબત ઉપર દૃષ્ટિ રાખતું નહિ. હવે પછી રાજ્યગાદી કોને મળશે ? ઇત્યાદિ રાજકીય બાબતો જાણવાનો પ્રયાસ જ્યારે જાદુથી થતો ત્યારે તેવા જાદુની પૂરેપૂરી ખબર રાજ્ય લેતું હતું; પરંતુ ખ્રિસ્તિઓએ એવો પ્રયાસ કદિ કર્યાનો દાખલો મળતો નથી. પરંતુ કલ્પનાને ભડકાવી બુદ્ધિને પરતંત્ર કરવાનો-

ધાર્મિક ધાસ્તીઓ ઉપજાવી લોકોનાં મન ઉશ્કેરવાનો,' જો કોઇ પ્રયાસ કરે તો તેની ચીડ વિધર્મિઓને ઘણી હતી; અને ઘણા જ ગંભીર પ્રકારનો ગુનો તેઓ તેને ગણતા હતા. હવે ખ્રિસ્તિ એમ કહેતા કે ખ્રિસ્તિઓ સિવાય આખી દુનિયા નરકમાં પડવાની છે અને નરકનું બહુ બીહામણું ચિત્ર તેઓ આપતા; અને અજ્ઞાની અને નિર્બળ મનના માણસ ઉપર એની બહુ અસર થતી. તેથી જ મારકસ ઑરેલિયસે કાયદો કર્યો હતો કે આવી વર્તણુક જે ચલાવે તેને એક બેટમાં દેશ-નિકાલ કરવો.

પરંતુ તેમની સતાવણીનું મુખ્ય કારણ તો એ છે કે બીજાના ધર્મ પ્રત્યે તેમની અસહિષ્ણુતા અને અંટસ ઘણાં હતાં. જે ધર્મ બીજા ધર્મની ઈર્ષ્યા ન કરે તે ધર્મ પછી ગમે તેવો હોય તો પણ તે ચાલવા દેવાને રોમન લોકો લગભગ તૈયાર હતા. પણ ખ્રિસ્તિ ઉપદેશકો તો કહેતા કે બીજા બધા ધર્મો સેતાનના છે અને તે બધા ધર્મોના અનુયાયીઓની અધોગતિ જ યોગ્ય છે. તેથી બધાને ખ્રિસ્તિ કરવાનો તેમનો આગ્રહ હતો. તેથી કરીને બધા મૂર્તિપૂજકોનું તેઓ અપમાન કરતા અને તેમની મૂર્તિઓને પણ અપમાન આપતા. આથી કરીને રાજનીતિને જાણવાવાળા પુરૂષો ઉશ્કેરાઈ જતા એમ કહેતા કે આવા ધર્મને ચાલવા દેવાથી અન્ય ધર્મોની સ્વતંત્રતા રહેશે નહિ; અને પાછળથી મર્વોપરી સત્તા મળતાં કેથોલિક ધર્મે ધર્મને નામે ત્રાસ પણ ઘણો વરતાવ્યો છે. ધર્મની બાબતમાં તીવ્ર અસહિષ્ણુતા ખ્રિસ્તિ ધર્મમાં શરૂઆતથી જ હતી. બીજા સૈકામાં પણ તેઓએ નિયમ કર્યો હતો કે નાસ્તિક કે બહિષ્કાર પામેલા કોઇ માણસ સાથે કોઈ ખ્રિસ્તિએ કોઇ પણ જાતનો વહેવાર રાખવો નહિ. આથી કરીને ઘણા લોકોની જીંદગી ઝેર સમાન થઇ પડી હતી; અને તેઓએ વતિશા કરના અનેક દાખલા ઇતિહાસમાંથી મળી આવે છે.

આ પ્રમાણે ખ્રિસ્તિ ધર્મના ધસારાથી અન્ય ધર્મોની સ્વતંત્રતાને ભય ઉપજ્યો હતો; એટલું જ નહિ પણ વિચાર અને વાણીની સ્વતંત્રતા કે જે રોમની સંસ્કૃતિનાં ઉત્તમ ફળ હતાં તેમને પણ જોખમ હતું. ખ્રિસ્તિ ધર્મે માણસોના વિચાર અને વર્તન ઉપર પણ અમલ ચલાવવાની પોતાની સત્તા

છે એમ માનતો, તેથી તેના ઉપદેશકો ધર્મની બાબતમાં પોતાથી ભિન્ન પડતા અભિપ્રાયને ઘાતકી ગુનો ગણતા અને તેમ બોલતા. હવે વિચાર અને વાણીની સ્વતંત્રતા રોમન લોકોને ઘણી પ્રિય હતી. પરંતુ આ સ્વતંત્રતાનો અંત અંતે ખ્રિસ્તિ ધર્મે આણ્યો અને તે પુનઃ પ્રાપ્ત કરતાં સૈકાના સૈકા વહી ગયા.

ખ્રિસ્તિઓમાં સારા ગુણો પણ ઘણા હતા. સીતમને સમયે ખ્રિસ્તિ ધર્મવીરોની અનુપમ હિંમત, અને તેમના શુદ્ધ, કોમળ અને પવિત્ર સદાચારોની પ્રશંસા આપણે જેટલી કરીએ તેટલી ઓછી છે; છતાં ઉપરના કારણોને લીધે તેમને સતાવવામાં આવ્યા હોય તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કશું નથી. તેમના સીતમગારોની વર્તણુક કેવળ ગેરવાજબી હતી એમ આપણાથી કહી શકાતું નથી. વળી તરવારના પ્રાણઘાતક ખેલોને લીધે વિધર્મીઓમાં માણુસ જાતના શારીરિક દુઃખની બેદરકારી અને લોહીની તૃષા આવી હતી એ વાતથી વળી એ સીતમ વધારે સેહેલાઇથી સમજી શકાય છે. ખ્રિસ્તિઓ તો એમ માનતા હતા કે માણુસની સદ્ગતિ તો અમારા મતથી જ છે; તેથી તેઓ ધર્મને નામે સીતમ કરે તે તો જાણે ઠીક; પણ રોમના વિધર્મીઓને એ સિદ્ધાંત માન્ય નહોતો; છતાં તેમણે સીતમ કેમ કર્યો ? એ પ્રશ્નની જરાએ મુંઝવણ હવે ઉપલા વિચારોને લીધે રહી નહિ. વળી એથી એમ પણ સિદ્ધ થાય છે કે રોમના શેહેનશાહોનો સીતમ ગમે તેવો સખત અને આકરો હતો છતાં તે એવો જાયુક અને ચાલુ નથી રહ્યો કે જેથી કરીને સમયના સંજોગમાં રહેલી વિશાળ નૈતિક, સામાજીક અને માનસિક શક્તિઓ દબાઇ જાય, અને આ શક્તિઓ જ ખ્રિસ્તિ ધર્મને પ્રસરાવવામાં સહાયક થઇ છે. માટે આવા કઠીન સમયમાં પણ ખ્રિસ્તિ ધર્મ તરી આવ્યો તે ઇશ્વરનો ચમત્કાર છે એ વાત ખોટી છે.

આ સીતમની થોડીક તવારીખ તપાસતાં આ વાત સ્પષ્ટ થશે. એવું જણાય છે કે રોમમાં ખ્રિસ્તિ ધર્મ પ્રથમ દાખલ થયો ત્યારે તેની સામે વિરુદ્ધતા બિલકુલ બનાવવામાં આવી નહોતી.

ઈ. સ. ૬૪ ના આખર ભાગમાં નીરોએ એ રીતમની પ્રથમ શરૂઆત કરી; કારણ કે રોમને આગ લગાડવાનું આળ ખ્રિસ્તિઓને માથે મૂકાયું હતું. રોમમાં ખ્રિસ્તિઓની સંખ્યા તે વખતે વધી ગઈ હતી અને તેઓ લોકપ્રિય બિલકુલ નહોતા. કેટલાકને જંગલી જાનવરની ખાલ પેહેરાવી કુતરાઓ પાસે ફાડી નખાવ્યા હતા. કેટલાકને ડામરનાં કપડાં પેહેરાવી નીરોના બગીચામાં જીવતા બાળી મૂક્યા હતા. કેટલાકને ક્રુસ ઉપર ચોડી દીધા હતા. આમ અનેક મુઆ હતા. ઇ. સ. ૬૮ માં નીરો મરી ગયો. પછી ૨૭ વર્ષ સુધી ખ્રિસ્તિઓને સંપૂર્ણ શાંતિ રહી હતી. પરંતુ ડોમિશિયનના સમયમાં ઇ. સ. ૯૫ માં પાછો થોડો સમય તેમના ઉપર જુલમ થયો હતો. આ જુલમનું કારણ બરાબર જણાયું નથી. પરંતુ ખ્રિસ્તિ ધર્મ જેવી મજબુત સંસ્થા ઉપર અસર કરી શકે એવા પ્રકારનો આ જુલમ નહોતો. ઇ. સ. ૯૬ માં નરવા ગાદીએ આવ્યો ત્યારથી તે ઇ. સ. ૧૮૦ માં મારકસ ઑરેલિયસ ગત પ્રાણ થયો ત્યાંસુધીનો સમય લોકોને શાંતિ અને સુખનો હતો. અને તે સમય ખ્રિસ્તિઓને પણ અગત્યનો નીવડ્યો, કારણ કે આ સમયમાં ખ્રિસ્તિઓની સંખ્યા ઘણી વધી અને એવી સત્તા એ ધર્મે જમાવી દીધી કે રાજ્યમાં એક અગત્યની સંસ્થા એ ધર્મ ગણાવા લાગ્યો; અને ગમે તેવા ભયંકર હુમલા તેના ઉપર થાય તો પણ તે ટકી શકે એવી તેનામાં શક્તિ આવી. આ ચોરાશી વર્ષમાં છુટા છવાયા જુલમ ખ્રિસ્તિઓ ઉપર પ્રાંતમાં થયા છે; પણ તેથી ધર્મને ધક્કો લાગે એવું કોઇ વિઘ્ન આવ્યું નથી; અને રોમમાં ખ્રિસ્તિઓ જાહેરમાં પોતાનો ધર્મ નિર્ભયતાથી પાળતા. ક્વચિત્ ખ્રિસ્તિઓને અનુકૂળ કાયદાઓ પણ થતા; અને બની શકે તેટલું તેમનું સરક્ષણ થતું. અત્યાર સુધી યાહુદી ધર્મની શાખા રૂપ તે ધર્મ ગણાતો હતો, પણ હવે તે સ્વતંત્ર જૂદો-ધર્મ ગણાવા લાગ્યો; અને યાહુદીઓ વિરૂદ્ધ કાયદાઓ થતા તેમાંથી ખ્રિસ્તિઓને મુક્તિ મળવા લાગી. પરંતુ મારકસ ઑરેલિયસના રાજ્યના છેક આખર સમયમાં ખ્રિસ્તિઓ વિરૂદ્ધ ફરમાન નીકળવા લાગ્યાં. આવા કોમળ અને સારા માણસે સીતમનું કામ કેમ હાથમાં લીધું હશે તેનું આપણને અનુમાન જ કરવાનું

રહે છે. ખ્રિસ્તિ ધર્મનાં બંધારણ અને વ્યવસ્થા હવે એક રાજ્યના જેવાં થઇ પડયાં હતાં અને તેનાં દૃષ્ટિબિંદુ રોમના રાજ્યથી તદ્દન ભિન્ન હતાં. તો પછી રોમનું રાજ્ય આવી સંસ્થાને પોતાના રાજ્યમાં કેમ ચાલવા દે ? વળી મનુષ્ય–ભક્ષણ અને અનીતિના આરોપ ખ્રિસ્તિઓ ઉપર આ વખતે પૂર્ણ જોસથી મૂકાવા લાગ્યા હતા; ઇત્યાદિ કારણોને લીધે તે જુલમ કરવા પ્રવૃત્ત થયો હશે. અને લોકોના ઝનુન અને હાકેમોની નબળાઇને લીધે એના વખતનો જુલમ ત્રાસદાયક થઇ પડયો હતો. પરંતુ આ સીતમ ત્રણ કે ચાર પ્રાંતોમાં જ થયો હતો. આખા રાજ્યમાંથી ખ્રિસ્તિ ધર્મને નિર્મૂળ કરવાનો એ પ્રયાસ હતો.

ઇ૦ સ૦ ૧૮૦ માં મારકસ ઑરેલિયસ ગુજરી ગયો ત્યારથી તે ઇ. સ. ૨૪૯ માં ડેસિયસ તખ્તનશીન થયો ત્યાં સુધી ૬૯ વર્ષનો એક કાલ આપણે ગણીએ તો તે કાળમાં ખ્રિસ્તિ ધર્મ ઘણો વગવાળો અને સત્તાવાન થઇ પડયો હતો; અને રાજ્યમાં અને લશ્કરમાં ઘણે ભાગે તે અરસામાં મોટા મોટા અધિકાર ઉપર ખ્રિસ્તિઓ હતા. તેથી હવેથી તેમના ઉપર થતા સીતમનું સ્વરૂપ વધારે વધારે રાજકીય થતું ગયું. ખ્રિસ્તિઓની સંસ્થા હવે રાજ્યમાં એક જોખમકારક તત્ત્વ ગણાવા લાગ્યું અને તેથી તેને દાબી દેવાનો પ્રયત્ન થવા લાગ્યો. છતાં આ ૬૯ વર્ષમાં માત્ર બે જ વખત ખ્રિસ્તિઓની શાંતિનો ભંગ થયો હતો. તે સિવાય તેમને હેરાનગતિ થઇ નહોતી. અલેક્ઝાંડર સેવેરસ તો તેમને અંતઃકરણપૂર્વક સહાય આપતો. ફિલિપ પણ તેમને બહુ અનુકૂળ હતો, એટલો બધો કે જળ–સંસ્કાર નામની ખ્રિસ્તિ ધર્મની ક્રિયા પણ એણે કર્યાનું કહેવાય છે. પણ તે વાત વિશ્વસનીય નથી.

આ પ્રમાણે ખ્રિસ્તિ ધર્મનો ઝુંડો રોમમાં રોપવામાં આવ્યો ત્યારથી લગભગ બસેં વર્ષનો ઇતિહાસ આપણે જોયો. આ અરસામાં જો કે ખ્રિસ્તિઓ ઉપર પ્રસંગોપાત જૂલમ થયો છે અને તેમણે હિંમતથી સહન કર્યો છે, પરંતુ કદાચ નીરોના સીતમ સિવાય બીજો કોઇ જૂલમ એવો નહોતો કે જેથી કરીને તે ધર્મ રાજ્યમાંથી નિર્મૂલ થઇ જાય. મારકસ

ઑરેલિયસના સમયમાં સ્મિર્ની અને લાયન્સમાં સ્થાનિક જૂલમ ઘણો થયો હતો; સેવેરસના સમયમાં આફ્રિકા અને એશિયાઇ પ્રાંતોમાં જુલમ થયો હતો; વળી સાર્વજનિક રમતગમતના ગભરાટમાં અથવા તો રેલ અને ધરતીકંપને લીધે દંગાફિસાદ પણ થતા; પરંતુ પોતાના ધર્મની વિરૂદ્ધ જે જે હોય તેને કચેરી મારવાનો ખ્રિસ્તિ ધર્મે પોતે પાછળથી જેવો સતત, યોજના પૂર્વક ઘડી કાઢેલો અને સાર્વત્રિક જૂલમ કર્યો છે તેવો આ જૂલમ નહોતો. રોમના રાજ્યમાં દરેક ભાગમાં વખતોવખત આખા જમાના પર્યંત ખ્રિસ્તિઓને શાંતિ રહી છે. એશિયા માઇનોર અને ગૉલમાં ઑરેલિયસના સમય પૂર્વે કોઇ ખ્રિસ્તિને પ્રાણ સમર્પણ કરવાનો વખત આવ્યો નહોતો. નીરોના સમય પછી ઇટાલીમાં પણ મોટે ભાગે શાંતિ રહી હતી. ખ્રિસ્તિઓને રાજ્યમાં અને લશ્કરમાં અધિકાર મળતા હતા, ખ્રિસ્તિઓ ઉપર જૂલમ થયો છે એ વાત ખરી, પણ ખ્રિસ્તિઓએ પોતે કરેલા જૂલમ જેવો એ નહોતો. રોમના વિશાળ રાજ્યમાં લશ્કર રાજ્યની સરહદ ઉપર રહેતું હતું; પોલિસની વ્યવસ્થા જાહેર રસ્તામાં થતા ટંટા ફિસાદ અટકાવવા પુરતી જ હતી; સરકાર તરફથી કેળવણીને કાંઇક ઉત્તેજન મળવા લાગ્યું હતું, પણ કેળવણી ઉપર પોતાનો જ કાબુ રાખવાનો સરકારનો પ્રયાસ બિલકુલ હતો નહિ; અને માબાપો કે ધર્મગુરૂઓ પોતાને ફાવે તેવી બાળકોને કેળવણી આપવા સ્વતંત્ર હતા. ગુલામોને લીધે લહીઆની સંખ્યા વધવાથી ગ્રંથોનો બહુ ફેલાવો થઇ શકતો; માત્ર રાજકીય ગ્રંથો ઉપર સખત દેખરેખ રખાતી. પરંતુ અન્ય પ્રકારના ગ્રંથો ઉપર કોઇ પણ જાતનો અંકુશ નહોતો. ટૂંકામાં, જે વખતે લોકોમાં ઉદારબુદ્ધિ અને ધર્મ-ક્ષાંતિ વિશેષ હતાં, જે વખતે રાજ્યમાં સર્વને પુષ્કળ છૂટ અને સ્વતંત્રતા પ્રાપ્ત હતી, જે વખતે રાજાઓ ઘણું કરીને ધર્મની બાબતમાં સંપૂર્ણ બેદરકાર હતા, અને જે વખતે ચારેપાસ સંજોગોની અનુકૂળતા હતી, તેવે વખતે જ ખ્રિસ્તિઓ પોતાના ધર્મનો ફેલાવો કરવાનો પ્રયાસ કરવા મંડી ગયા હતા.

પરંતુ ઈ. સ. ૨૪૯ માં ડૅસિયસનો કર જૂલમ શરૂ થયો. આ જૂ-

સમનો ઉદ્દેશ ખરેખર ભયંકર હતો, અને ખ્રિસ્તિ ધર્મને દુનિયામાંથી નાબુદ કરવાના વિચારે આખા રાજ્યમાં એ કરવામાં આવ્યો હતો. આ સીતમમાં જે ક્રૂરતા વપરાણી છે તેનો ખ્યાલ આપવા શબ્દો પણ સમર્થ નથી. ધીમી ધીમી અનેક જાતની રીબામણીથી અને અનેક જાતના ઉપદ્રવથી ખ્રિસ્તિઓ થરથરી ગયા. લાંબો વખત શાંતિનું સુખ ભોગવેલું હોવાથી અને વળી સમયના દુરાચારથી દૂષિત થવાને લીધે તેઓ હવે નિર્વીર્ય થઈ ગયા હતા; અને વિલાસમાં વિધર્મીઓની હરીફાઇ કરતા હતા. ખ્રિસ્તિ ધર્મગુરૂઓ પણ રાજ્યમાં અધિકાર મેળવવાના ઇંતેજાર હતા. આવે સમયે આ સીતમનું પરિણામ એ આવ્યું કે હજારો ખ્રિસ્તિઓ પાછા મૂર્ત્તિપૂજકો થવા લાગ્યા; અને આમ ખ્રિસ્તિ ધર્મની અવનતિ થવા લાગી. પરંતુ ખ્રિસ્તિ ધર્મના સુભાગ્યે આ સીતમ માત્ર બે વર્ષ જ ચાલુ રહ્યો; અને તેમાં પણ ખ્રિસ્તિઓને જાનથી મારી નાખવાનો તેમનો ઉદ્દેશ નહોતો, પણ રીબાવી રીબાવીને તેમને ખ્રિસ્તિ ધર્મ તજાવવાનો આશય હતો. અને અત્યંત રીબાવવા છતાં જ્યારે ખ્રિસ્તિઓ પોતાનો ધર્મ છોડતા નહિ, ત્યારે ઘણા ખરાને છોડી મૂકવામાં આવતા. અત્યાર સુધી રોમમાં કબ્રસ્તાનનાં ભોંયરાં (Cata-Combs) પવિત્ર ગણાતાં હતાં; પણ આ સીતમમાં તે જગાની પવિત્રતાને પણ જૂલમગારે ગણકારી નહોતી. બે વર્ષ પછી ડેસિયસ ગુજરી ગયો અને આ સીતમ થોડો વખત બંધ પડયો. પણ ઇ. સ. ૨૬૦ સુધી તે અવાર નવાર ચાલુ જ રહ્યો હતો. આ અગીઆર વર્ષ ખ્રિસ્તિ સંસ્થાને ભારે અને બહુ હાનિકારક નીવડયાં છે. તેમાં રોમના ચાર તો મોટા ધર્માધ્યક્ષો મુઆ હતા. બીજા જૂલમોની પેઠે આ સીતમનું કારણ પણ રાજકીય હતું, અને તેમાં લોકોનું ઝનુન ભળ્યું હતું; કારણ કે લોકમાન્યતા એવી હતી કે સ્થાનિક દેવોની ઉપેક્ષા થવાને લીધે દેશ ઉપર આફત પડતી હતી. રાજકીય આફતોને લીધે રોમન રાજ્યનો અસ્ત નજીક લાગતો હતો, અને તેમાં મરકી અને દુકાળની આફતો ઉમેરાઇ હતી. આ બધી આફતો ખ્રિસ્તિઓને લીધે આવે છે એવી માન્યતાને લીધે તેમને હેરાન કરવામાં આવતા હતા. આ આફતોને ખ્રિસ્તિઓ પણ દૈવે રૂપે સમજતા હતા ને સંત સાઇપ્રિયનના

એક લેખ ઉપરથી સ્પષ્ટ સમજાય છે. આ અંતને ખાત્રી હતી કે દુનિયાનો હવે પ્રલય થવા બેઠો છે. તે કહેતો કે દુનિયા હવે અતિ વૃદ્ધ થઇ ગઇ છે, કુદરતની શક્તિઓમાંથી સત્વ લગભગ જતું રહ્યું છે, પૃથ્વીમાં રસ રહ્યો નથી અને સઘળી વસ્તુઓનો નાશ સમીપ છે. ઈશ્વરની વિરૂદ્ધ બળવો કરતી પ્રજાને ચેતવણી આપવા મરકી અને દુકાળ આવે છે, મૂર્તિપૂજકો વિશ્વાસીઓને કનડે છે, એજ દુનિયાનો નાશ સૂચવે છે, કારણ કે તે વિપરીત ક્રમ છે; ઇત્યાદિ.

પરંતુ પછી ચાળીશ વર્ષ દરમ્યાન પાછો ખ્રિસ્તિઓને લગભગ શાંતિનો સમય હતો. એ અરસામાં ખ્રિસ્તિઓ પ્રાંતોના હાકેમ નીમાતા અને તેમને બળીદાનની ક્રિયામાંથી ખાસ મુક્ત કરવામાં આવતા. ખ્રિસ્તિ ધર્માધ્યક્ષોને ઘણું માન આપવામાં આવતું. રાજમહેલમાં ચાકરો પણ ખ્રિસ્તિઓ હતા અને તેમની રાજ—ભક્તિ વખણાતી. શેહેરના દરેક ભાગમાં ખ્રિસ્તિનાં દેવળો બંધાયા, અને માત્ર રોમમાં જ એવાં દેવળો ચાળીશ હતા.

પરંતુ ઈ. સ. ૩૦૩ માં ડાયોક્લેશિયનનો અત્યંત ક્રૂર જૂલમ શરૂ થયો. આ જૂલમના કારણો પણ આગળના જેવાં જ હતાં; તેથી તેમની પુનરૂક્તિ કરવાની જરૂર નથી. શેહેનશાહે પ્રથમ ફરમાન કાઢયું કે ખ્રિસ્તિઓનાં દેવળો અને બાઇબલોનો નાશ કરવો; ખ્રિસ્તિઓને કેદ કરવા, અને તેમને મારી મારીને પણ બળીદાનની ક્રિયા તેમની પાસે કરાવવી. પ્રથમ તો તેમની જીંદગીને જોખમ નહોતું. પણ પછી તો તેમને જીવતા બાળી નાંખવામાં આવતા. અને શારીરિક વ્યથા અને જૂલમ એવો તો ત્રાસદાયક લાગતા કે તેમની આગળ મૃત્યુ પણ દયા રૂપ ગણાતું. આ જૂલમ લગભગ દશ વર્ષ ચાલુ રહ્યો.

પરંતુ ઈ. સ. ૩૧૩ માં કોન્સ્ટનટાઇને ખ્રિસ્તિ ધર્મ સ્વીકાર્યો અને તેથી તે રાજ—ધર્મ થયો અને ખ્રિસ્તિઓની દુર્દશાનો અંત આવ્યો. આ પ્રમાણે ઇતિહાસ તપાસતાં ખ્રિસ્તિઓ ઉપર થએલો જૂલમ ખ્રિસ્તિઓને નિર્મૂલ કરે તેવો નહોતો એમ જણાય છે. તો પણ એક વાત લક્ષમાં

રાખવા જેવી છે અને તે એ છે કે વિધર્મીઓનો જૂલમ સ્વરૂપે ઘણો જ ઘાતકી હતો અને તે જૂલમમાં માણસોને ઘણી જ ક્રૂર રીતે રીબાવવામાં આવ્યાં હતાં. કેટલાકને તપાવેલા લોઢાની ખુરશી ઉપર બેસારવામાં આવતા; કેટલાકનું માંસ ચીપીઆવતી તોડવામાં આવતું; કેટલીક કુમારિકાઓને તરવારના પ્રાણઘાતક ખેલો કરનારાને સોંપી દેવામાં આવતી; કેટલાકની આંખો ખોતરી કાઢવામાં આવતી; કેટલાકના હાથ કે પગની નસો ખેંચી લેવામાં આવતી; ઇત્યાદિ. આવો ત્રાસ અને જૂલમ પોતાના ધર્મની ખાતર જેમણે સહન કર્યો છે તેમના પ્રત્યે તો આપણી પૂજ્ય-બુદ્ધિ રહેવી જોઇએ.

## પ્રકરણ ૪ થું.

### કૉન્સ્ટનટાઇનથી શાર્લમેન સુધી.

ખ્રિસ્તિધર્મની ફતેહ રોમમાં કયાં કારણોને લીધે થઇ ? તથા કેવા પ્રકારના જૂલમની સામે તેને ટકી રહેવાનું હતું ? તે આપણે જોયું. પરંતુ આ નવા ધર્મે જે નૈતિક દષ્ટિબિંદુ રોમમાં દાખલ કર્યું તેનું સ્વરૂપ કેવું હતું ? તથા કેવી રીતે આ દષ્ટિબિંદુ મનુષ્યના વ્યાવહારિક જીવનમાં ઉતરી શક્યું ? તે જોવાનું હવે આપણને રહે છે. કેટલાક કહે છે કે માર્કસ ઓરેલિયસ કે સેનિકાના ગ્રંથોમાં સમાએલાં ઉપદેશ વાકયોની સાથે ખ્રિસ્તિ ધર્મનાં નીતિ-વાકયો સરખાવતાં ખ્રિસ્તિ ધર્મના ઉપદેશની શ્રેષ્ઠતા સ્પષ્ટ સાબીત થાય છે અને તેથીજ ખ્રિસ્તિ ધર્મને લીધે યુરોપમાં નૈતિક ઉન્નતિ થઇ છે. પરંતુ આ કથન યોગ્ય નથી એ સહેજ વિચારતાં સમજાય તેવું છે. વિધર્મીઓનું નીતિશાસ્ત્ર તત્વજ્ઞાનનો ભાગ હતું. ખ્રિસ્તિઓનું નીતિ-શાસ્ત્ર ધર્મનો ભાગ હતું અને તત્વજ્ઞાનની [illegible] ન હોવાથી.

જનસમૂહ ઉપર તેની ઝાઝી અસર થતી નથી. પરન્તુ ખ્રિસ્તિઓનું નીતિશાસ્ત્ર વિશાળ વર્ગ—અન્યથાના ભક્તિ, આશા અને ધારણીઓમા ઓતપ્રોત હોવાથી, કેળવાએના અને બીન કેળવાએના બધા ઉપર તેની પ્રબળ અસર થઇ શકી છે. ભવિષ્ય કહેવું, વિશ્વની ઉત્પત્તિ સમજાવવી, આફતને દૂર કરવી, અને દેવોની સહાય મેળવવી એટલાજ ઉદ્દેશ વિધર્મી ધર્મોના મુખ્ય કરીને હતા પરંતુ જાહેર ઉપદેશ અને પ્રાર્થના, પાદરીઓ પાસે પાપની કબુલત, બાઇબલનું વાચન, ધાર્મિક કેળવણી, અમુક ધાર્મિક ક્રિયામા ભાગ લેવા માટે આચરણની આવશ્યક પવિત્રતા—આમાનું કાંઇ તે ધર્મોમા નહોતુ. અર્થાત્ નીતિનો ઉપદેશ કરે એવો ખાનગ વર્ગ વિધર્મીઓમા નહોતો. વળી તત્ત્વદૃષ્ટિએ કર્તવ્યનો જે ખુલાસો તેઓ આપતા તે દેવમંદિરમા થતી ધાર્મિક ક્રિયાઓ જોડે કોઇ પણ રીતે સમ્બધિત થતો નહિ આ બન્ને પ્રદેશોને એકત્ર કરવાથી અર્થાત્ ધર્મમા નૈતિક કેળવણીને ઓતપ્રોત કરવાથી લોકોમા એવી માન્યતા આવે છે કે ધાર્મિક ક્રિયાઓ બરાબર કરવાથી નૈતિક વિશુદ્ધિ પ્રાપ્ત થાય છે અને તેથી ઇશ્વરના સાક્ષાત્ સંબંધમા આવી શકાય છે, અને આવી ઇચ્છા લોકોમા પ્રબળ હોય છે એ પ્રસિદ્ધ વાત છે. આ રસ્તો ખ્રિસ્તિ ધર્મે લીધો છે પિથાગોરિયનો પણ કહેતા કે ધાર્મિક ક્રિયાઓ કરવાથી ચિત્તની વિશુદ્ધિ થાય છે અને પૂર્વ દેશી ધર્મોમા ઘણું કરીને પ્રાયશ્ચિત્તની વાત સામાન્ય હોય છે એ વાત ખરી, તથાપિ ધર્મના સ્વરૂપમાજ નીતિને વણી દેવાનુ મુખ્ય કાર્ય ખ્રિસ્તિ ધર્મ જ કર્યું છે અને જે રીતે બને તે રીતે લોકોને નીતિનો ઉપદેશ આપીને તેમને ઉચ્ચ માર્ગમા વાળવા એ પરમ કર્તવ્ય ખ્રિસ્તિ ધર્મ પોતાનુ ગણ્યુ છે અને ખ્રિસ્તિ ધર્મના પ્રતાપેજ ઇશ્વરનું સ્વરૂપ, આત્માનું અમરત્વ, અને માણસના કર્તવ્ય કે જેવા તો પ્રાચીન બુદ્ધિમાન પુરુષો ભાગ્યે જ સમજી શકતા તે હવે ઘરગતુ અને અતિ સામાન્ય થઇ પડી છે

પરંતુ તે ધર્મના અંશોમા સમાએલા ઉપદેશના સૌંદર્ય અને ધાર્મિક ક્રિયાઓની સપૂર્ણતા ઉપરાંત સદાચારના નવા પ્રયોજન પણ એ ધર્મે સ્વીકાર્યા ન હોત તો આટલી સફળતા તેને પ્રાપ્ત થાત નહિ આ નવા પ્રયો-

જનો કાં તો સ્વાર્થી હોય અને કાં તો નિઃસ્વાર્થી હોય. આ બન્ને જાતનાં પ્રયોજનોનો ઉપયોગ એણે કર્યો છે. પ્રથમ તો પરલોક વિષે અને પાપના સ્વરૂપ વિષે એવા વિચાર એ ધર્મે ફેલાવ્યા કે તેથી લોકોના જીવનમાં જબરો ફેરફાર થઇ ગયો. વિધર્મીઓમાં પરલોક સબંધી ભાવના અસ્પષ્ટ અને અનિશ્ચિત હતી; તેથી આ દુનિયાના પાપમાં અટકાયત રૂપ એ સિદ્ધાંત થતો નહિ. ખ્રિસ્તિ ધર્મમાં પરલોકનું તીવ્ર ચિત્ર છે. મુઆ પછી પાપીઓ સતત્ દુઃખ ભોગવે છે, માણસ જન્મથી જ પાપી છે, અને જીંદગીનાં દરેક નાનાં મોટાં કાર્યોનો બદલો પરલોકમાં જરૂર મળે છે, આવા આવા સિદ્ધાંતોથી મરતી વખતે ખ્રિસ્તિઓ જેવો પશ્ચાતાપ કરતા હતા તેવો વિધર્મીઓમાં કદિ થતો નહિ. નાનામાં નાનો હોય કે જેના પ્રત્યે આ દુનિયામાં કેવળ દુર્લક્ષ જ રાખવવામા આવે અને જેનાથી કોઇને કશું નુકસાન થતું ન હોય તોપણ તેવા કાર્યનો હિસાબ મુઆ પછી આપવો પડે છે અને તેથી પરલોકમાં સતત્ દુઃખ સહન કરવું પડે છે એવા સિદ્ધાંતની અસર એ સમયે લોકો ઉપર ગંભીર પ્રકારની થઇ હતી. વિધર્મીઓની દૃષ્ટિ સદાચાર ઉપરજ હતી, ખ્રિસ્તિઓની દૃષ્ટિ પાપ ઉપર હતી. પવિત્રતાનાં સૌંદર્યનાં વખાણ કરીને માણસોને સુધારવાનો પ્રયાસ વિધર્મીઓ કરતા; ખ્રિસ્તિઓ પશ્ચાતાપની લાગણીને જાગ્રત કરી સુધારવાનો પ્રયાસ કરતા. દરેક પદ્ધતિમાં ગુણ દોષ રહેલા છે. તત્ત્વજ્ઞાનમાં માણસને પ્રૌઢ બનાવી ઉન્નત કરવાની યોગ્યતા હતી, પણ માણસનો પુનઃઉદ્ધાર એ કરી શકતું નહિ. સદાચારને તેથી પ્રોત્સાહન મળતું, પણ તેથી દુરાચાર અટકતો નહિ. તેથી સદાચારનો શોખ થતો અને વધતો અને ઘણાં માણસો તેથી સદાચાર પ્રત્યે આકર્ષાતાં; પણ એકવાર માણસ પૂરેપૂરો પતિત થતો તો તેનો ઉદ્ધાર તત્ત્વજ્ઞાન કરી શકતું નહિ; ખ્રિસ્તિધર્મ એવાનો પણ ઉદ્ધાર કરી શકતો. જે માણસને સદાચારનાં સૌંદર્ય કે ભવ્યતાનું ભાન થતું નથી તે માણસ પણ પરલોકની બીકથી સુધરી સદાચારી થાય છે એ અનુભવસિદ્ધ વાત છે.

પરંતુ આ પદ્ધતિમાં એક ગેરફાયદો પણ છે. પાપનું ભાન નિરંતર નજર સન્મુખ રાખતાં જન સ્વભાવમાં સદાચારનું તત્ત્વ જ નથી એમ કહેવાનું અતે મન થઇ જાય છે અને તેથી જન-સ્વભાવને મોટો અન્યાય અપાય છે. કોઇ માણસ કેવળ દુરાચારી હોતો નથી. મોટામાં મોટા દુરાચારીમાં કોઇક મોટો સદ્‌ગુણ પણ હોય છે. અને ખ્રિસ્તિ ધર્મનું વલણ પણ શરૂઆતમાં એવું જ હતું. ઉપિના કિર્તનોમાં કહ્યું છે કે વ્યભિચારી અને ખુની માણસમાં પણ કાંઇક કુલીનતા, કોમળતા અને નૈતિક ઉત્સાહનો અંશ રહેલો હોય છે. પરંતુ આગળ જતાં ખ્રિસ્તિ ધર્મ ઉપરોક્ત દોષમાંથી મુક્ત રહ્યો નહિ, અને જન-સ્વભાવને એવો તો ભ્રષ્ટ એણે ચિતર્યો કે કેવળ ઇશ્વરના અનુગ્રહ વિના માણસની મુક્તિ નથી એ સિદ્ધાંત તેમાં મુખ્ય થઇ પડયો. હવે આ વાત ખોટી છે એ એટલાથી જ સિદ્ધ છે કે દુરાચાર નહિ, પણ સદાચાર જ મનુષ્ય-સ્વભાવનો વ્યાવર્તક ધર્મ છે, કારણ કે સમજીને સદાચાર માત્ર મનુષ્ય જ આચરી શકે છે. કામાસક્તિ, ક્રૂરતા, સ્વાર્થ કે રાગદ્વેષ તો જૂદા જૂદા પ્રાણીઓમાં પણ હોય છે. અર્થાત્ આહાર, ભય, નિદ્રા અને મૈથુન માણસની પેઠે ઇતર પ્રાણીઓમાં પણ હોય છે. પરંતુ પોતાના હૃદયની ભાવનાઓનું વર્ગીકરણ કરીને, પોતાની વાસનાઓના પ્રબળ પ્રવાહની સામા થઇને પણ, જે સારી હોય તેને અનુસરવાની શક્તિ માત્ર મનુષ્યમાં જ રહેલી છે. વળી સંસ્કારને લીધે જેનામાં નૈતિક વિકાસ થયો છે એવા માણસના વર્તનમાં નરસા કરતાં સારૂં વધારે હોય છે. ક્રૂરતા કરતાં પરોપકાર-વૃત્તિ માણસોમાં વિશેષ જોવામાં આવે છે: પારકાનું દુઃખ જોઇને રાજી થનારા બહુ જ થોડા હોય છે, પણ દયાળુ ઘણા હોય છે; અને પોતાને લાભ કરનારનો ઉપકાર જ માણસો ઘણું કરીને માને છે, પણ ઉપકાર ઉપર અપકાર કરનારા તો કોઇક જ હોય છે. વળી આત્મ-ભોગ અને સુજનતા પ્રતિ માણસની અનુવૃત્તિ સ્વાભાવિક રીતે જ વળે છે, અને દુરાચાર તો આપણાં મનનાં જે વલણો જાતે નિર્દોષ જ છે તેમની અતિશયતા કે વિકૃતિરૂપ જ હોય છે. ટૂંકમાં, સદાચાર આપણી પ્રકૃતિ છે, દુરાચાર માત્ર વિકૃતિ છે.

પરંતુ મનુષ્ય સ્વભાવ છેક જ ભ્રષ્ટ છે એવી જે અતિશયોક્તિ કેટલાક પ્રોટેસ્ટંટ પથોમાં જોવામાં આવે છે તેવી અતિશયોક્તિ પ્રથમ ત્રણ સૈકામાં ખ્રિસ્તિ ધર્મમાં નહોતી. પાપનું ભાન તો પ્રથમથી જ ખ્રિસ્તિધર્મમાં હતુ. પરંતુ જન-સ્વભાવમાં રહેલા સૌજન્યનો તે સમયે ઇનકાર થતો નહોતો. ખ્રિસ્તિધર્મ પાપ કરતાં ભ્રાંતિમાંથી મુક્ત વધારે કરે છે એમ તે સમયે મનાતું હતું. જન્મથી જ માણસ પાપી છે કે કેમ? તે સબધી પેલેજીયસે ઉભી કરેલી ચર્ચા, સંત ઓગસ્ટાઇનનો ઉપદેશ, અને તપોવૃત્તિની વૃદ્ધિ—આ કારણોને લીધે માણસ કેવળ ભ્રષ્ટ છે એ સિદ્ધાંત ધીમે ધીમે આગળ આવ્યો, અને તેથી ઘણા અધમ વેહેમો તેમાં પાછળથી પેસી ગયા.

પરંતુ આ પાપના વિચારનો ઉપયોગ નૈતિક કેળવણીમા ખ્રિસ્તિ ધર્મ કેવી રીતે કર્યો છે તે હવે આપણે જોઇએ. પ્રભુ-ભોજન નામની ક્રિયા ખ્રિસ્તિ ધર્મમાં ઘણી અગત્યની ગણાય છે. એ ભોજનમાં ભાગ લેવાથી માણસ અમર થાય છે એવી માન્યતા ખ્રિસ્તિઓની હતી. કેટલાક ખ્રિસ્તિ વૃદ્ધો એમ પણ કહેતા કે સામાન્ય રીતે એ ભોજનમાં ભાગ લીધા વિના કોઇનો મોક્ષ થઇ જ શકે નહિ. બાળકને પણ એ ભોજનની પ્રસાદી આપવામાં આવતી અને પુખ્ત ઉમરનાં માણસો તો એ પ્રસાદી રોજ લેતાં. કેટલેક ઠેકાણે એ પ્રસાદી અઠવાડીઆમા ચાર વખત લેવાતી. આ ક્રિયામા કોઇને ભાગ લેવા દેવો કે કેમ? એ પાદરીઓના હાથની વાત હતી; અને આ ક્રિયા પ્રત્યે લોકોમાં એટલી બધી પૂજ્ય બુદ્ધિ હતી કે તેને માટે પાદરીઓ જે કહેતા તે કરવા લોકો તૈયાર થતા. પાદરીઓ કહેતા કે જે માણસ નીતિમાન હોય તે જ એ ક્રિયામા ભાગ લઇ શકે. તેથી કોઇ માણસે કાંઇ પાપ કર્યું હોય તો તેનું પ્રાયશ્ચિત્ત કર્યા પછી જ તે એમાં ભાગ લઇ શકતો. અને ધાર્મિક ક્રિયામાંથી લાંબો કાળ અલગના, પરણ્યા પૂર્વેનો બ્રહ્મચર્યનો ભંગ, વેશ્યાવૃત્તિ, વ્યભિચાર, તરવારના પ્રાણઘાતક ખેલનો ધધો કે નાટકની રંગભૂમિ ઉપર ખેલાડીનો ધધો, મૂર્તિપૂજા, ખ્રિસ્તિઓ ઉપર જુલમ કરનારની સાથે ભળી ખ્રિસ્તિઓ સામે હથિયાર, અને સૃષ્ટિ-વિરુદ્ધ મૈથુન

ઇત્યાદિ કૃત્યોને ગુના ઠરાવી તેમનાં જૂદાં જૂદાં પાપને માટે શિક્ષાના ક્રમ પણ તેમણે કરાવ્યા હતા. નાના નાના ગુનાને માટે થોડાં અઠવાડીઆં સુધી આ ક્રિયામા ભાગ લેવાની બંધી થતી. વખતે મોટા ગુનાને માટે એક વરસ, દશ વરસ કે વખતે જીંદગી પર્યંત પણ બંધી થતી. કેવચિત્ જન્મોજન્મ પણ એમાં ભાગ લઇ ન શકે એવી શિક્ષા થતી. અને આ શિક્ષાનો કાળ પ્રાયશ્ચિત-કાળ ગણાતો અને તેમાં ગુનેગારે કેટલાંક વ્રત પાળવાં પડતાં; દાખલા તરીકે તેનાથી તે કાળમાં સ્ત્રી-સંગ ન થાય, કોઇ પણ જાતની મોજ મજાહમાં તેનાથી પડાય નહિ, અને સતત્ પ્રભુભક્તિમાં જ મગ્ન એણે રહેવું જોઇએ; અને આ પ્રાયશ્ચિતકાળ પૂરો થઇ રહ્યા પછી પણ તેણે માથું મુંડાવી ઉપર ગર્ભ ભભરાવી કોથળામાં પેસી પાદરી પાસે ઉભા રહેવું જોઇએ અને જાહેરમાં પોતાના પાપનો ઇકરાર કરવો જોઇએ. અને ત્યારે જ પાછી તેને તે ક્રિયામાં ભાગ લેવાની છુટ મળતી. કેટલીકવાર પાદરીઓ ગુનેગારને ધર્મ બહાર કરતા, અને તેની સખ્તાઇ આપણામાં નાત બહાર કર્યાની સખ્તાઇ કરતાં પણ વિશેષ હતી.

પાપ અને પ્રાયશ્ચિતની આ પદ્ધતિની બહુ બારીક વ્યવસ્થા પાછળથી ધર્માધિકારીઓએ કરી હતી, અને તેથી કરીને તે ધર્મની સત્તા-રાજ-સત્તા કરતાં પણ વિશેષ થઇ પડી હતી. આ પ્રમાણે જે વાતને લોકો પોતાની મોક્ષની આવશ્યક વસ્તુ માનતા હતા તેની કુલ સત્તા ધર્માધિકારીઓએ પોતાના હાથમાં રખવાથી ધર્મને નામે અનેક ઘાસ્તીઓ ઉપજાવવા તેઓ શક્તિમાન થયા હતા અને તેથી આગળ જતાં રોમ અતિ અનિષ્ટકારક વહેમોનો અખાડો થઇ પડયું હતું. પરંતુ નીતિ પરત્વે તો તેથી લાભ જ થયો છે, કારણ કે પાપ અને પ્રાયશ્ચિતની આવી સંસ્થાનો સખત અમલ થતો હોવાથી અમુક બાબતોમાં નીતિ પરત્વે લોકોના ભેદ-આદી વિચાર દઢ થાય છે અને નીતિના ક્રમમાં માણસો ટેવાય છે. અને એ જ પરિણામ ખ્રિસ્તિ ધર્મે પણ આપ્યું છે.

જન-સ્વભાવમાં રહેલા સ્વાર્થના તત્ત્વનો ઉપયોગ આ પ્રમાણે

ખ્રિસ્તિ ધર્મે કર્યો છે. પરંતુ નીતિમાં નિઃસ્વાર્થ પ્રોત્સાહનને તો એ ધર્મે એથી પણ વિશેષ જાગ્રત કર્યું છે. પ્લેટોના અનુયાયીઓ ઇશ્વરનું અનુકરણ કરવાનો ઉપદેશ આપતા; સ્ટૉઇક મતવાળા વિવેક-બુદ્ધિને પગલે ચાલવાનું કહેતા, ખ્રિસ્તિઓ ઇશુખ્રિસ્ત ઉપર પ્રેમ કરવાનું કહેતા; અને ઇશુખ્રિસ્તદ્વારા એવા સુંદરચારિત્ર્યની ઉત્તમ રેખા તેમણે અંકિત કરી છે કે આજ ઓગણીસમેં વર્ષો પછી પણ મનુષ્યોનાં હૃદયને મનોહારી અને પ્રોત્સાહક થવું તે મટયું નથી. અને પ્રોત્સાહિત જીવનના ત્રણ ટૂંકા વર્ષના ઉલ્લેખથી મનુષ્ય-જીવનનો આટલો બધો પુનરુદ્ધાર થઇ શકયો છે એ વાત ખરેખર વિસ્મયકારક છે. ખ્રિસ્તિ જીવનમાં જે કાંઇ સર્વોત્તમ અને અત્યન્ત વિશુદ્ધ છે તેનું મૂળ કારણ એ જ વાત છે. સંપૂર્ણ અને વિશુદ્ધ પ્રેમ સ્વાર્થની કોઇ ગણત્રીને પીછાણતો નથી, અને પોતાના હકની માગણી કર્યા સિવાય આત્મ-ભોગ આપવા સદા તૈયાર હોય છે; અને ઇશુ ખ્રિસ્તના પ્રેમની ખાતર ખ્રિસ્તિઓએ પોતાના પ્રાણનું સમર્પણ કરી ઉત્તમ પ્રતિનો સદાચાર પાળેલો છેઃ અને મૃત્યુને પ્રિયા ગણી તેને ભેટી ધર્મવીરો થઇ ગયા છે.

ખરૂં કહીએ તો ખ્રિસ્તિ સદાચારનું દૃષ્ટિબિંદુ પ્રેમ-જીવનમાં જ છે અને ખ્રિસ્તિના આચરણમાં ઉંચી પ્રતિનો સદાચાર અને કોમળતા પણ તેથીજ આવે છે. ઘણા માણસોમાં કર્તવ્યનો કેવળ સારો વિચાર વાસનાઓના બળ સામે ટકી શકતો નથી. હઝરત મહમદ પેગંબરના ધર્મમાં પણ વિશુદ્ધ એકેશ્વરવાદ અને કર્તવ્યનો ભવ્ય વિચાર છે, પરંતુ હઝરત મહમદ પેગંબરનું પોતાનું જીવન આદર્શરૂપ નહોતું. ઇશુ ખ્રિસ્તના પવિત્ર અને ઉચ્ચ જીવનથી ખ્રિસ્તિઓનું જીવન જ બદલાઇ ગયું છે. એક અન્ય કારણને લીધે પણ ઇશુ ખ્રિસ્તના જીવનની અસર પ્રથમ સૈકાઓના ખ્રિસ્તિઓ ઉપર બહુ થએલી હોવી જોઇએ. કુદરતમાં કાયદાનું રાજ્ય અવિચળ છે એવા આપણા વિચાર હાલ બંધાઇ ગએલા હોવાથી કોઇ બરાબર કેળવાએલો માણસ મનુષ્યના લાભની ખાતર ઇશ્વરી ચમત્કાર થાય છે એ વાત અત્યારે માનતો નથી. પરંતુ તે સમયે ખ્રિસ્તિઓ તોફાન, ધરતીકંપ, દુષ્કાળ ઇત્યાદિ ભયંકર બનાવો માણસોનાં કાર્યોને લક્ષીને ઇશ્વર મોકલે છે એમ માનતા.

અને ઈશુખ્રિસ્ત પ્રભુનો પુત્ર હોવાથી તેને માટે ઇશ્વર ગમે તે ચમત્કાર બનાવે તો તેમાં આશ્ચર્ય શું? તેથી કરીને તેમના ચિત્તમાં જે એક પ્રકારની ધાર્મિક ભાવના ઉપજતી તે આપણને કદાચ અત્યારે સમજાય પણ નહિ. પરંતુ ઈશુ ખ્રિસ્તના પ્રેમને લીધે આખા જગતનું રૂપાંતર થએલું જ તેમને લાગતું: અને આખા જગતમાં તેના જીવનના ભણકારા તેમને ભાસતા. તેથી કરીને કુદરતી બનાવો અને આફતોનો ઉકેલ તેઓ આ નવીન પ્રકારથી કરતા અને તેથી તેમાં કાંઇ નવીન રહસ્ય જ તેઓ જોતા. સ્વર્ગના અનંત અથવા હજારો વર્ષો સુધી પહોંચે એવા સુખથી પણ અન્ય કાંઈક જુદીજ જાતનું ગહન આશ્વાસન ખ્રિસ્તિ ધર્મથી ખ્રિસ્તિઓને મળતું. દુઃખીઆં, કંટાળેલા અને તદ્દન નિરાધાર થઇ પડેલાને પણ એ ધર્મ આકાશ તરફ જોઇ એમ કહેતાં શીખવતો કે 'હે પ્રભુ! મારી કાળજી તારે છે; આમ ઈશુના પ્રેમની ખાતર મરી કરવાનો અત્યંત ઉત્સાહ તે સમયે ખ્રિસ્તિઓમાં હતો.

આ પ્રમાણે જે ધર્મનો મુખ્ય ઉદ્દેશ નૈતિક પ્રોત્સાહન આપવાનો હતો, અને જે ધર્મ ભવિષ્યના બદલાના સિદ્ધાંતથી, પોતાની સુવ્યવસ્થિત સત્તાથી અને નિઃસ્વાર્થ નૈતિક ઉત્સાહ ઉપજાવવાની પોતાની શક્તિથી મનુષ્યના હૃદય ઉપર અનુપમ સત્તા સ્થાપવા સમર્થ થયો હતો તે ધર્મના મુખ્ય અનુયાયીઓ અતિ પવિત્ર સ્થિતિએ પહોંચે તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇ નથી. અને યુરોપમાં એ ધર્મ સ્થાપિત થયા પછી લગભગ બસેં વર્ષ પર્યંત ખ્રિસ્તિ વર્ગે જે નૈતિક વિશુદ્ધિ દર્શાવી છે તેથી વિશેષ વિશુદ્ધિ લાંબા કાળ પર્યંત કોઇ પ્રજાએ કદિ દર્શાવી નથી એ નિસ્સંશય છે. પોતાની આમપાસ પ્રસરેલી જમાનાની ભ્રષ્ટતાથી તેઓ વિમુક્ત રહ્યા, કારણ કે રોમના રાજકીય, સામાજીક અને લડાયક જીવનથી તેઓ અલગ રહેતા, અને તે રાજ્યનો અંત ચોક્કસ છે એમ તેઓ માનતા હોવાથી તે અંત ક્યારે આવે છે તેની નિરંતર રાહ તેઓ જોતા. આવો ધર્મ રોમનો રાજ-ધર્મ થયો. પરંતુ હજાર બારસેં વર્ષ પર્યંત તેની સર્વોપરી સત્તાકાળમાં પણ સમાજની દશા અતિ અધમ હતી એ વાતની પણ ઇતિહાસ સાક્ષી પૂરે છે.

એ સમયની સ્થિતિ ટૂંકામાં આવી હતી: માર્કસ ઑરેલિયસનું મૃત્યુ થયું એ અરસામાં રોમની રૂઢિમાં ખ્રિસ્તિધર્મ આગળની વગ ધરાવતો થયો હતો. રોમન રાજ્યની પડતી ત્વરિત અને લગભગ ચાલુ થવા લાગી હતી. પછી કોન્સ્ટનટાઇન બાદશાહ પ્રથમ ખ્રિસ્તિ થયો અને નવું શહેર વસાવી ત્યાં એણે પોતાની રાજધાની સ્થાપી; અને પૂર્વમાં પોતાના રાજ્યની જમાવટ કરી. આ રાજ્ય લગભગ અગીઆરસેં વર્ષ ચાલ્યુ: અને તે સમયે ખ્રિસ્તિ ધર્મનું નીતિશાસ્ત્ર માન્ય ગણાતું. આ બાઇઝેંટાઇન રાજ્ય કેવળ અધમ અને નીચ પ્રકારનું હતુ એ વાતમા સર્વ ઇતિહાસકારો સમત છે. એ રાજ્ય બહુ વિલાસી, સ્વચ્છંદી અને નિર્દય હતું; અને ઉચ્ચ ભાવનાનો કાંઇપણ અંશ તેનામાં નહોતો. લોકો છળકપટી અને દુરાચારી હતા, અને સદાચારી અને ધૈર્યવાન રહ્યા નહોતા. તેમનામાં સ્વદેશાભિમાન અને સ્વતન્ત્રતાની ઇચ્છા નષ્ટ થઇ ગઇ હતી, બુદ્ધિ-વિશાળતા જતી રહી હતી અને કેવળ સ્વચ્છંદી વિલાસના શોખીન તેઓ થઈ ગયા હતા. પ્રાચીન ગ્રીક સાહિત્યના ઉત્તમ ગ્રંથો તેમની સન્મુખ હતા, તેથી તેમનામાં જ્ઞાન તો હતું; પરંતુ તે જ્ઞાનથી તેમનામાં શૌર્ય કે સ્વદેશાભિમાનનો એક તણખો પણ પ્રદીપ્ત થતો નહિ. એ રાજ્યનો ઇતિહાસ જોઇએ છીએ તો ધર્મ-ગુરુઓ, હીજડાઓ અને સ્ત્રીઓના કાવાદાવા, ઝેર, અપકાર અને બંધુ-વધના બનાવો નિરંતર બનતા આપણે વાંચીએ છીએ. નીરો જેવો નિર્લજ્જ અને અધમ પાદશાહ ત્યાં કોઈ થયો નથી એ વાત ખરી, પણ માર્કસ ઑરેલિયસ જેવો પણ ત્યા કોઇ થયો નથી, એ વાત પણ સાચી છે. જ્યુલિયન કાંઇક સારો હતો; પણ તેણે તો ખ્રિસ્તિ ધર્મનો તિરસ્કારપૂર્વક ત્યાગ કર્યો હતો. પૂર્વના આ રાજ્યનો અંત છેવટે મુસલમાનોએ આણ્યો; અને મુસલમાનોના અર્ધ-ચંદ્રાકાર વાવટા તળે કૉન્સ્ટાન્ટિનોપલ શહેર ચગદાઇ ગયુ અને તે પડયું ત્યાં સુધી પણ તેના નગરવાસીઓ ધાર્મિક મતભેદનો વિવાદ કરવામાં ગુંથવાઇ રહ્યા હતા.

એશિયાના અન્ય શહેરોમાં પણ એવી જ સ્થિતિ હતી. ખ્રિસ્તિધર્મના કોઇ કોઇ નામાંકિત ધર્મગુરુઓ અને ઘણા ધર્માંધ તપસ્વીઓ ત્યાં થયા

હતા, પણ અધમ અને વિલાસી લોકોની નીતિ ઉપર તેઓ કાંઇ અસર કરી શક્યા નહિ. ઉલટું ધર્મના અતિ દ્વેષી અને ઝનુની વાદવિવાદ તેમણે ઉભા કર્યા, અને આ ઝઘડાનાં કડવાં ફળ પાછળથી કાયમ ભોગવવાના રહ્યાં.

કાળે કરીને રોમના રાજ્યના જે બે ભાગ પડી ગયા હતા તેમાંથી પૂર્વ તરફના વિભાગની આવી સ્થિતિ હતી. પશ્ચિમ તરફના વિભાગની સ્થિતિ તેથી કાંઇક જૂદી હતી. કૉન્સ્ટનટાઇન ખ્રિસ્તિ થયા પછી એક શતક નહિ વીત્યો એટલામાં તો ઍલેરિકે રોમ સર કર્યું અને પછી જંગલીઓની ચઢાઇઓથી રોમનો સમાજ અંતે છિન્ન ભિન્ન થઇ ગયો. પરંતુ આ જંગલીઓએજ ખ્રિસ્તિ ધર્મનો સ્વીકાર કર્યો; તેથી ખ્રિસ્તિ ગુરૂઓ કે જે પ્રાચીન ખજાનાના સંરક્ષક હતા તે તેમના પણ ગુરૂ થયા; અને જન-સુધારણાનો જે ઉચ્ચ અભિલાષ તેમને હતો તે અમલમાં મૂકાવાનો આમ તેમને પ્રસંગ મળ્યો. અને તેમનો પ્રયાસ સાવ નિષ્ફળ પણ નથી ગયો. મનુષ્યોના વિચાર અને કૃતિઓ ઉપર સૈકાઓ સુધી આ ધર્મે લગભગ સંપૂર્ણ સત્તા ભોગવી છે અને એવી સંસ્કૃતિ એણે ઉપજાવી કે તેથી કરીને તેના દરેક ભાગમાં એ ધર્મની અસર સ્પષ્ટ જણાઇ આવે છે. કાર્યમાં પ્રદર્શિત થતી શુભ-વૃત્તિમાં, પૂજ્ય-બુદ્ધિના પવનમાં, ભક્તિમાં અને સાથે રહી એકબીજાને સહાય થવાની ટેવમાં, વિધર્મીઓના પ્રાચીનકાળના જમાના કરતાં તે સમય બહુ આગળ વધી ગયો હતો; અને દયામાં રોમન લોકો કરતાં, અને પાતિવ્રત્યમાં ગ્રીક લોકો કરતાં એ જમાનો બેશક ચડીઆતો હતો. બીજી રીતે જોઇએ તો સ્વદેશાભિમાનમાં અને નાગરિક સદાચારોમાં, સ્વતંત્રતાના પ્રેમમાં, જે મહાન્ નરો તેમણે ઉપજાવ્યા તેની સંખ્યા અને ઓજસ્‌માં, અને ચારિત્ર્યનો જે નમુનો એણે બાંધી આપ્યો તેના ગૌરવ અને સૌંદર્યમાં, વિધર્મીઓના સર્વોત્તમ જમાના કરતાં તે જમાનો ઘણો જ ઉતરતો હતો. કલહ, ગેરવ્યવસ્થા, અન્યાય અને વિગ્રહ ખ્રિસ્તિઓમાં પણ પુષ્કળ હતાં, અને બુદ્ધિવિષયક સદાચારોમાં કોઇ પણ જમાના કરતાં તે સમય ઘણું કરીને ઉતરતો જ ગણાશે. પોતાના મતના એટલા તો આગ્રહી તેઓ હતા કે પરમત તેઓ બિલકુલ સહન કરી શકતા નહિ; અને

પોતાના મતને અનુકૂળ જૂઠ અને જાણી બુઝીને કરેલું પાખંડ પણ તેઓ પુષ્કળ ચલાવી લેતા. શ્રદ્ધામાં જ સદાચાર છે; શાસ્ત્રાધારીઓ જે નિગમનો બનાવે તે જ ખરાં; આવો તેમનો નિરંતર ઉપદેશ હોવાથી મનુષ્યની બુદ્ધિમાં એવી જડતા આવી ગઇ કે તેની બેડી, ઘણા સૈકાઓ પછી જ્યારે ઇટાલીમાં ઔદ્યોગિક સસ્થાઓના ઉદયથી શોધક, નવું નવું કહેનારી અને સ્વતંત્ર વિચાર કરવાની ટેવ લોકોમાં આવી ત્યારે જ તૂટી. કેથોલિક સંપ્રદાયનો આ સત્તા–કાળ ઇતિહાસમાં અંધકારમય યુગના નામે પ્રસિદ્ધ છે, પણ તેમાં ઉપર કહ્યું તેમ કેટલાંક સારાં તત્વો પણ હતાં.

કોન્સ્ટનટાઇન ખ્રિસ્તિ થયા પછી બારમેં વર્ષના ઇતિહાસથી આટલું તો સિદ્ધ થાય છે કે જો કે ખ્રિસ્તિ ધર્મે સદાચારનાં કેટલાંક તત્ત્વો અને સિદ્ધાંતો દુનિયાને આપ્યાં છે અને તેમની છાંટ અને મિશ્રણથી સમાજના આચરણનો રંગ બદલાઇ ગયો છે, તથાપિ ગ્રીક અને કેથોલિક જેવી ખ્રિસ્તિ ધર્મની શાખાઓ પોતાને રૂચે તેવા સુધારાની સ્વતન્ત્ર પ્રેરક થાય એ વાત જન–સમાજના કલ્યાણની ખાતર કોઇપણ રીતે ઇષ્ટ નથી. અહીં કેટલાક એમ કહે છે કે કોન્સ્ટનટાઇનના સમય પૂર્વે જ રોમનો સમાજ ત્વરાથી ભ્રષ્ટ થવા માંડયો હતો; વિધર્મીઓની અધકચરાએલી રૂઢિઓ અને ચંચળતા હજી પૂરેપૂરાં નાબુદ થયાં નહોતાં; અને પાછળના જમાનાની માઠી દશાનું કારણ ઘણું ખરૂં તે જ હતું; વળી ખ્રિસ્તિ ધર્મનો વગ ઘણી વખત માત્ર નામનો જ અને દેખીતો જ હતો; અને જંગલીઓ સમાજને છિન્ન ભિન્ન કરી નાખતા હતા; આ બધાં કારણોને લીધે ખ્રિસ્તિ ધર્મ એ અંધકારમય યુગના નામથી પ્રસિદ્ધ જમાનાઓમાં ( અર્થાત્ ઇ. સ. ૫૦૦ થી ઇ. સ. ૧૫૦૦ સુધીના કાળમાં ) બહુ અસર કરી શક્યો નથી. આ દલીલમાં કાંઇક સત્ય છે એ વાત ખરી, પરંતુ બાઇઝેંટાઇન રાજ્ય વિધર્મીઓની રૂઢિઓથી અને વિચારોથી મુક્ત હતું, અને હજાર વર્ષથી વધારે સમય પર્યંત જંગલીઓથી જીતાયું નહોતું; પશ્ચિમ રાજ્યમાં પણ ચડાઇઓના સંક્ષોભ શાંત પડી ગયા પછી ઓછામાં ઓછા સાતમેં વર્ષ પર્યંત ખ્રિસ્તિ

ધર્મનો અમલ એક લાકડીએ રહ્યો હતો; આ બધી હકીકતો આપણે ધ્યાનમાં લઇએ છીએ ત્યારે ઉપલી દલીલ પજનનહિત થઇ જાય છે. પ્રાચીન કાળના હડહડતા દુરાચારોનો હારડો આપી ખ્રિસ્તિ ધર્મમાં રહેલી વિશુદ્ધ નીતિની સાથે તેમની સરખામણી કરવાની વાત સેહેલી છે. પરંતુ વાસ્તવિક સુધારાની યથાર્થ તુલના કરવાની આપણને ઇચ્છા હોય તો ગ્રીક અને રોમના લોકોનો સુધારો અને ખ્રિસ્તિઓનો સુધારો એ બન્નેને એકંદરે આપણે સરખાવવા જોઇએ; અને એ બન્નેમાં કયા કયા દુરાચાર દબાઇ ગયા હતા અને કયા કયા સદાચાર આગળ આવ્યા હતા તે આપણે જોવું જોઇએ. ખ્રિસ્તિ ધર્મના પ્રથમ બે સૈકામાં નૈતિક ઉન્નતિ ઘણી થઇ હતી, અને એ જ એ ધર્મની પવિત્રતાની સાબીતિ છે એવી દલીલ વારંવાર તે સમયે થતી હતી. કોન્સ્ટનટાઇન ખ્રિસ્તિ થયો તેના આગલા સૈકામાં નૈતિક પતન ક્યારનું સ્પષ્ટ થવા માડ્યું હતું. તે પછી બે સૈકામાં બધા ખ્રિસ્તિ વૃદ્ધો કહે છે તે પ્રમાણે સામાન્ય રીતે લોકોમાં ભ્રષ્ટ દુરાચાર પ્રચલિત હતો. તે પછી ધાર્મિક નુવાગનો જે કાળ આવ્યો તેમાં કેટલાક ખાસ ગુણો હતા એ વાત ખરી; પણ ખ્રિસ્તિધર્મની સંસ્થાથી જનસમાજનો પુનરૂદ્ધાર થયો છે એવી બડાઇનું કાંઇ પ્રમાણ તેમાથી નથી મળતું એ વાત પણ ચોક્કસ છે. છેલ્લા ત્રણ સૈકામા ઘણી ખરી બાબતમા અદ્યાપિ પર્યંત નહિ પહોચેલી ઉચ્ચ દશાએ સુધારો પહોચ્યો છે એ વાત તદ્દન ખરી છે, પરંતુ તેનાં કારણો અનેક અને એક બીજામા મિશ્ર છે, અને ધાર્મિક નીતિ માત્ર તે માહેલું એક કારણ છે. યાન્ત્રિક શોધો, ઔદ્યોગિક જીવનની રેવો, વિજ્ઞાનશાસ્ત્રીની શોધખોળ, રાજકીય બધારણના સુધારા, સાહિત્યની વૃદ્ધિ અને વિસ્તાર, વિધર્મી પ્રાચીન કાળના રૂઢ વિચાર, આ બધાનો એ સસ્કૃતિમાં ભાગ છે; અને ઇતિહાસમાં ઉડા ઉતરતાં બે સત્યો સ્પષ્ટ રીતે ઉપર તરી આવે છે. એક તો એ કે ધર્મશાસ્ત્રની અસરને લીધે સૈકાઓ પર્યંત યુરોપની બુદ્ધિ બેહેર મારી જઇ અચેત પડી રહી હતી. પરંતુ પ્રાચીનકાળનું વિધર્મી સાહિત્ય અને વિજ્ઞાન-શાસ્ત્રીની સુસવાની અરયાઓ—આ બે પ્રદેશ કેથોલિક મતની હકુમતથી હજી સ્વતંત્ર રહ્યા

હતા અને તે દ્વારા સાહિત્યનું પુનરુજ્જીવન કે જ્યાંથી અર્વાચીન સુધારાનો કાળ શરૂ થાય છે તે યુરોપમાં પેઠું. બીજી સત્ય વાત એ છે કે છેલ્લા ત્રણ સૈકાઓથી વધારે કાળનું નિરીક્ષણ કરતાં સ્પષ્ટ થાય છે કે ધર્મની પ્રબળતા જેમ જેમ ઓછી થતી ગઇ તેમ તેમ આપણી ઉન્નતિ વધતી ગઇ છે. વૈદક વિદ્યામાં, વિજ્ઞાન–શાસ્ત્રમાં, વેપારી લાભમાં, રાજનીતિમાં અને નીતિશાસ્ત્રમાં પણ ધર્મના દૃઢ ઇકરાર સુધારકની આડા આવીને ઉભા રહેતા હતા, અને આ બધા ઇકરારને બહુ અગત્યના માનીને તેમનો બચાવ કરવામાં આવતો હતો, પણ સુધારાના ઐહિક જોર આગળ એ બધાને અંતે નમી જવું પડયું છે.

ઉપરની હકીકતથી સહજ પ્રશ્ન થાય છે કે જે ધર્મમાં નૈતિક ઉપદેશનું અનુપમ સૌંદર્ય હતું અને જે ધર્મ મનુષ્યોના હૃદય ઉપર અસર કરવાને સમર્થ હતો, અને જે ધર્મ છેલ્લા થોડા સૈકાઓથી લોકોને અનેક બાબતમાં આશિરવાદરૂપ થઇ પડયો છે, તે જ ધર્મ લાંબા કાળસુધી અને જુદી જુદી અવસ્થામાં, યુરોપનો પુનરૂદ્ધાર કરવામાં કેવળ અશક્ત કેમ નીવડયો હશે ? કાર્ય કરવામાં ખ્રિસ્તિઓ નિરૂત્સાહી અને અકુશળ હતા એમ પણ નહોતું. પરંતુ તે સમયે સમાજમાં વિરોધી બળો વહેતાં હતાં તેનું એ પરિણામ છે એ આ પ્રશ્નનું ટૂંકામાં ઉત્તર છે. કેથોલિક ધર્મના વિશાળ અને અનેકદેશી તત્રમાં કેટલાક ભાગ એવા હતા કે જે મનુષ્ય-જાતને સુધારવામાં અને ઉન્નત બનાવવામાં બહુ સારી રીતે કામ આવ્યા, અને બીજા કેટલાક ભાગ એવા હતા કે જેની અસર એથી કેવળ ઉલટીજ થઇ. આ વાત સ્પષ્ટ કરવાનું કામ આ પ્રકરણનું છે.

ખ્રિસ્તિ ધર્મનું પ્રથમ પરિણામ એ આવ્યું કે તેથી મનુષ્યની જીંદગી પવિત્ર ગણાવા લાગી. એ ધર્મનો પ્રથમ ઉપદેશ એ હતો કે સઘળાં માણસો ભાઇઓ છે. અમર પ્રાણીઓ તરીકે, અનંત સુખ કે અનંત દુઃખને માટે અંતે નિર્મિત હોવાથી, અને એકજ જાતની યુક્તિમાં સર્વ સદભાગી હોવાથી, પોતાના જાતભાઇઓને પવિત્ર પ્રાણીઓ ગણવાની ખ્રિસ્તિની પ્રથમ ફરજ

સ્પષ્ટ છે; અને તેમાંથી સઘળાં મનુષ્યોની જીંદગી પવિત્ર છે એ ખાસ ખ્રિસ્તિ વિચાર પ્રકટ થયો. કોઇના કારણવિના પોતાના જાતભાઇઓને કાપી નાખવા એ ખોટું છે એમ મનુષ્યનો કુદરતી સ્વભાવ માણસને કહેતો નથી એ વાત સમજવાનો પ્રયાસ આપણે આગળ કર્યો છે; અને નૈતિક પ્રત્યક્ષો મનુષ્યને સ્વભાવ-સિદ્ધ છે એ સિદ્ધાંતની વિરૂદ્ધ દલીલ કરનારાને પ્રત્યુત્તર આપવા આ વાત લક્ષમાં રાખવાની છે. જંગલીઓની પ્રાથમિક દશા કે જ્યારે મનુષ્ય-સ્વભાવની ઉચ્ચ શક્તિઓ ખીલેલી હોતી નથી અને લગભગ ગર્ભ-દશામાં જ હોય છે એ દશાની વાત એક કોરે રાખતાં, સુધરેલી અને નીતિમાન પ્રજાઓએ પણ અમુક અમુક બાબતમાં કે અમુક અમુક વખતે મનુષ્યોની કતલને જાનવરના શિકારતુલ્ય ગણેલી છે એ વાત ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. અસલના ગ્રીક લોકો વિદેશીઓને જંગલી ગણી તેમના પ્રત્યે નિર્દય વર્તણુક રાખતા; રોમન લોકો તરવારના પ્રાણઘાતક ખેલોમાં, અને તેમના ઇતિહાસના અમુક કાળે ગુલામો પ્રત્યે, બહુ ક્રૂરતા વાપરતા; સ્પેનના લોકો અમેરિકાના વતનીઓ પ્રત્યે નિષ્ઠુર હૃદયના હતા; મસ્થાન સ્થાપવા જતી ઘણું કરીને સઘળી યૂરોપીય પ્રજા, જો તેના ઉપર યૂરોપની દેખરેખ ન રહે તો, ત્યાં નિર્દય વર્તણુક રાખતી આવી છે. પ્રાચીન પ્રજાઓ મોટેભાગે તરતનાં જન્મેલાં બાળકોને રખડતાં મૂકી દેતી હતી. આ સઘળી બાબતોમાં હૃદયની કેવળ કઠિનતા આપણને જણાઇ આવે છે, અને આપણા પોતાના સમયમાં પણ છેલ્લાં ત્રણ સૈકાની અંદર ગ્રેટ-બ્રિટનમાં પણ તે કઠિનતાનાં ચિહ્નો કદાચ મળી આવે તેમ છે. ગ્લેકોની કતલ ઇંગ્લાંડના ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. અને મનુષ્યોની સઘળી જાતની સ્વચ્છંદી કતલની ક્રૂરતા આપણી નૈતિક વૃત્તિઓનો એક આવશ્યક ભાગ થએલી છે એ વાત હૃદયમાં ઉતારવી આપણને અત્યારે ગમેતેવી મુશ્કેલ લાગતી હોય, તથાપિ સારાં સારાં માણસો તે નિરંતર આચરતાં આવ્યાં છે, એ વાત નિર્વિવાદ છે, અને તે પણ એવાં સારાં માણસો કે જે બીજી બધી બાબતોમાં કોઇપણ જમાનામાં અવશ્ય દયાળુ ગણાય એવાં હતાં, જે દુશ્મનોને અત્યારે આપણે જંગલી ગણીએ છીએ તે દુશ્મનોથી ટપુડર રાજ-

એોના સમયમાં મારામાં સારા અંગ્રેજોને ઘણો આનંદ મળતો હતો; અને પ્રાચીન કાળમાં ખરેખરી દયાવાળાં માણસો કે જે સંબંધીઓ પ્રત્યે કોમળ, મિત્રો પ્રત્યે પ્રેમી, પાડોશીઓ પ્રત્યે ઉદાર, અને જેમની નજરમાં પોતાના શેહેરીનું ખૂન આપણને લાગે છે તેવું જ ઘાતકી લાગતું તે જ માણસો તરવારના પ્રાણઘાતક ખેલો જોવા જતાં અને ત્યાં તાળીઓ પાડી શાબાશી આપતાં; અને તે જ માણસો નિઃશંક મને બાળકોને રખડતા મુકવાની સલાહ આપતાં. પરંતુ તે ઉપરથી આપણાં કુદરતી નૈતિક પ્રત્યક્ષોની વાસ્તવિકતા શંકિત બની જાય છે એમ ધારવું કેવળ ભૂલભરેલું જ છે. આંતર નીતિવાદીઓનું કહેવું માત્ર એટલુંજ છે કે દયા અને નિર્દયતાના ભેદનું ભાન આપણને સ્વભાવથી સિદ્ધ છે, અને દયા આપણા ઉચ્ચતર કિંવા વધારે સારા સ્વભાવનો અંશ છે, અને તેથી તે ગુણ કેળવવાની આપણી ફરજ છે. જમાનાનું ધોરણ કે જે સમાજના સામાન્ય સંજોગોથી નિર્ણિત થાય છે તે ધોરણ આ કર્તવ્યની વાસ્તવિક હદ તે સમયને માટે બાંધી આપે છે; કારણકે જે આ ધોરણથી નીચો રહે તે એ ધોરણને નીચુ ઉતારવામાં સહાયભૂત થાય છે. હવે, જો કે જૂદી જૂદી પ્રજાઓમાં અને જૂદા જૂદા જમાનામાં દયાનાં ધોરણ બહુ જૂદાં જૂદાં માલમ પડેલાં છે, પણ દયા એ સારો ગુણ છે એ બાબતમાં સૌની સંપૂર્ણ એકમતિછે, એ વાતથી વધારે ચોક્કસ વાત બીજી કોઇ નથી. પ્લેટોએ બાળહત્યાની ભલામણ કરી હતી; કેટોએ ઘરડા ગુલામોને વેચી દેવાની હિમાયત કરી હતી; પ્લિનીએ મેદાનની રમતોનાં મ્હોટ ફાટતે વખાણ કર્યાં હતાં; જૂના જમાનાના સરદારો લશ્કરી કેદીઓને ગુલામ બનાવતા કે તરવારના પ્રાણઘાતક ખેલોમાં ઉતારતા; નવા જમાનાના સરદારો તેમના બોજાને હલકો પાડે એવી કોઇ પણ જાતની મહેનત તેમને સોપવાની ના પાડે છે; જૂના જમાનાના ધારાશાસ્ત્રીઓ પોતાના કાયદામાં અનેક પ્રકારની ક્રૂર શિક્ષાઓ ઠરાવતા; નવા જમાનાના ધારાશાસ્ત્રીઓ મોટામાં મોટા ગુનેગારની સજા પણ ટૂંકી કરી નાખવાના પ્રયાસ કરે છે; જૂના જમાનાના શિક્ષકો ત્રાસથી અંકુશમાં રાખતા; નવા જમાનાનો શિક્ષક સહૃદયતાથી વશ કરે છે; સ્પેનની બાલિશ

ગોધાની ક્રૂર લડાઇમાં આનંદ માનતી: અર્વાચીન સુધારક શિકારની બધી રમતોને નિંદે છે અથવા ખોરાકને માટે પણ પ્રાણીઓની હિંસાને વખોડે છે; અથવા તો મોટાં પ્રાણીઓને જ મારવાની હિમાયત કરે છે કે જેથી ઓછા જીવની હિંસા થાય; અથવા તો પ્રાણીઓની નિર્વિઘ્ન કતલ કરવાનું કહે છે: આ બધાં માણસો પોતાના કાર્યોમાં અને કઇ બાબતોને ક્રૂર કહેવી અને કઇ બાબતોને સ્વચ્છંદી કહેવી એ બાબત પોતાના અભિપ્રાયોમાં એક બીજાથી બહુ જૂદા પડે છે, છતાં ક્રૂરતા કરતાં દયા સારી છે એ બાબતમાં સૌ સમત હોય છે. અર્થાત્ જમાનાના ધોરણો તે તે સમયના સામાન્ય સંજોગોથી નિર્ણિત થતાં હોવાથી તે ભિન્ન ભિન્ન હોય છે; પણ મૂળ સિદ્ધાંતમાં ભિન્નતા કયાંઇ હોતી નથી. તેથી કરીને જૂદા જૂદા જમાનામાં વિગતો પરત્વે પ્રજાઓનું કે મનુષ્યોનું મતભિન્નત્વ ગમે તેટલું હોય પણ નિર્દયતા કરતાં દયા સારી છે કે કેમ? એ બાબતનો સંશય પણ કોઇને આવ્યો નથી. જમાનાના ધોરણ પ્રમાણે ચાલવાનું માણસનું કર્તવ્ય છે, અને તે ધોરણથી ઉતરતું જેનું વર્તન હોય તેને તે સમયનાં માણસો નિંદે છે. હવે ખ્રિસ્તિ ધર્મની ખાસ ખુબી એ છે કે દયાના પ્રચલિત ધોરણને અતિ ઉચ્ચ એણે બનાવ્યું અને ભાર દઇને જગતને સ્પષ્ટ કહી દીધું કે ગમન કે સગવડતાની ખાતર કોઇ પણ માણસની જીંદગી લેવામાં મોટું પાપ છે, અને તેથી આપણી પરોપકાર વૃત્તિઓને ખૂબ સચેત એણે કરી દીધી.

આ બાબતમાં ખ્રિસ્તિ ધર્મની અસર મનુષ્ય જીંદગીની છેક પ્રાથમિક અવસ્થા અર્થાત્ ગર્ભાવસ્થાથી શરૂ થાય છે. પ્રાચીનકાળમાં ગર્ભપાતનો રિવાજ બહુ નિંદ્ય ગણાતો નહોતો, કારણ કે જનમ્યા પહેલાં બાળક જીવતું ગણાય નહિ એવી માન્યતા તે સમયે પ્રચલિત હતી. વળી મનુષ્ય જીંદગીની પવિત્રતાનું પ્રબળ ભાન જ્યાં હોતું નથી, ત્યાં હજી નહિ જન્મેલા બાળકના ઘાતથી દયાની લાગણી બહુ ઉપજતી નથી; અને વખતે સામાજીક હિતના વિચારથી કોઇક બાળકને જન્મવા નહિ દેવામાં દયાનું જ કામ થાય છે, એમ માણસો સમજવા લાગે તો તેમાં નવાઇ નથી. એરિસ્ટોટલ કહેતો કે જ્યારે વસ્તીની સંખ્યા અમુક હદ ઓળંગી જાય, ત્યારે રાજ્ય તરફથી ગર્ભપાત

કરાવવાનો કાયદો થવો જોઇએ. પ્રાચીન ગ્રીસમાં અને રોમના સામ્રાજ્ય-સમય પર્યંત ગર્ભપાતની વિરૂદ્ધ કોઈ કાયદો નહોતો, અને હોય તો તે અમલમાં મુકાતો નહિ. તે સમયના અનેક લેખકો કહે છે કે એ રિવાજ પ્રસિદ્ધ અને લગભગ સાર્વત્રિક હતો. અને વ્યભિચાર અને ગરીબીનું એ પરિણામ હતું એટલું જ નહિ પરંતુ પ્રસુતિથી શરીર-સૌંદર્ય બગડી જાય છે એમ ધારી વખતે માતાઓ પણ ગર્ભપાત કરતી હતી. અને એટલા બધા ગર્ભપાત થતા હતા કે તેથી તેને માટે ખાસ ધંધો પણ જાગ્યો હતો. સેનિકા, પ્લુટાર્ક ઇત્યાદિ લેખકો એને ગુનો ગણતા હતા, પણ તે ચલાવી લેવા જેવો છે એવી એકંદરે સામાન્ય માન્યતા હતી.

હવે ખ્રિસ્તિઓ છાતી ઠોકીને કહેવા લાગ્યા કે એ રિવાજ નિર્દય છે, એટલું જ નહિ પણ ગર્ભપાત એટલે ખૂન-બાળહત્યા જ. અને તેના પ્રાયશ્ચિત તરીકે એવી તો સખત સજા એ સંસ્થામાં થતી કે તેથી તે એક મોટો ગુનો છે એવી અમર ખ્રિસ્તિઓના મન ઉપર સચોટ થવા લાગી. એક ગુનેગાર માતાનો મૃત્યુ પર્યંત પ્રભુ-ભોજનમાંથી બહિષ્કાર થયો હતો. આ સજા ધીમે ધીમે પાછળથી ઓછી થવા લાગી હતી, તથાપિ ગર્ભપાતને એક અતિ ગંભીર પ્રકારનો ગુનો સંસ્થાના શાસનમાં લેખવામાં આવતો હતો. વળી જળમાર્જનની ક્રિયા કે જે ખ્રિસ્તિઓના ધર્મ-શાસ્ત્રમાં આપણી બુદ્ધિને અત્યન્ત કમકમાટી ઉપજાવે એવી છે તે સિદ્ધાંતથી પણ સુધારાની બાબતને નો બહુ ટેકો મળ્યો છે. વિધર્મી કિંવા મૂર્તિપૂજકોની દૃષ્ટિમાં જ્યારે ગર્ભપાત અને હત્યા ગુનારૂપ લાગતા ત્યારે પણ તેઓ તેમને નિર્જીવ ગુના ગણતા; કારણ કે પુખ્ત ઉમરના મનુષ્યની હત્યા થતા તેની કેટલી બધી આશાઓ અને ઉત્સાહ ભાગી પડે છે તે વાત ખાસ નજરમાં રહેતી. વળી તેને શારીરિક દુઃખ પણ ઘણુ થાય છે, અને તેનાં સગા સંબધી, મિત્રો અને જગતને પણ વખતે ઘણુ વસમુ લાગે છે. આમાથી કશુ ગર્ભપાત કે બાળહત્યામાં બનતું નથી. બાળજીવન તેમને મન કાંઇ અગત્યનું જ નહોતું. પરન્તુ ખ્રિસ્તિધર્મ ગુરૂઓને બાળજીવનમા પણ ભયંકર અગત્યના સમજાતી. તેઓ કહેતા કે ગર્ભમાં જીવ આવ્યો કે તરત જ તે અમર પ્રાણી થાય છે અને જન-મ પહેલાં તે મરી જાય તો પણ આત્મના પાપને માટે તે જવાબદાર

હોવાથી ક્યામતને દિવસે તેને ઉભું થવું પડે છે અને જળ–માર્જનની ક્રિયા તેને કરવામાં નહિ આવી હોય તો નિરંતર તેને નરકમાં રહેવું પડે છે. બાળજીવનની કિંમત અને પવિત્રતાના આપણા નિર્મળ ભાનની શરૂઆતના સિદ્ધાંતને લીધે ઘણું કરીને મોટે ભાગે થએલી છે, અને હવે આપણા જાતિ જીવનમાં એ ભાન એવું તો ઓતપ્રોત થઇ ગયું છે કે એવા કોઇપણ સિદ્ધાન્તની ગેરહાજરીમાં પણ તે ટકી રહેવા સમર્થ છે. શરૂઆતમાં ખ્રિસ્તિઓ કહેતા કે બાળક મરે તે તો ઠીક; પણ જળ માર્જનના સંસ્કાર પામ્યા વિના જો એ જાય તો તેની નિરંતર અધોગતિ રહે છે. તેથી જ તેઓ ગર્ભપાતને મહા પાપ ગણતા હતા. 'સંતોના જીવન ચરિત' નામના પુસ્તકમાં લખ્યું છે કે એક માણસને ગર્ભાશયમાં બાળકની અવસ્થા કેવી હોય છે તે જાણવાની વિચિત્ર જીજ્ઞાસા થઇ, અને તેથી એક ગર્ભવતી સ્ત્રીને તેણે મારી નાખી; અને આ પ્રમાણે તેણે સ્ત્રી–હત્યા અને બાળ–હત્યા બન્ને કરી. પણ પાછળથી તેને તેનો પસ્તાવો થતાં જંગલમાં જઇ પ્રાયશ્ચિત અને પ્રાર્થના તે કરવા લાગ્યો. પશ્ચાતાપના ઘણાં વર્ષો એમ ગાળ્યા પછી ઇશ્વરી અવાજથી તેના જાણવામાં આવ્યું કે તેનો સ્ત્રીહત્યાનો ગુનો માફ થયો પણ બાળહત્યાનો ગુનો માફ થયો નહિ.

પ્રાચીન સંસ્કૃતિમાં બાળહત્યાનો રિવાજ પણ એક મોટા કલંક રૂપ હતો. આ ગુનાનો સ્વાભાવિક ઇતિહાસ કાંઇક વિચિત્ર છે. જંગલીઓમાં દયાની લાગણી બહુ નિર્બળ હોય છે; અને તેમની લડાયક અને ભરવાડશાઇ જીંદગી બાળ–જીવનના સંરક્ષણને પ્રતિકૂળ હોય છે. તેથી જન્મેલા બાળકને જીવતું રાખવાનો તેના બાપનો વિચાર ન થાય તો તેને મારી નાખવાનો કે રખડતું મૂકી દેવાનો રિવાજ સામાન્ય રીતે પ્રચલિત થાય છે. જે પ્રજા જંગલી દશામાંથી બહાર આવેલી છતાં હજી પોતાની રહેણી કરણીમાં અણઘડ અને સાદી હોય છે તે પ્રજામાં બાળ–હત્યાનો રિવાજ ઘણુ કરીને ક્વચિત્ જ જોવામાં આવે છે. પરન્તુ સુધારો વધતાં બીજા ક્રૂર ગુનાઓ સ્વાભાવિક રીતે જ ઓછા થતા જાય છે તેમ આ ગુનો ઓછો થતો નથી, કારણ કે જંગલી દશા છોડયા પછી લોકોની ક્રૂરતા કરતાં તેમના સ્વ-

ભિચારથી આવા ગુના વિશેષ બને છે. વળી ઘણા દેશોમાં અને જમાનામાં એવો વિચાર પ્રચલિત હોય છે કે જે વસ્તુ પોતાને અત્યંત પ્રિય હોય તેનું બળીદાન દેવોને બહુ રૂચિકર થાય છે, અને માતાનો માબાપને અત્યંત પ્રિય ખજાનારૂપ હોવાથી તેમનું બળીદાન દેવોને બહુ ગમે છે. વળી જેને અત્યારે આપણે જનહિતવાદનો સિદ્ધાંત કહીએ છીએ તેને અનુસાર ગ્રીક લોકો એ રિવાજને અનુમોદન આપતા હતા; અને અમુક પ્રસંગે તો તે બાબતમાં કાયદાની ફરજ પણ માણસોને માથે નાખવામાં આવતી હતી, કારણકે તેમનો સિદ્ધાંત એકંદરે એવો હતો કે વસ્તીનો વધારો અમુક હદ પર્યંત જ થવો જોઇએ અને લાચાર અને નિરૂપયોગી જનોથી જેમ બને તેમ રાજ્ય મુક્ત રહેવું જોઇએ. માટે રોગી અને બદસીકલ બાળકોની હત્યાથી સમાજને લાભ જ થાય છે એમ તેઓ માનતા હતા. એવા બાળકો જો જીવે તો તેમનું જીવન તેમને પોતાને પણ બોજારૂપ લાગ્યા વિના રહે નહિં; તેથી તેમાં દયા પણ છે. ગ્રીક-જીવનના વિલાસી વલણને લીધે લાંબાકાળ પર્યંત ઇંદ્રિયનિગ્રહ સાચવી રાખવાનો વિચાર ગ્રીક લોકોને આવતો જ નહિં અને પિતા કરતા બાળકો પ્રત્યે માતાની વૃત્તિઓ વધારે કોમળ હોય છે, પરંતુ ગ્રીક માતાની સામાજીક અને માનસિક દશા ઘણી અધમ હોવાને લીધે પ્રજાના વિચારમાં આગેવાન થવાને તેઓ અસમર્થ નીવડી હતી. પરંતુ ગ્રીસમાં પણ આ ગુનાની છૂટ સર્વત્ર નહોતી, અને થીબ્સમાં તો તે ગુનાને માટે દેહાતદંડ થતો.

રોમમાં પોતાનાં સંતાનો ઉપર પિતાની સત્તા પ્રથમથી જ અપૂર્વ હતી પરંતુ તે સત્તા ઉપર કાયદાના અંકુશ પણ પ્રથમથી જ હતા. રોમને પ્રજા-વૃદ્ધિની આવશ્યકતા હતી, અને તેથી રોમન સામ્રાજ્યના વિલાસી અને ભ્રષ્ટ કાળ સુધી રોમન લોકોમાં બાળહત્યાનો રિવાજ કદિ પણ સાધારણ થયો હોય એમ જણાતુ નથી. અને જ્યારે બાળહત્યાના બનાવ બહુ બનવા લાગ્યા ત્યારે જે પિતાને ઘણા છોકરા હોય તેને ખાસ હક આપીને, ગરીબ માબાપોને કેટલાક કરોના બોજામાંથી મુક્ત કરીને અને ગરીબના છોકરાંઓ માટે અન્નદાનના કેટલાક સાધનો આપીને, આદ-

કતરી રીતે ધારાશાસ્ત્રીઓએ એ વાતને નિંદ્ય ગણી હતી. અર્થાત્ બ હત્યાને તેઓ ગુનો તો ગણતા, પણ આપણી પેઠે તેને મોટા ગુનો તે નહોતા ગણતા. તોપણ રોમના સામ્રાજ્ય સમયમાં બાળહત્યાઓ બહુ થ અને ગુનેગારો બહુ સહેલાઇથી અને વારંવાર છટકી જતા. બાળહ અને બાળકને રખડતું મૂકી દેવું એ બે વાતોમાં ભેદ પાડવામાં આવ અને પાછલા ગુનાને માટે કાયદામાં કાંઈ સજા નહોતી. તેથી કોઇ જાતની ભીતિ વિના તે ગુનો લોકો બેધડક કર્યે જતા. જન્મેલું બા છોકરી હોય તો તેની તો ઘણું કરીને હત્યા જ કરવામાં આવતી, ગરીબ માબાપ બાળકને રખડતું મૂકી દે તો લોકો તેમના પ્રત્યે બહુ ક્ષ દૃષ્ટિ રાખતા. રખડતાં મૂકેલાં બાળકો અલબત્ત ઘણું કરીને મરી જ પરંતુ અમુક સ્થળે તે બાળકો મૂકાતાં હોવાથી લોકો તેમને વારંવ બચાવી લેતા અને ગુલામ કે વેશ્યા તરીકે તેમને ઉછેરતા.

આ પ્રમાણે બાળહત્યા નિંદ્ય છે એવી લોકોમાં લાગણી તો હતી જ આ લાગણીને વધારે મજબૂત કરી તેનો અમલ કરાવવો અને રખડ મૂકેલાં છોકરાંઓને માટે સરક્ષણનાં સાધનો વધારવાં એટલું જ ખ્રિસ્તિ ધર્મને આ બાબતમાં કરવાનું હતું. અને ગર્ભપાતની બાબતમાં ગ્રહ કરેલી પદ્ધતિ અહીં પણ તેમણે ગ્રહણ કરી. ઉપરાંત ખ્રિસ્તિઓ ઉપદેશ કરવા લાગ્યા કે અજાણ્યાની દયા ઉપર આધાર રાખીને બાળકને રખડ મૂકી દેવું એ તેની હત્યા કર્યા બરાબર છે. અને તેથી કોન્સ્ટન્ટાઇનના સમયથી જ તે સંબંધી કાયદા થવા લાગ્યા; અને ગરીબ માબાપનાં છોક રાને રાજ્યના ખર્ચે ઉછેરવાં એમ પ્રસિદ્ધ થયું. વળી રખડતા મૂકેલ બાળકોને બચવાના જોગ વધે એવા ઉદ્દેશથી એવો કાયદો કરવામાં આવ્યો કે એવાં બાળકો ઉપર તેમને બચાવનારની સંપૂર્ણ સત્તા રહેશે. પરંતુ તેથી કરીને સેંકડો વર્ષ પર્યંત આવાં બાળકો ગુલામગીરીમાંથી મુક્ત થઇ શક્યાં નહિ. યુરોપમાં જ્યારે ગુલામગીરીનો અંત આવ્યો ત્યારે જ તેમનો ઉદ્ધાર થયો. વળી ગરીબ માબાપો છોકરાંને વેચી દેતાં. આવાં છોકરાંને માબાપો

કાયદાપૂર્વક લીધેલા નાણાં પાછાં આપીને અને વખતે પાછા આપ્યા વિના પણ તેમને પાછાં મેળવી શકતાં. પરન્તુ છોકરાને વેચવાનો પ્રચાર પણ લાંબા વખત સુધી ચાલેલો જણાય છે.

વિધર્મીઓના કાયદા પ્રમાણે બાળહત્યાને પણ કરીને મનુષ્યવધ ગણવામાં આવતો; પરંતુ બીજી જાતના મનુષ્યવધ જેટલો ક્રૂર તે લેખાતો નહિ, અને તેથી તેને માટે મોતની સજા થતી નહિ પણ દેશનિકાલની થતી. પરન્તુ ધીમે ધીમે એ ગંભીર પ્રકારનો ગુનો ગણાવા લાગ્યો અને શાર્લમેનના સમયમાં એ ગુનો ખૂન ગણાવા લાગ્યો; અને બાળક રખડતું મૂકનારને પણ સજા થવા લાગી.

આ બધા કાયદા ખ્રિસ્તિ ધર્મની સત્તાકાળમાં થયા હતા. પરન્તુ તેથી બાળહત્યા કેટલે દરજ્જે ઓછી થઇ તેનો ચોક્કસ નિર્ણય થવો શક્ય નથી. પણ આના કાયદાથી બાળકને રખડતું મૂકવાનો ઉઘાડો ધંધો અશક્ય થઇ પડ્યો, અને તે ગંભીર પ્રકારનો ગુનો છે એવું ઉત્કટ ભાન લોકોને થવા લાગ્યું એટલી ખ્રિસ્તિ ધર્મની અસર થઇ એમ કહેવામાં કાંઇ અડચણ નથી. અત્યંત ગરીબીને લીધે માબાપ છોકરાને રખડતા મૂકી દેતાં, તે બાળકોને ખ્રિસ્તિઓ મદદ કરતા, અને એના ઘણા છોકરાઓને ખ્રિસ્તિ ગૃહસ્થો ઉછેરતા. પણ મધ્યકાળની શરૂઆતમાં બાળ–સંરક્ષક સંસ્થાઓ ઉભી થવા લાગી. પરંતુ તેમાં ઉછેરેલાં બાળકો ખ્રિસ્તિ સંસ્થાના ગુલામ ગણાતા. ગુલામગીરી નષ્ટ થઇ ત્યારે આવા બાળકો મઠની સંસ્થામાં ભળી ગયા. ખ્રિસ્તિ ધર્મ દયા અને સખાવતને માટે મશહુર છે, છતાં બાળ–સંરક્ષક સંસ્થાઓ સ્થાપવામાં એ ધર્મ ઢીલો રહ્યો હતો, તેનું કારણ ઘણું કરીને એ છે કે વ્યભિચારના ગુનાને તેઓ ઘણો જ ગંભીર લેખતા. ઘણી ઉદાર સંસ્થાઓની માતૃભૂમિ રોમમાં પણ તેરમા સૈકાની શરૂઆત સુધી એવી કોઈ સંસ્થા નહોતી. આઠમા સૈકાના મધ્યભાગમાં મિલાનમાં એવા મંડળો સ્થપાયાં હતાં. એ જ સૈકાના અંતમાં એક ખ્રિસ્તિ સાધુએ બાળકોના સંરક્ષણ અને તેમની કેળવણી માટે એવું એક મંડળ પારીસમાં સ્થાપ્યું હતું. અને તેરમા અને ચૌદમા સૈકામાં યુરોપના મોટા ભાગમાં આ મંડળની શાખાઓ થઇ

હતી. આ સંસ્થા પણ તજી દીધેલાં બાળકોને લેવાની ના પાડતી. અંતે જ્યારે બાળહત્યાઓ ઘણી થવાથી તેને માટે પોકાર થવા લાગ્યો ત્યારે સંત વિન્સંટ દી પૉલે લોકોને એવા જાગ્રત કર્યા કે તેની અસર ખાનગી ધર્માદામાં અને કાયદાના બંધારણમાં પણ થઈ; અને તેથી બાળસંરક્ષક સંસ્થાઓ ઉભી થવા લાગી. આથી કરીને વ્યભિચારને ઉત્તેજન મળે છે કે કેમ? દયા કરવા જતાં પતિવ્રત્યને હાનિ થાય છે તેનું કેમ? ઇત્યાદિ પ્રશ્નો અને તે સંબંધી થએલા વાદવિવાદમાં ઉતરવાનું અત્ર પ્રયોજન નથી. મુદ્દાની વાત અત્ર એટલી જ છે કે લોકોએ તજી દીધેલાં બાળકોની જીંદગી બચાવવી એટલું જ નહિ પણ તેમને કેળવી નીતિમાન બનાવવાં એ વાતને માટે ખ્રિસ્તિ ધર્મ ઉતેજાર હતો, અને મનુષ્યની જીંદગી અને તેના સદાચારની આવી બારીક અને પ્રમાણિક ચીવટથી વિધર્મીઓ કેવળ અજ્ઞાત હતા. હરેક જીવ અમર છે એવા ખ્રિસ્તિ સિદ્ધાંતનું જ આ પરિણામ છે. અને ખ્રિસ્તિ ધર્મની જ્યાં જ્યાં બરાબર અસર થઇ છે ત્યાં ત્યાં તેનું આ મુખ્ય અનુપમ લક્ષણ દૃશ્ય થએલું છે.

આ બાળજીવનના સંરક્ષણમાં ખ્રિસ્તિ ધર્મે ઘણું કર્યું છે, એ ખરૂં, પણ ઘણી વખત તેની અતિશયોક્તિ કરવામાં આવે છે. પરન્તુ તરવારના પ્રાણઘાતક ખેલો નાબુદ થયા તે તો ખ્રિસ્તિ ધર્મના પ્રતાપે જ; અને મનુષ્ય જાતના નૈતિક ઇતિહાસમાં આ સુધારો જેવો તેવો થયો નથી. ખ્રિસ્તિઓ કહેતા કે આ ખેલોમાં પાપ છે અને તેમાં ખુનજ થાય છે, અને તેને માટે ખેલાડીઓ અને પ્રેક્ષકો બન્નેને ઇશ્વર આગળ જવાબ દેવો પડશે જ. રોમન લોકોમાં આ ખેલોનું આકર્ષણ બહુ હતું અને કેળવાએલો અને બુદ્ધિમાન વર્ગ પણ એ ખેલોને થોડા જ નિંદ્ય ગણતા એ આપણે આગળ કહ્યું છે. ખુદ કૉન્સ્ટન્ટાઈન પણ અસંખ્ય વિદેશી કેદીઓને જંગલી પ્રાણીઓ સાથે લઢાવતો હતો. ઈ. સ. ૩૨૫માં પ્રથમ ખ્રિસ્તિ પાદશાહે કાયદો કર્યો કે એ ખેલોને ગુનારૂપ ગણવા; પણ એ કાયદો ઝાઝો અમલમાં આવ્યો હોય એમ જણાતું નથી. પશ્ચિમ-રાજ્યમાં તો તે ચાલુ જ હતા. ઈ. સ. ૩૫૭ માં કૉન્સ્ટન્ટાઇને કાયદો કર્યો હતો કે ગજમહેલના નોકરોએ લાંચ આપી કોઇએ એના ખેલમાં ઉતારવા નહિ. ઈ. સ. ૩૬૫ માં વેલેનટિનિયને કાયદો

કર્યો હતો કે ખ્રિસ્તી ગુનેહગારોને તેમા ઉતારવા નહિ. ઑનોરિયસે કાયદો કર્યો હતો કે જે ગુલામ એવો ખેલાડી હોય તેને કોઇ મન્ત્રીની નોકરીમા રહેના દેવો નહિ; પણ ઘણું કરીને આ કાયદાની મતલબ અમીરોને હલી-આઝમધ માણસોથી બળવાન નહિ થવા દેવાની હતી પણ અગત્યની વાત એ છે કે નવી રાજધાની કૉન્સ્ટાન્ટિનોપલમા એવા ખેલ કદિ દાખલ કરવામા આવ્યા નહોતા જો કે રોમમા એ ખેલ મોળા પડયા હતા, તો પણ ચાલુ તો રહ્યા હતા. આ ખેલનો શોખ પ્રાચીન વિધર્મી લોકોનુ ખરામમાં ખરાબ લક્ષણ હતુ તેમનુ સારામા સારૂ લક્ષણ કદાચ ધાર્મિક સ્વાતન્ત્ર્ય હતુ. અને ખ્રિસ્ત રાજ્યમા સારા લક્ષણનો પ્રથમ ઉચ્છેદ થયો હતો એ અફસોસની વાત છે. મહાન્ થિયોડૉશિયસે ધર્મની વિવિધતા આખા રાજ્યમા બંધ કરી હતી, પણ આ ખેલ કરાવતો હતો.

પરતુ જો કે ખ્રિસ્તિ ધર્મ રાજ્ય-ધર્મ થયા પછી તેવુ નહીં આ ખેલ નાજની રાજધાનીમા બંધ પડયા હતા, તથાપિ તેની વિરૂદ્ધ ખ્રિસ્તિઓનું વલણ પ્રથમથી જ હતું એ ચોક્કસ છે. એવો કોઇ ખેલાડી જ્યા સુધી પોતાનો ધંધો છોડી ન દે ત્યાસુધી ખ્રિસ્તિ ગુરૂઓ તેને જલમાજ્જન ક્રિયાની સ્પષ્ટ ના કહેતા અને જો કોઇ ખ્રિસ્તિ એવા ખેલ જોવા જતો તો તેને પ્રભુ-ભોજનમાથી બાતલ કરતા. પૂર્વમા આશરે થિયોડૉશિયસના સમયથી એ ખેલ બંધ પડ્યા હતા, અને તેને બદલે રથની શરતનો શોખ વધ્યો હતો. પશ્ચિમમા ઇ સ ૪૦૪ મા ઑનોરિયસના સમયમા જ્યારે એ ખેલ થયો ત્યારે મનુષ્ય-પ્રેમના ઉત્તમ ઉમળકાથી ઉત્સાહિત બની ટેલીમેકસ નામનો સાધુ અખાડામા દોડી ગયો અને લડનારાઓને છૂટા પાડવા લાગ્યો. આથી કરીને પ્રેક્ષકો ગુસ્સે થઇ ગયા અને પથરા મારી તેને મારી નાખ્યો પરતુ તેના મૃત્યુથી એ ખેલનો ઉછેદ અત આવ્યો. તથાપિ જગલી જાનવરો અને માણસની સાઆરી ચાલુ રહી, અને આ રમતો પૂર્વમા ખાસ કરીને લોકપ્રિય થઈ પડી હતી પરતુ લોકોની સામાન્ય નિર્ધનતાને લીધે જાનવરો મળી શકતા નહિ અને તેથી તે રમત પણ ઓછી થઇ ગઇ ધીમે ધીમે આ રમતો એવી રીતે થવા લાગી કે તેથી માણસોને કાંઈ જોખમ રહેતુ નહિ, પણ પ્રાણીઓ

પ્રત્યે ક્રૂરતા વપરાતી. આ રમતો પણ છેવટે સાતમા સૈકામાં દુલોની અભા-એ બંધ કરી. પરંતુ મધ્યકાળ સુધી ઇટાલીમાં મલ્લ કુસ્તીઓ થતી રહી હતી અને તેમાં કોઇ કોઈ વખત રમનારાને બહુ ઇજા થતી હતી.

તરવારના આ પ્રાણઘાતક ખેલોને નાબુદ કરવામાં ખ્રિસ્તિ ધર્મે લોકો ઉપર જેવો તેવો ઉપકાર કર્યો નથી. એ ખેલો જાતે તો ક્રૂર જ હતા, પરંતુ તેની મોટામાં મોટી ખરાબી તો એ હતી કે તેથી કરીને બધા વર્ગોના લોકોમાં દયાની લાગણી બુઠ્ઠી થઇ જતી હતી અને એ વાત દયાના ધોરણને ઉચ્ચ બનાવવામાં નડતર રૂપ થતી હતી. વિધર્મીઓની સામાજીક સંસ્કૃતિ અને તેમનું તત્ત્વજ્ઞાન આ બાબતમાં સુધારો કરવા અસમર્થ નીવડયાં હતા; અને કદાચ લાંબા સમય પર્યંત એવીને એવી સ્થિતિ ચાલ્યા કરત. અને જ્યારે ઉત્તર તરફના અનાડી વીરોએ ઇટાલીનું રાજ્ય છતી લીધું તે વખતે જો એ ખેલો નિરંકુશપણે પ્રચલિત હોત તો તેઓ પણ ઉત્સાહપૂર્વક તેમને વધાવી લેત, અને મધ્યકાળના જીવનમાં તેમનો પ્રવેશ પેસત; અને પછી મનુષ્ય જાતની ઉન્નતિમાં કેટલો વિલંબ થાત તે અત્યારે કહી શકાતું નથી. પરન્તુ રોમની ભૂમિમાંથી આ દુષ્ટ છોડને નિર્મૂળ કરવા ખ્રિસ્તિ ધર્મ સમર્થ થયો; અને તેથી યુરોપની સંસ્કૃતિ ઉપર ખ્રિસ્તિ ધર્મનો મોટામાં મોટો ઉપકાર છે. એ ખેલોમાં જે મરી જતા તેમના માનની ખાતર એવા ખેલો કરાવવા વિધર્મીઓમાં પૈસાની રકમો વારસામાં મૂકી જવાનો રિવાજ હતો; તેને બદલે ગરીબ અને દુઃખીને મદદ કરવા વારસો મૂકી જવાની પ્રથા ખ્રિસ્તિ ધર્મે પાડી, અને ડિસેમ્બરમાં એવા ખેલો થતા હોવાથી તે મહીનો રોમના આખા રાજ્યમાં ઉત્સવ તરીકે પળાતો; તેને બદલે ઇશુ-ખ્રિસ્તના આગમનની યાદગીરી જાળવવા ખ્રિસ્તિઓ તે મહીનો ઉત્સવમાં ગાળવા લાગ્યા.

પરંતુ મનુષ્યની જીંદગી પવિત્ર છે એ સિદ્ધાંતને ખ્રિસ્તિ ધર્મના કેટ-લાક આચાર્યોએ એવું રૂપ આપવા માંડયું કે તેથી કરીને પ્રજાની સ્વતં-ત્રતા અને રાજ્યની શાસન–પદ્ધતિ જોડે તેને મેળ મળ્યો નહિ. તેઓમાંથી ઘણા એમ કહેતા કે સિપાઇ તરીકે અથવા કોઇના ઉપર ખૂનનું તોહોમત

મટીને કે ચાંડાળ તરીકે વર્તનથી કે કોઇપણ પ્રકારે કોઈ સ્થિતિથી કોઇની જીંદગી લઈ જ શકાય નહિ. પ્રથમ બાબતનો વિચાર આપણે હવે પછી કરશું; અને બીજી બે બાબતોનો નિકાલ કરવા થોડા જ શબ્દો પૂરતા છે. મોતની સજા વાજબી હોય તો પણ ચાંડાળના ધંધામાં કાંઈક અષ્ટતા છે, કાંઈક અનુચિતતા છે એવી માન્યતા અમલથી જ ચાલી આવેલી છે, અને તેથી તે ધંધો મૂળથી જ અપવિત્ર લેખવામાં આવે છે. ગ્રીસ અને રોમમા ચાંડાળોને શેહેર બહાર રહેવું પડતું અને રહોડસમાં તો તેમને શેહેરમાં પેસવાની પણ રજા નહોતી. ખ્રિસ્તિ ધર્મમાં પણ શરૂઆતમાં આવા વિચાર ઘણા પ્રબળ હતા. અને જેના હાથ વાજબી વિગ્રહમાં પણ કોઇપણ રીતે લોહીથી ખરડાએલા હોય તેને પ્રાયશ્ચિત કર્યા વિના દેવળમાં આવવાની મનાઇ હતી; અને આવા મનાઈ–હુકમનો અમલ પાદશાહ કે સેનાપતિઓના સંબંધમાં પણ થતો. સામાજીક અને રાજકીય જરૂરીઆતોને ધ્યાનમાં રાખ્યા વિના આ પ્રમાણે પ્રથમ ત્રણ સૈકામાં ખ્રિસ્તિ ગુરૂઓ પોતાના અભિપ્રાય મનાવવાનો યત્ન કરતા હતા; પણ જ્યારે ખ્રિસ્તિ ધર્મની સત્તા જામી ગઇ ત્યારે આવા વિચારો ફેરવવાની તેમને જરૂર પડી. અને તેથી ચોથા સૈકામાં તેમનો સામાન્ય અભિપ્રાય એટલો જ રહ્યો કે કોઈ ધર્મગુરૂએ ખૂનના તોહોમતમાં ભાગ લેવો નહિ. આવી ખાસ સ્થિતિ પાદરીઓને પ્રાપ્ત થતાં પછી ગુનેગારોને સજામાંથી બચાવવા તેઓ વચ્ચે પડવા લાગ્યા; અથવા રાજદ્રોહ કે કોઇ બીજા કારણથી કોઇ શેહેર કે તેની આસપાસ ખુનરેજી થવાનો ભય આવી પડતો ત્યારે સલાહના જાસુસ તરીકે તેઓ કામ કરવા લાગ્યા. પાદશાહની મુર્તિઓ અને વિધર્મીઓનાં દેવ–મંદીરો પ્રથમ પવિત્ર ગણાતા હતાં તેને બદલે હવે ખ્રિસ્તિ દેવળો પવિત્ર ગણાવા લાગ્યા. વળી લેન્ટ અને ઇસ્ટરના પવિત્ર તેહેવારોમાં કોઈ ગુનેગારની તપાસ થઇ શકતી નહિ અથવા તેને વ્યથા કે મોતની સજા થઇ શકતી નહિ. વળી તોહોમતદારની નિર્દોષતા જાહેર કરવા ચમત્કારો પણ બનતા, પણ કાયદાપૂર્વક તેને મોતની સજા થવી જોઇએ એવું સૂચવતા ચમત્કાર કદિ બનતા નહિ.

આ બધાને લીધે કાયદા પ્રમાણે પણ સજાની બજાવણી બરાબર

થઇ શકતી નહિ. વળી તેથી કરીને લોકોની કલ્પનામાં દયા અને પવિત્રતાનું વિચાર-આશ્ચર્ય થવા લાગ્યું અને મનુષ્ય-જીંદગીને માટે પૂજ્ય ભાવ થવા લાગ્યો. વળી કોઇ ધર્મગુરૂથી મનુષ્યનું લોહી રેડાય નહિ એ સિદ્ધાંતની એક બીજી વિલક્ષણ અસર પણ થઇ છે. મોતની સજા થાય એવા કોઇ પણ તોહોમતમાં કોઇ ધર્મ-ગુરૂથી ભાગ લઇ શકાય નહિ એવા સિદ્ધાંતથી નાસ્તિકોને સતાવતાં છતાં પણ તેમના મૃત્યુથી મુખ્ય ધર્મ-ગુરૂઓ બ્હીવા લાગ્યા. જ્યારે ધર્મ-ગુરૂઓ સર્વત્ર સ્વીકારતા હતા કે નાસ્તિકતા મોટામાં મોટો ગુનો છે, અને તેથી નાસ્તિકોને શિક્ષા થવી જોઇએ; અને જ્યારે ધર્મ-ગુરૂઓની ઉશ્કેરણીથી નાસ્તિકોને દેશનિકાલ કરવાના, તેમનો દંડ કરવાના અને તેમને કેદની સજા કરવાના કાયદા થતા હતા અને ધાર્મિક સ્વતંત્રતાનું ક્યાંઇ નામ નિશાન પણ રહ્યું નહિ; ત્યારે પણ તે જ ધર્મગુરૂઓ તેમનું લોહી રેડવાથી ડરવા લાગ્યા. વખત જતાં નાસ્તિકોને સજા કરવાની સત્તા જ્યારે રાજ્યને સોંપાતી ત્યારે પવિત્ર પ્રાર્થના કરીને ધર્મગુરૂઓ વિચારવા યોગ્ય દંભથી ભલામણ કરવા લાગ્યા કે લોહી રેડયાવિના તેમને જેમ બને તેમ નરમ સજા કરજો; અર્થાત્ તેમને જીવતા બાળી મકવા કે જેથી કરીને તેમનું લોહી રેડાયા વિના તેઓ મૃત્યુ પામે. રોમમાં જ્યારે વ્યભિચારી દેવ-પૂજારણોને જીવતી દાટવામાં આવતી હતી ત્યારે તેમાં પણ આવો જ સિદ્ધાંત અંતર્ગત હતો.

વખત જતાં ખ્રિસ્તિ ધર્મગુરૂઓએ મનુષ્યોનું લોહી રેડવામાં મણા મૂકી નથી. પરંતુ શરૂઆતમાં લોહી રેડવાની જે અત્યંત બીક તેમને અંતરમાં રહેતી તે બીક દયાનો ફેલાવો કરવામાં ઘણી કામ લાગી છે. છતાં કાયદાથી ગુનેગારોને જે સજા થતી તેની સખ્તાઇનો ઘટાડો કરવામાં તેમના ઉપદેશની અસર થોડી જ થઇ છે એ વાત લક્ષમાં લેવા જેવી છે. ઇતિહાસનું બારીક અવલોકન કરતાં સ્પષ્ટ જણાય છે કે કાયદાના બંધારણમાં સત્યયુગનો સમય વિધર્મીઓના રાજ્યમાં આવ્યો હતો; ખ્રિસ્તિ ધર્મના અમલમાં નથી આવ્યો. અન્યાય થતો હોય તો તે સાંભળી ન્યાય આપવો, જુલમથી દબાઇ ગએલા વર્ગોને ઉચ્ચ પાયરીએ લાવવા, અને

બાનુભાવના સિદ્ધાંતને લઇ કાયદા બાંધવા, ઇત્યાદિ અનેક અગત્યનાં બધારણો રોમના પાદશાહોના સમયમાંજ અસ્તિત્વમાં આવ્યાં હતાં; અને તેમાં ખ્રિસ્તિ ધર્મના ઉપદેશથી થોડો જ વધારો થયો છે. કૉન્સ્ટનટાઇને બે ત્રણ બાબતોમાં સજાની ક્રૂરતા ઘટાડવાના કાયદા કર્યા હતા એ વાત ખરી, પણ બાળહત્યા, વ્યભિચાર, બળાત્કાર સંભોગ ઇત્યાદિ બીજા ગુનાઓ માટે ખ્રિસ્તિ પાદશાહો અત્યંત સખત સજા કરતા, અને તેવી સજાથી થતા મોતની સંખ્યા વધી પડી હતી. ખ્રિસ્તિ પાદરીઓને આસમાનમાં ચડાવી તેમનો સ્વતંત્ર અને પવિત્ર વર્ગ સ્થાપવામાં અને અન્ય ધર્મોઓ ઉપર ગમે તે રીતે અને ગમે તેવો જુલમ કરવાના કાયદાનો ઢગલો કરવામાં જ ખ્રિસ્તિ પાદશાહોનો સમય વ્યતીત થયો છે એ શોચની વાત છે.

મનુષ્યની જીંદગી પવિત્ર છે એ ખ્રિસ્તિ ધર્મના સિદ્ધાંતથી છેલ્લું પરિણામ એ આવ્યું કે આત્મ હત્યામાં કેવળ પાપ ગણાવા લાગ્યું. આત્મહત્યાની વિરૂદ્ધ વિધર્મી નીતિવેત્તાઓની દલીલ ચાર પ્રકારની હતી. પિથાગોરાસ અને પ્લેટોની ધાર્મિક દલીલ એવી હતી કે કર્તવ્યની અમુક જગાએ નિયત થએલા આપણે બધા ઇશ્વરના સિપાઇઓ છીએ, અને તે જગા છોડી દેવી એ આપણા સરજનહાર ઇશ્વરની સામે બળવો કર્યા જેવું છે. એરિસ્ટોટલ અને ગ્રીક ધારા-શાસ્ત્રીઓની સામાજીક દલીલ એવી હતી કે રાજ્યની તેહેનાતમાં રહેવું એ આપણી ફરજ છે અને તેથી જાણી જોઇને જીંદગી તજી દેવી એ રાજ્ય પ્રત્યે આપણી ફરજનો પરિત્યાગ કરવા જેવું છે. મનુષ્યનું ગૌરવ નજરમાં રાખી પ્લૂટાર્ક ઇત્યાદિ એવી દલીલ કરતા કે હિંમતથી માથે પડતું દુઃખ સહન કરવામાં ખરેખરૂં ધૈર્ય સમાએલું છે; અને તેથી આત્મહત્યા કરવામાં બાયલાપણું છે. નવીન પ્લેટો-મતના અલખવાદ કિંવા ગુહ્યાર્થવાદની એવી દલીલ હતી કે ચિત્તની સમૂળી જાતની વ્યગ્રતામાં આત્માની ભ્રષ્ટતા સમાએલી છે અને ચિત્તની વ્યગ્રતાને લીધે આત્મહત્યા થતી હોવાથી તેમાં ગુનો બને છે. આ ચોથી દલીલને ખ્રિસ્તિઓના ઉપદેશમાં કાંઇ સ્થાન પ્રાપ્ત થતું નથી. અને બીજી દલીલની અસર પણ તેમાં નહિ-

વત્ છે. સ્વદેશાભિમાન કર્તવ્ય છે એ વિચારને શરૂઆતની ખ્રિસ્તિ સરથા બિલકુલ ઉત્તેજન આપતી નહિ. વળી ત્રીજા મેકામાં એ સંસ્થાનું દૃષ્ટિબિંદુ સન્યાસ જીવન હતું. અને આ દૃષ્ટિ-બિંદુને ધક્કો પહોંચાડ્યા વિના આત્મ-હત્યા વિરૂદ્ધ સામાજીક દલીલની તરફેણ કરવી અશક્ય હતી. પોતાના કુટુંબ પ્રત્યે પણ માણસની ફરજ હોય છે એ દલીલ આત્મહત્યા વિરૂદ્ધ સામાજીક દલીલ કરતાં વધારે બળવાન છે અને અર્વાચીન સમયમાં એજ દલીલ નિશ્ચયાત્મક ગણાય છે; પણ તે દલીલ ખ્રિસ્તિઓએ અને વિધર્મીઓએ ભાગ્યે જ કરી છે. પિતાની સત્તા સંપૂર્ણ અને નિરંકુશ છે એવા વિચારથી વિધર્મીઓ :પરિચિત હતા અને ખ્રિસ્તિઓ નીતિને પરલોક સાથે સંબદ્ધ કરવાના અત્યંત ઉત્સુક હતા; તેથી પિતાની પોતાના કુટુંબ પ્રત્યેની જવાબદારી તરફ તેમનું લક્ષ ખેંચાયું નહોતું. મનુષ્ય-ગૌરવની ત્રીજી દલીલ પણ ખ્રિસ્તિધર્મને બહુ અનુકૂળ આવે એવી નહોતી; કારણ કે મનુષ્ય કેવળ અધમ છે અને તેથી દીનતામાં જ તેનું કર્તવ્ય રહેલું છે એવો એ સંસ્થાનો અભિપ્રાય હતો. છતાં ધીરજથી દુઃખ સહન કરી ખરી હિંમત બતાવવાનો આગ્રહ ખ્રિસ્તિ લેખકો વારંવાર કરતા. પરંતુ આપણે બધા ઇશ્વરના સેવકો છીએ, અને આ દુનિયામાં આપણે માટે પ્રભુએ નિયત કરેલી ફરજ એની જ ઇચ્છાથી આપણે બજાવ્યે જવી એજ આપણું પરમ કર્તવ્ય છે એવી દલીલ ખ્રિસ્તિઓ આત્મ-હત્યા વિરૂદ્ધ વારંવાર આપતા અને આ સિદ્ધાંત ઘણે ખરે પ્રસંગે આત્મહત્યા અટકાવવા સમર્થ થતો; કારણ કે ઇશ્વર રક્ષણ કરવા સમર્થ છે એ વાતનો ઇનકાર સૂચવે એવો આત્મહત્યા જેવો બીજો એકે ગુનો નથી.

આ બાબત પરત્વે આવા સામાન્ય ઉપદેશની સાથે સમજુતી અને ધાસ્ત્રીનાં બીજાં તત્ત્વો પણ ખ્રિસ્તિ ગુરૂઓ ઉમેરતા. તેઓ કહેતા કે મનુષ્ય જીંદગી અતિ પવિત્ર છે. અને તેથી કરીને આત્મહત્યા કરનારો ખરું જોતાં ખૂનનોજ ગુનો કરે છે અને તેથી પરલોકમાં ખૂનીના જેવીજ ભયંકર સજા તેને થવાની છે. ઉપરાંત ઇશ્વરની ઇચ્છાને તાબે થઈ આનંદથી રહેવાના સદાચારને નીતિના ક્રમમાં તેઓ ઉચ્ચ સ્થાન આપતા; તેથી ભવિષ્યના

સુખની આશા બંધાતા જીંદગીમા દારૂણ દુખના સમયે પણ એક જાતનો આનંદજનક દિનાસો મળે છે, અને આત્માની વૃત્તિથી અને પ્રાર્થનાથી હૃદય ખાલી થતા જીંદગીના અંધકારમા કોઇ ગહન અને અવર્ણ્ય પ્રકાશ પડે છે વળી દુખમા પણ આશાજનક અને આનંદસૂચક ચિહ્નો હોય છે અને તેથી ઇશ્વરનુ ડહાપણ જણાય છે આવી આવી દલીલોથી કેરળ નિરાશાના સમયે પણ શાન્તિ મળી શકતી આ પ્રમાણે દુખમા પણ શ્રેય છે એ ખ્રિસ્તિ સિદ્ધાતથી આ બાબતમા જે અસર થઇ તે અસર દુખમા અનિષ્ટ નથી એ વિધર્મીઓના સિદ્ધાતથી કદિ પણ નહોતી થઇ

પણ બે પ્રકારની આત્મહત્યા પ્રત્યે ખ્રિસ્તિઓ કાંઈક ક્ષમા–દૃષ્ટિ રાખતા અને તેમના ઉપર હાંક પીછોડો કરતા.

ધર્મવીરો શોધી શોધીને મૃત્યુ વ્હોરતા તે અને ખ્રિસ્તિ સ્ત્રીઓ ધાર્મિક જુલમ સમયે પોતાનું પાતિવ્રત્ય સાચવવા આપઘાત કરતી તે ધાર્મિક મતાગ્રહણીથી પ્રગટી નીકળેલા જુસ્સાને સમયે, અને આખી જીંદગીના પાપ એક ક્ષણમા ધર્મ વીરતાથી ભુંસાઇ જાય છે અને તે દુખ સહન કરનારને એકદમ સ્વર્ગીય સુખ અને મજાઓનો ભેટો થઈ જાય છે એવી માન્યતાની અસરને લીધે, ઉત્સાહના ઉભરામા માણસો વિધર્મી ન્યાયાધીશોની પાસે દોડી જઈ ધર્મનીન્દાની માગણી કરે અને તેમને મૃત્યુની મના કરવા ઉ ચ્ચરે એ વાત અસાધારણ નથી અને જો કે ખ્રિસ્તિ વૃદ્ધોના લેખોનો અને મસ્થાની ધર્મસભાઓનો અવાજ એવા જોવી શોધીને વ્હોરેલા મૃ ત્યુને એક રે રૂનારૂપ ગણતો તથાપિ મસ્થાના ધર્મલેખકો એવા મનુષ્યની મ પ્રશંસા કરતા પ તુ જ્યારે ધામક સતાવણી નારાઓ પોતાને કેદ લાગે એવી શિક્ષા કરે એવો ભય રહે ત્યારે પોતાની ામરૂ લજામણા, મગ વિષયાંધ શેતાનશાહો કે ગની દુષ્મના ના ાઓના જૂ સમથી બચી જવા, જે ખ્રિસ્તિ સ્ત્રીઓ આત્મહત્યા તી તેમના સમયમા ાાને ગંભીર મુશ્કેલી ઉભી થઇ હતી મત પેલેગ્યા કે જે માત્ર પંદર જ વર્ષ ાા ાની હતી, જેને મ યાસે મનની પદવી ાી છે અને જેના

મ્હોં ફાટતે વખાણ્ સંત અબ્રોઝ અને સંત ક્રિસોસ્તમે કર્યાં છે તે સંત પેલે-જ્યાને સિપાઇઓએ કેદ પકડી હતી; પરંતુ કપડાં પેહેરવાની રજા મેળવી પોતાની ઓરડીમાં જવાને બ્હાને ઘરના છાપરાં ઉપર તે ચડી ગઇ અને ત્યાંથી નીચે પડી મરી ગઇ. એન્ટીઓક શહેરની ડોમ્નિના નામની એક ખ્રિસ્તિ સ્ત્રીને બે દીકરીઓ હતી અને એ બન્ને દીકરીઓ સૌંદર્ય અને ભક્તિને માટે પંકાતી હતી. ડાયોક્લેશિયનની સતાવણીમાં આ ત્રણે પકડાયાં, અને પોતાની ઇજ્જત લુટાવાનો ભય લાગતાં મા અને દીકરીઓ ત્રણે નદીમાં પડી મૃત્યુને શરણ થયાં અને વિશુદ્ધ રહ્યાં. રોમના હાકેમની ખ્રિસ્તિ સ્ત્રીના સૌંદર્યથી મેક્સેન્ટિયસ રાજા મોહિત થયો. રાજાના સઘળા અનુનય વ્યર્થ ગયા ત્યારે પોતાના નોકરો પાસે તે સ્ત્રીને તેના ઘરમાંથી ઘસડી મગાવી. ત્યારે તે વફાદાર પત્નીએ રાજાની ઇચ્છાને આધીન થવા પેહેલાં એક ક્ષણ પોતાના ઓરડામાં જવાની રજા માગી અને રોમન સ્ત્રીને છાજતી હિંમતથી પોતાની છાતીમાં છરી ભોંકી મરી ગઈ. આવા દાખલાની પ્રાથમિક ખ્રિસ્તિ ગુરૂઓએ બહુ પ્રશંસા કરી છે તેથી કેટલાક પ્રોટેસ્ટંટ વિવાદકોની નૈતિક લાગણી બહુ દુઃખાય છે, અને કેટલાક કેથોલિક વિવાદકો પણ ગુચવાય છે. પરંતુ ધાર્મિક મતમતાંતરને લીધે જેમણે સદાચારની સ્વાભાવિક લાગણી છેક નાશ થવા દીધી નથી તેમને તેમના બચાવની કાંઇ જરૂર રહેશે નહિ.

શરૂઆતની ખ્રિસ્તિ અવસ્થામાં આવા પ્રકારની આત્મહત્યાને જ કાંઇક પરવાનગી હતી. સંત અંબ્રોઝ બ્હીતાં બ્હીતા, અને સંત જેરોમ વધારે હિંમતથી, તેની હિમાયત કરતા. પરંતુ એલેરિકના સિપાઇઓએ રોમ સર કરવાથી જ્યારે આ પ્રશ્ન બહુ આગળ આવ્યો ત્યારે, એમાં ઉંડાં ઉતરી સંત ઓગસ્ટાઇને નિર્ણય આપ્યો કે એવા આપઘાત સંજોગોને લીધે ગમે તેટલા પ્રસંશનીય થતા હોય છતાં તેમાં પાપ જ છે. કેથોલિક ધર્મગુરૂઓએ આ અભિપ્રાય હવે એકંદરે માન્ય રાખ્યો છે અને પેલેજ્યા ડોમ્નિનાની આત્મહત્યાનો ખુલાસો તેઓ એમ કરી દે છે કે તેઓએ તો ખાસ પ્રેરણાથી પ્રેરાઇ એ કાર્ય કર્યું હતું. છતાં જે સાધુઓ જીંદગીનો આવશ્યક

ખોરાક તજીને તપ કરતા અને તેથી સ્પષ્ટ રીતે પોતાની જીંદગીને ટુંકી કરી નાખતા તેમની અત્યંત પ્રશંસા તેઓ કરતા હતા. ધીમે ધીમે થતી આ આત્મહત્યા પ્રત્યે લોકો કેવી દૃષ્ટિથી જોતા હતા તેનું એક વિલક્ષણ દૃષ્ટાંત સંત જેરોમે બ્લેસિલા નામની એક યુવાન સાધ્વીના જીવન વૃત્તાંતમાં માચવી નાખ્યું છે. ચોથા સૈકાના ધાર્મિક અભિપ્રાય પ્રમાણે આ બાઇએ પરણવાનો ગુનો કર્યો હતો, પણ પરણ્યા પછી સાત મહિનામાં એ બાઇને વૈધવ્ય પ્રાપ્ત થયું હતું; અને આમ આ બાઇનું સાધુપણું અને બ્રહ્મચર્ય બન્ને જતાં રહ્યાં. પછી એ બાઇને માંદગીનો પ્રસંગ પ્રાપ્ત થતાં તેમાંથી ધર્મની પ્રબળ વૃત્તિ તેને સ્ફુરી આવી. તેથી વીશ વર્ષની ઉંમરે એ બાઇ મઠમાં ગઇ. ત્યાં એની ભક્તિ એવા તો ઉગ્ર પ્રકારની થતી ગઇ કે વખત જતાં પોતાના પતિના મૃત્યુ કરતાં પોતાના બ્રહ્મચર્યના ભંગને માટે તેને વધારે શોચ થવા લાગ્યો; અને તેથી તે સખત દેહદમન અને તપ કરવા લાગી. અપવાસથીજ તેનું મૃત્યુ નીપજ્યું હતું એવી ખાત્રીને લીધે અને તેની જનેતાનું છાતીફાટ રૂદન જોઇ લોકો ગુસ્સે થઇ ગયા અને તેની દફન ક્રિયા વખતે લોકો ઉશ્કેરાઇ પોકારવા લાગ્યા કે સાધુઓની શાપિત જાતને દેશનિકાલ દેવો જોઇએ, તેમને પથરા મારી મારી નાખવા જોઇએ અથવા તો તેમને જળમાં ડૂબાડી દેવા જોઇએ. પરંતુ અપવાસ અથવા કષ્ટદાયક દેહદમનના રિવાજને ખ્રિસ્તિ સંસ્થાએ નિંદ્યો હોય એમ ક્યાંઇ જણાતું નથી, અને સાધુઓની મોટી સંખ્યાએ આકરા તપથી અંતે દેહપતન કર્યું હોય એમ જણાઇ આવે છે.

પરંતુ જાણી જોઇને કરેલા સ્પષ્ટ આપઘાત જે પ્રાચીન સમયની નીતિમાં અગ્રસ્થાન ભોગવતા હતા તેવા આપઘાત ખ્રિસ્તિઓમાં લગભગ બંધ થઇ ગયા હતા. પરંતુ તે વાડાની બહાર 'સરકમસેલિયન' નામની શાખાના અનુયાયીઓ જે ચોથા સૈકાથાં પારકાનું દુઃખ ભાંગવા ગામો ગામ ભટકતા અને નીતિના ખરા ખોટાના પરીક્ષકો પોતેજ છે એમ કહેતા તેઓ વિધર્મીઓનું અપમાન કરી ધર્મ-વીરો થવા માટે જાણી જોઇને મૃત્યુ શોધતા, અને સેંકડો જણા ભેગા થઇ ઉંચી ટેકરી ઉપરથી ઉત્પાદ-

પૂર્વક નીચે ખીણમાં કૂદી પડી મૃત્યુને શરણ થતા, કારણ કે ધર્મ વીરતાનો એ પણ એક પ્રકાર છે એમ તેઓ માનતા.

વળી ધર્મ-સુધારણા પહેલાં પાખંડી ગણાતા આલ્બિજેન્સો પણ ભયંકર મંદવાડની વેળાએ અપવાસ કરી અથવા નસ ખોલી મૃત્યુની ગતિને ત્વરિત કરતા હતા. મધ્યકાળમાં કેથોલિકોના જૂલમથી ગાંડા બની અસંખ્ય યાહુદીઓ આપઘાત કરતા હતા. પરંતુ ખ્રિસ્તિ સમયમાં આત્મ-હત્યાની વિરૂદ્ધ ધીમે ધીમે સખત કાયદા થવા લાગ્યા, અને આત્મહત્યારો પાપી ગણાવા લાગ્યો. તેની મરણોત્તર ક્રિયા થતી નહિ, અને તેના આત્માના ભલાને માટે પ્રાર્થના કરવામાં આવતી નહિ. વળી મુએલાની મિલ્કત જપ્ત થવા લાગી અને તેના શબને પણ તરેહતરેહનાં હડહડતાં અપમાન અપાવા લાગ્યાં, કારણકે સેતાનની પ્રેરણાથી આત્મહત્યા થાય છે એવું મનાતું હતું.

આમાંથી કેટલાક કાયદાઓ અર્વાચીન સમયમાં ગેરવાજબી ગણાય છે. દૃષ્ટાંત તરીકે આત્મ-હત્યા કરનારની મિલ્કત જપ્ત કરી તેના વારસોને ભીખારી બનાવી મૂકવામાં અન્યાય સ્પષ્ટ થાય છે. તથાપિ આ કાયદાઓથી એટલી વાત તો સ્પષ્ટ થાય છે કે આત્મહત્યાથી એ વખતે લોકોને કમકમાટી ઉપજતી હતી અને વિચાર-સાહચર્યના બળે એ લાગણી આવા કાયદાઓથી અને રિવાજોથી દૃઢ થતી હતી. ઉપરાંત-આત્મહત્યા કરતી વખતે કલ્પના રોગીષ્ટ, ઉશ્કેરાએલી અને અતિ તીવ્ર હોય છે. તે કલ્પનાને ભયગ્રસ્ત કરવાની ખાસ યોગ્યતા આવા કાયદાઓમાં રહેલી હોય છે. આજુબાજુનો વિચાર કરી કોઈ માણસ ઘંડે પેટે આત્મહત્યા કરવાની કવચિત્ યોજના કરે તો ધાર્મિક, સામાજીક અને કાયદાનાં પરિણામોથી તેની પાછળ રહેના સગાંઓના દુઃખમાં બહુ વધારો થશે એ વિચારની ઘણી અસર તેના ઉપર થતી હોવી જોઇએ. આત્મહત્યા વિરૂદ્ધ નિરંતર કાયદા થતા હતા તેથી એમ જણાય છે કે તે સમયે આત્મહત્યા તો ઘણીજ થશે, પરંતુ કેથોલિક ધર્મના વાડામાં ઘણા સૈકાઓ સુધી તે કવચિત જ થતી. સ્ત્રીઓએ આત્મહત્યા કર્યાના દાખલા બહુ મળી આવતા નથી, તેથી સ્ત્રીઓ આત્મ-

હન્યા જવલ્લે જ કરતી હશે. પરંતુ નારી-પૂજનની શૌર્યવાન સમયની કથાઓમાં એવી આત્મહત્યાનો અનુક્રમ જોવામાં આવતો નથી. એબિલાર્ડ અને સંત ટૉમસ એક્વીના એને ગુનો ગણતા; અને આત્મહત્યા કરનારા નરકનું તીવ્ર દુઃખ ભોગવે છે એવું વર્ણન કવિ ડાન્ટે કરે છે. મધ્યમ કાળના સાધુઓ ગમગીનીને લીધે આત્મહત્યા કરતા. વળી કોઈ ધર્મના ઝનુનથી ગાંડા બની અને કોઇ પ્રેમમાં નાસીપાસ થવાથી આત્મઘાત કરતા. પરંતુ તેવા દાખલા થોડા બનતા, અને એવા માણસોને મઠમાં આશ્રય મળતો હોવાથી મઠની સંસ્થા ઘણાને આત્મઘાત કરતાં બચાવતી હોય એ સંભવિત છે. કોઇ પણ કાળ કરતાં કૅથોલિક ધર્મના સર્વોપરિ કાળમાં આત્મહત્યાઓ ઓછી થતી હતી એ નિર્વિવાદ છે. કુરાનમાં આત્મહત્યાની મનાઇ હોવાથી મુસલમાની ધર્મનો પણ એ બાબતમાં રોકો હતો. ઇશ્વરની ઇચ્છાને તાબે રહેવાનો ખ્રિસ્તિ સિદ્ધાંત મુસલમાની ધર્મમાં પ્રારબ્ધવાદનું રૂપ પામ્યો, અને આ બન્ને ધર્મોની અસરથી સુધરેલા મનુષ્યોમાં આત્મહત્યા લગભગ બંધ થઇ ગઈ. આટલું ખ્રિસ્તિ ધર્મનું જ પરિણામ છે.

ત્યારે હવે આત્મહત્યાનો પૂરેપૂરો ઇતિહાસ પણ ટૂંકામાં જોઇ લઇએ. ધર્મ-સુધારણાથી પણ આત્મહત્યાના દાખલા વધ્યા હોય એમ જણાતુ નથી, કારણ કે કૅથોલિક મતની પેઠે પ્રોટેસ્ટંટ મત પણ એ બાબતમાં સખ્ત હતો. પરંતુ અમેરિકાના મૂળ વતનીઓ દાસત્વ અને ક્રૂર જુલમથી ગભરાઇ આપઘાત કરતા, પણ સ્પેનવાસીઓ તેમને કહેવા લાગ્યા કે તમારી વાંસે અમે પણ આપઘાત કરી પરલોકમાં પણ તમને કનડશું: ત્યારે તે બંધ પડી ગયા. યુરોપમાં ડાકણો ઉપર ઘણો જૂલમ થતો અને તેના ત્રાસથી ઘણી ડોશીઓ આપઘાત કરતી. કેવળ ગાંડપણને લીધે પણ ઘણીવાર માણસો આપઘાત કરતા. નેપલ્સના પરગણામાં પંદરમા સૈકાની આખરથી તે સત્તરમા સૈકાની આખર સુધી એક વિચિત્ર પ્રકારનો ઉન્માદ જોવામાં આવ્યો હતો. આ ઉન્માદ એક જાતના ઝેરી કરોળીઆ કરડવાથી થતો હતો. આ ઉન્માદમાં લોકોનાં ટોળાં દરિયા કિનારે ભેગાં થતાં અને દરિયાનાં આસમાની મોજાં નજરે પડતાં એટલે જુસ્સાથી ઇશ્વરનું પગો-

ગાન કરતાં કરતાં તેઓ તેમાં ઝંપલાતાં. આવા ઘણા પ્રકારના ઉન્માદથી લોકો આપઘાત કરતા હતા. પણ તે વૈદકશાસ્ત્રનો વિષય છે, નીતિશાસ્ત્રનો નથી.

પરંતુ ગ્રીસ અને રોમના સાહિત્યને પુનરૂજ્જીવન પ્રાપ્ત થતાં, વાજબી અને ગેરવાજબી આત્મહત્યાનો ભેદ લોકમતમાં પડવા લાગ્યો. તેથી જ્યારે કોઇ રાજદ્રોહી શારીરિક યાતનાના ભયથી ત્રાસ પામી મિત્રોને બચાવવા આત્મઘાત કરતો ત્યારે તેમાં પોતે પાપ કરે છે એમ તે માનતો નહિ. સત્તરમા અને અઢારમા સૈકાના પ્રથમ અર્ધ ભાગમાં યુરોપના બીજા દેશો કરતાં ઈંગ્લાંડમાં આત્મહત્યાના દાખલા વધારે બનતા. સર ટૉમસ મુર પોતાના યુટોપિયા નામના ગ્રંથમાં અસાધ્ય રોગથી પીડાતા દરદીઓને જ આત્મહત્યાની છૂટ આપે છે. આત્મહત્યાના બચાવમાં આ સમયે ઘણા લેખ પણ લખાયા છે. પરંતુ તેમાં ફ્રેંચ-ઉત્ક્રાંતિ સમયના ફ્રેંચ ફિલસુફોના લેખ બીજા કરતાં વધારે અસરકારક છે. મોન્ટેન પ્રાચીન કાળના દાખલા ટાંકી આત્મહત્યાને વખાણે છે. મોંટેસ્ક્યુ પણ તેની તરફેણ કરે છે. રૂસો એક પત્રમાં આત્મહત્યાના બચાવની દલીલો આપે છે અને બીજા પત્રમાં તેમને દાંભિક કહી તોડી પાડે છે; અને કહે છે કે ઘણીખરી આત્મહત્યાઓમાં અંતે સ્વાર્થ જ હોય છે. તેથી આત્મહત્યા કરવાની જેને જરૂર લાગે તેણે બીજાનું ભલું કરવામાં પ્રવૃત્ત થવું અને તેથી જરૂર તેના દિલને આરામ મળશે જ. વોલ્ટેર કહે છે કે અત્યંત જરૂરના પ્રસંગે આત્મહત્યા કરવી વાજબી છે. નિરીશ્વરવાદી હૉલબૅક પણ તેની તરફેણમાં હતો. ધર્મ ભાવનામાં સડો પેસવાથી આત્મહત્યામાં ગંભીર પ્રકારનું પાપ છે એવું ભાન લોકોને રહ્યું નહિ તેથી, અને જમાનાની દયા અને કાયદાની હદની વધારે સ્પષ્ટ સમજણને લીધે, તે બાબતમાં ક્રૂર કાયદા વિરૂદ્ધ લોક લાગણી ઉભી થઇ બેકેરિઆ કહેતો કે એવા સખત કાયદાથી મરનારના વારસોને અન્યાય થાય છે, અને જેણે આપઘાત કરવાનો નિશ્ચય જ કર્યો હશે તે એવા કાયદાથી પણ તેમ કરતાં અટકવાનો નથી. તાત્વિક ચળવળના અત્યંત સુધરેલા સમયમાં એટલે ઇ. સ. ૧૭૮૯ના અરસામાં પણ પેર-

ટીઅર નામના આત્મહત્યારાના શબને પારીસની શેરીઓમાં ઉંધે માથે ઘસડવામાં આવ્યું હતું, પછી તેને ઉંધે માથે ફાંસીએ લટકાવવામાં આવ્યું હતું અને પછી તેને ગટરમાં ફેંકી દેવામાં આવ્યું હતું. આવા કાયદાનો અંત ફ્રેંચ ઉત્ક્રાંતિના વખતે આવ્યો, અને ત્યારે બધા પ્રકારની સ્વતંત્રતાની સાથે મોતની સ્વતંત્રતા પણ લોકોને મળી. અને પછી તુરત જ આત્મહત્યાની સંખ્યા વધી પડી. કેમ જાણે કે મૂર્તિપૂજકોનો કાળ પાછો આવ્યો હોય તેમ ખ્રિસ્તિ ધર્મની અસર થોડોક વખત તો અસ્ત થઇ ગઇ. પરંતુ ઉત્ક્રાંતિનો પવન જતાં આત્મહત્યાનો પવન પણ ઓછો થયો અને જૂના વિચારો પાછા પગભર થયા. પરંતુ આત્મહત્યા વિરૂદ્ધ ઘણાખરા કાયદા રદ થઇ ગયા હતા તે રદ થએલા જ રહ્યા. તથાપિ જાણી બુજીને જે આપઘાત કરે તેની મિલ્કત રાજ્યમાં જપ્ત થાય એ ક્રૂર ધારો હજી ઇંગ્લાંડના કાયદામાં હયાત હતો, જો કે તેનો અમલ થતો નહિ. સને ૧૮૭૦ માં એ કાયદાનો અંત આવ્યો.

ખ્રિસ્તિ ગુરૂઓની કેટલીક દલીલો જો કે અત્યારે સ્વીકારવામાં આવતી નથી, તોપણ આ બાબતમાં એકંદરે તેમનો અભિપ્રાય માન્ય છે. એક નાનકડા સુંદર ગ્રંથમાં મેડમ સ્ટાએલે આ બાબતમાં શાંત, નિષ્પક્ષ અને વિચારશીલ ભક્તિભાવથી નિર્ણય કર્યો છે. તે કહે છે કે આત્મહત્યા એટલે ખૂન જ, અથવા હમેશાં કે ઘણુંકરીને તે બીકતાનું પરિણામ છે એ પ્રાચીન ધાર્મિક દલીલ સ્વીકારવાની અગત્યતા નથી, વળી આત્મહત્યારો પરલોકમાં અતિ દુઃખી થાય એવી ધાર્મિક ધાસ્તીથી પણ માણસને ગભરાવવાની જરૂર નથી. પરંતુ જે માણસની જીંદગી સુંદર રીતે સદાચારી અને પવિત્ર હોય છે તેને આત્મહત્યા કરવાની ઇચ્છા કદિ ઉદ્‌ભવતી જ નથી, અને કદિ ઉદ્‌ભવે તોપણ તેને કાબુમાં રાખવા એ સમર્થ હોય છે. દુઃખને લીધે માણસમાં કોમળતા, વિશુદ્ધિ અને ચારિત્ર્યમાં ગાંભીર્ય આવે છે; અને ઇશ્વરની ઇચ્છાને તાબે રહી વર્તવું એ આપણું ઉંચા પ્રકારનું કર્તવ્ય છે: એટલું જ નહિ પરંતુ એવી ટેવથી અત્યન્ત પવિત્ર પ્રકારનો દીવાગો આપણને મળે છે અને આપણા ચારિત્ર્યને ઉચ્ચ કરવા માટે એવી સ્થિતિ

આવ.પક છે. મનુષ્યના ગૌરવનું ખરૂં માપ તેની નિઃસ્વાર્થતાથી થાય છે. સારા માણસની નજર હમેશાં બીજાના શ્રેય ઉપર જ હોય છે. જરૂર પડે તો બીજાને માટે પોતાની જીંદગી ગમે તેવી સુખી હોય તોપણ તેનો ભોગ આપવો; અને જરૂર પડે તો તે જીંદગી ગમે તેવી કષ્ટદાયક હોય તોપણ તે જારી રાખવી. તેથી કર્તવ્યની ખાતર જે પોતાની જીંદગીનો ભોગ આપે તે ધર્મ-વીર; અને પોતાનું દુઃખ મટાડવા જે પોતાના સંજોગની સામે થઇ મરે તે આત્મહત્યારો.

ખ્રિસ્તિ ધર્મની અસરદ્વારા આવા વિચારો હાલમાં યુરોપમાં પ્રચલિત છે. તેથી ગાંડપણ કે એવી જાતના રોગ અથવા પારાવાર દુઃખને લીધે જ હાલ આપઘાત થતા આપણે સાંભળીએ છીએ. તથાપિ ગણનાત્મક કોઠા (Statistics)થી જણાય છે કે આત્મહત્યાનો પ્રચાર ત્વરાથી વધતો જાય છે અને જે પ્રજાનાં માનસિક વિકાસ અને સામાન્ય સંસ્કૃતિ ઘણી ઉંચા પ્રકારની હોય છે તેનું તો એ ખાસ લક્ષણ હોય છે. આ વાતનો ખુલાસો કરવા ઘણાં કારણો આપી શકાય તેમ છે. માનસિક પ્રવૃત્તિઓમાં દીવાનાપણું ઉપજાવવાની ખાસ યોગ્યતા રહેલી છે. વળી કોઇ આપઘાત કરે તો તે વાત છાપાદ્વારા હાલ ઠેકાણે ઠેકાણે પ્રસિદ્ધ થઈ જતી હોવાથી નબળાં માણસો તેની નકલ કરવા આકર્ષાય છે. વળી કેવળ જંગલી દશાનો વિચાર અલગ રાખીને વાત કરીએ તો અત્યંત સુધારાના સમયમાં એકંદરે આબાદી વધે છે એ વાત ખરી, પણ સાથે સાથે અત્યંત કલેશ અને તીવ્ર મનાપ પણ આવે એ પણ સંભવિત છે. લાખો જે કમાય તે કદિ લાખો ખુએ પણ ખરા. સુધારાને લીધે માત્ર વિરામની વસ્તુઓ જીંદગીની જરૂરીઆતો ગણાવા લાગે છે, અને તેથી કરીને તેમની માલીકીનો આનંદ નડી ગયા પછી લાંબા કાળ સુધી તેમના જવાથી તીવ્ર દુઃખ થાય છે. વળી સુધારાને લીધે ચારિત્ર્યમાં કોમળતા આવતાં દુઃખની લાગણી ખાસ કરીને તીવ્રતર થાય છે. વળી ધાર્મિક સહાયતાને લીધે આત્મહત્યા પ્રત્યે ઉપજતી કમકમાટી ઓછી થાય છે, અને વખતે હાસુદી પણ જતી રહે છે. વળી પોતાના મતમાં આગ્રહ રાખવાની ટેવ, રાજકીય સ્વતંત્રતા, માન-

સિક ચંચળતા, અને ઔદ્યોગિક સાહસને લીધે ઉપજતી આતુર અને અશાંત તૃષ્ણાઓ—આ બધાં હાલના જમાનાની પ્રગતિના આવશ્યક સિદ્ધાંતો છે, પરંતુ તેથી સંતોષનો સદાચાર કેવળ દુર્લભ થતો જાય છે, અને ઇશ્વરની ઇચ્છાને આધીન રહેવાની ટેવ કે જે ખરેખરા દુઃખને વખતે દીલાસારૂપ થાય છે તે ટેવ તેથી નિર્મૂળ થતી જાય છે.

મનુષ્યની જીંદગીની પવિત્રતા પરત્વે ખ્રિસ્તિ ધર્મે શું કર્યું છે તે આપણે જોયું. હવે ભ્રાતૃભાવ અને જનહિતૈષણા બાબત તેણે શું કર્યું છે તે આપણે જોઇએ; અને પ્રથમ ગુલામગીરીની બાબત તપાસીએ.

ગુલામગીરીની પ્રથા વાજબી છે એવો સંપૂર્ણ સ્વીકાર વિધર્મીઓમાં હતો. પરંતુ સ્ટૉઇક મતનો ઉપદેશ એવો હતો કે સર્વ મનુષ્યો સરખાં છે. તેથી સેનિકા ઇત્યાદિ કહેતા કે ગુલામો પ્રત્યે માયાળુપણે વર્તવાની શેઠની ફરજ છે. છતાં ગુલામો પ્રત્યે ઘણી વખત નિર્દય ક્રૂરતા વપરાતી હતી. આ ક્રૂરતા બંધ કરવા ઘણા કાયદા થયા હતા, અને છેવટે ગુલામને મારી નાખવાની સત્તા શેઠને રહી નહોતી. છતાં ગુલામ ઉપર જૂલમ ઘણો થતો અને થોડીક યોગ્ય સજા કરતાં ગુલામ મરી જાય તો શેઠ જવાબદાર ગણાતો નહિ. ગુલામને મારી નાખવાનો જ ઇરાદો શેઠનો હતો એવી વાત પૂરવાર થાય તો જ શેઠને જવાબદાર ગણવાનો કાયદો હતો.

વિધર્મી અને ખ્રિસ્તિ રાજ્યોના સંક્રાંતિ કાળે ગુલામોને બે જાતનાં સંકટ મુખ્ય હતાં; કાયદામાં તેમનાં લગ્નોનો કેવળ અસ્વીકાર હતો અને શેઠ તેને ક્રૂર રીતે રીબાવી દુઃખ દઇ શકતો. જસ્ટિનિયનના સમય પહેલાં ખ્રિસ્તિ પાદશાહો પણ ગુલામની જાતને હલકી ગણી તેમને કાયદાના સંરક્ષણની બહાર રાખવાનું યોગ્ય ગણતા હતા. પરંતુ ધીમે ધીમે કાયદાનો લાભ ગુલામોને મળવા લાગ્યો; અને તેમને તેમનાં કુટુંબથી વિખુટા પાડવા નહિ એવો ઘણો દયાળુ કાયદો કૉન્સ્ટનટાઇને કર્યો હતો. વળી ગુલામોને છૂટા કરવાની ક્રિયા રવિવારે દેવળમાં થવા લાગી. સિવાય ઘણા કાયદા થવા લાગ્યા. ગુલામ વર્ગ અને સ્વતંત્ર વર્ગ વચ્ચે લગ્નની પ્રથા [illegible]

ચાર્ય અને વ્યભિચારની બાબતમાં આગળના કરતાં પણ વધારે સખત કાયદા થયા. આ બધા કાયદામાં એકંદરે પ્રગતિ દેખાય છે, પણ ખ્રિસ્તિઓ બડાઈ મારે છે તેવી તે નહોતી. બસેં વર્ષ પર્યંત ગુલામના સંબંધમાં કાયદાની સ્થિતિ લગભગ એવી ને એવી જ રહી હતી. પરંતુ જસ્ટિનિયનના સમયમાં ઘણુા જ અગત્યના કાયદા થયા હતા. પ્રથમ તો ગુલામોની સ્વતંત્રતા ઉપર જે જે અંકુશ વિધર્મી કાયદાએ મૂક્યા હતા તે બધા એણે રદ કર્યા, અને તેથી ખ્રિસ્તિ ધર્મની સંપૂર્ણ અસર થવાનો અવકાશ પ્રાપ્ત થયો. બીજું, ગુલામ, સ્વતંત્ર થએલો ગુલામ, અને સ્વતંત્ર નાગરિક—એ વર્ગોનો ભેદ એણે ભૂસી નાખ્યો; અને સ્વતંત્ર થએલા ગુલામને નાગરિકના લગભગ બધા હક પ્રાપ્ત થયા. ત્રીજું, પોતાના શેઠની રજા લઇ ગુલામને સ્વતંત્ર સ્ત્રી સાથે પરણવાની એણે છૂટ આપી. અને ગુલામ સ્ત્રીનું રક્ષણ કરવાનો પણ એણે કાયદો કર્યા હતો.

પરંતુ આ બાબતમાં ખ્રિસ્તિ છે. સિદ્ધાંતમાં ગુલામગીરીનો સ્વીકાર ધર્મની અસરે અન્ય રીતે બહુ થયું કર્યું નથી; કારણ કે આગાધિનના અખ્રિસ્તિ ધર્મના જેવો બીજું કોઈ એ તે ધર્મમાં મૂલ્ય ગણી છે. કુદરતી રીતે જે મોહિ તાબે રહેવાની ફરજ ગુલામને ભાઇ અને સોબતી તરીકે ગણવાની દરેકને માણુસો સરખાં જ છે, તરફ ક્રૂર વર્તણુક રાખવામાં પાપ છે, એવું એવું ખ્રિસ્તિ છે, અને તેમના બોલતા. પરંતુ સેનિકા, એપિકટેટસ ઇત્યાદિ વિધર્મીઓ પણ એ ગુરૂઓ, બહુ હતા; છતાં ખ્રિસ્તિ ધર્મ ગુલામગીરીનો નાશ કરવા સમર્થ કેમ જ બોલતા વાત જાણુવા જેવી છે. આ સેવા ખ્રિસ્તિ ધર્મ ત્રણ પ્રકારે કરી થયો એ

પ્રથમ તો, દેવળમાં થતી પ્રાર્થના અને પ્રાયશ્ચિતમાં આ ધર્મ રેખા ગણતો અને તેમાં શેઠ અને ગુલામનો ભેદ બિલકુલ રાખવામાં આ હિ. વળી પ્રભુ ભોજન પછી થતા પ્રેમોત્સવમાં અને જાહેર પ્રાર્થના ઇત્યાદિ જોડા જોડ બેસતા, અને ગુલામનું મોત નીપજાવવા માટે શેઠને રફથી કાંઇ શિક્ષા થતી નહિ તે સમયે આ ખ્રિસ્તિ ધર્મ એવા

પ્રભુ-ભોજનમાંથી બાતલ કરતો. વળી સ્ત્રી ગુલામોની આબરૂ સાચવવા માટે પણ સંસ્થાએ ચીવટ રાખી કાયદા કર્યા હતા. વળી છૂટો થએલો ગુલામ પાદરી પણ થઇ શકતો અને એવા ગુલામો આગળ મોટા તાલેવંત શેઠીઆઓ પણ ઘણીવાર ઘુંટણીએ પડી તેમનો આશિરવાદ યાચતા.

બીજો પ્રકાર એ હતો કે સેવકવર્ગને ખ્રિસ્તિ ધર્મે નૈતિક ગૌરવ અર્પ્યું. મહની જીંદગી કે જેના પ્રત્યે લોકોને ગંભીર પ્રકારનું માન ઉપજ્યું હતું તે જીંદગીની સાથે એ ધર્મે નિર્ધનતા અને મેહેનતને જોડી દીધી, એટલું જ નહિ પણ જમાનાના નૈતિક દૃષ્ટિબિંદુમાં એણે નવા ફેરફાર કર્યા; તેથી આ બાબતમાં એ સફળતા પ્રાપ્ત કરી શકયો. ગુલામોની પોતાની સ્થિતિને માટે નહિ, પણ એ સ્થિતિને લીધે તેમનું જે ચારિત્ર્ય બંધાઇ ગયું હતું તેને લઇને, ગુલામો પ્રત્યે વિધર્મી લેખકો બહુ તિરસ્કારની દૃષ્ટિથી જોતા. સેવક વર્ગનું ચારિત્ર્ય તેમને મન દુરાચારનું બીજું નામ માત્ર હતું. સિસેરો કહેતો કે ગુલામના ચારિત્ર્યમાં કાંઇ મહાન્ કે ઉત્તમ હોઇ જ શકે નહિ, અને પ્લોટમના નાટકોના દરેક પ્રવેશમાં ગુલામોની એવી જ ગણના કરેલી છે. આમાં કેટલાક અપવાદ પણ હતા એ વાત ખરી છે. એપિકટેટસનું ચારિત્ર્ય ઉમદામાં ઉમદું હતું અને રોમમાં તેવું ગણાતું હતું. પોતાના સ્વામી પ્રત્યે ગુલામોની નિમકહલાલીનાં વારંવાર વખાણ થતાં. અને બીજી બાબતોની પેઠે આમાં પણ સેનિકા ગરીબોનો બેલી હતો. તથાપિ ગુલામો પ્રત્યે તિરસ્કારની દૃષ્ટિ સામાન્ય હતી એમાં કાંઇ શક નથી, અને ઘણે અંશે વિધર્મી સંસારમાં તે વાજબી પણ હતી. દરેક જમાનામાં પોતપોતાનું નૈતિક દૃષ્ટિબિંદુ હોય છે અને એ દૃષ્ટિબિંદુને લક્ષી બધા સદાચારી મનુષ્યોનું વર્તન થાય છે. વળી જીવનના દરેક ભિન્ન ભિન્ન પ્રદેશમાં પણ અમુક અમુક જાતનો નમુનો ઉપજાવવાનું ખાસ વલણ હોય છે, અને તે પ્રદેશ અમુક જાતના સદાચારોને ખાસ કરીને અનુકૂળ હોય છે અને અન્ય પ્રકારના સદાચારોને ખાસ કરીને પ્રતિકૂળ હોય છે. જેટલે અંશે જમાનાના નૈતિક નમુનાની સાથે દરેક વર્ગનો આ નમુનો એકાકાર થાય છે, તેટલે અંશે લોકો તેની ઉચ્ચ ગણના કરે છે અને ખરેખરી નીતિ પણ તેમાં તેટલી જ

હોય છે. હવે, આપણે જો એટલી વાત લક્ષમાં રાખીએ કે મહાશયના, આત્માશ્રય, ગૌરવ, સ્વતંત્રતા, અર્થાત્ ચારિત્ર્યની ઉંચી નજર જ રોમન લોકોમાં સદાચારનું શિખર ગણાતું હતું, તો સ્પષ્ટ છે કે આ નમુનો ખાસ કરીને સ્વતંત્ર મનુષ્યોને માટે જ યોગ્ય હોય છે અને ગુલામની દશા તેના વિકાસને માટે ઘણા મોટા અંશે પ્રતિકૂળ હોય છે. પરંતુ સેવક વર્ગના સદાચારને નીતિના નમુનામાં અગ્રસ્થાન ખ્રિસ્તિ ધર્મે જ પ્રથમ આપ્યું. દીનતા, આજ્ઞાધીનતા, નરમાશ, સહનશીલતા, ઇશ્વરની ઇચ્છાને આધીન રહેવાની ટેવ, ઇત્યાદિ ગુણો ખ્રિસ્ત ચારિત્ર્યમાં મુખ્ય અથવા મુદ્દાના સદાચાર છે. વિધર્મીઓ આ સદાચારના બેદરકાર રહ્યા હતા અથવા તેમની હલકી ગણના તેમણે કરી હતી; પરંતુ આ મળા સદાચાર સેવક વર્ગની સ્થિતિમાં વિકાસ પામી આબાદ થઇ શકે એવા હતા. તેથી નૈતિક નમુનાની દૃષ્ટિ સેવક વર્ગ પ્રત્યે ખ્રિસ્તી ધર્મે ફેરવી નાખી એ વાત ઘણી અગત્યની અને લક્ષમાં રાખવા જેવી છે. કોઇ અમુક વર્ગના ખાસ સદાચારને જો કોઇ ધર્મ પોતાના જ ખાસ સદાચાર ગણી શકે તો તે ધર્મના સામાજીક અને રાજકીય સંબંધો ઉપર તેની ઘણી જ ગંભીર અસર ઉત્પન્ન થાય છે; અર્થાત્ સદાચારની અમુક જાતને અથવા સમૂહને જો કોઇ ધર્મ પ્રાધાન્ય આપે તો સમાજમાં અને રાજ્યમાં તે ધર્મનો સંબંધ ઘણો ગંભીર થઇ જાય છે. સેવક વર્ગની સ્થિતિને જે ખાસ સદાચાર અનુકૂળ છે તે સદાચાર પ્રાચીન કાળમાં એટલું તો ઓછું માન પામતા કે પોતાને બંધબેસતા પ્રદેશમાં પણ તે કેળવાતી નહોતા. સારા માણસોની મહદ્ ઇચ્છાઓ તદન જૂદી જ દિશામાં પ્રવૃત્ત રહેતી હતી. સ્ટૉઇકનો સદાચાર સંકટને સમયે ખીલી નીકળતો તે હલકી સ્થિતિમાં ઘણુ કરીને હમેશાં કરમાઇ જતો. ખ્રિસ્તિ ધર્મની અસરને લીધે નીતિની મહાન ચળવળ સેવક-વર્ગમાં ઉત્પન્ન થઇ. તેથી કરીને સેવક-વર્ગમાં મહાન્ નીતિના સંસ્કાર જન્મ પામ્યા, અને જ્યાંબધ ગુલામો ખ્રિસ્તિઓ થવા લાગ્યા. અને ઘણા ગુલામ ધર્મ-વીર બની સંતની પદવીને પ્રાપ્ત થયા. આ પ્રમાણે તિરસ્કારની જે નજરથી રોમ ગુલામ પ્રત્યે જોતા હતા તેનો ખ્રિસ્તિ

ધર્મે નાશ કર્યો, અને ગુલામોના હૃદયમાં નીતિનો સિદ્ધાંત સ્થાપીને તેમનો એણે ઉદ્ધાર કર્યો.

ત્રીજો પ્રકાર એ હતો કે ગુલામોને મુક્ત કરાવવાનો ખ્રિસ્તિ ધર્મનો પ્રયાસ સતત્ ચાલુ રહ્યો હતો. કૉન્સ્ટનટાઇનના કાયદાથી તેમને મુક્ત કરવાની ક્રિયા પાદરી વર્ગની દેખરેખ તળે મૂકાણી; અને જેને મઠમાં જવું હોય અથવા પાદરી થવું હોય તેને ગુલામગીરીમાંથી છૂટા થવા માટે ખાસ સગવડતા કરી આપે એવા ઘણા કાયદા થયા. આથી કરીને ગુલામોને છૂટા કરવાનું કામ પવિત્ર મનાવા લાગ્યું. અને જો કે તે કરવાનું કર્તવ્ય છે અગર આવશ્યકતા છે એવું જાહેરમાં કથન થતું નહિ, તથાપિ કરેલાં પાપ માટે પ્રાયશ્ચિત કરવાનો સૌથી સરસ રસ્તો એ છે કે ગુલામોને છૂટા કરવા અગર કરાવવા એવી માન્યતા ખ્રિસ્તિ ધર્મે ઉભી કરી, અને મતો તે પ્રમાણે ઉપદેશ કરવા લાગ્યા. એવું કહેવાય છે કે સંત મેલેનિયાએ આઠ હજાર ગુલામોને છૂટા કર્યા હતા; ઈત્યાદિ–ઘણા ગૃહસ્થો પણ પોતાના ગુલામોને છૂટા કરવા લાગ્યા હતા. આમ ગુલામોને છૂટા કરવા એ ધર્મનું કાર્ય મનાવા લાગ્યું. અને દરેક શુભ પ્રસંગે અને અનેક નિમિત્તે આ કાર્ય થવા લાગ્યું. મદવાડમાંથી ઉઠતા મનુષ્યો પોતાના ગુલામોને છૂટા કરતા; બાળકનો જન્મ થાય તેની ખુશાલીમાં ગુલામો મુક્ત થતા; મરતી વખતે ધર્મનું કામ જાણી માણસો ગુલામોને છૂટા કરતા; પોતાની પાછળ ગુલામોને છૂટા કરવા એવાં વસિઅતનામાં પણ થવા લાગ્યાં. પોતાના આત્માની શાંતિ અર્થે ગુલામોને સ્વતન્ત્રતાની બક્ષીસ કરવી એ વાત મધ્યકાળના જમાનામાં મોટો ધર્માદો ગણાતો હતો. તેરમા સૈકામાં જ્યારે ધાર્મિક ઉત્સવોને પ્રસંગે છૂટા કરવાને ગુલામ ફ્રાન્સમાં નહોતા, ત્યારે જૂના કાળમાં એ પ્રસંગે આવી ખેરાત થતી હતી એ બતાવવાની ખાતર પાંજરામાં કેદ પડેલા કબુતરોને ઉડાડી મૂકવામા આવ્યા હતા. અને ઇશુ ખ્રિસ્તને નામે કેદીઓ હજી પણ કદિ છૂટે છે.

તથાપિ કૉન્સ્ટનટાઇનના સમય પછી લગભગ આઠસેં વર્ષ પર્યંત ગુલામગીરીનો રિવાજ યુરોપમાં ચાલુ રહ્યો હતો, અને જે સમયની આપણે

આ ગ્રંથમાં વાત કરવાની છે તેમાં પણ જોકે તેનું સ્વરૂપ ફરી ગયું હતું અને તેનાં દુઃખ ઓછાં થઈ ગયાં હતાં, તોપણ તેમાં ગુલામોની સંખ્યા વિધર્મી સામ્રાજ્યના સમય કરતાં ઘણે કરીને વધારે હતી. પશ્ચિમ રાજ્યમાં ગુલામોની આ સ્થિતિમાં ફેરફાર જંગલીઓની જીતને લીધે એ દિશામાં ચયો છે. જંગલી કેદીઓની આવક બંધ થઇ; મોટાં કુટુંબો કે જે ગુલામોનો મોટો રસાલો રાખતા હતા તે કુટુંબો હવે નિર્ધન થઇ જવાથી ગુલામો રાખી શકતા નહિ; શહેરી જીવન એકંદરે ઘટી ગયું; અને જંગલીઓમાં જાતની સ્વતંત્રતા સાચવવાની ટેવ હતી; આ બધાં કારણોને લીધે ગુલામગીરીનો જૂનો પ્રકાર અટકી ગયો. પરંતુ દુર્દશા અને અનિશ્ચિત અવસ્થાને લીધે ખેડૂત વર્ગની મોટી સંખ્યા સરક્ષણની ખાતર પોતાની સ્વતંત્રતા પાડોશી અમીરોને વેચી દેવા લાગી. પૂર્વ રાજ્યમાં કરના બોજાથી લોકોની સમૃદ્ધિ ઓછી થતાં વધારે પડતા ગુલામો કોઇ રાખતું નહિ. વળી ખેતીને ઉત્તેજન આપવાની ખાતર ગુલામ-ખેડૂતોને પોતે ખેડતા હોય તે જમીન ઉપર કાયમ રાખવાના કાયદા થયા. વખત જતાં આવા ગુલામોનો મોટો ભાગ અને લગભગ બધા સ્વતંત્ર ખેડૂતો દાસ-ખેડુ (Serfs) ના નામથી પ્રસિદ્ધ એક પ્રકારની ગુલામગીરીની દશાને પ્રાપ્ત થયા. અને પછી આ પાયા ઉપર જાગીર-સંસ્થા (Feudalism) નામની વ્યવસ્થાની ઇમારત ચણાઇ. આઠમા સૈકાની આખરમાં કોઈ ગુલામને તેના દેશની બહાર વેચવાની મના થઇ. ઇટાલીમાં સ્વતંત્ર શહેરોની ઉત્પત્તિ, જે ગુલામ લશ્કરમાં નોંધાયો હોય તેને છુટા કરવાનો રિવાજ, આર્થિક પરિવર્તનને લીધે ગુલામની મજુરી કરતાં સ્વતંત્ર મજુરીથી થતો ફાયદો, અને આ બધાં કારણોની સાથે ધાર્મિક ઉદ્દેશો ભળતાં છેવટે મજુર વર્ગ સ્વતંત્ર થયો. ધર્માદાના કામ તરીકે ગુલામોને છુટા કરવાનો ચાલ છેવટ પર્યંત ચાલુ રહ્યો હતો. પરંતુ परोपदेशेपांडित्यम् બતાવનારા ધર્મ-ગુરૂઓ, સંસ્થાના લાભની ખાતર, બીજાને જે ઉપદેશ તેઓ આપતા તે પ્રમાણે પોતે જ ચાલતા નહિ. છતાં બારમા સૈકામાં યુરોપમાં ગુલામો જવલ્લેજ જોવામાં આવતા; ને તેરમાં સૈકામાં તો ગુલામગીરી લગભગ લોપ પામી ગઇ હતી.

વળી વારસામાં ઉતરી આવતી ગુલામગીરીનો અંત આણવા ખ્રિસ્તિ ધર્મે પોતાની જે વગ વાપરી છે તે વગ ગુલામગીરીને મળતી એક બીજી બાબત પરત્વે પણ તેણે બહુ વાપરી છે; અને તે બાબત લડાઇમાં પકડાએલા કેદીઓને દાસત્વમાંથી મુક્ત કરાવવાની હતી. ખ્રિસ્તિ સંસ્થાનો પ્રયાસ આ બાબતમાં સતત્ અને બહુ ઉત્તમ પ્રકારનો હતો. જંગલીઓના હુમલાના ત્રાસદાયક સમયે જ્યારે આખો દેશ પાયમાલ થઇ ગયો હતો અને મોટાં મોટાં શહેરો થોડા મહીનામાં ઉજડ થઇ ગયાં હતાં, જ્યારે સમાજનું આખું બંધારણ છિન્નભિન્ન થઇ ગયું હતું, અને જ્યારે ઇટાલિના શણગારરૂપ યુવાન પુરૂષો દુશ્મનોની તીખી તરવારના ભોગ થઇ પડ્યા હતા અથવા કેદી થઇ રહ્યા હતા, ત્યારે કેદીઓનું દુઃખ ઓછું કરવાનો સતત્ પ્રયત્ન ખ્રિસ્તિ ગુરૂઓએ કર્યો છે. ગૅાથ લોકોના હાથમાં પકડાએલા કેટલાક કેદીઓને છોડવવા સંત અંબ્રોઝે મિલાનના દેવળનાં કેટલાંક ઘરેણાં પણ વેચ્યાં હતાં, અને એરિયન મતવાળાએ તેના આ કાર્યને ધર્મ–ભ્રષ્ટતા કહી ઘણું નિંદ્યુ હતું પણ તેની દરકાર એણે કરી નહોતી. આ રિવાજ ત્વરાથી સર્વત્ર પ્રસરી ગયો. જ્યારે રોમના લશ્કરે સાત હજાર ઇરાની કેદીઓને પકડયા પણ તેમને નીભાવવાની ના પાડી, ત્યારે એમીડાના ધર્માધ્યક્ષે કહ્યું કે ઇશ્વરને સોનારૂપાના થાળ અને વાસણની જરૂર નથી; અને પોતાને હસ્તક સંસ્થાના જે કિંમતી દાગીના હતા તે એણે વેચી નાખ્યા, અને ખ્રિસ્તિ ધર્મના વિરોધી હોવા છતાં ઇરાનીઓને છોડાવી તેમને વતન તેમના રાજાને મોકલી દીધા. કાર્થેજના બિશપે પણ રોમન કેદીઓને એવી જ રીતે છોડાવ્યા હતા; અને ઘણા સતો એમ કરતા હતા. આ કામને માટે સતો એક બીજાને નાણું પણ મોકલતા. હજારો કેદીઓનો આ પ્રમાણે છુટકો થતો. સંત એલિજીયસે તો પોતાની આખી મિલકત એ કામમાં રોકી હતી. સત સિરેપિયન ઇત્યાદિએ તો પોતાની પાસે જ્યારે કાંઇ ન રહ્યું ત્યારે પોતાની જાતને વેચીને પણ એવી સહાય કરી હતી. લાંબા સમય પછી મુસલમાન લોકોના હુમલાથી યુરોપની પાછી એવી દશા થવા લાગી હતી ત્યારે પણ એવી જ દયા ખ્રિસ્તિઓએ

કરી હતી અને ખ્રિસ્તિ કેદીઓને છોડાવ્યા હતા. અને બારમા અને તેરમા સૈકામાં ખ્રિસ્તિ કેદીઓને છોડાવવા ખાસ સસ્થાઓ પણ ઉભી થઇ હતી.

જે વિષયની આપણે વાત કરીએ છીએ તેની જુદી જુદી શાખાઓ એક બીજામાં એવી ઓતપ્રોત થએલી છે કે તેમાંથી એકને અલગ પાડી તેનું નિરિક્ષણ કરવું બહુ મુશ્કેલ છે. બાળ-સંરક્ષણમાં, મનુષ્ય-જીંદગીની ઉચ્ચ ગણના કરાવવામાં, અને ગુલામગીરીનાં દુઃખ ઓછાં કરાવવામાં, ખ્રિસ્તિ ધર્મે જે જે કર્યું છે તેનું વિવેચન કરતાં, ખ્રિસ્તિ સંસ્થાએ સ્થાપેલી સખાવતોની વ્યવસ્થા પરત્વે પણ આપણે ઘણું કહેવું પડયું છે. સખાવત પરત્વે ખ્રિસ્તિ અને વિધર્મી સમાજોનો ભેદ ઘણો ગંભીર છે; પણ ઘણે ભાગે આ ભેદનાં કારણ ધાર્મિક નથી, પણ અન્ય છે. જ્યાં મનુષ્યનો મોટો ભાગ સ્વતંત્ર છતાં નિર્ધન હોય છે ત્યાં જ સખાવત કરવાનો ઘણો અવકાશ રહે છે. પ્રાચીન સમાજમાં ગરીબાઇને સ્થાને ઘણે ભાગે ગુલામગીરી રહેતી, અને ઘણા મોટા પ્રમાણમાં ગરીબોનું ગુજરાન ચોક્કસ રીતે થતું હોવાથી, ધર્માદાનું ક્ષેત્ર ઘણુ સકુચિત રહેતું. અને અત્યંત ગરીબ લોકો રોમમાં ગુલામ થઇ રહેતા, તો તેથી કાંઇક ઉંચી પંક્તિનાં માણસો અમીર-ઉમરાવના આશ્રિત થઇ રહેતા. વળી પ્રાચીન સમાજમાં કંગાળને દુઃખમુક્ત કરવા એ રાજ્યનું ઘણું અગત્યનું કર્તવ્ય લેખાતું. તેથી કરીને ધર્માદાની સંસ્થાઓ ઉપરથી જ ખ્રિસ્તિ અને વિધર્મી સમાજોની તુલના કરવામાં તેમને અન્યાય થાય એ સ્પષ્ટ છે. પરંતુ વિધર્મીઓએ સખાવતની બાબતમાં શું શું કર્યું હતું તે આપણે જોઇએ.

પ્રાચીન ગ્રીસમાં ગરીબોને નીભાવવાના ઉદ્દેશે ઘણા ઉપાયો યોજાયા હતા, પણ એ વાત એક કોરે રાખીને રોમના ગરીબોનો જ વિચાર જો આપણે કરીએ તો આપણને માલમ પડે છે કે સૈકાઓ પર્યંત રોમમાં ગરીબોના ઘણા મોટા ભાગનો નીભાવ અનાજની મફત વહેંચણી ઉપર થતો હતો. રોમના છેક પ્રાચીન કાળમાં પણ કોઇકોઇ પ્રસંગે આમ અનાજ મફત વહેંચાતું હતું. પરંતુ રોમીય વર્ષ ૬૩૦ માં કાયદો થયો કે માત્ર

નામની જ કિંમતે ગરીબોને અનાજ પૂરૂં પાડવું. પરંતુ આ કાયદાનો સતત અમલ થતો નહિ અને વારંવાર તેને મજીવન કરવો પડતો. સીઝરના લાભમાં અનેક ગરીબો રહેતા હતા તે જોઇ તેની લોકપ્રિયતા અટકાવવા આ કાયદાનો ઘણુ બહોળો અમલ રોમીય વર્ષ ૬૯૧ માં કરવામાં આવ્યો હતો. ચાર વર્ષ કેડે આ નામની જૂજ કિંમત લેવાતી હતી તે પણ કાઢી નાખવામાં આવી અને તેથી ગરીબોને સાવ મફત અનાજ મળવા લાગ્યુ. આ વહેંચણી મહીનામાં એકવાર થતી અને માથાદીઠ આશરે દોઢેક મણ અનાજ અપાતું. જૂલિયસ સીઝરના વખતમાં ત્રણ લાખ અને વીશ હજાર માણસોને એવી રીતે અનાજ મળતું હતું. આ સખ્યા જૂલિયસ સીઝરે અરધી કરી નાખી હતી. પણ ઓગસ્ટસના સમયમાં પાછી એ સખ્યા બે લાખની થઇ ગઇ હતી. વરસમાં ત્રણ ચાર વખત વહેંચણી કરી નાખવાની આ શેહેનશાહની ઇચ્છા થઇ હતી, પણ લોકોની ઇચ્છાને તાબે થઇ મહીને મહીને વહેંચણી કરવાનો રિવાજ એણે ચાલુ રાખ્યો. પછી થોડા જ સમયમાં એ વાત રોમના જીવનમાં અગત્યની થઈ પડી, અને અનાજ પૂરૂ પાડવા ખાસ અમલદારોની નિમણૂક થવા લાગી. રોમને અનાજ પૂરૂં પાડવાની વાત પ્રાંતના હાકેમોને હવે મુખ્ય થઈ પડી. અનાજ લેનારાની સખ્યા પણ વધી પડી, અને વખતે તે સખ્યા પાંચ લાખ ઉપર પણ થઇ જતી. સેપ્ટિમસ સેવેરસ અનાજની સાથે થોડુ થોડુ તેલ પણ આપતો. ઑરેલિયન મહીને મહીને કાચું અનાજ આપવાને બદલે રોજ રોટલા આપતો. અને કૉન્સ્ટાન્ટિનોપલ, એલેક્ઝાંડ્રિયા ઇત્યાદિ શેહેરોમા પણ અનાજ આપવાનો રિવાજ દાખલ થઇ ગયો.

રોમની નીતિને ભ્રષ્ટ કરનારૂં આ પણ એક કારણ હતુ એ આપણે આગળ કહ્યું છે. અવિવેકી સખાવતથી લેનારનું ચારિત્ર્ય ભ્રષ્ટ થાય છે, પણ દેનારને તેની લાભપ્રદ અને કોમળ અસર થાય છે, અને તે દ્વારા એકંદરે સમાજને પણ તેવી અસર થાય છે. પરંતુ રોમની આ અનાજની વહેંચણીમાં માત્ર રાજકીય મુદ્દો જ હોવાથી લોકોની નીતિઉપર તેવી અસર બીલકુલ થઇ નહિ, અને શારીરિક નિર્બળતા કે ચારિત્ર્યના સિદ્ધાંત ઉપર નહિ

પણ ગરીબાઈના સિદ્ધાંત ઉપર જ તે અનાજ અપાતું હોવાથી લોકો આળસુ થઇ ગયા. લોકોને ખાવાનું મફત મળતું અને રમત ગમત પુષ્કળ મળતી; તેથી મફતનું ખાવું અને મસીદે સૂવું એવો પ્રકાર થતાં ધંધા હુન્નર નાશ પામ્યાં. અનાજ ન મળતુ ત્યારે લોકો બહુ દુઃખી થતા: જમીન મફત આપવા છતાં પણ પ્રમાણિક મેહેનત કોઈ કરતું નહિ અને કરવા આવતું નહિ; છોકરાઓ વધી પડતાં રાજ્યની આ મદદ અપૂર્ણ લાગવા માંડી; તેથી ગર્ભપાત અને બાળહત્યા થવા લાગ્યાં અને છોકરાં રખડતાં મૂકાવા લાગ્યાં.

રોમની વસ્તી ઘણું કરીને ૫૬૨ લાખથી વધુ કદિ થઇ નહોતી. તેમાંથી ગરીબનો મોટા ભાગ ગુલામ હતો, તેથી તેમને ગુજરાનનાં સાંસાં નહોતાં; અને બે લાખથી વધારે માણસોને મફત અનાજ આપવાનો રિવાજ હતો; આ બધું જોતાં ગરીબોને મદદ કરવામાં રોમ કંજુસ હતું એમ આપણાથી કહી શકાય નહિ. છતાં બીજા ઉપાયો પણ તેમણે યોજ્યા હતા. મીઠું વેચવાનો રાજ્યનો હક હતો; પણ તે માત્ર નામની કિંમતે વેચાતુ શેહેનશાહો જમીન ખરીદી ગરીબ લોકોને મફત ખેડી ખાવા આપતા. જુલિયસ સીઝર, ઓગસ્ટસ ઇત્યાદિ મોટા મોટા પુરૂષો લોકોને વારસામાં મોટી મોટી મિલ્કત મૂકી જતા, અને આનંદના મોટા મોટા પ્રસંગે ઘણી સખાવત થતી. જાહેર હમામખાનાં પણ ઘણાં હતાં, અને ગરીબો તેનો ઉપયોગ નિર્જીવ લવાજમે કરી શકતા. વેસ્પેસિયને લોકોને કેળવણી આપવાની સસ્થા સ્થાપી હતી; અને ગરીબ માબાપનાં છોકરાઓને ભણાવવાના ઉપાય પણ યોજાયા હતા. એવાં છોકરાંના નિભાવ માટે ઑગસ્ટસ પૈસા અને અનાજ આપતો હતો. પરંતુ નરવાએ આખા ઇટાલીનાં છોકરાંને એ પ્રમાણે નીભાવવાની યોજના કરી હતી. ટ્રાજનના સમયમાં ફક્ત રોમમાં જ એ પ્રમાણે પાંચ હજાર છોકરાં નભતાં હતાં. આ ઉદ્દેશે ખાનગી સખાવતો પણ થતી હતી. પોતાનાં ગામનાં છોકરાંને એવી રીતે નીભાવવા નાના પ્લિનિએ પોતાની મિલ્કતનો એક ભાગ જૂદો કાઢયો હતો. સિલિયા મેક્રીના નામની સ્ત્રીએ ૧૦૦ છોકરાંની એવી ધર્માદા શાળા કાઢી હતી. આવી

સહાય કરવા ઉપરાંત હેડ્રીઅન બાદશાહ ગરીબ સ્ત્રીઓને બક્ષીસ આપતો હતો. એન્ટોનાઇનસ અને મારકસ ઑરિલિયસે કન્યાઓના નીભાવ માટે સંસ્થાઓ સ્થાપી હતી. ખ્રિસ્તિ ધર્મ પહેલાં ઘણું કરીને ઇસ્પિતાલો નહોતી, પણ ગરીબ માંદાઓને દવા મફત વહેંચાતી હોય એમ જણાય છે. ગુલામોને માટે ખાનગી અનાથગૃહ હતાં. અને ઘણું કરીને લશ્કરી ઇસ્પિતાલો પણ હતી. અને બીજી અનેક રીતે રાજ્ય તરફથી મદદ મળતી. દુકાળ ઇત્યાદિ સંકટના સમયે પ્રાંતના શેહેરોને સરકાર તરફથી મદદ મળતી.

આ સખાવતો ઓછી નથી. છતાં ખ્રિસ્તિ ધર્મે એ બાબતમાં સ્થાપેલા સિદ્ધાંતોની સાથે અને તેમણે કરેલી સખાવતોની સાથે પ્રાચીન કાળની સખાવતો કોઇ પણ રીતે સરખાવી શકાય એમ નથી. વિધર્મીઓની બધી સખાવતો લગભગ રાજ્ય તરફથી થતી અને તેમાં જન-હિતપણા કરતાં રાજકીય દક્ષતા વિશેષ હતી. અને નાનાં બાળકોને વેચવાનો અને રખડતા મૂકવાનો રિવાજ, પ્રાણઘાતક ખેલોમાં નામ નોંધાવવાની ગરીબોની તત્પરતા, અને વારવાર પડતા દુકાળ—એ બધાં જણાવી આપે છે કે હજી સહાય કર્યા વિનાનું લોકોનું દુઃખ બહુ બાકી રહેતું હતું. ગરીબ અને દુઃખી લોકોને ગ્રીસમાં પણ સહાય થતી હતી, પણ તે બહુ જૂજ હતી. ગ્રીસ અને રોમમાં અરસપરસ સહાય કરનારી વીમા કંપનીઓ પણ ગરીબ વર્ગમાં થઈ હતી. ગરીબો ઘણા હતા અને તેમનું દુઃખ ભાંગનારા પણ ઘણા હતા એમ જણાય છે. આતિથ્યમાં કર્તવ્ય ગણાતું હતું. પરંતુ નાની નાની બાબતોમાં ગૃહસ્થોની ખાનગી, ચંચળ અને નિયમસર સખાવત કે જે ખ્રિસ્તિ સમાજનું ખાસ લક્ષણ છે તે નહોતી. આવી રીતે સખાવત કરવાનું પ્રાચીન કાળમાં કોઇ જાણતું જ નહોતું. બે ત્રણ નીતવેત્તાઓ તેનું સૂચન કરે છે અને સિસેરો બે પ્રકરણમાં તેનું વર્ણન કરે છે, પણ તે વર્ણન વ્યવહાર-દક્ષ અને નિરુત્સાહી છે. તે કહે છે કે મનુષ્યના સ્વભાવને ઉદારતા બહુ અનુકૂળ છે એ વાત ખરી, પણ તેમાં બહુ સંભાળ રાખવાની જરૂર છે. સખાવત લેનારને તે ખરા આશિર્વાદરૂપ થવી જોઇએ; આપણી શક્તિ ઉપરાંત તે

થવી ન જોઇએ; રીઝર અને રીલાની પેઠે બીજાને લૂટીને સખાવત કરવી ન જોઇએ; દંભની ખાતર તે ન થવી જોઇએ; દયા કરતાં ઉપકાર–વૃત્તિથી વિશેષ પ્રેરિત એ થવી જોઇએ; અને તેમાં લેનારની જરૂર અને તેના ચારિત્ર્યનો વિચાર રહેવો જોઇએ.

નીતિના ક્રમમાં અને ઉપદેશમાં સખાવતને અગ્રસ્થાન ખ્રિસ્તિ ધર્મે જ પ્રથમ આપ્યું છે. ઇશુખ્રિસ્તને ગરીબો ખાસ વહાલા હતા, તેથી તેના પ્રેમની ખાતર ગરીબોને મદદ કરવાની છે એવો સિદ્ધાંત તેમણે સ્થાપ્યો. અને સતાવણીના સમયે પણ દરેક રવિવારે તેમને મદદ કરવાનાં નાણાં એકઠાં થતાં. અપવાસ કરી બચાવેલો ખોરાક ગરીબોને અપાતો; અને પ્રીતિભોજનો મુખ્યત્વે કરીને ગરીબોને ઉદ્દેશીને થતાં. અને સખાવતની વ્યવસ્થા એવી તો સરસ રીતે ધર્મગુરૂઓ કરવા લાગ્યા કે દયાની આપ લે કરવામાં આખા ખ્રિસ્તિ પ્રદેશની એકતા થવા લાગી. અને જ્યારે ખ્રિસ્તિ ધર્મનો વિજય થયો ત્યારે સખાવતની અનેક સંસ્થાઓ લોકો સ્થાપવા લાગ્યા કે જેનો ખ્યાલ પણ વિધર્મીઓને નહોતો. ચોથા સૈકામાં એક રોમન સ્ત્રીએ સાર્વજનિક ઇસ્પિતાલ પ્રથમ જ બાંધી અને પછી ધીમે ધીમે ઇસ્પિતાલો વધવા લાગી. સંત બેસીલે ઘણું કરીને રક્તપીતીઆંઓ માટે પ્રથમ આશ્રમ બાંધ્યું. ધર્મશાળાઓ પણ બંધાવા લાગી. ગરીબો માટે વારસા મૂકી જવાનો રિવાજ સાધારણ થઇ પડયો, અને તેથી કોઇ-પણ સ્ત્રી કે પુરૂષને પવિત્ર જીંદગી ગુજારવી હોય તો સગવડતા મળવા લાગી. પૂર્વ દેશી સાધુઓ પણ એકાન્તવાસી જીંદગીમાંથી બહાર આવી લોકોને મદદ કરવા લાગ્યા; અને મરકી કે દુષ્કાળના સમયમાં જાતમહેનત કરી મદદ આપતા. ખ્રિસ્તિ આલમના વિચારના પ્રથમ સ્વરૂપમાં વિશુદ્ધ સામાજીક મઝીઆરાવાદનાં બીજ પણ આપણે જોઇ શકીએ છીએ, કારણ કે કેટલાક ખ્રિસ્તિ ત્રુટી ભાર મૂકીને કહેતા કે સખાવત કરવી એ દયાનું નહિ પણ ન્યાયનું કામ છે, કારણ કે પૃથ્વી ઉપર સર્વનો સમાન હક છે; અને બીજાનું ભલું કરવા માટે જ સમૃદ્ધિ મંચવાની છે; અને આ સિવાય બીજા કોઇ ઉદ્દેશથી જે સમૃદ્ધિ રાખે તે બીજાના હક ઉપર તરાપ જ

મારે છે. અર્થાત્ ગરીબોને દુઃખમાંથી છોડાવવા માટે જ ધનનો ઉપયોગ કરવાનો છે.

પ્રેમ અને ન્યાયના આવા સિદ્ધાંતથી પ્રેરાઇ અનેક રીતે ખ્રિસ્તિઓ લોકોના દુઃખમાં ભાગ લઇ તે ઓછું કરતા હતા. ઇ. સ. ૩૨૬ માં કારથેજમાં, અને ગેલેનિયસ અને મેક્ષિમિયનના સમયમાં એલેક્ઝાંડ્રિયામાં, જ્યારે મરકી ચાલી ત્યારે વિધર્મીઓ ગભરાઇને નાસી ગયા. પણ ખ્રિસ્તિઓ તેમના ધર્મગુરૂની આસપાસ ભેગા થઇ હિંમતથી ત્યાં રહ્યા; અને અવસાન કાળે લોકોને ધીરજ આપી તજી દીધેલાં મડદાં દાટવા લાગ્યા. વળી અસંખ્ય ગુલામો છૂટા થતાં ગરીબો વધી પડયા ત્યારે મોકળે મને તેઓ તેમને મદદ કરતા હતા. વળી જંગલીઓના ભયંકર હુમલાથી લોકોને ત્રાસ થવા લાગ્યો; જેનસેરીકે આફ્રિકા જીતી લીધું તેથી રોમમાં અનાજ આવતું બંધ થયું અને લોકો ભુખના દુઃખથી અત્યંત પીડાવા લાગ્યા; ઇટાલીમાં ભયંકર મરકી ચાલી અને દુકાળ પડવા લાગ્યા; આ સર્વ સમયે ખ્રિસ્તિ ગુરૂની ભવ્ય આકૃતિ વચમાં આવીને ઉભી રહેતી, અને ચારે તરફ પ્રસરાએલા દુઃખનો બોજો ઓછો કરવાની તન તોડીને મેહેનત કરતી. એલેરિકના વિકાળ સિપાઇઓએ જ્યારે રોમને સર કરી લૂટવા માંડયું ત્યારે ખ્રિસ્તિ દેવળમાં લોકોએ આશ્રય લીધો હતો. જ્યારે હુણ લોકો રોમ ઉપર તલપી રહ્યા હતા ત્યારે ધર્માધ્યક્ષ સંત લીઓ ધર્મનો ઝભ્ભો પેહેરી પોતાના સ્વદેશીઓના એલચી તરીકે તેમની સમક્ષ આવીને ઉભો રહ્યો હતો અને દુશ્મનોને સમજાવી પાછા વાળ્યા હતા. બે વર્ષ પછી જ્યારે વેન્ડાલ વિજેતા રોમની દુર્દશા કરવા લાગ્યો ત્યારે એ જ ધર્માધ્યક્ષે વચમાં પડી કતલ કાંઇક અટકાવી હતી. આવા ઘણા દાખલા ઇતિહાસમાં મોજુદ છે. વળી એવી રીતે વચમાં પડીને ધર્મગુરૂઓ રાજાઓ અને ન્યાયાધીશોને હાથે પણ દયાનાં કામ કરાવતા. થેસેલોનિકાની કતલ માટે સંત એંબ્રોઝે થિઓડોશિયસ પાદશાહને પણ જાહેરમાં પ્રાયશ્ચિત કરવાની સજા કરી હતી. વગર ગુને મોટાં માણસો ગરીબોને કાઢી મૂકે તો તેમનો બહિષ્કાર કરવાની સજા છઠ્ઠા સૈકામાં થતી. કેટલાક પાદરીઓ અને સાધુઓ ઉદ્ધત બની ન્યાયના કામમાં વચ્ચે આ-

થવી ન જોઇએ, લીઝગ અને લીવાની પેઠે બીજાને લૂંટીને સખાવત કરવી ન જોઇએ. દંભની ખાતર તે ન થવી જોઇએ, દયા કરતા ઉપકાર-વૃત્તિથી વિશેષ પ્રેરિત એ થવી જોઇએ અને તેમા લેનારની જરૂર અને તેના ચારિત્ર્યનો વિચાર રહેવો જોઇએ.

નીતિના ક્રમમા અને ઉપદેશમા સખાવતને અગ્રસ્થાન ખ્રિસ્તિ ધર્મે જ પ્રથમ આપ્યુ છે. ઇશુખ્રિસ્તને ગરીબો ખાસ વહાલા હતા, તેથી તેના પ્રેમની ખાતર ગરીબોને મદદ કરવાની છે એવો સિદ્ધાંત તેમણે સ્થાપ્યો. અને સતાવણીના સમયે પણ દરેક રવિવારે તેમને મદદ કરવાના નાણા એકઠા થતા. ઉપવાસ કરી બચાવેલો ખોરાક ગરીબોને અપાતો અને પ્રીતિભોજનો મુખ્યત્વે કરીને ગરીબોને ઉદ્દેશીને થતા અને સખાવતની વ્યવસ્થા એવી તો સરસ રીતે ધર્મગુરૂઓ કરવા લાગ્યા કે દયાની આપ લે કરવામા આખા ખ્રિસ્તિ પ્રદેશની એકતા થવા લાગી અને જ્યારે ખ્રિસ્તિ ધર્મનો વિજય થયો ત્યારે સખાવતની અનેક સસ્થાઓ લોકો સ્થાપવા લાગ્યા કે જેનો ખ્યાલ પણ વિધર્મીઓને નહોતો. ચોથા સૈકામા એક રોમન સ્ત્રીએ સાર્વજનિક ઇસ્પિતાલ પ્રથમ જ બાંધી અને પછી ધીમે ધીમે ઇસ્પિતાલો વધવા લાગી સત બેસીલે ઘણુ કરીને રક્તપીતીઆઓ માટે પ્રથમ આશ્રમ બાધ્યુ ધર્મશાળાઓ પણ બધાવા લાગી ગરીબો માટે વાઆ નખી જવાનો રિવાજ સાધારણ થઇ પડયો, અને તેથી કોઇ-પણ સ્ત્રી કે પુરૂષ પવિત્ર જીંદગી ગુજારવી હોય તો સગવડતા મળવા લાગી પૂર્વ દેશી સાધુઓ પણ એકાન્તવાસી જીંદગીમાથી બહાર આવી લોકોને સહાય કરવા લાગ્યા, અને મરકી કે દુષ્કાળના સમયમા જાતમહેનત કરી મદદ આપતા. ખ્રિસ્તિ આ નમના વિચારના પ્રથમ સ્વરૂપમા વિશુદ્ધ સામાજીક સઝઆરાવાના બીજ પણ આપણે જોઇ શકીએ છીએ, કારણ કે કેટલાક ખ્રિસ્તિ વૃદ્ધો ભાર મૂકીને કહેતા કે સખાવત કરવી એ દયાનું નહિ પણ ન્યાયનુ કામ છે, કારણ કે પૃથ્વી ઉપર સર્વનો સમાન હક છે, અને બીજાનુ ભલુ કરવા માટે જ સમૃદ્ધિ મચવાની છે, અને આ સિવાય બીજા કોઇ ઉદ્દેશથી જે સમૃદ્ધિ રાખે તે બીજાના હક ઉપર તરાપ જ

મારે છે. અર્થાત્ ગરીબોને દુઃખમાંથી છોડાવવા માટે જ ધનનો ઉપયોગ કરવાનો છે.

પ્રેમ અને ન્યાયના આવા સિદ્ધાંતથી પ્રેરાઇ અનેક રીતે ખ્રિસ્તિઓ લોકોના દુઃખમાં ભાગ લઇ તે ઓછું કરતા હતા. ઇ. સ. ૩૨૬ માં કારથેજમાં, અને ગેલેનિયસ અને મેક્ષિમિયનના સમયમાં એલેક્ઝાંડ્રિયામાં, જ્યારે મરકી ચાલી ત્યારે વિધર્મીઓ ગભરાઇને નાસી ગયા. પણ ખ્રિસ્તિઓ તેમના ધર્મગુરૂની આસપાસ ભેગા થઇ હિંમતથી ત્યાં રહ્યા; અને અવસાન કાળે લોકોને ધીરજ આપી તજી દીધેલાં મડદાં દાટવા લાગ્યા. વળી અસંખ્ય ગુલામો છૂટા થતાં ગરીબો વધી પડયા ત્યારે મોકળે મને તેઓ તેમને મદદ કરતા હતા. વળી જંગલીઓના ભયંકર હુમલાથી લોકોને ત્રાસ થવા લાગ્યો; જેનસેરીક આફ્રિકા જીતી લીધું તેથી રોમમાં અનાજ આવતું બંધ થયું અને લોકો ભુખના દુઃખથી અત્યંત પીડાવા લાગ્યા; ઇટાલીમાં ભયંકર મરકી ચાલી અને દુકાળ પડવા લાગ્યા; આ સર્વ સમયે ખ્રિસ્તિ ગુરૂની ભવ્ય આકૃતિ વચમાં આવીને ઉભી રહેતી, અને ચારે તરફ પ્રસરાએલા દુઃખનો બોજો ઓછો કરવાની તન તોડીને મેહેનત કરતી. એલેરિકના વિકાળ સિપાઇઓએ જ્યારે રોમને સર કરી લુટવા માંડયું ત્યારે ખ્રિસ્તિ દેવળમાં લોકોએ આશ્રય લીધો હતો. જ્યારે હુણ લોકો રોમ ઉપર તલપી રહ્યા હતા ત્યારે ધર્માધ્યક્ષ સંત લીઓ ધર્મનો ઝભ્ભો પેહેરી પોતાના સ્વદેશીઓના એલચી તરીકે તેમની સમક્ષ આવીને ઉભો રહ્યો હતો અને દુસ્મનોને સમજાવી પાછા વાળ્યા હતા. બે વર્ષ પછી જ્યારે વેન્ડાલ વિજેતા રોમની દુર્દશા કરવા લાગ્યો ત્યારે એ જ ધર્માધ્યક્ષે વચમાં પડી કતલ કાંઇક અટકાવી હતી. આવા ઘણા દાખલા ઇતિહાસમાં મોજુદ છે. વળી એવી રીતે વચમાં પડીને ધર્મગુરૂઓ રાજાઓ અને ન્યાયાધીશોને હાથે પણ દયાનાં કામ કરાવતા. થેસેલોનિકાની કતલ માટે સંત એંબ્રોઝે થિઓડોશિયસ પાદશાહને પણ જાહેરમાં પ્રાયશ્ચિત કરવાની સજા કરી હતી. વગર ગુને મોટાં માણસો ગરીબોને કાઢી મૂકે તો તેમને બહિષ્કાર કરવાની સજા છઠ્ઠા સૈકામાં થતી. કેટલાક પાદરીઓ અને સાધુઓ ઉદ્ધત બની ન્યાયના કામમાં વચ્ચે આ-

વતા, અને વખતે ગુનેગારોને ગેરવાજબી રીતે બચાવતા; અને તેમને માટે ખાસ કાયદા કરવાની જરૂર પણ જણાઇ હતી. ધર્મગુરૂઓ જૂલમી કરો માફ કરાવતા કે ઓછા કરાવતા. વિધવા અને માબાપ વિનાનાં છોકરાંને પાળવામાં આવતાં. પાદરી, સાધુ કે ગરીબને જે લૂટે અથવા તેમની દાદ સાંભળવાની જે ના પાડે તેને બહિષ્કારની ધમકી અપાતી. ધર્મ ગુરૂઓના હાથમાં છેવટે બહુ બળવાન સત્તા આવી તેનું એક કારણ તેમની આ વચ્ચે પડવાની પદ્ધતિ હતી; અને ગરીબના વાલી તરીકે તેમને મોટા મોટા વારસા મળતા તે તેમની મોટી સમૃદ્ધિનું મોટે ભાગે કારણ હતું. વખત જતા અનેક પ્રકારે સખાવત થવા લાગી અને દરેક મઠમાંથી તેનાં કિરણો ચોતરફ પ્રસરવા લાગ્યાં. સાધુઓ અમીરોને દબાવતા, ગરીબોનું રક્ષણ કરતા, માંદાની માવજત કરતા, મુસાફરોને આશ્રય આપતા, કેદીઓને છોડવતા, અને શોધી શોધીને દુઃખની હરકોઇ બાબતમાં સહાય આપતા. આ પ્રમાણે આલ્પ્સના બરફમાં પણ મુસાફરોને આશરો મળતો. જ્યાં પૂલ ન હોય એવી નદીમાં મછવો રાખી કોઇ સાધુ મુસાફરોને પાર ઉતારતો. જ્યારે રક્તપીતનો રોગ યુરોપમાં ફેલાઇ લોકોમાં ત્રાસ વરતાવતો હતો અને લોકોનાં મન ધાસ્તીથી ગભરાઇ ગયાં હતાં, ત્યારે તેને માટે નવી ઇસ્પીતાલો અને નવાં આશ્રમો યુરોપમાં પથરાઇ ગયાં હતાં; અને રોગીની સારવાર કરવા માટે જથાબંધ સાધુઓ ત્યાં ભેગા થઈ ગયા હતા. દંતકથા કહે છે કે કેટલાક સાધુઓને રક્તપીતીઆ દ્વારા સાક્ષાત્ ઇશ્વરનાં દર્શન થયાં હતાં.

ખ્રિસ્તિ ધર્મની આવી ભવ્ય અમર સખાવતની બાબતમાં થઈ છે. પરંતુ મોટા મોટા બનાવો કલ્પનાને જેવા આકર્ષક થાય છે તેવી આ નિશાળ પણ દંભ રહિત પ્રવૃત્તિ મોહક લાગતી નથી અને તેથી ઇતિહાસકારો તેની યથાર્થ અગત્યતા સમજી શકતા નથી એ શોચની વાત છે. મનુષ્ય જાતનું દુઃખ ઓછું કરવા માણસો આખો જીંદગી પર્યન્ત સંપૂર્ણ નિઃસ્વાર્થતાથી સતત્ પ્રયત્ન કરે એ વાત જેવી તેવી નથી. ખ્રિસ્તિ [illegible] દયાની અનેક સંસ્થાઓ આખી પૃથ્વી ઉપર પથરાવી દીધી છે; અ[illegible]ને પારકાનું ભલું કરવામાંજ સર્વોત્તમ સદાચાર સમાએલો છે એવો ઉ[illegible] [illegible]મ વિચાર લોકોના

મનમા ઠસાવ્યો છે. સખાવતના દરેક કાર્યમાં સહાય કરવાનું દરેક પાદરીનું કર્તવ્ય ગણાય છે, અને અનેક સ્ત્રીપુરૂષોએ પોતાની આખી જીંદગી મનુષ્યનું કલ્યાણ કરવામાં ગાળેલી છે.

પરંતુ ખ્રિસ્તિ સખાવતને માટે જે માનની લાગણી આપણને થાય છે તેમા બે બાબતોને લીધે ઘટાડો થાય છે. તેમાં એક બાબત સામાન્ય છે; અને બીજી વિશેષ છે અને તે દીવાનાપણા વિષે છે. દીવાનાપણામાં કાંઇક દેવતાઈ અંશ રહેલો છે એવો પ્રબળ પણ અસ્પષ્ટ વિચાર અસલથી જ ચાલ્યો આવતો હતો. પરંતુ કેટલાક ખાસ સંજોગો એવા હતા કે જેથી કરીને ખ્રિસ્તિ ગુરૂઓની પ્રવૃત્તિ દીવાના અથવા દીવાના થઈ જવાનું જેનામાં વલણ હોય તેમના પ્રત્યે પ્રતિકૂળ થાય. ડાકણ અને ભૂતના વળગાડની સત્યતા યાહુદી લોકો સ્પષ્ટ સ્વીકારતા. ખ્રિસ્તિ ધર્મની કેટલીક આસ્તિક માન્યતાઓ પણ એવી હતી કે તેથી ઉત્કટ ધાર્મિક ભાવનાવાળાં માણસો ગાંડા જ બની જાય. નાનામાં નાના પાપને માટે પણ પરલોકમાં થતી સતત્ રીબામણી, અદૃશ્ય પિશાચો આપણી આસપાસ હમેશા હાજર હોય છે એવો વિચાર, ઇત્યાદિ કલ્પના ઉપર બળવાન અસર કરે એવી અનેક વાતો ખ્રિસ્તિ ધર્મમા કહેલી હોવાથી ઘણા સૈકાઓ પર્યંત દીવાનાપણાએ ધાર્મિક રૂપ ધારણ કર્યું હતુ, અને સતના જીવનનો એ પણ એક પ્રકાર હતો. કેવળ અજ્ઞાન અને સતેજ કલ્પનાવાળા માણસો વસ્તીથી દૂર ભયાનક જંગલમાં રહીને શરીરને એવા સખત કષ્ટ આપતા કે તેથી તેમની શારીરિક સ્થિતિ કેવળ અવ્યવસ્થિત થઈ જતી, અને અસંખ્ય પિશાચો તેમની ગુફાની આસપાસ નિરંતર ભમ્યા કરે છે અને તેમની ભક્તિમા વિઘ્ન નાખ્યા કરે છે એવી દૃઢ માન્યતા હોવાથી થોડા જ વખતમા તેમને ચિત્તભ્રમ થઇ જતો, અને આ માણસો સંત ગણાતા. અને તેમને ઈશ્વરના દર્શન થયાની અથવા તેમણે પિશાચનો પરાજય કર્યાની અનેક વાતો ચાલતી પરંતુ તે દીવાનાપણુ આવા આસ્તિકરૂપે જ હમેશા પ્રગટ થવુ જોઇએ એવો કાંઈ નિયમ નથી. અને તેથી કેટલીક વખત દીવાનાને એવો ચિત્તભ્રમ થતો કે તેથી તેને શિક્ષા કરવાની ખ્રિસ્તિ સંસ્થાને જરૂર પડતી. આ પ્રમાણે એક

છે કે ગમત અને વિલાસમાં ખરચેલો પૈસો અનુત્પાદક છે, કારણ કે જો કે તેથી તે વસ્તુઓ પૂરી પાડનારને ફાયદો બેશક થાય છે, પણ તેનું ફળ તેના ઉપયોગમાં જ નાશ પામે છે. પરંતુ યંત્રોની બનાવટ, જમીનની સુધારણા, અને ઔદ્યોગિક સાહસની વૃદ્ધિ–આ બધા ઉત્પાદક ખર્ચ છે અને દ્રવ્ય ઉપજાવવામાં નવીન ઉત્સાહ એ અર્પે છે. એટલા માટે મૂડીનું ભંડોળ ત્વરાથી એકઠું કરવું હોય તો પૈસાને અનુત્પાદક રસ્તે ન વાપરતાં ઉત્પાદક રસ્તે વાપરવો, અને મજુર વર્ગના મહેનતાણાનું નિયમન કરનારા બે કારણોમાંનું એક કારણ એકઠી થએલી મુડીની રકમ છે. આ પ્રતિજ્ઞાઓ ઉપરથી કેટલાક એવું નિગમન કાઢે છે કે જે સખાવતથી અનુત્પાદક ખર્ચ થતો હોય તે દોષિત છે. પરંતુ પ્રથમ તો જે જે સખાવતોથી ગરીબ વર્ગમાં દુરઅંદેશી અને ડહાપણની ટેવો પડે અને નવીન શક્તિઓનો તેમનામાં વિકાસ થાય તે બધી ઉત્પાદક હોય છે; જેવી કે સામાજીક કેળવણી, સેવિંગ બેંકની સ્થાપના, વીમા કંપનીઓ, કેટલીક વખત નાની નાની રકમો ઉછીની આપવી તે, અથવા દુરાચાર કે ઉદ્ધતપણાને દાબી દેવા જે જે ઉપાય યોજાય તે તે. વળી દુષ્કાળ ઇત્યાદિ સંકટને પ્રસંગે માણસોને રોજી આપી સખાવત કરવી તે પણ ઉત્પાદક છે. ઉપરાંત આટલું પણ ધ્યાનમાં રાખવું આવશ્યક છે કે સખાવતનો ખરો ઉદ્દેશ મનુષ્ય–જાતનું સુખ હોય છે અને દ્રવ્યના સંગ્રહને તે સુખના માત્ર સાધન તરીકે જ ગણવો જોઇએ; અને સખાવતના ઘણા પ્રકાર વેપારી અર્થમાં ઉત્પાદક ન હોવા છતાં લોકોને ઘણા સુખજનક હોય છે અને તેમાં ગંભીર પ્રકારનું કોઇ નુકસાન હોતું નથી. જે સંકટોનું કારણ બેવકુફી કે દુરાચાર હોતું નથી તેવા દુઃખમાં સહાય કરવાનો ઉદાર અને વિચારશીલ બન્ને જાતની સખાવતોને ઘણો અવકાશ છે. લુલાં, લગડાં અને આંધળાં, દુકાળ, મરકી કે લડાઇને લીધે પીડાતાં; અથવા કોઈ નવીન શોધ કે કોઇ ઉદ્યોગની પદ્ધતિમાં ફેરફાર થવાથી કોઇ વેપાર એકાએક પડી ભાંગવાને લીધે દુઃખી થતાં,–આવાં આવાં માણસોને મદદ કરવામાં; તેમ જ ઇસ્પિતાલો કે જ્યાં ...ઓને જુદા રાખી તેમની સારવાર થાય છે અને તેથી રોગ ફેલાતાં

અટકે છે, અને વળી વૈદક શાસ્ત્રની જે મોટામા મોટી શાળાઓ હોય છે તે બાધવામા, ઇત્યાદિ અનેક બાબતોમા ધનવાનો સહાય કરે છે અને કરે. વળી જે વાતમા સખાવત પ્રત્યે અર્થશાસ્ત્રીનો અત્યત અણગમો હોય છે ત્યા પણ ખાસ પ્રસગોને લીધે ખાસ મદદ કરવી વાજબી છે. ધનવાન માણસ કોને આપે છે અને શા માટે આપે છે તેનો વિચાર કર્યા વગર પૈસો ઉડાવે જાય તો તેથી ઘણુ કરીને સમાજને નુકસાન થાય છે. પણ જ્યા જ્યા અનાચારનો અખાડો જામી પડયો હોય ત્યા જઇ દુ ખીઆની પરિસ્થિતિથી વાકેફ થઈ તેમનું જે સાંત્વન કરે છે અને પોતાની આખી જીદગી તેમના ઉદ્ધાર અર્થે ગાળે છે એવી આ ઉત્તમ પ્રકારની સખાવતથી એવુ પરિણામ ક્વચિત જ આવે છે. સખાવતની ઉપયોગિતાનો પ્રશ્ન એ તેના છેવટના પરિણામનો જ માત્ર પ્રશ્ન છે આ બાબતમા અર્થશાસ્ત્રે કેટલાક ઘણા કિંમતી સામાન્ય નિયમો સ્થાપ્યા છે એ વાત ખરી પરતુ લગભગ એક હજાર વર્ષ પહેલાં સિસેરોએ પણ એ જ કહ્યુ હતું અને જે માણસ સામાન્ય સમજણના બળથી કાળજીપૂર્વક વિવેક વાપરી સખાવત કરી માણસોને દુ ખમુકત કરે છે તે, સાહ્યસે ઉપદેશેલી સખાવતનુ યથાર્થ અનુસરણ અજાણતા કરે જ છે

અર્થાત્ દુ ખનુ તાત્કાળિક નિવારણ કરવુ એટલો જ ઉદ્દેશ સખાવતનો ન હોવો જોઇએ દેનારનો ખરો ઉદ્દેશ લેનારનું ભલુ કરવાનો હોય તો જ સખાવત ઉપયોગી થઇ શકે છે. પણ કેથોલિક ગુરૂઓની સખાવતોમા આ તત્ત્વની ગેરહાજરી હોવાથી તેમાથી ઘણી દુર્દશાઓ ઉપજી આવેલી છે પરોપકારનું પ્રયોજન મનુષ્ય જાતના પ્રેમને બદલે તેમણે ઇશ્વર–ભકિત સ્થાપ્યુ અને જોકે તેને લીધે અન્ય ધર્મીઓના દુ ખ પ્રત્યે ઘણીવાર તેઓ બેદરકારી બતાવતા, તથાપિ તેથી કરીને હૃદયના ભાવોને એવુ પ્રોત્સાહન મળ્યુ કે એકદરે તેથી લાભ જ થયો છે એમ ગણવામા અડચણ નથી પરતુ પછી તરતજ આ નવીન સિદ્ધાત ભ્રષ્ટતા પામ્યો અને પ્રાયશ્ચિત રૂપે જ સખાવતો થવી જોઇએ એવી માન્યતા ઉભી થઇ તેથી સ્વાર્થી સખાવતનો પ્રચાર ઉભો થયો અને તેની ઘણી

છોકરી એમ કહેતી કે સ્ત્રીઓની મુક્તિ અર્થે પોતે ઇશ્વરનો અવતાર છે; અને જ્યારે ઇ. સ. ૧૩૦૦ માં તે મરી ગઇ ત્યારે તેનું દાટેલું મડદું બહાર કાઢી બાળી મેલવામાં આવ્યું હતું. બીજી બે સ્ત્રીઓ જે તેનું કહેલું માનતી હતી તેમને પણ ફાંસીએ ચડાવવામાં આવી હતી. જોન ઓફ આર્ક નામની બાળાને ડાકણ માની જીવતી બાળી મૂકી હતી એ વાત ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. છતાં ડાકણ પરત્વે ધર્મશાસ્ત્રના અમુક વિચારોને લીધે જ ઘણું કરીને દીવાનાપણું ઉત્પન્ન થતું અથવા તેનું સ્વરૂપ બધાતું; અને ધર્મગુરૂઓની સહાયને લીધે હજારો દુર્ભાગી સ્ત્રીઓ કે જે ખરૂં જોતાં દયાને પાત્ર જ હતી તેમને ક્રૂર રીબામણીનો ત્રાસ આપી છેવટે જીવતી બાળી મૂકવામાં આવતી હતી.

તેમ છતાં કેટલાક પ્રકારનાં ગાંડપણ સ્વાભાવિક હોય છે એવો સ્વીકાર તે સમયે કરવામાં આવતો હતો; પરંતુ તેવા ગાંડાના આરામ અને સુખને માટે બહુ જ થોડા ઉપાય યોજાયા છે, અને યોજાતા તે ઉલટા વધારે દુઃખદાયક થતા હતા. પ્રાચીન પ્રજાઓમાં તેમને દેવ-મંદીરમાં લાવી દમામ ભરેલી ધર્મ ક્રિયાઓ તેમના ઉપર થતી અને કલ્પનાદ્વારા ઘણું કરીને તેમની સારી અસર થતી હતી. પરંતુ તે સમયે દીવાનાશાળાનું અસ્તિત્વ હોય એમ જણાતું નથી. એમ કહેવાય છે કે જેરૂસેલમમાં દીવાના સાધુઓને માટે આશ્રમ હતું. પરંતુ પંદરમા સૈકા પહેલાં ખ્રિસ્ત યુરોપમાં કોઇ દીવાનાશાળા નહોતી. દયાના આ કામમાં મુસલમાનોએ જ પહેલ કરી છે. બારમા સૈકામાં બગદાદમાં એક ભવ્ય મેહેલમાં આખા દેશના દીવાનાઓને રાખવામાં આવતા અને સાંકળથી તેમને બાંધી રાખતા. મહીને મહીને તેમની બારીક તપાસ થતી અને સાજા થતા તેમને છોડી મૂકવામાં આવતા. મુસલમાનો ગાંડાની ખાસ સંભાળ લેતા હોય એમ જણાય છે. ખ્રિસ્તિ પ્રદેશમાં એવી શાળા ઉઘાડવાની પહેલ સ્પેન દેશે કરી હતી. વેલેન્શિયા શેહેરની ગલીઓમાં લોકોનાં ટોળાં ગાંડાઓને પજવતાં હતાં તે જોઈ એક સાધુને દયા આવી, અને તેથી તેણે ત્યાં એક દીવાનાશાળા સ્થાપી અને તુરત જ સ્પેનના બીજા પ્રાંતોમાં પણ એવી

શાળાઓ ઉભી થઇ. યુરોપમાં બીજે ક્યાંઇ પણ એ વખતે એવી સંસ્થ નહોતી. તેથી આ દિશામાં પ્રથમ પ્રવૃત્તિ કરવાનું માન સ્પેન વાસીઓને ઘટે છે, એટલું જ નહિ પણ ગાંડાની માવજત પણ તેઓ ડાહાપણ અ દયાથી કરતા.

પરંતુ ઘણા ખરા દેશોમાં ગાંડાની સ્થિતિ ખરેખર દયાજનક હતી હજારો ગાંડી સ્ત્રીઓને ડાકણો ગણી બાળી મૂકવામાં આવતી; અને સ્વાભા વિક ગાંડા તરીકે જેનો સ્વીકાર થતો તેને પણ સખત કેદખાનાનું દુઃ ભોગવવું પડતું. તેમને મારવામાં આવતા; તેમને બેડીઓ ઘાલવામાં આવતી અને તે બીચારા લોહીલોહાણ થઈ જતા. વખતે અંધારી ઓરડીમાં પ તેમને પૂરવામાં આવતા તેથી ઉલટા તેઓ વધારે ગાંડા બનતા. અઢારમ સૈકા સુધી તેમની આ દશા સુધરી નહોતી. ધાર્મિક સંશયતા અને શાસ્ત્રી જ્ઞાન જ્યારે વધ્યાં ત્યારે જ ડાકણોની વાત ખોટી મનાવા લાગી અ ગાંડાની દશા સુધરવા લાગી.

બીજી હકીકત એ છે કે ખ્રિસ્તિ સખાવતની સંસ્થાઓથી ગરીબો ગરીબાઇ ઘટવાને બદલે વધી. સખાવતના સ્વરૂપ અને તેની ઉપયોગિ પરત્વે અર્થ–શાસ્ત્રના નિયમોને અનુસરીને હાલમાં ઘણી ઉહાપોહ થાય છે પરંતુ ઘણી વખત તો તેમાં પણ અતિશયોક્તિ જ થાય છે. સખાવતન સંબંધમાં અર્થશાસ્ત્રે જે કર્યું છે તે બધું બે બાબતોમાં સમાઈ જાય છે દીર્ઘદર્શી સ્વાર્થથી સમાજનું કલ્યાણ કેવી રીતે થાય છે એ વાત વધા સ્પષ્ટ અને વિગતબંધ તે શાસ્ત્ર કહે છે; અને ઉત્પાદક અને અનુત્પાદક ખ વચ્ચે સામાન્ય ભેદ એણે સ્થાપિત કર્યો છે. એ શાસ્ત્રે એમ સિદ્ધ ક આપ્યું છે કે જ્યાં આળસને ઉત્તેજન આપવામાં આવે છે ત્યાં આળ વધે છે; જ્યાં વૃદ્ધાવસ્થાના નિભાવ માટે નિયમિત સાર્વજનિક વ્યવસ્થા થા છે, ત્યાં કરકસરની દુરંદેશી કોઈ વાપરશે નહિ; અને એટલા માટે આ પ્રકારની સખાવતોથી જેની દશા તમારે સુધારવી છે તેની દશા સુધરવા બદલે ઉલટી વધારે બગડે છે. વળી એ શાસ્ત્ર એમ પણ બતાવી આ

હાનિકારક અસર થવા લાગી, કારણકે ગરીબના ભલાની ખાતર નહિ, પણ પોતાના આત્માનુ શ્રેય કરવા માટે માણસો ખેરાત કરવા લાગ્યા.

પ્રથમ તો આવી ગખાવતોથી ફાયદો જણાવા લાગ્યો, પણ કેટલાક સૈકાઓ પછી તેનાં બુરા પરિણામ બહાર આવવા લાગ્યાં. અર્થશાસ્ત્રીઓની નજરમા રોમમા અનાજની મફત વહેચણીથી વધારે બુરો રિવાજ કોઇ હોઇ શકે નહિ. પરતુ ખ્રિસ્તિ–ખેરાતમાં થોડો ઘણો વિવેક પણ દેખાતો. વળી મહેનત મજુરી કરવામા લાજ મેલું નથી એમ ઘણી વાર ખ્રિસ્તિ વૃદ્ધો કહેતા અને પછીના સમયમા બેનેડિકટાઇન પથના સાધુઓ જાતે મજુરી કરતા, અને તેથી મહેનત મજુરી તો ગુલામો જ કરે એવુ જે તેમા કલંક ગણાતું તે ભુસાઇ ગયુ તેમ છતાં ખ્રિસ્તિ ધ ર્માની પુષ્કળ ખેરાતનું પ્રથમ પરિણામ એ આવ્યું કે તેથી ધુતારા અને ભિખારીઓ વધી પડ્યા અને સાધુઓ આળસુ થવા માડ્યા. તેથી વેનેન્ટિનિયને સખત કાયદો કર્યો કે મેહેનત કરી શકે એવા માણસો જો ભીખ માગે તો તેમને કાયમ ગુલામગીરીની સજા કરવી. પરતુ મઠની સસ્થાઓ વધતા ભિખારીની સખ્યા ઘણી વધી પડી અને દરેક દેશમાં હજારો હૃષ્ટ પુષ્ટ માણસો ઉત્પાદક મેહેનતથી અલગ રહેવા લાગ્યા. ભીખનો ધંધો નીચાના નીચ છે એવી માન્યતાથી સમાજને લાભ થાય છે, પણ તે માન્યતાને દૂર કરવી એ હવે ધર્મગુરૂઓનો મુખ્ય ઉદ્દેશ થઇ પડ્યો, અને કોઇ પણ જાતની સામી મેહેનત માગ્યા વિના ભિખારીને દાન કરવામા પુણ્ય ગણાવા લાગ્યુ. સતો માગી ભીખીને પણ ભિખારીને આપતા અને વસ્ત્ર વિનાનાને પોતાના વસ્ત્રો આપી દેતા. આવા ઉપદેશનું પરિણામ સ્પષ્ટ જ છે સધા કેથોલિક દેશમા મઠની સંસ્થાઓ દેશની આબાદીને કોલી ખાતો ઊરી જ૯નેડા જ નીવડ્યો છે દેશમા મજુર વર્ગની સખ્યા ઓછી થઇ, અવિચારી દાનથી લોકો હલકી નજરના થવા લાગ્યા, સત જેવી ગરીબાઇને વગર સમજ્યુ માન અપાતું, અને ઔદ્યોગિક પ્રગતિના ઉદ્દેશ અને ટેવો પ્રત્યે લોકો દુર્લક્ષ દાખવવા લાગ્યા આવી સ્થિતિમાં ભૌતિક આબાદી ક્યાંથી થાય? તેથી એવી સસ્થાઓથી લાભ કરતા હાનિ વધારે થઇ છે તેથી

ઈંગ્લાંડમાં જ્યારે હેન્રી રાજાએ મઠોની મિલ્કત લૂટી પોતાના દરબારીઓને આપી દીધી ત્યારે તેથી ગરીબ વર્ગને અંતે લાભ જ થયો છે. દુઃખ અને માંદગીની પીડા ઓછી કરવામાં અને ખાસ સંકટના સમયમાં કૅથોલિકોએ કરેલી જનસેવા જેવી તેવી નથી એ વાત કબુલ છે; પરંતુ એકંદરે ગરીબાઇની બાબતમાં જે દુઃખ તેમણે મટાડયું છે તેના કરતાં વધાર્યું છે ઘણું એ નિઃસંશય છે.

છતાં આપણે અત્ર એટલું પણ ભૂલી જવું જોઇતું નથી કે બક્ષીસ ગમે તેવી અવિચારી અને વિવેકહીન હોય, અથવા તેની શરૂઆત સ્વાર્થથી થઇ હોય કે લેનારને તે નુકસાનકારક થતી હોય; તેવે સમયે પણ દેનારના ચારિત્ર્ય ઉપર એક પ્રકારની કોમળ અને વિશુદ્ધ અસર ઉપજાવ્યા વિના તે રહેતી નથી. મધ્યકાળના અતિ અંધકારમય સમયમાં જ્યારે ચારે તરફ ક્રૂરતા, ધાર્મિક ઝનુન અને જંગલીપણાનો ત્રાસ વરતાઈ રહ્યો હતો, ત્યારે કૅથોલિક સમયની કોમળતા પણ સાથે સાથે દષ્ટ થતી હતી. તે કાળના સમાજની છિન્નભિન્ન અવસ્થામાં પણ રાજાઓ, રાણીઓ અને પાદરીઓએ ગરીબોની વ્હારે ધાવામાં પોતાની જીંદગીનો મુખ્ય ઉદ્દેશ ગણ્યો છે. ક્રુસેડ નામના ધર્મવિગ્રહોમાં ક્રૂરતા, સ્વચ્છંદ અને ઝનુનનો પાર નહોતો, પરંતુ સાથે સાથે દયાની વિશાળ પ્રવૃત્તિ પણ હતી અને આખા યુરોપમાં રક્તપીતીઆઓ માટે ઇસ્પિતાલો થઈ હતી અને અનેક રીતે લોકોનું દુઃખ ઓછું કરવાના ઉત્સાહી પ્રયત્નો થયા હતા. અને ક્રૂરમાં ક્રૂર માણસો પણ ઇશુખ્રિસ્તની સેવા કરવા અર્થે ગરીબોને નીભાવવાનું પોતાનું પરમ કર્તવ્ય ગણતા હતા.

જ્યાં જ્યાં કૅથોલિક ધર્મ–ગુરૂઓની સત્તા નિરંકુશ હતી ત્યાં ત્યાં તેમની અવિવેકી સખાવતોનાં ઉપર કહેલાં બૂરાં પરિણામ આવ્યાં છે. તેરમા સૈકાથી જ આવી સખાવતો સામે વિરૂદ્ધ મત જાહેર કરવામાં આવતો હતો; અને ધર્મ–સુધારણા પેહેલાં પણ તેને માટે ઉપાયો યોજવામાં આવ્યા હતા. ભીખના ધંધાને નિર્મૂળ કરવાની આશાએ ઇંગ્લાંડમાં ઘણા

સખત કાયદા થયા હતા. આઠમા હેન્રીના સમયમાં કાયદો થયો હતો કે ભીખારીને જે કોઇ કાંઇ બક્ષીસ આપે તેનો તેથી દશગણો દંડ કરવો. તંદુરસ્ત ભીખારીને પ્રથમ ગુના માટે ફટકા મારવા, બીજા ગુના માટે તેના કાનનું ટેરવું કાપવું, અને ત્રીજાને માટે તેને મૃત્યુની સજા કરવી. છઠ્ઠા એડવર્ડના સમયમા કર કાયદો કરવામાં આવ્યો હતો કે જે તંદુરસ્ત ભીખારી કામ કરવાની ના પાડે તેને ડામ દેવો, અને જેણે તે ગુનાની ખબર આપી હોય તેનો ગુલામ બે વર્ષ સુધી એ રહે. ત્યાંથી જો એ નાસી જાય તો પ્રથમ ગુનાને માટે એ કાયમનો ગુલામ થઇ રહે અને બીજા ગુનાને માટે તેનું મોત થાય. પોતાના ગુલામની ડોકે લોઢાની હાંસડી પેહેરાવવાની, તેને બેડી ઘાલવાની અને ફટકા મારવાની સત્તા ભેદને હતી. રાણી એલીઝાબેથના સમયમાં પણ કાયદા થયા હતા, અને ગરીબોને માટે કાયદાની વિસ્તારપૂર્વક વ્યવસ્થા બાંધી હતી. પરંતુ હવે માલ્થસે સિદ્ધ કરી આપ્યું છે કે એવી વ્યવસ્થાથી પણ કરકસરની ટેવોને ઉત્તેજન મળી શકતું નથી. ઘણા કેથોલિક દેશોમાં પણ ભીખની સામે સખત પગલાં લેવાયાં હતાં. કાર્યદક્ષ અને ચતુર ધર્માધ્યક્ષ પાંચમા સિક્સટસે તે ધંધો રોમમાં અટકાવવાનો પ્રશંસનીય પ્રયાસ કર્યો હતો. નેધરલાંડ અને ફ્રાન્સમાં પણ કાયદા થયા હતા. પરંતુ જો કે ભીખનો ધંધો સૌને સંકટરૂપ લાગતો હતો, તથાપિ અઢારમા સૈકા પેહેલાં તેનાં કારણોની તાત્વિક તપાસ કોઇએ કરી નહોતી. તે સૈકામાં લૉક, બાર્કલી, ડીફો, માલ્થસ ઇત્યાદિ પુરૂષોએ આ બાબતમાં લખી નવીન પ્રોત્સાહન આપ્યું છે, પરંતુ અત્યાર સુધી આ ગ્રંથમાં જે કહેવાયું છે તેનાથી વિશેષ જાણવા જેવું કાંઇ નવું નથી.

મનુષ્યના હૃદયને કોમળ બનાવવાનો પ્રયત્ન એક બીજી રીતે પણ ખ્રિસ્તિ ધર્મે કર્યો છે; કારણ કે કોમળ અને કારૂણિક ચિત્રોથી કલ્પનાને નિરંતર પરિચિત રાખવાના ઉપાય એ ધર્મે બહુ યોજ્યા છે. આપણા નૈતિક ચારિત્ર્ય ઉપર બુદ્ધિ કરતાં કલ્પનાની અસર ઘણું કરીને વધારે ઉંડી થાય છે; અને કલ્પનાની કેળવણી ગરીબોના સંબંધમાં ખાસ કરીને ઘણી અગત્યની અને અમૂલ્ય હોય છે. આખી જીંદગી પર્યંત એક જગાએ તેઓ

બંધાએલા રહે છે, અજ્ઞાનતા અને પોતાની સ્થિતિને લીધે મનને પ્રફુલ્લ કરે એવા જીવનના અન્ય પ્રકારથી તેઓ બહિષ્કૃત હોય છે, નિરંતર મજુરી કરવાની જ તેમને હોય છે, ઇત્યાદિ કારણોને લીધે તેમનું જીવન કેવળ સંકુચિત અને નિરસ થઈ જાય, પણ કલ્પનાને લીધે તે વિશાળ અને ઉન્નત બને છે. ગરીબોનું પરમ દૈવત ધર્મ છે. તેમના વિચારની સાંકડી દૃષ્ટિ–મર્યાદાને તે વિસ્તૃત કરે છે. તેમની અસ્પષ્ટ ભાવનાઓની માનસિક મૂર્તિઓ તે પૂરી પાડે છે, અને ઇંદ્રિયાતીત અને અગોચર પ્રતિ તેમને ખેંચી જાય છે. વિધર્મીઓની કલ્પના જગતમાં લલિત પ્રાણીઓની સૃષ્ટિ ઉપજાવતી અને તેથી ખેડુતોને પોતાની મેહેનતમાં કલ્પનાજનક–મનોહર આનંદ આવતો હતો. ખેતીની દરેક અવસ્થામાં કોઇને કોઇ દેવ અધિષ્ઠાતા મનાતો હતો અને તેથી દેવોના સહચારથી તેમનો સંસાર રમણીય અને આનંદદાયી થતો હતો. પરંતુ ખ્રિસ્તિ ધર્મની કલ્પનાઓમાં ખાસ ગુણ એ હતો કે તેથી કલ્પનાને મોદ ઉપજતો, એટલું જ નહિ પણ સાથે હૃદય પણ વિશુદ્ધ થતું હતું. ઇશુખ્રિસ્ત, કુંવારી માતા મેરી, અને દુઃખ અને દયાના ઘણા પ્રસંગોના ચિત્રોનું સૌંદર્ય ખ્રિસ્તિ ધર્મના પવિત્ર ગ્રંથોમાં એવું કોમળ અને હૃદયહારી આપેલું છે કે સેંકડો વર્ષોથી માણસ જાતની અત્યંત અણઘડ અને અજ્ઞાન કલ્પનાઓનું તેણે નિયમન કરેલું છે. દેવળમાં કે કબ્રસ્તાનમાં, ઠેકાણે ઠેકાણે અને જ્યાં જ્યાં તેની દૃષ્ટિ ખેંચાઇ શકે ત્યાં ત્યાં કોમળ સૌંદર્ય અને કારૂણિક મૃદુલ ભાવોનાં ચિત્રો ગરીબની કલ્પનાને ગ્રસ્ત કરે છે અને ચૂપકીથી તેના અંતરના ઉંડા ભાગમાં ઉતરી તેનું આખું જીવન બદલાવી નાખે છે; અને નિર્બળતા અને દુઃખની પવિત્રતા, દયા અને મૃદુતાની શ્રેષ્ટ ભવ્યતા સમજતાં તે શીખે છે.

સારાંશ કે ખ્રિસ્તિઓની જન–સેવાનાં કાર્યોની અસર મોટી અને ઘણી થઇ છે. તેની ખામી ખોડ પણ આપણે છાની રાખી નથી. પરંતુ એકંદરે તેના પ્રત્યે આપણું ગંભીર માન થવું યોગ્ય છે. મનુષ્ય–જીંદગીની પવિત્રતાનો તેમણે બાંધેલો અતિ ઉચ્ચ વિચાર, બાળકોનું સંરક્ષણ, ગુલામવર્ગની છેવટ મુક્તિ અને ઉત્કર્ષ, જંગલી રમતોનો નિરોધ, અનેક

પ્રકારની સખાવતોની વ્યવસ્થાપૂર્વક ઉત્પત્તિ, અને કલ્પનાની કેળવણી–આ બધામાં વિધર્મીઓ કરતાં ઘણી વિશેષ જન-સેવા ખ્રિસ્તિઓએ કરી છે; અને આ પ્રગતિથી મનુષ્યનું સુખ ઘણું વધ્યું છે. નૈતિક અસર તો ઘણું કરીને તેથી પણ વિશેષ થઇ છે. ખ્રિસ્તિ ધર્મને લીધે જ મનુષ્યના ચારિત્ર્યમાં વધારે કોમળ અને પરોપકારી સદાચાર અગ્ર સ્થાને આવ્યા છે. પ્રથમની વિશુદ્ધ અવસ્થામાં તે ખાસ કરીને શ્રેષ્ટ હતા. પરંતુ ત્રીજા સૈકામાં તપની પ્રવૃત્તિ શરૂ થઇ; અને તેથી કરીને ચારિત્ર્યનો નવો નમુનો ધીમે ધીમે ઉત્પન્ન થયો, અને તેથી નવીન પ્રવાહમાં ખ્રિસ્તિ ધર્મનો ઉત્સાહ હવે વહેવા લાગ્યો. આ તપોવૃત્તિનો ઇતિહાસ હવે આપણે તપાસીએ.

બીજા સૈકાનો લેખક ટરટુલિયન તેના સમયના ખ્રિસ્તિઓને હિંદુસ્તાનના દિગંબરો કે અબધુતોની સાથે સરખાવે છે; અને કહે છે કે અબધુતો સંસારનો ત્યાગ કરી જંગલમાં રહેતા; પણ ખ્રિસ્તિઓ વસ્તીમાં રહી લોકોની પ્રવૃત્તિમાં ભળી જતા. ખ્રિસ્તિ ધર્મ સ્થપાયા પછી બસેં વર્ષ સુધી જો કે તેમાં તપોવૃત્તિ પેઠી નહોતી, તથાપિ તેનાં બીજ તેમાં મૂળથી જ હતાં. સંસાર અને સ્ત્રીનો સંપૂર્ણ ત્યાગ–આ બે વાત મઠની સંસ્થામાં મુખ્ય છે. ખ્રિસ્તિધર્મમાં કુંવારા રહેવાની ફરજ ખ્રિસ્તિધર્મ–ગુરૂઓને માથે લાંબા વખત સુધી નહોતી, પણ જે કુંવારા રહેતા તે બહુ માન પામતા અને કુંવારાપણું પવિત્ર ગણાતું. અને જે જનસમાજમાં ખ્રિસ્તિ વર્ગ અસ્તિત્વ ભોગવતો હતો તે સમાજથી જેમ બને તેમ તેને અલગ રાખવાના અનેક પ્રયત્નમાં સન્યાસનું બીજ પણ પ્રતીત થાય છે. ખ્રિસ્તિધર્મની વૃદ્ધિ અને ફતેહ થતાં જ્યારે ખ્રિસ્તિઓ રાજકીય અને લશ્કરી પ્રવૃત્તિમાં પડવા લાગ્યા, ત્યારે જે સ્થિતિ એક વખત આખા ખ્રિસ્તિ વર્ગની હતી તેનું અનુસરણ કરવા સ્વાભાવિક રીતે જ સંસારથી અલગ રહેવાનો કેટલાક પ્રયત્ન કરવા લાગ્યા. વળી આ તપોવૃત્તિની ચળવળ માનસિક રોગની પેઠે લાંબા વખતથી આખી દુનિયામાં પ્રચલિત હતી. યાહુદીઓમાં પણ એવો એક ખાસ સન્યાસી વર્ગ હતો. સિનિક મતવાળા પાછલા રૂમી રાજ્યમાં સંસાર ત્યાગ

અને તત્ત્વચિંતનનો જ ઉપદેશ કરતા હતા. મિસરની ફિલસુફીમાં તો એ વલણ એથી પણ વધારે પ્રબળ હતું. ખ્રિસ્તિ સંસ્થાની આસપાસ ચારે તરફ એવો વિચાર પ્રચલિત હતો કે જડ પ્રકૃતિ જાતે જ દુઃખદ છે. આ પ્રમાણે તપોવૃત્તિના એકાએક ઉદ્‌ભેદને માટે જમીન તૈયાર હતી; અને તેમાં બીજ પડવાની જ જરૂર હતી. આ બીજ ડેશિયસના જૂલમ દરમ્યાન પડ્યું, એ ત્રાસના સમયમાં પૉલ નામનો સાધુ જંગલમાં નાસી ગયો અને સન્યાસી વર્ગનો પ્રથમ પ્રવર્ત્તક થયો. પછી ઍન્ટની થયો. પછી થોડા વર્ષોમાં તો સન્યાસીઓની એક મોટી જમાત થઇ પડી. જૂલમના ત્રાસથી માણસો પ્રથમ જંગલમાં જવા લાગ્યાં. પરંતુ પછી દેહને કષ્ટ દેવાથી સ્વર્ગની પ્રાપ્તિ થાય છે એવી માન્યતાથી ધર્મનો જુસ્સો ઉભરાવા લાગ્યો અને શરીર-કષ્ટની પ્રબળ ઇચ્છા થવા લાગી. પછી શાંતિના સમયમાં પણ જંગલમાં જઇ માણસો દેહને કષ્ટવા લાગ્યાં. આ જીવનનું ચિત્ર સંત જેરોમે કલ્પનાને સુંદર લાગે એવું આપ્યું અને તેથી માણસોને તેનો મોહ થવા લાગ્યો. એ વર્ગની ભરતી કરાવવામાં સ્ત્રીઓ સ્વાભાવિક રીતે જ મુખ્ય હતી. પુત્રને કોઇ ઉત્તમ ધંધામાં લગાડવા પિતા જ્યારે મથતો, ત્યારે ઘણી વખત માતા તેને સન્યાસી કરવા પોતાથી બને તેટલું કરતી. ચેલા મુંડવાને સાધુઓ પણ યુક્તિ પ્રયુક્તિ કરતા. ધર્માસન ઉપરથી ધર્મ-ગુરૂઓ પણ તેનો ઉપદેશ કરતા, અને મોટાં શેહેરોની અત્યંત વિલાસ-વૃત્તિના પ્રત્યાઘાત રૂપે પણ તપોવૃત્તિ આકર્ષક થવા લાગી. વળી ગમે તેવો ગામડીઓ પણ સન્યાસી હોય તો શેહેનશાહનો પણ સમાગમ કરી શકતો, ગુલામ કે ગુનેગાર નાસી જઇ સાધુ થાય તો નિર્ભય થતો, અને વળી સાધુઓને 'નહિ વેરો નહિ વેઠ અને સુખે ભરે પેટ' જેવી સગવડતા મળતી; જંગલીઓના હુમલાથી લોકોને ત્રાસ પણ ઘણો થતો; ઇત્યાદિ અનેક કારણોને લીધે તે વૃત્તિ વધવા લાગી. વળી તપોવૃત્તિમાં ધર્મના વિચાર પણ તુરત જોડવવામાં આવ્યા અને એલિજા ઇત્યાદિના દાખલા અપાવા લાગ્યા. લગ્નોત્સવના પ્રસંગે જ ઇશુ ખ્રિસ્તે પોતાની દૈવી પ્રેરણાનો ઉપદેશ આપવો શરૂ કર્યો હતો, સાંસારિક કાર્યોમાં ભળવાને હમેશાં તે તત્પર રહેતો હતો, તેથી જ તેના દુશ્મનો

તેને વખોડતા હતા, અને અત્યંત પવિત્ર અને વિશુદ્ધ સ્ત્રીઓ તેની અનન્ય ભક્ત હતી; ઇત્યાદિ વાતો સામાન્ય રીતે માણસોને તપોવૃત્તિની વિરૂદ્ધ લાગે એવી છે; પરંતુ સાધુ ધર્મ–ગુરૂઓ આવી વાતો છોડતા નહિ, પણ ઇશુ ખ્રિસ્તનો નિષ્કલંક જન્મ, તેની કુંવારી માતા, તેની પોતાની કુંવારી જીંદગી, અને તાલેવંત યુવાન માણસને તેનો ઉપદેશ–એવી એવી વાતોનું ખૂબ વિવેચન તેઓ કરતા. સંત પીટર અને બીજા સાધુઓ પરણેલા હતા એમ જો કોઇ કહેતું તો તેઓ જવાબ દેતા કે સન્યાસી થયા પછી તેમની સ્ત્રીઓ જોડે તેમનો વહેવાર નહોતો. પણ સંત પૉલ ઘણું કરીને કુંવારો જ હતો. ગમે તેમ હોય, પણ સાધુ ધર્મ–ગુરૂઓની નજરમાં કુંવારો પુરૂષ પવિત્ર ગણાતો અને પરણેલો અપવિત્ર ગણાતો હતો.

આ મઠની સસ્થાનો પ્રચાર એકદમ ચારે તરફ પ્રસરી ગયો. એવું કહેવાય છે કે સંત જેરોમના સમયમાં ઇસ્ટિરના ઉત્સવોમાં પચાસ હજાર સાધુઓ ભેગા થતા. ચોથા સૈકામાં નિટ્રિયાના જંગલમાં એક જ મઠાધિપતિની નીચે પાંચ હજાર સાધુ રહેતા હતા. ઇજીપ્તનું એક આખું શેહેર તપોવન પાળતું અને તેમાં વીશ હજાર કુમારિકા અને દશ હજાર સાધુ હતા. ઇજીપ્તમાં લગભગ અરધો અરધ વસ્તી આ વ્રતધારી હતી, અને તેઓ અત્યંત સખત તપ કરતા. ખ્રિસ્તિ દેશોમાં પણ આ પ્રવૃત્તિને અત્યંત ઉત્સાહથી વધાવી લેવામાં આવી અને લગભગ આખા દેશમાં મઠ સ્થપાણા. પરંતુ વધારે આશ્ચર્યની વાત તો એ છે કે જેનો સ્વભાવ કે શિક્ષણ આ પ્રવૃત્તિની સામે જાય એવાં હતાં તે પણ એનો ઉપદેશ આપતા. પરણે કુંવારા રહેવામાં કેવું જોખમ રહેલું છે એ વાત સન્ ઑગસ્ટાઈનના જેવું કોઈ પણ માણસ જાણતું નહોતું, છતાં તેણેજ એનો પ્રચાર કરવાનો ભારે પ્રયાસ કર્યો હતો. આવા અનેક સંતો તેનો ઉપદેશ કરતા એટલુંજ નહિ પણ તે પ્રમાણે આચરણ પણ રાખતા. જાત્રાળુઓ જંગલમાં ભટકતા અને સંતોના ચમત્કાર અને સખત તપની અનેક વાતો ભેગી કરી ફેલાવતા, તેથી સંતોના સામાન્ય લક્ષણોવાળુ એક નવીન દૃષ્ટિ બિંદુ ખ્રિસ્તિ સમાજમાં ઉભું થયું. તેથી આ તપધારીઓનાં સામાન્ય લક્ષણો અને વિગતો હવે

આપણે જોઇએ.

ઉંડો વિચાર કરીએ છીએ તો આ તપોવૃત્તિના ચેપ જેવું મનુષ્ય જાતના નૈતિક ઇતિહાસમાં અન્ય કશું સંતાપજનક નથી લાગતું. ભયાનક, ગંદો અને શરીરમાં ક્ષીણ થઈ ગએલો ગાંડીઓ, જ્ઞાન રહિત, સ્વદેશાભિમાન રહિત, કુદરતી લાગણી રહિત, નિરૂપયોગી અને ક્રૂર દેહ-દમનમાં પોતાની આખી જીંદગી ગાળતો, અને પોતાના સન્નિપાતવાળા મગજની બીહામણી કલ્પનાઓથી થરથર ધ્રુજતો એવો આ માણસ, પ્લેટો અને સિસેરોના લેખથી જ્ઞાત અને સોક્રેટિસ અને કેટોના જીવનચરિતથી વાકેફ એવી પ્રજાઓમાં સદાચારનો સર્વોત્તમ નમુનો ગણાવા લાગ્યો હતો. લગભગ બસેં વર્ષ પર્યંત શરીરને ભયંકર કષ્ટ દેવું તે સર્વોત્તમતાની ઉંચામાં ઉંચી સાબીતિ ગણાતી હતી. એક સાધુએ જુવારના રોટલાના ટુકડા અને ગંદા પાણી ઉપર ત્રીશ વર્ષ કાઢ્યાં હતાં, અને તેના ઉપર સંત જેરોમ ફિદા ફિદા થઈ ગયો હતો. એક બીજો સાધુ નાના ખાડામાં રહેતો હતો અને રોજ પાંચ અંજીર ખાઇ જીવતો હતો. કોઇ સાધુ વળી વાળ વધારતો હતો અને પોતાનાં કપડાં ફાટી જાય ત્યાં સુધી ધોતો નહિ. કોઇ વળી ગંદા ખાબોચીઆમાં પડયો રહેતો હતો અને પોતાનું માંસ કીડાઓને ખાવા દેતો હતો. કોઇ બે મણ અને કોઇ પોણા ચાર મણ લોઢું રાખી ફરતો હતો. ખાલી કૂવામાં કોઇ વર્ષો સુધી પડયો રહેતો હતો. કોઇ અનાજને એક મહીનો પાણીમાં નાખી તે સડી જાય ત્યારે જ તે ખાતો હતો, કોઇ દિવસોના દિવસો કાંટામાં પડયો રહેતો હતો અને નિરાંતે ઉંઘતો નહિ. કોઇ વળી દિવસમાં એક વાર થોડુક ખાઇ નિરતર ભુખનું દુઃખ વેઠતો હતો. કોઇ બબ્બે દિવસે ખાતો હતો અને કોઇ અઠવાડીએ અઠવાડીએ પણ ખાતો, કોઈ આખું અઠવાડીયું ઉંઘતો નહિ. કોઇ વર્ષોના વર્ષો નિરંતર ઉભા રહી પ્રાર્થના કર્યા કરતો. કોઇ વળી જંગલી પ્રાણીઓની ગુફામાં રહેતો અને કોઇ તો વળી કબરોમાં પણ રહેતો હતો. કોઇ વળી કપડાંજ પહેરતો નહિ અને વાળ વધારી જંગલી પ્રાણીઓની પેઠે ચોપગો થઇ ચાલતો અને ઘાસ ખાઇ જીવતો. શરીરે સ્વચ્છ રહેવામાં તેઓ ઘોર પાપ માનતા

અને સારામાં સારા સંતો સુગ ચડે એવી ગંદકીના ઢગલા જેવા થઇ રહેતા હતા. મઠની પરિપાટીના કુળ–પિતા ગણાતા સંત એન્ટનીએ પોતાની વૃદ્ધાવસ્થા પર્યંત પગ ધોવાનું પાપ કદિ કર્યું નહોતું. સંત એબ્રાહમ મોઢું અને પગ પણ કદિ ધોતો નહિ. છતાં તેનું જીવનચરિત લખનાર કહે છે કે તેના આત્માની સ્વચ્છતા તેના મુખ ઉપર પ્રતિબિંબિત થતી હતી એ વાત જરા વિચિત્ર લાગે છે. કોઇ સાધુને સ્વચ્છ રહેવાની ટેવ હોય તો તેની ઘણી નિંદા થતી હતી, ઇત્યાદિ અનેક દાખલાઓ છે, પણ સંત સિમિયન સ્ટાઇલાઇટસનો દાખલો ઘણો ઉગ્ર છે. જે તપ એણે આદર્યું હતું તેનું ચિત્ર ઘણું ભયાનક અને કંટાળો ઉપજાવે એવું છે. પોતાને શરીરે એવું તો સખત એ દોરડું બાંધતો કે તે માંસમાં ખુંચી જતું અને તેની આસપાસ માંસ કોહી જતું. તેમાંથી ઘણી દુર્ગંધ છૂટતી હતી અને તે ચાલતો ત્યારે તેમાંથી કીડા ખરતા અને તેની પથારી કીડાથી ખદબદી જતી. મઠ છોડીને કેટલીક વખત એ ખાલી . કૂવામાં રહેતો, બે હાથેક વ્યાસવાળો અને સાઠ ફુટ ઉંચો એવો એક સ્તભ એણે કર્યો હતો; અને ત્રીશ વર્ષ સુધી ટાઢ, તડકો અને વરસાદ વેઠીને તે એના ઉપર રહેતો અને પગ સુધી વાંકા વળી વળીને એટલી તો ઝડપથી એ નિરંતર પ્રાર્થના કરતો કે એક પ્રેક્ષકે એવા ૧૨૪૪ ફેરા ગણ્યા, પણ પછી થાકીને તે ગણવા એણે મૂકી દીધા હતા. એક આખું વર્ષ તે એક પગે ઉભો રહ્યો હતો અને તેનો બીજો પગ ગુમડાથી ભરાઇ જઇ કોહી ગયો હતો, તેનું જીવનચરિત્ર લખનાર તેમાંથી ખરી જતા કીડાને પાછો તેમાં મૂકનો અને સંત કીડાને કહેતો કે પરમેશ્વરે તને આપ્યું છે તે ખા. અનેક માણસો તેની જાત્રાએ જતા હતા. એના મૃત્યુ સમયે તેના સ્તંભ ઉપર એક પ્રકાશિત તારો દેખાયો હતો. લોકો તેને સંતોના નમુનારૂપ લેખતા હતા અને બીજા સંતો તેનું અનુકરણ કરતા હતા.

સાહિત્યના ક્ષેત્રમાં સંતોની જીવન કથાઓની અગત્યના હજી સુધી બહુ થોડી સમજાએલી છે. ઐતિહાસિક કિંમત તેમની ન હોય તો પણ તેમની નૈતિક કિંમત ઘણાજ ઉંચા પ્રકારની છે. અમુક કાળે માણસોનું આચરણ કેવું

હતું તે કદાચ બરાબર આપણને તે ન કહે; તથાપિ માણસોના વિચાર અને લાગણીઓ, સંભવિતતાનું માપ અને સર્વોત્તમતાનું તેમનું દૃષ્ટિબિંદુ તે કાળે કેવાં હતાં તેનું સ્પષ્ટ બ્યાન તેઓ આપે છે. ધર્મ સભાઓના ઠરાવ, ધર્મશાસ્ત્રીઓના ગ્રંથોગ્રંથોને કરેલા ગ્રંથો, મતમતાંતર અને માન્યતાઓ અને ધર્મના કાનુનો એ બધાં ધાર્મિક ઇતિહાસનાં માત્ર છોડાં છે. દુનિયાની સમક્ષ જેનું કથન થાય છે અથવા જેની દલીલ થાય છે તે જ માત્ર એનાથી જણાય છે, પરંતુ કલ્પનામાં જેનો સાક્ષાત્કાર થયો હોય છે અથવા હૃદયમાં જે પવિત્ર મનાય છે તે એનાથી જણાઇ આવતાં નથી. કળાનો ઇતિહાસ કે જે પોતાના અણઘડ કાળમાં માનુષિ ધોરણથી મપાતા જમાનાનું ચિત્ર બારીક પ્રમાણિકતાથી આપે છે તે આ બાબતમાં અમૂલ્ય છે; પણ ખ્રિસ્તિઓનું વિશાળ કથાપુરાણ કે જે સમયની બુદ્ધિવિષયક અવસ્થામાંથી આપોઆપ ઉગી નીકળ્યું હતું, સઘળી વહાલામાં વહાલી આશાઓ, ઇચ્છાઓ, દૃષ્ટિબિંદુઓ અને કરેલી કલ્પનાઓનો સમાવેશ જે પોતામાં કરતું હતું, અને ઘણા સૈકાઓ પર્યંત ખ્રિસ્તિ દુનિયાનું લોકપ્રિય સાહિત્ય જે રહ્યું હતું, તે એના કરતાં પણ વધારે અગત્યનું છે. જંગલના સંતોની બાબતમાં, તેમના જીવનની કેટલીક વિગતો ગમે તેવી વિચિત્ર લાગે તોપણ તે ચિત્ર કે જે નજરે જોનારાએ આલેખેલું છે તે મુખ્યાંશે ઇતિહાસસિદ્ધ છે, એમાં કશો સંશય નથી. પોતાની જાતને અનેક પ્રકારનું કષ્ટ આપવું એ સૈકાઓ પર્યંત માનુષિ સર્વોત્તમતાનું મુખ્ય માપ ગણાતું હતું. હજારો ભક્તિમાન માણસો જંગલમાં જઇ પોતાની જાતને ક્રૂર કષ્ટ આપતા અને લગભગ જંગલી જનાવરની દશામાં રહેતા, અને આ ધિક્કારવા લાયક વેહેમ જમાનાની નીતિમાં સર્વોપરિ સ્થાન ભોગવતો હતો, અને આ તપોવૃત્તિનું ઘેલું કેટલાક સૈકાઓ સુધી ચાલી રહ્યું હતું! આ વાત સત્ય છે. તપોવૃત્તિનાં જે દૃષ્ટાંતો આપણે ઉપર આપ્યાં છે તે તો હજારો પૈકી માત્ર થોડાક જ આપેલા છે, અને તે એટલા બધા છે કે તેના ગ્રંથોના ગ્રંથો લખી શકાય, અને લખાયા પણ છે. આ તપોવૃત્તિમાં સંત બેનેડિક્ટે સુધારો કર્યો ત્યાં સુધી તેનો આ નમુનો એકંદરે અવિકૃત રહ્યો હતો. પશ્ચિમ તરફ

ના સાધુઓ દેશની હવાના કારણને લઈને મિસરના સાધુઓ જેવું સખ્ત તપ કરી શકતા નહિ, પરંતુ શ્રેષ્ટ સર્વોત્તમતાનો તેમનો વિચાર લગભગ તેમના જેવો જ હતો, અને તપમાં તેઓ ઉતરતા હતા તો સારૂં ચમત્કારમાં ચડી જવાનો દાવો તેઓ કરતા હતા. સત પેકોમિયસના સમયથી ઘણુંખરા સાધુઓ મઠનું જીવન ગ્રહણ કરતા હતાં; પરંતુ પૂર્વ તરફના મઠો, આજ્ઞાધિનતાની પ્રતિજ્ઞાના અગત્યના અપવાદ સિવાય, બધી બાબતોમાં આશ્રમોના સમૂહ જેવા જ હતા. આ આશ્રમો જંગલમાં હતા; સાધુઓ સામાન્ય રીતે જૂદી જૂદી ઓરડી કે ભોંયરામાં રહેતા, જમતી વખતે મૂંગા રહેતા, અને દેહને કષ્ટ આપવામાં એકબીજાથી હરીફાઇ કરતા. આ સખત દેહકષ્ટો કે જેમને લીધે ઘણી વાર સાધુઓ ગાંડા બની જતા અને આપઘાત કરતા તે સખ્તાઇને વાજબી હદમાં મૂકવાના, કેટલાક ભટકના સાધુઓ કે જેમને ધર્મગુરૂઓની સામે શીંગડીઓ માંડવાની ટેવ પડી ગઇ હતી તેમના તોફાનીપણાને અંકુશમાં લાવવાના, અને વિશેષે કરીને કેટલાક પાખંડી પથોમાં મઠની ભિક્ષા-વૃત્તિ બહુ આગળ પડતી થઈ ગઇ હતી તે દાબી દેવાના, થોડાક નિર્બળ યત્નો સંત જેરોમ અને બીજાઓએ બેશક કર્યા હતા. આસ્તિક સાધુઓ ઘણું કરીને ખજુરીનાં પાનાંની સાદડીઓ વણતા; પણ જંગલમાં રહેવું અને જરૂરીઆત થોડી, એટલે તેઓ પણ ત્વરાથી આળસુ બનવા લાગ્યા; અને સીમીઅન સ્ટાઇલાઇટસની પેઠે પોતાના વહેમને જ વળગી રહી જીંદગી ગાળતા અને તેમની અત્યંત પ્રશંસા થતી. પરંતુ જન-સ્વભાવની વિવિધતા જંગલમાં ગયે મટી જતી નથી; અને તે વિવિધતા અહીં જંગલમાં પણ દેખાઇ આવતી, જ્ઞાન રહિત, વિકાર રહિત અને કલ્પના રહિત એવા ઘણાં માણસો દાસત્વની મજુરી છોડી જંગલની શાંતિ ભોગવવા નાસી જઇ સાધુ થતા, અને લાંબો કંટાળા ભરેલો વખત ...માં કે હૃદય વિનાની નિત્ય-ભક્તિમાં ગાળતા, અને તેમનું લાંબુ પણ ...દી અને મંદ આયુષ્ય છેવટે શાંત પણ પશુના જેવા મોતમાં પૂરૂં થતું. ...ક સાધુઓ વળી જંગલમા નિર્મળ પાણીથી વહેતા વહેળાથી નજીક ...ના ઝુંડમાં પોતાની ઝુંપડી બનાવતા અને મેહેનત કરી ખીલતો બગીચો ...વતા. સત મિસેપિયનના અસંખ્ય અનુયાયી સાધુઓ જમીન ખેડતા

અને ગરીબોને માટે અનાજના વહાણ ભરી મોકલતા. એક વૃદ્ધ સાધુનું એવું વર્ણન અપાએલું છે કે તેનો સ્વભાવ એવો તો આનંદી અને હસમુખો હતો કે તેની હાજરી અને તેનાં વચનોથી દુઃખીઆનું દુઃખ ઓછું થઇ જતું હતું. પરંતુ સામાન્ય રીતે સાધુઓની ઝુંપડીઓ નિરંતર શોકનાં સ્થળો જ બની રહેતાં. તેમની જીંદગી આંસુ અને ડુસકાંથી અને ગાંડાતુર બની કલ્પનાએ ઉપજાવેલા પિશાચોની સાથે ધમપછાડાથી, ભરેલી રહેતી. અને આત્માનું અકલ્યાણ કરે એવા શત્રુઓની બીકને લીધે અને તેમના વેહેમે અત્યંત ભયંકર બનાવી મૂકેલા મોતના વિચારને લીધે તેમની જીંદગીનો દરેક કલાક ખારો ઝેર જેવો થઇ પડતો. બુદ્ધિ વિષયક પ્રવૃત્તિથી જે દિલાસો મળે છે તેનો આશ્રય ક્વચિત્ જ લેવાતો. સંત જેરોમ કહેતો કે સાધુનું કર્તવ્ય ઉપદેશ કરવાનું નથી, પણ રોવાનું છે, જે ભ્રમણાઓ ઇશ્વરના અનુગ્રહનાં મોટામાં મોટાં ચિહ્નો ગણાતાં હતાં તેમને વશ કેળવાએલું અને શિક્ષિત મન ઘણું થોડું હતું; અને તપોવૃત્તિના આ પ્રવૃત્તિકાળમાં ઘણા વિદ્વાનો જો કે સાધુ થયા હતા, પણ શરૂઆતના સાધુઓનો ઘણો મોટો ભાગ અજ્ઞાન હતો અને રહેતો, એટલું જ નહિ પણ જ્ઞાન કે વિદ્વત્તાને સારી વાત તેઓ ગણતા જ નહિ. સંત એન્ટની કે જે મઠ સંસ્થાનો ખરો સ્થાપનાર છે તેણે જ્યારે પોતે નાનો હતો ત્યારે ભણવાની ના પાડી હતી, કારણ કે તેથી બીજા છોકરાઓના બહુ સમાગમમાં આવવાની તેને ધાસ્તી લાગી હતી. એક સાધુ ભાષા-શાસ્ત્રી તરીકે ઘણો પ્રસિદ્ધ હતો; પણ આ પાપના પ્રાયશ્ચિતની ખાતર ત્રીશ વર્ષ પર્યંત એણે મૌન-વ્રત લીધું હતું. આનો અણગમો તેમને વિદ્યા પ્રત્યે હતો.

આવા માણસોની આવી રહેણીમા ચિત્તભ્રમના મજબી તત્ત્વો હતાં, અને ચમત્કાર અને દિવ્ય દર્શનો આવશ્યક રીતે તેમને વારંવાર થતા, મૂળે જ તેઓ અજ્ઞાની અને વહેમી હતા; અને તેમા વળી એવી ધાર્મિક દૃઢ શ્રદ્ધા તેમને હતી કે તેમના આત્માને ભ્રષ્ટ કરવા આસપાસ હવામાં પિશાચો સદા તૈયાર જ હોય છે. વળી તેઓ એમ પણ માનતા કે તેમની પ્રકૃતિથી દરેક વિકૃતિ અને દુરસ્તનો દરેક અસ્તનો સનાથ ભૂત પિશાચાદિ

કોઇ અદશ્ય શક્તિના બળે જ થાય છે, અને એકાંતવાસમાં રહી નામે વખત દેહને મહા કષ્ટ આપવાથી તેઓ ગાંડાતુર બની જતા આવાં કારણોને લીધે તેમની જીંદગીમાં દૈવી ચમત્કાર અને પડછાયા અવશ્ય કરીને વારંવાર બનતા, અને પોતાના મગજની ભ્રાંતિ કલ્પનાઓને પ્રત્યક્ષ વાસ્ત વિકતા તેઓ માનતા કબરના ભયંકર અંધારામાં, માણીની સાથે માણીરૂપે મળી જતા મડદાંની વચ્ચે, આવો માણસ પોતાનું રહેઠાણ રાખતો, અને દેહ-કષ્ટની ગતિના રાત સમયે, જ્યારે જગતનો પવન આ એકાંતવાસી કોટડીની આસપાસ જાણે ડુસકાં ભરતો હોય એવો લાગતો અને જંગલી જનાવરોની કીકીયારીઓ તેના મન ઉપર પડતી હતી, ત્યારે ધાસ્તી અને પશુવૃત્તિના અંકુર દશ્યરૂપે તેની સમક્ષ ભમવા લાગતા અને તેના આત્માને ભરખી જવા માટે વઢી મરતા પેલા પિશાચો વિચિત્ર નાટકો અને ચેષ્ટા કરતા તેને જણાતા કષ્ટ દેવાથી ક્ષીણ અને રોગી થએલા શરીરને લીધે અત્યંત ઉશ્કેરાએલી કલ્પનાના બળે તેના મનમાં અનેક ભ્રાંતિઓ ઉપજવા લાગતી અને ઇન્દ્રિઓએ પૂર્વાનુભવેલી વાતોની સ્મૃતિથી એવા અનેક પ્રસંગો તેને પ્રાપ્ત થતા તેવી કરીને આ વ્રતધારીઓમાંથી કોઇક જ્યારે ધખધખતી રેતીમાં એકલો ધૃટણીએ પડ્યો હોય ત્યારે પોતાની જન્મ ભૂમિના ઝાડના લીલાગ ઝુંડ અને વિનાસજનક અને કામોદ્દીપક બગીચ તેની દષ્ટિમાં આવી ખડા થતા અને પોતાના યુવાનીકાળે જોએલી સુંદર અને મનોહર સ્ત્રિઓ તેની સમીપ નૃત્ય કરતી તેને જણાતી આગળ ગાએલા મધુર અને વિનાસી ગાયનો કવચિત્ તેને સાભરી આવતા અને ભૂતકાળના વિચારોથી તેનું હૃદય ખળભળી ઉઠતું કવચિત્ પ્રાણઘાતક ખેતો નો આખો આકાર જ એવી રીતે તેની સન્મુખ આવીને ઉભો રહેતો આમ તેની ભક્તિમાં ખલેલ પહોંચતી અને સાધારણમાં સાધારણ બનાવ બનતો તો તેમાં પણ સેતાનનો હાથ છે એમ મનાતું એક સાધુ મુસાફરી કરતા કરતા છેક થાકી ગયો હતો એવે વખતે તેને વિચાર આવ્યો કે મધપૂડાનું તાજું મધ અત્યારે મળે તો કેવુ મીઠું લાગે। તે જ વખતે તેની નજર એક ટેકરા ઉપર પડી જ્યાં એક મધપૂડો બાઝેલો હતો કલ્પના

અને કુદરતના આ આકસ્મિક સંયોગમા પિશાચે આપેલી લાલચ એને લાગી; તેથી તેને કપારી આની અને અસ્તિકનું ચિહ્ન કરી ત્યાથી તે નાસી છૂટયો. પરંતુ યુવાન પુરૂષોમાં લોહી ઉન્મત્ત હોવાથી સ્વાભાવિક રીતે જ તેમની દશા બહુ કંગાળ થતી. જો તેઓ પરણીને ગૃહસ્થાશ્રમમા ગયા હોત તો તેમને સુખ અને શાંતિ મળત, પરંતુ જગતની એકાંતવાસી જીંદગીમા તેમના જીવને શાંતિ વળી શકતી નહિ સંતોની જીવનકથાઓમાં તેમના દુખ અને વેદનાનું તીવ્ર ચિત્ર આપેલું છે એમના ચગ્કાનું ઝેર પ્રિય બાળાના મિલાપથી જ ઉતરે છે. પરંતુ આ યુવાન પુરૂષો જગલમા જઇ પોતાના દેહને વધારેને વધારે ત્રાસ આપ્યે જતા, વેદનાને લીધે પોતાની છાતી કૂટતા, તેમની આંખમા આંસુનો પ્રવાહ તો કદિ સૂકાતો જ નહિ. જે સુદર સ્ત્રીના સમાગમને હળાહળ ઝેર જેવો તે માનતા તેના પળે પળે બદલાતા અનેક આકાર નિરતર તેમની કલ્પનામા ખડા થતા, અને તેને વિસ્મૃત કરવાના પ્રબળ પ્રયાસ કરતા જતા તેની સ્મૃતિ અત્યત સતેજ થઇ અસહ્ય થઇ પડતી તેથી ઘણીવાર આ યુવાનો દીવાના બની જતા. અને આપઘાત કરતા હતા. સંતોની જીવન-કથામા એક ઠેકાણે એવું વર્ણન આપેલું છે કે એક વખતે સંત પેકોમિયસ અને સત પેલીમોન જગલમા વાત કરતા હતા ત્યા ગાડપણથી વ્યાકુળ બનેલા ચહેરાવાળો એક યુવાન સાધુ તેમની રૂબરૂ ધસી આવ્યો અને ડુસકા ખાતો ખાતો લાગેના સાદે પોતાના દુખની વાત કહેવા લાગ્યો તેણે કહ્યું કે એક સ્ત્રી એ તેના ઓરડામા આવી પોતાના હાવભાવથી એને ફસાવ્યો હતો, અને પછી જમીન ઉપર તેને અધમુઓ પડ્યો મૂકીને ચમત્કારિક રીતે હવામા તે અદ્રશ્ય થઈ ગઇ, અને પછી આ સત શ્રોતાઓ પાસેથી એક કારમી ચીસ પાડીને તે સાધુ જતો રહ્યો તેમની માન્યતા પ્રમાણે દુષ્ટ પિશાચથી પ્રેરાઈ તે સાધુ જગલમા દોડી ગયો, અને એક પાસેના ગામડામા ગયો અને ત્યાં જાહેર હમામખાનાની ઉઘાડી ભઠ્ઠીમા કૂદકો મારી પડ્યો અને તેના અગ્નિમા સાફ થઇ ગયો. તપોવૃત્તિમા ઘણા આગળ વધેલા બંધુઓ-મા પણ મોહનો ઉદય થયાની વિચિત્ર વાતો પણ કહેવામા આવતી હતી

એક સંત આ બાબતમાં ખાસ નમુનારૂપ ગણાતો હતો અને સાધુઓમાં અતિ સામાન્ય લક્ષણો જે જોવામાં આવે છે તે એણે પોતાનામાં પણ આવવા દીધાં હતાં. અર્થાત્ પોતાની બ્રહ્મચર્ય વૃત્તિનો તેને ગર્વ પણ થનો હતો. હવે એવું બન્યું કે એક દિવસ સાયંકાળે થાકથી લોથ જેવી બની ગએલી એક સ્ત્રી તેના ભોંયરાના બારણે આવી અને જંગલી જનાવરો એને ફાડી ન ખાય એટલા માટે સંતની મઢીમાં એને આશરો આપવાની તે વિનંતિ કરવા લાગી. દુર્ભાગ્યે તેની વિનંતિ સંત સાહેબે સ્વીકારી. પછી પૂજ્ય બુદ્ધિનો દેખાવ કરી સંતની સેવા તે કરવા લાગી, અને છેવટે તે સંતના ઉપર પોતાનો હાથ મેલવાની એણે હિંમત કરી. આ સ્પર્શથી સંતનું શરીર કંપિત થઇ ગયું, અને લાંબાકાળથી વિસ્મૃત થએલો અને સુઈ રહેલો કામવિકાર જોસથી જાગ્રત થયો. પ્રબળ પ્રેમના ઉભરામાં છાતી સરસી તે સ્ત્રીને ચાંપવાનો એણે યત્ન કર્યો, પણ તે સ્ત્રી તેની દૃષ્ટિથી લોપ થઇ ગઇ, અને તેના પતનથી પિશાચોનો સમૂહ એકસામટો હસવા લાગ્યો. પરંતુ આ જાતનું છેવટ પરિણામ જે આવ્યું તે પણ જાણવા જેવું છે. આપણે ધારીએ તે પ્રમાણે પછી આ સાધુ પ્રાયશ્ચિતની સજા અને પ્રાર્થનાઓથી પોતાની વિશુદ્ધિ પુનઃ પ્રાપ્ત કરવામાં પ્રવૃત્ત થયો નહિ. તપોજીવન-ની આશાઓ અને વૃત્તિઓનો મોહ હવે તેને બિલકુલ રહ્યો નહિ. તેના સ્વપ્નવત્ અનુભવમાં માયારૂપ જે સુંદર સ્ત્રી માત્ર તેને ફસાવવા તેની આગળ આવી હતી તેથી તેના હૃદય ઉપર એક નવીજ જાતનો પ્રકાશ પડ્યો, તેથી જંગલમાંથી એ નાસી ગયો, પાછો સંસારમાં પડ્યો; સાધુ-ઓનો સંબંધ માત્ર એણે અળગો કર્યો; અને એ નવીન પ્રકાશને પગલે ચાલી નરકના મ્હોંમાં એ જાણી જોઇને ગયો. આમ ભ્રમણામાં પણ પ્રેમનો અનુભવ થતાં સાધુ સંસારી બન્યાના દાખલા પણ અપાતા હતા.

સ્ત્રીઓના સંસર્ગનો ત્રાસ આ પ્રમાણે તપધારીઓને અત્યંત હતો, અને આવી કથાઓથી તે વધતો હતો. કોઇ પણ જાતનો સંબંધ સ્ત્રીઓની સાથે રાખવો જ નહિ એવો તેમનો આગ્રહ હતો. પરંતુ આવો આગ્રહ કેટલીક વખત પાળવામાં કઠણ થઇ પડતો. અત્યંત સખ્ત તપધારીઓ

પ્રત્યે સ્ત્રીઓ અતિ ગભીર માનની નજરથી જોતી, અને પરાણે પણ પોતા પ્રત્યે તેમનું લક્ષ ખેંચવાનો અવિરમ યત્ન તેઓ કરતી. કેટલીક તો આ બાબતમાં ખાસ રીતે ભાગ્યશાળી થઇ હતી. સત મેલેનિયા કે જેણે પોતાની મિલ્કતનો મોટો ભાગ સાધુઓમાં વાપરી નાખ્યો હતો તેણે ચોથા સૈકાનાં આખર ભાગની લગભગ, ઇતિહાસકાર રૂફિનસીની સાથે સીરિઆ અને મીસરના આશ્રમોમાં લાંબી જાત્રા કરી હતી. પણ ઘણા સાધુઓનો એવો નિયમ હતો કે કોઇ પણ સ્ત્રીનું મ્હોં કદિ જોવું નહિ, અને જે સાધુ આ વ્રત વધારે વર્ષ પાળી શકતો તે વધારે પવિત્ર ગણાતો. સંત બેસિલ અત્યંત જરૂરીઆતના પ્રસંગે જ સ્ત્રીઓની સાથે ભાષણ કરતો. સંત જોને અડતાળીશ વર્ષ પર્યંત સ્ત્રીનું મ્હોં જોયું નહોતું. એક મોટી પદવીના માણસની સ્ત્રીએ પોતાના ધણીને આ મત જૉન પાસે મોકલી કહેવરાવ્યું કે મેહેરબાની કરી તેના દર્શને તેને આવવા દેવી, નહિ તો તેનું મૃત્યુ થશે. છેવટે સતે કહ્યું કે તે જ્યારે પોતાની પથારીમાં સૂતી હશે ત્યારે પોતે જ તેની મુલાકાતે તેને ઘેર આવશે. આ વિચિત્ર સદેશો તે ધણીએ પોતાની સ્ત્રીને કહ્યો, અને તે રાત્રીએ સ્વપ્નામા તે સ્ત્રી તે સતને મળી. સત આરસેનિયાનાં દર્શન કરવા અને પોતાને માટે તેની પાસે પ્રાર્થના કરાવવા રોમની એક યુવાન બાળાએ ઇટાલીથી અલેક્ઝાડ્રિયાની જાત્રા કરી. જ્યારે સતે તેને ઠપકો આપવા માંડયો ત્યારે ધ્રુજતી ધ્રુજતી તે બાળાએ આંખમાં આંસુ લાવી પોતાને યાદ કરવાની અને પોતાને માટે પ્રાર્થના કરવાની '— આટલી તેની વિનતિ સ્વીકારવાની તેને અરજ કરી—આ સાંભળીને છેડાઇ ગએલા સતે કહ્યુઃ "તને યાદ કરવી ! મારી જીંદગીની પ્રાર્થના જ એ થશે કે તને ભૂલી જવી !" એલેક્ઝાંડ્રયાના મુખ્ય ધર્મગુરૂએ તેને આશ્વાસન આપી કહ્યુ, કે જો પિશાચો સ્ત્રીઓ દ્વારા સામાન્ય રીતે સતોને ફસાવે છે, પણ તે સાધુ જો કે તેનુ મુખ વિસરી જવાનો પ્રયત્ન કરશે તથાપિ તેના આત્માને માટે પ્રાર્થના તે કરશે એ બાબતનો એને સશય નથી કેટલીક વખત સ્ત્રીઓનો આ ઉત્સાહ અન્ય અને વધારે વિચિક્ષણ રૂપ ધારણ કરતો, અને પુરૂષનો પોશાક પેહેરી પોતે જ તપધારીની

જીંદગી ગૂજારતી. મત પેલેજીયા પ્રથમ એન્ટીઓક શેહેરમાં નાટકમાં સ્ત્રી-ખેલાડી હતી; તે રૂપમાં ઘણી સુંદર હતી, અને પુરૂષને મુગ્ધ કરે એવા હાવભાવ કરવામાં બહુ કુશળ હતી. તે જ્યારે વટલી ખ્રિસ્તિ થઇ, ત્યારે ધર્મગુરૂઓએ તેને માટે પ્રાયશ્ચિત ઠરાવી એક મોટી ઉમરની પવિત્ર અને ભક્તિમાન કુમારિકાની સોબતમાં એને રાખી. પરંતુ તેથી વધારે સખત જીવન જીવવાની ઇચ્છાથી ત્યાંથી એ નાશી ગઇ; અને પુરૂષનો પોશાક પેહેરી અન્ય સાધુઓમાં ભળી ગઇ; અને એવી કુશળતાથી પોતાનો આ વેશ એણે જાળવી રાખ્યો કે તેની કીર્ત્તિ ઘણી ફેલાઈ, અને મુઆ પછી જ મતોને ખબર પડી કે તે સ્ત્રી હતી.

આ સાધુઓ કેવી જીંદગી ગૂજારતા હતા તે આપણે જોયું. હવે આ જીંદગી અને તેણે ઉપજાવેલા સાહિત્યથી ખ્રિસ્તિઓના નૈતિક દૃષ્ટિ-બિંદુ અને આચરણ ઉપર શી અસર થઇ તે આપણે જોઇએ. પ્રથમ પ્રેમ, દયા અને પરોપકારને ખ્રિસ્તિ ધર્મગુરૂઓના લેખોમાં અગ્રસ્થાન આપેલુ જોવામાં આવે છે તે વાત હવે બદલાઇ ગઇ; અને ચોથા અને પાંચમા સૈકામાં ધાર્મિક સદાચારનું શિરોસ્થાન બ્રહ્મચર્યને અપાવા લાગ્યું. અને આ બ્રહ્મચર્ય એટલે પરણેતર જીંદગીનું નિષ્કલંક જીવન અથવા દાંપત્ય-ધર્મનું યથાર્થ પાલન-એમ નહિ, પરંતુ મનુષ્યના સ્વભાવમાં વિષયેચ્છાનું જે તત્ત્વ વાસ્તવિક છે, તેનો કેવળ ઉચ્છેદ કરવો તે-લગ્ન કરવાની વાત તો એક કોરે રહી, પણ સ્ત્રીના સામું પણ જોવું નહિ, અને વિલાસની વૃત્તિ અંતરમાં ઉઠે તો તેને ગમે તેમ કરીને દબાવી દેવી અને તે અર્થે દેહ-દમન કરવું એ નૈતિક દૃષ્ટિ-બિંદુ સંત જીવનનું હતું. આમાંથી કેટલાક અગત્યના પરિણામ આવ્યાં છે.

પ્રથમ પરિણામ એ આવ્યુ કે ધીમે ધીમે ઘણું વિષાદમય રૂપ ધર્મે ધારણ કરવા માંડયું. વિષય-વૃત્તિનો પ્રવેશ આપણા સ્વભાવના સ્વરૂપમાં જ છે; તેથી તેને કેવળ નિર્મૂળ કરી નાખવી એ આપણા સ્વભાવના નિયમની ખાસ વિરુદ્ધ છે, છતાં એ સ્થિતિએ પહોંચવાનો સંત-જીવનનો

ઉદ્દેશ હતો. જન–સ્વભાવની ભ્રષ્ટતા, અને ખાસ કરીને કામાસક્તિની શારીરિક ભ્રષ્ટતાની સામે એટલી બધી પ્રબળ લાગણી થઇ હતી કે લાગણીની તેવી પ્રબળતા, અસૂયા, ક્રોધ કે ક્રૂરતા જેવા ક્ષણિક અને ક્વચિત્ દશ્ય થતા દુરાચારોમાં રોકાઇ રહેલા નીતિવેત્તાઓ કદિ પ્રાપ્ત કરી શક્યા હોત નહિ. તપો–વૃત્તિની નજરમાં પ્રબળ કામાસક્તિઓ ભ્રષ્ટ ગણાતી જ હતી; પરંતુ કાંઇક વિલાસી અને લાડઘેલું જીવન કે જેમાં સ્પષ્ટ અનિષ્ટતા કાંઈ હોતી નથી, જેમાં ચારિત્ર્યને નમ્ર કરવાનું વલણ હોય છે તે પણ તપોવૃત્તિના દૃષ્ટિબિંદુથી કેવળ વિરૂદ્ધ જ હતું, કારણકે તેવું જીવન પણ પરિણામે પશુવૃત્તિને જ દૃઢ કરે છે. તેથી થયું એમ કે જન–સ્વભાવ જાતે જ ભ્રષ્ટ છે અને દરેક જાતના સુખ ચેનમાં દુરાચાર છે એવું તીવ્ર-ભાન લોકોને થવા લાગ્યું. કુંવારી જીંદગીમાં જ સર્વોત્તમ સદાચાર છે એવી માન્યતામાંથી આ પરિણામ આવ્યું. તેથી ગ્રીક–જીવનમાં જે શાંતિ, આનંદ અને ખુશમીજાજ આપણે જોઇએ છીએ તે સંત જીવનમાં રહ્યાં નહિ.

બીજું પરિણામ એ આવ્યું કે કામ ક્રોધાદિ ષડ્ વિકારોની સામે નિરંતર થવાનું હોવાથી પુરૂષાર્થવાદ અગ્રે આગળ આવ્યો, અને માણસ ધારે તે કરી શકે એવી માન્યતા લોકોમાં દૃઢ થતી ગઇ. કેથોલિક સંપ્રદાયે મનુષ્યની ઇચ્છા–વૃત્તિ (will) સ્વતંત્ર છે એ વાતની હમેશાં જોસભેર તરફેણ કરી છે; પરંતુ તપોવૃત્તિમાં આપણી ઇચ્છા વૃત્તિ અને આપણી ઇચ્છાઓ (desires) વચ્ચેના નૈતિક વિરોધનું તીવ્ર અને સ્પષ્ટ ભાન જેવું થાય છે તેવું અન્ય પ્રકારે ઘણુ કરીને થતું નથી, અને એ ભાનની સત્તા ઉપર નૈતિક સ્વતંત્રતાનો બધો આધાર અંતે રહેલો છે. વળી તપોવૃત્તિનું એક બીજું પરિણામ પણ આવેલું જણાય છે, જેનું બરાબર–ચોક્કસ બ્યાન કરવું મુશ્કેલ છે. જેને આપણે બળવાન પશુની પ્રકૃતિ કહીએ છીએ, અર્થાત્ જે પ્રકૃતિમાં વિકારની વૃત્તિ બળવાન છતાં તંદુરસ્ત હોય છે, તે પ્રકૃતિની સાથે કેટલાક સદ્‌ગુણો સ્વભાવિક રીતે જોડાએલા આપણને લાગે છે. જેવા કે ખુશમીજાજ, નિષ્કપટતા, ઔદાર્ય, ઉત્સાહ,

આનંદ અને ધૈર્ય, અત્યંત દેહ કષ્ટને લીધે જેમનાં શરીર અત્યંત જીર્ણ થઇ ગયાં હોય છે તેમનામાં આ ગુણો ક્વચિત્ જ માલમ પડે છે. કૅથોલિક ધર્મ કુંવારી જીંદગીને સર્વોત્તમ માનતો હોવાથી આ સદ્ગુણોને તે સંપ્રદાય નીતિના ક્રમમાં ઘણું નીચું સ્થાન આપે છે. પરંતુ પ્રોટેસ્ટંટ પંથ અને ઔદ્યોગિક પ્રગતિના દૃઢ વલણને લીધે તે ગુણો હવે ઉંચા ગણાવા લાગ્યા છે.

શરીર–સંપત્તિ ઉપર નીતિનો કેવો અને કેટલો આધાર છે તે વિષે નિશ્ચયપૂર્વક આપણે કાંઇ કહી શકીએ તેમ નથી. જૂદા જૂદા નૈતિક ગુણોને માટે શરીરની પૂર્વવર્તી દશા કેવી કેવી જોઇએ તે સંબંધી આપણું જ્ઞાન એટલું બધું ઓછું છે કે તેમાં વિશ્વાસપૂર્વક કથન કરવું મુશ્કેલ છે; તથાપિ અમુક સદાચાર કે અમુક દુરાચાર શરીરની અમુક દશામાં આપણે જોઇએ છીએ તો ખરા. પરંતુ તેમની વચ્ચે કાર્યકારણ ભાવનો સબંધ છે કે કેમ? અને છે તો કેવા પ્રકારનો! એ વાત આપણે સમજી શકતા નથી. પરંતુ તપોવૃત્તિએ ઉપજાવેલી અમુક પ્રકારની શારીરિક પ્રવૃત્તિમાંથી નીપજતા પરિણામો વિષે આપણે ગમે તે મત બાંધીએ, તથાપિ જીવનની જે દશાનો ઉપદેશ તપોવૃત્તિ આપતી તે દશામાંથી ઉપસ્થિત થતાં પરિણામો વિષે તો વિવાદ હોઇ જ શકે નહિ. સંતના જીવનનો મુખ્ય ઉદ્દેશ જ સંન્યાસ હતો; અને સન્યાસીને કુટુંબની જંજાળ માત્ર છોડી દેવાની હોવાથી, કૌટુંબિક સદાચાર ઉપર તપોવૃત્તિ બેશક દુષણ ચડાવે છે.

કુટુંબ અને સંસાર પ્રત્યે સંતોને કેટલો તિરસ્કાર હતો, અને તેથી પોતાના નિકટ સંબંધીઓની સાથે હૃદયની કેટલી બધી કઠિનતા અને કેટલા બધા અનુપકારથી તેઓ વર્તતા હતા તે તેમની જીવનકથામાંથી સ્પષ્ટ જણાઇ આવે છે. ભૂતકાળના આ વૈરાગીઓને વખાણનારાઓ આવી બાબતોને સામાન્ય રીતે અંધારામાં રાખે છે. જે માતાએ એને જન્મ આપ્યો હોય છે તેનું હૃદય પોતાના અનુપકારથી ભગ્ન કરી તેને રોતી કરવી, જે પત્ની તેને પૂજતી હોય છે તેને ભોળવીને કાયમને માટે કોરે કરવી, છોકરાંને નિરાધાર અને ભિખારી બનાવી સંસારમાં રઝળતા કરી

મૂકવાં, આ બધું એના ઇશ્વરને પ્રિય છે એમ એ સંન્યાસી તપધારી ધારતો, અને પોતાના આત્માનું શ્રેય કરવાની તેની ફરજ છે એમ એ માનતો. કુટુંબમાં રહીને કૌટુંબિક વિશુદ્ધ કર્તવ્યો કરતાં એની ભક્તિમાં ખલલ પહોંચી જતી. ઇનેગ્રિયસ સન્યાસી થયો અને લાંબાં સમય પછી જ્યારે એના બાપના અને માનપત્રો આવવા લાગ્યા ત્યારે વહાલાંની સ્મૃતિથી તેના ચિત્તની શાંતિમાં કદાચ વિક્ષેપ આવે એવી ધાસ્તીથી વગર વાંચ્યે જ એ પત્રો તે બાળી દેતો. પોતાનો એકનો એક છોકરો જે આઠ વર્ષનો નાનો બાળક હતો તેને સાથે લઇને અને પોતાની સઘળી માલ-મિલ્કતનો ત્યાગ કરીને એક માણસ મઠમાં સન્યાસ ગ્રહણ કરવા ગયો. સાધુઓએ એને મઠમાં દાખલ કર્યો, અને તેના હૃદયને કેળવવામાં પ્રવૃત્ત થયા. "પોતે ધનવાન હતો એ વાત તો એ ક્યારનો ભૂલી ગયો હતો. પણ પોતે પિતા હતો એ વાત ભૂલી જતાં હવે તેને શીખવવી જોઇએ." તેના નાના બાળકને તેનાથી વિખુટો પાડવામાં આવ્યો; ગંદા ચીંથરાં તેને પેહેરવા આપ્યાં; તેને મારતા, કૂટતા, અને અનેક પ્રકારે જાણી જોઇને તેને બહુ દુઃખ દેતા. પિતાની સમક્ષ પુત્રને આ બધું કષ્ટ આપવામાં આવતું હતું; અને દુઃખથી તવાઇ જતા, એક વખત જે ચેહેરો આનંદ થી હસમુખો લાગતો હતો તે હવે નિરંતર આંસુથી છવાઈ રહેતો અને દુઃખથી ડુસકાં ભરતો. એવો પોતાના પુત્રનો મ્લાન ચેહેરો દિવસે દિવસે જોયા કરવાની પિતાને ફરજ પડતી. તથાપિ ઇસુખ્રિસ્તના પ્રેમની ખાતર અને આજ્ઞાધીનતાના સદાચારને લઇને પિતાનું હૃદય કઠિન રહેતું હતું અને તેને પોતાના પુત્રની પણ દયા આવતી નહિ. પોતાની દીનતા અને સદાચારની સંપૂર્ણતાને માટે જ તેને કાળજી હતી. છેવટે મઠાધિપતિએ એ છોકરાને લઇ નદીમાં ફેંકી દેવાનું એને કહ્યું. કાંઈ પણ દુ:ખ કે દિલને કળમળાવ્યા વિના આ આજ્ઞાનું પાલન કરવા તે ચાલ્યો, અને છેવટની ઘડીએ જ સાધુઓ વચમાં પડયા અને નદીને કાંઠે તે બાળકને બચાવ્યું. આ માણસ અને મોટો સંત ગણાયો હતો. થીબ્ઝનો એક રહેવાસી એક મઠાધિપતિ પાસે ગયો અને પોતાને સાધુ કરવાની એણે માગણી કરી.

મહાધિપતિએ પૂછ્યું. "તારે કોઇ સગું છે ?" "એક દીકરો છે"— એવો જવાબ તે માણસે આપ્યો. વૃદ્ધ મહાધિપતિએ ઉત્તર વાળ્યો "તે છોકરાને લઇ નદીમાં નાખી આવ; પછી તારાથી સાધુ થવાય" આ આજ્ઞાનું પાલન કરવા પિતા ત્વરાથી ચાલ્યો, પણ અંતે માણસ મોકલી મહાધિપતિએ તે છોકરાને બચાવ્યો.

એનો એ જ પાઠ કેટલીક વખત ચમત્કાર દ્વારા શીખવાતો. એક માણસ પોતાના ત્રણ છોકરાનો ત્યાગ કરી સાધુ થઇ ગયો. ત્રણ વર્ષ પછી આ છોકરાને પણ મઠમાં લાવવાનો એણે નિશ્ચય કર્યો, પણ ઘેર જઇને જોતાં તેને માલુમ પડ્યું કે બે મોટાં તો ક્યારનાં મરી ગયાં હતાં. તેથી ત્રીજું જે એક નાનું બાળક હતું તેને પોતાના હાથમાં લઇ એ પોતાના મહાધિપતિ પાસે આવ્યો. મહાધિપતિએ તેના ભણી જોઇ પૂછ્યું. "આ બાળક ઉપર તારો પ્રેમ છે ?" પિતાએ જવાબ આપ્યો 'હા.' મહાધિપતિએ ફરીને પૂછ્યું "તેના ઉપર તારો ઘણો પ્રેમ છે ?" પિતાએ તેજ પ્રત્યુત્તર વાળ્યો. મહાધિપતિએ કહ્યું' ત્યારે એ બાળકને લઇ પેલા બળતા અગ્નિમાં નાખ" ગુરૂની આજ્ઞા માથે ચડાવી બાપે તો બાળકને અગ્નિમાં નાખ્યું. પરંતુ બાળકને કાંઇ ઇજા થઇ નહિ. પણ વિશેષે કરીને સ્ત્રી-સમંધીઓની સાથે તેમની વર્તણૂકમાં સંતોના દિલની કઠોરતા ખાસ જણાઇ આવતી હતી. સ્ત્રીઓ પરત્વે આ સાધુ કિંવા સન્યાસીનો ઉદ્દેશ કૌટુંબિક લાગણીઓને નષ્ટપ્રાય કરવાનો હતો એટલું જ નહિ પરંતુ સ્ત્રીઓની હાજરીથી ઉપજતા જોખમમાંથી પોતાનું રક્ષણ કરવાનો ઉદ્દેશ પણ હતો. સત-વિશુદ્ધિનું સુંદર પુષ્પ માતા કે બ્હેનના મુખને જોવાથી પણ વખતે વણસી જાય તો એની બીતિ તેમને રહેતી જ્યારે મહાધિપતિ સિમોઅ ઘણો વૃદ્ધ, નબળો અને અપંગ થયો ત્યારે જંગલ છોડી કોઇ વસ્તીવાળા ભાગમાં જઇ રહેવા માટે એના શિષ્યો એને સમજાવવા લાગ્યા. સીસોઝે કહ્યું' "હું જાઉં તો ખરો, પણ ત્યાં સ્ત્રીનું મુખ જોવાનું જોખમ અને અશાંતિ મને પ્રાપ્ત ન થાય તેની ખાત્રી આપો." અલબત્ત આવી જાતના માણસને માટે તો જંગલ જ લાયક હતું, અને તેથી તે ત્યાં જ

શાંતિમાં મુઓ. આમ વૃદ્ધાવસ્થામાં પણ સ્ત્રીઓની ધાસ્તી સાધુઓને લાગતી. પોતાની જનેતાને અડકતાં પણ તેઓ બીતા. એક સાધુ પોતાની માતા સાથે મુસાફરી કરતો હતો. ચાલતાં ચાલતાં એક નદી આવી, અને આ નદીને પૂલ નહોતો. તેથી માતાને હાથે પકડી તેને નદી ઉતારવાની સાધુને જરૂર જણાઇ. હવે સાધુ પોતાના હાથે ચીપી ચીપીને કપડાં વીંટવા લાગ્યો. માતા ચકિત થઇ અને તેમ કરવાનું એણે એને કારણ પૂછ્યું. સાધુ દીકરાએ જવાબ આપ્યો. " દુર્ભાગ્યે જો એનો સ્પર્શ એને થઇ જાય તો એની પ્રકૃતિની સ્વસ્થતામાં ભગ પડે. માટે તે એમ કરતો હતો. કેલેમાના સત જોનની બ્હેનનું હેત ભાઇ ઉપર ઘણું હતું; અને પોતાના મૃત્યુ પેહેલાં એક વાર ફરીને તેનું મ્હોં જોવા તે બહુ ઉત્કંઠિત થઇ, પણ સત સાહેબ તેના કાલાવાલા ધ્યાનમાં લેતા નહિ. ત્યારે બ્હેને લખ્યું કે પોતે જ જંગલમાં ભાઇની જાત્રાએ આવશે. ત્યારે મુંઝાઇને આ સતે તેને લખ્યું કે એ પોતે જ તેની પાસે આવશે. પછી વેશ પાલટીને બ્હેનને તે મળ્યો; અને બ્હેને તેને પાણીનું પ્યાલું પાયું પણ ભાઇને ઓળખ્યો નહિ. ભાઇએ પણ પોતાની જાણ કરી નહિ, અને પાછો જંગલમાં એ ચાલ્યો આવ્યો. આણી તરફ બ્હેને ભાઇને ઠપકાના પત્રો લખવા માંડ્યા કે હજી સુધી એણે પોતાનું વચન પાળ્યું નહોતું. ભાઇએ લખ્યું: હું જરૂર તમને મુલાકાત આપી ગયો છું, પણ ઇસુ ખ્રિસ્તની કૃપાએ કરીને તમે મને ઓળખ્યો નહિ. અને હવે હું કદિ મળવાનો નથી.' સત થિયોડોરસની માતા ધર્મ-ગુરૂઓના ભલામણ પત્રો લઇ પોતાના દીકરાને મળવા આવી. પણ દીકરાએ પોતાના મહાધિપતિ મન પેકોમિયસને વિનવી વિનવીને પોતાની માતાને નહિ મળવાની રજા માગી. ગરીબ માતા પોતાની દીકરી કે જેણે એવા જ ઉદ્દેશથી એવી મુસાફરી કરી ત્યાં આવી હતી તેની સાથે મઠના અન્ય ભાગમા જઇને રહી અને આ સત સાહેબ મા બ્હેનને પણ મળ્યો નહિ. સંત મારકસની માતાએ મહાધિપતિને કાલાવાલા કરી મમત્વનાં મહાધિપતિએ સતને હુકમ કર્યો કે તેણે માતાને મળવા બહાર જવું. ન જાયતો આજ્ઞાધીનતાનો ભગ થાય, અને જાય તો માતાનું

મ્હોં જોવાનું પાપ વ્હોરવું પડે. આ ધર્મ સંકટ માથે આવી પડતાં સંતે તેમાંથી છૂટવાની ચતુરયુક્તિ રચી. વેશ પાલટીને અને પોતાની આંખો બંધ રાખીને માતાની પાસે એ ગયો. માતાએ પોતાના દીકરાને ઓળખ્યો નહિ; અને દીકરાએ પોતાની માતાને જોઈ નહિ. એવી જ રીતે સંત પાખ્યરની બ્હેને પોતાના ભાઇને રૂબરૂ થવાની આજ્ઞા મેળવી. આજ્ઞાનો અમલ થયો, પણ સંત સાહેબે નિશ્ચયપૂર્વક મુલાકાત દરમ્યાન પોતાની આંખો ઉઘાડી નહિ. સંત પીમેન અને તેના ૭ ભાઇઓએ તપોજીવનની પવિત્રતા પ્રાપ્ત કરવા માટે પોતાની માતાને તજી દીધી હતી. પરંતુ દીકરાના અનુપકારથી માતાનો પ્રેમ કવચિત્ જ મટી જાય છે, અને તેથી વૃદ્ધાવસ્થાની નબળાઇથી વાંકી વળી ગએલી આ બુઢ્ઢી સ્ત્રી પોતાનાં વહાલાં છોકરાંઓના મુખનું એકવાર ફરીથી દર્શન કરવા મીસરના જંગલમાં ગઇ. પોતાની મઠીમાંથી દેવળમાં જવા માટે બહાર નીકળી આવતા પોતાના દીકરાઓને એણે દૂરથી જોયા, પણ તુરત જ આ દીકરાઓ પાછા પોતાની મઠીમાં ભરાઇ ગયા, અને લથડીઆં ખાતી માતા મઠીએ પહોંચે તે પહેલાં તો એક જણે આવી મઠીનાં બારણાં વાસી દીધાં. તેથી રોતી કળકળતી તે બહાર જ પડી રહી. પછી સંત પીમેન બારણા પાસે આવ્યો, પણ બારણું ઉઘાડ્યા વિના કહેવા લાગ્યોઃ—

"વૃદ્ધ છતાં તું આવી બુમો પાડી શા માટે વિલાપ કરે છે?" માતાએ દીકરાનો સાદ ઓળખ્યો અને કહ્યું "દીકરાઓ, હું તમારૂં મ્હોં જોવા આવી છું. હું તમારૂં મ્હોં જોઉં તેથી તમને શું નુકસાન થવાનું છે? હું તમારી મા નથી? મેં તમને ધવરાવ્યા નથી? હવે હું ઘરડી થઇ છું અને મારા શરીર ઉપર કરચલીઓ વળી ગઇ છે. તમારો સાદ સાંભળીને મારા હૃદયને દુઃખ થાય છે." છતાં સંત ભાઇઓએ બારણું ખોલવાની ના કહી. અમારૂં મોત થયા પછી અમને જો જો એવું કઠોર વચન તેમણે પોતાની જનેતાને કહ્યું. આ ચરિત લખનાર કહે છે કે માતા અંતે આવી આશાથી સંતોષ પામી ત્યાંથી જતી રહી. આવા અનેક હૃદયદ્રાવક પ્રસંગો બનતા, પરન્તુ સાધુઓ નિષ્ઠુર જ રહેતા. બીજી બાબતોની પેઠે આ બાબત

માં પણ સેંત સિમિયન સ્ટાઈલાઇટસનું ચરિત ચડી જાય છે. તેના માબાપ-ના પ્રેમ તેના ઉપર ઘણો જ હતો, અને તેનું જીવન ચરિત લખનાર કહે છે કે સેંત થવા માટે ઘેરથી તે નાસી ગયો તેના શોકથી તેનો બાપ મૃત્યુ પામ્યો. પરંતુ તેની દુઃખણી મા જીવતી રહી હતી. સત્તાવીશ વર્ષ પછી તપથી આખી દુનિયામાં પ્રસિદ્ધ થઇ પડેલા પોતાના પુત્રના રહેઠાણની તેની માને ખબર પડી, અને તેને મળવા આતુર બની તે ત્યાં ગઈ. પરંતુ તેનો સઘળો પરિશ્રમ વ્યર્થ ગયો. કોઈ સ્ત્રીને એના રહેઠાણમાં પેસવા દેવામાં આવતી નહિ અને પોતાનું મ્હોં જોવાની પણ એણે એને ના પાડી. રોઈ કકળીને તેણે મેણાં માર્યાં; પણ વ્યર્થ, તેણે કહ્યું "મારા દીકરા, શા માટે તેં આમ કર્યું છે? ગર્ભમાં મેં તારો ભાર વેઠયો, અને તેં મારા જીવને શોકથી છિન્ન ભિન્ન કરી નાખ્યો, મેં તને ધવરાવી મોટો કર્યો, તેં આંસુથી મારી આંખો ભરી દીધી છે. મેં તને વહાલનાં ચુંબન આપ્યા હતાં, તેં ભગ્ન હૃદયની વેદના મને આપી છે. તારે માટે મેં જે જે કર્યું અને ભોગવ્યું છે, તે બધાનો બદલો અત્યંત ક્રુર તેં મને આપ્યો છે." છેવટે સંતે કહેવરાવ્યું કે તેનું મુખ જોવાનો પ્રસંગ હમણાંજ એને આવશે. ત્રણ દિવસ સુધી તે રોઇ, કકળી અને કંઇ કંઇ કાલાવાલા કર્યા, પણ વ્યર્થ, છેવટે વૃદ્ધાવસ્થા, શોક, અને ભૂખથી તે જમીન ઉપર ઢળી પડી અને દીકરાની મઢીને બારણે છેવટનો નિશ્વાસ નાખીને મૃત્યુ પામી. ત્યારે સંત સાહેબ પોતાના અનુયાયીઓને લઇ બહાર આવ્યા. પોતે મારી નાખેલી માતાના શબ ઉપર અને ભક્તિના કાઇક આસુ પાડી તેના આત્માની શાંતિ અર્થે પ્રાર્થના કરી. કદાચ માત્ર કલ્પનાનો ખેલ હશે, કદાચ માતાના ખોળીઆમાંથી પ્રાણ પૂરે જ પૂરો ગયો નહિ હોય, કદાચ એ વાત જોડી કાઢેની હશે; પરંતુ ઢળી પડેલા શરીરમાં કાઇક સંચાર થયો, જેને ચમત્કાર માનવામા આવ્યો છે. સંત સાહેબે ફરીને પ્રાર્થના કરી, અને પછી વખાણ કરતા પોતાના સેવકોની સાથે માનો વધ કરનાર આ સંત-ગુફામા જઇ ભક્તિ કરવા લાગ્યો.

*તપોવૃત્તિના સમયમાં નીતિના કેવા વિચાર ઉભા થયા હતા તે જારી*

કથાઓથી જણાઇ આવે છે. આવી વિરક્ત દશાને મુખ્ય મુખ્ય ધર્મગુરૂઓ અને લેખકો તે સમયમાં ઉત્તેજન આપતા, અને સંસારના ત્યાગ અને કૌટુંબિક લાગણીઓના મારવાને ઉચામાં ઉચું કર્તવ્ય ગણવાનું તેઓ કહેતા. થોડા ઘણા અંકુરા પણ તેમણે બેશક મૂક્યા હતા, પણ તે નિર્જીવ હતા. પતિપત્ની એકબીજાનો ત્યાગ કરવા સ્વતંત્ર છે કે કેમ? એ વાતનો વિચાર આપણે પછી કરશું. પરંતુ માબાપો જો પોતાનાં બાળકોને તેમની મરજી વિના મઠમાં મૂકી આવે તો મોટા થતાં તેમને સંસારમાં પાછા આવવાની રજા મળતી. પરંતુ ઈ. સ. ૬૩૩ માં ટાલેડાની ચોથી ધર્મ-સભાએ તેમની આ સ્વતંત્રતા પ્રથમ જ લઈ લીધી. અને સન્યાસી થવા દીકરો બાપની સામે થાય તો ખ્રિસ્તિઓ એ વાતની પ્રશંસા કરતા. જસ્ટિનિયને કાયદો કર્યો કે દીકરાને મઠમાં રહેવું હોય તો માબાપથી અટકાયત થાય નહિ અને તેમની પરવાનગી વિના સાધુ થયો હોય તો તેને વારસામાંથી બાતલ કરવાની તેમને સત્તા નથી. તેથી સાધુઓ ઉપદેશ કરી દીકરાને દોરી જતા હતા. એક પિતાએ પોતાના યુવાન પુત્રને લશ્કરી નોકરીમાં ગોઠવવાનો ઇરાદો કર્યો હતો, પણ તેને લલચાવીને મઠમાં લઇ જવામાં આવ્યો હતો એ વાતનું વર્ણન સંત ક્રિસોસ્તમ ઘણા ઉત્સાહથી કરે છે, સંત અંબ્રોઝનું વક્તૃત્વ એવું તો મોહક ગણાતું હતું કે તેના આકર્ષણથી રક્ષણ કરવા માતાઓ પોતાની દીકરીઓને ઘરમાં પૂરી રાખતી. પ્રેમાળ માબાપોની સ્થિતિ તે સમયે અત્યંત દુઃખદ હતી. સંત ક્રિસોસ્તમની માતા કે જેણે દીકરાને ખ્રિસ્તિ બનાવવામાં મુખ્ય ભાગ લીધો હતો તે માતા જ્યારે દીકરો સાધુ થવા તૈયાર થયો ત્યારે દીન બની તેને વિનવવા લાગી કે જંગલમાં નાસી જવાનું એને કર્તવ્ય લાગતું હોય તોપણ એના મૃત્યુ પર્યંત એ વાત એણે મુલતવી રાખવી. સંત અંબ્રોઝનો ઉપદેશ હતો કે માબાપની રજા લઇ જે સન્યાસી થાય તે ઉત્તમ; પણ તેમની રજા લીધા વિના જે સન્યાસી થાય તે વળી વધારે ઉત્તમ; અને માબાપો જે શિક્ષા કરી શકે તેના કરતાં તપોવૃત્તિનાં સુખ ઘણાં વધારે હતાં એની દલીલ તે કરતો હતો. જે માબાપો પોતાનાં છોકરાંને જંગલમાં જતાં અટકાવે તેની નિંદા પાદરી

વર્ગે જસ્ટિનિયનના કાયદા પહેલા પણ અમલ કરેલો સત ક્રિસોસ્તમ કહેતો કે એવા માબાપો અવશ્ય નરકના અધિકારી જ થતા. સત એમ્બ્રોઝ કહેતો કે કદાચ આ દુનિયામા પણ તેમને સજા થયા વિના રહેતી નહિ એ કહે છે કે એક છોકરીએ મઠમાં જઇ સાધ્વી થવાનો નિશ્ચય કર્યો ત્યારે તેના સગાં સબધીઓ તેને સમજાવવા લાગ્યા તેમાથી એક જણે એને કહ્યું કે જો એનો બાપ અત્યારે જીવતો રહ્યો હોત તો તેને આમ કુવારીએ રાખત કે કેમ ? તે બાબતનો એણે વિચાર કરવો ઘટે છે. છોકરીએ ચડે પેટે જવાબ આપ્યો કે આવે વખતે મને એ અટકાયત ન કરે એટલા માટે જ કદાચ તેનું મૃત્યુ થયુ હશે તેનુ આ વચન દૈવ વાણીરૂપ થઇ પડ્યુ, કારણ કે તુરતજ થોડા વખતમા એવો અવિચારી પ્રશ્ન પૂછનાર મરી ગયો, અને તેના અન્ય સગા ઉલટા તેને સાધ્વી થવાનુ સમજાવવા લાગ્યાં. એ સેના નામની છોકરી બાર વર્ષની હતી ત્યારથી સાધ્વી થઇ હતી, કોઇ પણ પુરૂષનું મ્હો જોવાની તે ના પાડતી હતી, અને નિરતર પ્રાર્થના કરવાથી તેના ઘુટણ ઉપર ઉંટના જેવા આળા પડી ગયા હતા પૌના નામની વિધવા પોતાનો ધણી મરી ગયો ત્યારે છોકરાઓને રોતા રઝળતા મૂકી જેરૂસેલમના સાધુઓ પાસે વહી ગઇ હતી અને પોતાની આખી મિલ્કત ધમાદામાં ઉડાવી દઇ પઝવાડે મોટુ દેવુ મૂકી ગઇ હતી સગા સમધીઓને વારસો મૂકી જવામા પુણ્ય નથી, પણ ગરીબોને કે સાધુઓને જ ધન આપી દેવાથી આત્માનું કલ્યાણ થાય છે એવા વિચારને ખાસ કરીને ઉત્તેજન આપવામા આવતું હતું મરતી વખતે કેટલાક માબાપ પોતાના છોકરાને બોલાવીને કહેતા કે તેમની સઘળી મિલ્કત તેમની પાછળ ગરીબોને આપી દેવી આવો વારસો કે બક્ષીસ સત ઑગસ્ટાઇન લેતો નહિ એ તેને માટે બહુ માનપ્રદ છે પરતુ સામાન્ય રીતે એવી રીતે પામેલા અને વ્હાલા સગાને રઝળાવવામા કાંઇ પાપ ગણાતું નહિ એટલુ જ નહિ પણ તેમા મોટુ પુણ્ય ગણાતું હતું "જે યુવાન પુરૂષ પોતાના માતાના શોકની અવગણના કરતા શીખ્યો છે, તેને માથે પડી ગમે તેવી મહેનતનો બોજો મૂકાશે તે એ ખમી શકશે" એમ તે વખતે જેરોમનું મત જેરોમ એક

જણને ઉપદેશ આપતાં આ પ્રમાણે બોલ્યો હતો. "તારો નાનો ભત્રીજો પોતાના નાના હાથ નાખી તારી કોટે વળગી પડે, તારી મા માથાના વાળ પીંખીને આક્રંદ કરે અને તને ધવરાવી મોટો કર્યો છે એમ કહે, તારો બાપ તારી આગળ મડદું થઇને પડે તોપણ તેના મૃત દેહ ઉપર પગ મૂકીને અને બીજાની દરકાર નહિ કરીને તું ચાલ્યો જજે. આ બાબતમાં ક્રૂરતામાં જ ભક્તિ છે. તારી વિધવા બેહેન તને ભેટી પડી વિનવશે; તારો બાપ તને થોડા વખત થોભવાનું કહેશે; તારી મા કરગરશે; તારી આસ પાસ વીંટાઈ વળી સૌ કહેશે કે ઘરનો આધાર તારા ઉપર છે. પણ પ્રભુનો પ્રેમ અને નરકની ધાસ્તી આ બધી બેડીઓને સેહેલાઇથી તોડી નાખવા સમર્થ છે. તારે એમ કહેવું કે માબાપની આજ્ઞા પાળવી એમ શાસ્ત્ર કહે છે; પણ ઇસુખ્રિસ્ત કરતાં જેને પોતાનાં માબાપ વધારે વહાલાં છે તેના આત્માની અધોગતિ જ થાય છે. તારે કહેવું કે દુશ્મન માથે તરવાર લઇને ઉભો છે એવે સમયે માતાના આંસુઓનો શું હું વિચાર કરીશ?"

આવા વિચાર પછીના જમાનામાં પણ ચાલુ રહ્યા હતા. મહાન્ સંત ગ્રેગરી કહે છે કે એક છોકરો સાધુ થયો હતો, પણ તેના માબાપ ઉપરથી તેનો પ્રેમ છૂટી શક્યો નહોતો; અને તેથી એક વખત ગુપ્ત રીતે તેમને મળવા એ ગયો; પરંતુ પાછો જ્યારે એ મઠમાં આવ્યો કે તુરત તે મરી ગયો; અને એને દાટવા માંડ્યો ત્યારે જમીન એના મડદાને પાછું ઉલાળી દેવા લાગી. અર્થાત્ જમીને પણ એને સંઘરવાની ના પાડી. પછી જ્યારે સંત બેનેડિક્ટે એની છાતી ઉપર પવિત્ર ભોજનનો ટૂકડો મૂક્યો ત્યારે જ તેને દાટી શકાયો. એવું કહેવાય છે કે એક સાધ્વીએ તેની મા ઉપર જરા વિશેષ પડતો પ્રેમ રાખ્યો હતો તેથી વિશુદ્ધિને માટે ત્રણદિવસ સુધી મુઆ પછી પાપ નિવારક અગ્નિની જવાળામાં એને રહેવું પડ્યું હતું. એક સંતને માટે એવું કહેવાય છે કે તે એવા તો ભલા સ્વભાવનો હતો કે પોતાના સગાં સિવાય અન્ય કોઇની સાથે સખ્તાઇ કે કઠોરતાથી વરતતો એ જણાયો નહોતો. એક સંતે પોતાના બાપને ફટકાની સજા કરી હતી, કારણ કે સંત તરીકે સૌનો પોતે પિતા છે એમ એ ગણાતો હતો. સંતો

છોકરીઓને ગુપ્ત રીતે સલાહ આપી તેમને સાધ્વીઓ કરવામાં સહાય આપતા. તપોવૃત્તિનો પ્રથમ ઉભરો શમી જતાં, પિતાએ ખોએલી સત્તા પાદરીવર્ગના હાથમાં આવતી ગઇ. કૌટુંબિક જીવનના પોતાના છપામા છપા વિચાર અને ગુના માણસો પાદરીઓ પાસે જઇ કબુલ કરતા સત્તાની, મહત્વતાની અને કેટલીક વખત તો પ્રેમની શ્રેષ્ટના પણ કૌટુંબિક જીવનમાં રહ્યાં નહિ, અને બીકણુ અને ભોળી સ્ત્રીઓના અત્યંત ગુપ્ત વિચારો અને વૃત્તિઓ ઉપર પોતાની સંપૂર્ણ સત્તા સ્થાપીને પાદરીઓએ દુનિયાના રાજ્યનો પાયો નાખ્યો.

તપોવૃત્તિના પ્રથમ કાળમાં કૌટુંબિક લાગણીઓની કેવી દશા થઇ હતી તેનું ચિત્ર આપણે આલેખ્યુ; અને એ ચિત્ર એવું સ્પષ્ટ છે કે હવે વધારે કહેવાની જરૂર રહેતી નથી. પોતાના કાર્યમાં કે વિચારમાં વિઘ્નરૂપ થાય એવી પોતાની આસપાસની જાળમાંથી મુક્ત થઇ સદાચારી પુરૂષને કવચિત્ મોટા અને દુઃખદ આત્મ-ભોગ આપવો પડે છે એ વાત તદન સાચી છે. પરંતુ એવા બનાવો પ્રાસંગિક અને અપવાદરૂપ હોય છે, અને તેનો ઉદ્દેશ કોઇ મોટો પરોપકાર હોય છે. પરતુ તપોવૃત્તિમા કૌટુંબિક પ્રેમના ત્યાગનો ખાસ સિદ્ધાંત જ હતો અને તે ત્યાગ સર્વોત્તમ સદાચાર ગણાતો હતો, વળી તેનો ઉદ્દેશ પણ મોટે ભાગે અથવા કેવળ સ્વાર્થ જ હતો. તેથી ઉપર કહેલા આત્મ-ભોગની સરખામણી તપધારીઓના વર્તન સાથે કરી શકાય નહિ. તપધારીઓને વહાલાના વિરહની વેદના બેશક ઘણીવાર બહુ થતી, અને ઘણા સાધુઓ ઉપરથી શાંત દેખાતા, પણ અતરમાં ઘણા પ્રેમાળ અને હેતાળ હતા તેના ઘણા દાખલા છે. પોતાના એક પત્રમા સત જેરોમ સતોષ અને મગરૂરીથી કહે છે કે અનિવાર્ય વિરહની આ વેદના રાજી ખુશીથી સહન કરનામા માણસો પોતાનું મહદ્ ભાગ્ય સમજતા હતા અને સાધુ થતા હતા એવી એના ઉપદેશની ખુબી હતી. પરતુ કૌટુંબિક લાગણીઓને કેવળ છૂંદી નાખવામા જ સર્વોત્તમ સદાચાર છે કે કેમ ? એ પ્રશ્ન બાજુએ રાખીને કર્તાના કાર્યનો સદાચાર જાણવો હોય તો તેણે આપેલા આત્મ-ભોગ ઉપરાન તેનો ઉદ્દેશ પણ

તપાસવો જોઇએ. અને આ દૃષ્ટિએ તપાસતાં તપધારીના આત્મભોગને ગ્રીસ અને રોમના મહાન્ નરોના આત્મ–ભોગની હારમાં મૂકી શકાતો નથી. આ લોક કે પરલોક–ગમે ત્યાં લાભ થતો હોય, પણ તે લાભ જ છે, સ્વાર્થ છે. પારલૌકિક દુઃખનો તીવ્ર ભય કે ભવિષ્યમાં થવાના સુખની પ્રબળ ઇચ્છા જ્યાં કાર્યનું પ્રયોજન હોય ત્યાં આસ્થાની ધાર્મિક ઉત્તમતા ભલે હોય, પણ હૃદયને ઉન્નત બનાવતો નિઃસ્વાર્થનો ગુણ તો ત્યાં નથી જ. હાલના સમયમાં પરલોકના સુખ દુઃખની વાતો આપણી કલ્પના ઉપર ઘણી નિર્બળ અસર કરી શકે છે, તેથી આપણું ધાર્મિક પ્રયોજન સામાન્ય રીતે બીન સ્વાર્થી હોય છે. પરંતુ એ પ્રયોજન હમેશાં એવું બીન સ્વાર્થી રહ્યું નથી, અને તપોવૃત્તિના પ્રથમ કાળમાં તો એ બેશક બીન સ્વાર્થી નહોતું જ. ભવિષ્યના વિચારની ધાસ્તીઓથી સાધુ જંગલમાં દોડી જતો હતો, અને તપોજીવનની આખી પ્રવૃત્તિમાં ધાર્મિક પણ પ્રબળ સ્વાર્થની વૃત્તિ સિવાય અન્ય કશું નહોતું.

કૌટુંબિક લાગણીઓના ઉચ્છેદની અસર લોકોના સામાન્ય ચારિત્ર્ય ઉપર પણ કરીને ઘણી માઠી થઇ હતી. કેટલાંક સ્પષ્ટ કર્તવ્યો કરવાનું ક્ષેત્ર કુટુંબ છે એટલું જ નહિ પણ લાગણીઓને કેળવવાનું પણ તે સ્થળ છે; અને આ તપસ્વીઓના તપનો પ્રકાર એવો હતો કે પરિણામે તેમના આચરણમાં અત્યંત વિકાળતા આવી. સઘળા સાંસારિક સંબંધ અને સ્નેહથી વિરક્ત બનેલા આ સાધુઓ પોતાની ધર્મ સંસ્થાને અને પોતાના અભિપ્રાયોને ચૂસ્તપણે સજ્જડ વળગી રહેતા; અને તેમના આખા જીવનનું જોર એક જ વિષય ઉપર એકત્ર થએલું હોવાથી, તેમની અજ્ઞાનતા અને ધર્માંધતાને લીધે તેમની વિરૂદ્ધ કોઇ સારી વસ્તુ હોવાનો સંભવ જ તેમને લાગતો ન હોવાને લીધે, અને સઘળી વાસ્તવિક સહૃદયતા અને લાગણીઓનો સમૂળો ઉચ્છેદ કરવાનો તેમનો મુખ્ય ઉદ્દેશ હોવાથી, જે માણસો તેમના મતથી જૂદા પડે તેમને અંતઃકરણથી તેઓ અત્યંત ધિક્કારતા હતા. આ ધિક્કારની બળતરા તે વખતે બહુ સામાન્ય થઇ પડી હતી. રોમના રાજ્ય–બંધારણમાં ધાર્મિક સ્વતન્ત્રતાનો સંપૂર્ણ તો નહિ, પણ બહોળો

અને સામાન્ય સ્વીકાર હતો; તે સ્વીકાર મુખ્યત્વે કરીને ખ્રિસ્તિ ધર્મ ગુરૂઓના પ્રતાપે કરીને જતો રહ્યો અને તેને બદલે બહુ બારીક અને સખ્ત ધાર્મિક અક્ષમાના કાયદા થયા. આ કાયદાનો અક્ષરશઃ અમલ કરનારા અને કરાવનારા આ તપસ્વી સાધુઓ થઈ પડયા. રોમન મહા-રાજ્યમાં ભક્તિના કોઈ પ્રકારની કાયદામાં મનાઈ હોય તોપણ તે કરતાં લોકોને બહુ બીતિ રહેલી નહિ, કારણકે રાજ્ય મોટું મન રાખી એવી તુચ્છ વાતને ગણકારતું નહિ, અને પોલિસની દેખરેખ પણ બહુ બારીક રહેતી નહિ. આ પદ્ધતિ ખ્રિસ્તિ ધર્મના ઉદયને માટે બહુ અગત્યની હતી અને અનુકૂળ થઇ પડી હતી. પરંતુ ખ્રિસ્તિ ધર્મે એ પદ્ધતિનો નાશ જ કરી નાખ્યો. સાધુઓનાં ટોળાં આખા દેશમાં ભટકતા, મંદીરો બાળી મૂકતા, મૂર્ત્તિઓ ભાંગી નાખતા, અને ગામઠીઆઓ સાથે વિખવાદ કરી ખુનખાર ટંટા કરતા અને આ કામને માટે તેમનાથી વધારે લાયક બીજાં માણસો હોઇ પણ શકે નહિ. તેમની વિકાળ ધર્માંધિતાને લીધે, દરેક મૂર્ત્તિની અંદર પિશાચ જ હોય છે એવી તેમની માન્યતાને લીધે, અને મૂર્ત્તિ-પૂજાની સામે થતું યુદ્ધ ધર્મયુદ્ધ હોવાને લીધે તેમાં મૃત્યુ થાય તો ધર્મ વીર ગણાઇએ એવી તેમની માન્યતાને લીધે, પોતાનું શું થશે તેના તેઓ બેદરકાર રહેતા; અને સાધુઓ હોવાને લીધે તેઓ પવિત્ર મનાતા હોવાથી રાજ્યના અમલદારો તેમને કબજે રાખવા ભાગ્યે જ શક્તિમાન થતા. જે માણસ પોતાની માતા કે બ્હેનના હૃદય-ફાટ રૂદનની બિલકુલ દરકાર ન રાખતો અને કોઈ પણ રીતે દેહને કષ્ટ આપવાને જ ઇંતેજાર રહેતો, તેને અન્યની, ઇશ્વર-ભક્તિની કે અન્યનું અંતર દુઃખાશે એ વાતની દરકાર ક્યાંથી રહે ? અને કળાના સૌંદર્યનું ભાન પણ તેનામાં શી રીતે આવે ? તેથી ભવ્ય મંદીરો તેઓ તોડી પાડતા, અને તેમણે તોડી પાડેલા મંદીરો ફરી બાંધવાનો હુકમ જો કોઇ રૂમી શેહેનશાહ કરતો તો ધર્મ ગુરૂઓ અને તપસ્વીઓ તેના હુકમને વખોડી કહેતા કે તે મોટામાં મોટું પાપ કરે છે. તોડેલાં દેવળોને ફરી બાંધવામાં કે બંધાવવામાં પાપ છે એવો સિદ્ધાંત ખ્રિસ્તિ ગુરૂઓ કહેતા અને મનાવતા.

તપોવૃત્તિ નું એક બીજું અગત્યનું પરિણામ એ હતુ કે જેથી નાગરિક સદાચાર દબાઇ ગયા અને કેટલોક વખત તો લગભગ નાશ પામ્યા. નિષ્પક્ષવિચારકને સહજ જણાશે કે વિધર્મીઓના સમય કરતાં ખ્રિસ્તિ સમયમાં દયા અને બ્રહ્મચર્ય વધારે કેળવાયા હતાં. પણ નાગરિક અને બુદ્ધિ વિષયક સદાચારો ઓછા માનનીય ગણવા લાગ્યા હતા. ખ્રિસ્તિધર્મ સ્થાપિત થયો તેની પહેલા બુદ્ધિવિષયક જે ચળવળ ચાલતી હતી તેનું મુખ્ય લક્ષણ એ હતુ કે તેથી સ્વદેશાભિમાન ધીમે ધીમે નષ્ટ થયુ એ વાત આપણે ક્યારની કહી છે ગ્રીસ અને રોમ બન્નેના પ્રાથમિક સમયમા પોતાના દેશ પ્રત્યેનું કર્ત્તવ્ય માણસનું પ્રથમ કર્ત્તવ્ય ગણાતું હતુ. તેમના નૈતિક નમુનામા આ સદાચાર પાયાભૂત હતો. તેમના નીતિશાસ્ત્રની આખી વ્યવસ્થામા આ વાત મુખ્ય હતી, અને જૂદા જૂદા નૈતિક ગુણોમાં જેટલે અંશે વિખ્યાત ગેહેરીઓ નીપજાવવાનું વલણ હોય તેટલે અંશે તેમની સારી કિંમત અંકાતી. આપણે કહ્યું છે તે પ્રમાણે રોમન મહારાજ્યમા આ વૃત્તિનો નાશ બે કારણોને લઇને થયો છે એક કારણ રાજ્યકિય હતું, અને બીજુ બુદ્ધિવિષયક હતુ રાજ્યકિય કારણ એ હતું કે રોમન રાજ્યમા જૂદી જૂદી પ્રજાઓ એક રાજ્ય-છત્ર નીચે આવવાથી વ્યક્તિગત અને બુદ્ધિવિષયક સ્વતન્ત્રતાનું ક્ષેત્ર વધ્યુ પરંતુ પ્રજાની ઐક્ય ભાવના નાશ પામી. અને રાજ્યકિય ચપળતાનું લગભગ દરેક ક્ષેત્ર બંધ થયુ. બુદ્ધિવિષયક કારણ કે જે રાજ્યકીય કારણથી સાવ અસંબદ્ધ તો નહોતું તે એ હતું કે પૂર્વદેશી ફિલસુફીઓનું જોર ધીમે ધીમે વધી પડ્યુ હતુ આ ફિલસુફીઓએ પ્રાથમિક રોમન મહારાજ્યના પ્રવૃત્તિમય સ્ટૉઇક મતને પદભ્રષ્ટ કર્યો, અને તત્ત્વચિંતનમાં અને પરિશ્રમ પૂર્વક વિશુદ્ધિ કરવામા સદાચારની શ્રેષ્ટતા મનાતી, અને તેમા જ જીવનનુ સાફલ્ય મનાતું, તેમની અસરથી રાજ્યકિય ચપળતા ઓછી થઇ. આ બન્ને કારણોને લીધે રોમન સ્વદેશાભિમાન ધીમે ધીમે નષ્ટ થયુ આ નષ્ટતા ખ્રિસ્તિ ધર્મની સ્થાપનામા બહુ સહાયભૂત થઇ છે. ધર્મની સઘળી બાબતોમા માણસોના અભિપ્રાયોનું નિયમન વિચારપૂર્વક તેમની દલીલો કરતાં તેમની અનુવૃત્તિઓથી વધારે થાય છે, અને જે ધર્મ પ્રજાની પ્રબળ ભાવનાની

વિરૂદ્ધ હોય છે તે ધર્મ તે પ્રજામા સ્થાપી શકાયો નથી અથવા ક્વચિત્ જ સ્થાપી શકાય છે.

દુર્ભાગ્યે ખ્રિસ્તિ ધર્મને સ્વદેશાભિમાનની સાથે પ્રથમથી જ બનતુ નહિ. સ્પષ્ટ કારણોને લીધે જ્યુડિયાના પ્રજાકીય જુસ્સાથી ખ્રિસ્તિઓ સાવ નિરાળા પડ્યા હતા. અને ઓલવાઇ ગએલા અગ્નિમા રહી રહીને પ્રજળતા તણખાની માફક દષ્ટ થતુ રોમનું સ્વદેશાભિમાન પણ તેમને તેટલું જ વિરોધી અને પ્રતિકૂળ લાગતુ હતું રોમની સત્તા ખ્રિસ્તિઓને પોતાના ધર્મની વિરોધી લાગતી, અને તે ધર્મનું હજાર વર્ષનુ રાજ્ય જામે તે પહેલા તે સત્તાને ઉથાપી નાખવાનું કામ આવશ્યક હતું તેની સત્તાનો સત્વર નાશ થવાનો છે એવો પૂર્વ–નિશ્ચય કરીને ભૂતકાળના તેના ભૂષણરૂપ શૂરવીરોની માઠી ગતિ બાબત વાતો કરીને, અને સ્વદેશાભિમાનની દઢતાથી ના કહીને રાજ્યની પ્રકૃતિને કેવળ વિરૂદ્ધ એવી એક ગેરકાયદેસર સસ્થા તેમણે સ્થાપી જો કે રાજ્યની સામે ઉઘાડો બળવો કરવાથી તેઓ અત કરણપૂર્વક વેગળા રહ્યા છે, તથાપિ પોતાના વિચાર તેઓ ગુપ્ત રાખતા નહિ અને તેમના ઉપદેશનુ આખુ વલણ સાર્વજનિક જીવનના ઉત્સાહ અને કર્તવ્યોમાથી માણસોને જેમ બને તેમ પાછા વાળી લેવાનું હતું પોતાના દેશના લાભની બાબતમા તેઓ તદ્દન નિસ્પૃહ રહેતા એ વાત તેઓ બડાઇ મારીને કબુલ કરતા હથીઆર ગ્રહી લડવા જવુ એ વાત વાજબી છે કે નહિ ? એ બાબત તેમને ઘણો સશય હતો અને સિપાઇના ચારિત્ર્યમાં રહેલી મગરૂબી, ઉચ્ચાશયતાને તેઓ ખ્રિસ્તિ ગુણો ગણવાની ના કહેતા તેમનુ ખરૂ ઘર અને લાભ તો અન્ય દુનિયામા હતા, અને પોતાનો ધર્મ પાળવામા તેમને જો કાંઈ અડચણ થતી ન હોય તો રાજ્ય કોનું છે ? એ બાબતની તેમને બિલકુલ દરકાર રહેતી નહિ અને આ વાત તેમની સત્તા જામ્યા પછી તેઓ સ્પષ્ટ રીતે કબુલ કરતા હતા તપોવૃત્તિએ આ બેદરકારીને છેક છેવટ સુધી પહોંચાડી હતી અને પગથીએ નાવી મળી ખ્રિસ્તિ ધર્મના ઉત્સાહી અનુયાયીઓને એણે જગતમાં બેગા કર્યાં અને રોમના સ્વદેશાભિમાનને છેવટનો ફટકો મારી તેનો સપૂર્ણ નાશ કર્યો. રોમના રાજ્યના અસ્તનું એક કારણ આ પણ હતું

નૈતિક ઉત્સાહ અને નિર્દિષ્ટ (Positive) ધર્મોના મુખ્ય કેવો છે

તે બાબત સામાન્ય લોકોની સમજણ ઘણું કરીને બહુ ભૂલભરેલી હોય છે. ધર્મોની હયાતિ વિના જે ગુપ્ત ઉત્સાહ કદી પણ બહાર કદાચ આવી શકત નહિ તે ઉત્સાહને બહાર આણવાની ખરેખરી શક્તિ ધર્મોમાં રહેલી છે એ વાત ખરી; પણ તેમની અસર એકંદરે નવું ઉપજાવવા કરતાં આકર્ષક કિંવા મોહક ઘણું કરીને વધારે હોય છે. નૈતિક ઉત્સાહના પ્રવાહને વહેવા માટે ધર્મ નીક બાંધી આપે છે, તે ઉત્સાહને ઝુકવાનો ઝુંડો આપે છે અને તેને દૃષ્ટિબિંદુ પુરૂં પાડે છે. પ્રાથમિક રોમનો નૈતિક ઉત્સાહ સ્વદેશાભિમાનની નીકમાં વહેતો હતો; અને દરેક રોમવાસી પોતાની નૈતિક ઉચ્ચતાના પ્રમાણમાં ઉત્સાહપૂર્વક પોતાના દેશના ભલામાં અને કાર્યમાં ભાગ લેતો હતો. ખ્રિસ્તિ તપોવૃત્તિએ નીતિના ઉત્સાહનો આ પ્રવાહ અન્ય દિશામાં ફેરવી નાખ્યો અને તેના પરિણામે નાગરિક સદાચાર અવશ્ય કરીને અન્ત પામ્યા. સાર્વજનિક કામમાં-ઉત્સાહપૂર્વક ભાગ કોઈ લેતું નહિ અને નીચ દ્રોહ અને ભ્રષ્ટતા રાજ્યના દરેક ખાતામાં પેઠાં; લશ્કર બાયલું બની ગયું. અને લોકોના આચરણમાં તિરસ્કરણીય લઘુતા આવી. દુશ્મનો પોતાનું શેહેર લૂટીને કે બાળીને ચાલ્યા જાય કે તુરત જ નગરવાસીઓ રમત ગમતમાં પ્રવૃત્ત થતા હતા. એક તરફથી સખત તપશ્ચર્યા થતી હતી અને ધર્મનો ઉપદેશ અપાતો હતો, તો બીજી તરફથી દેશની આવી સ્થિતિ થતી અને લોકો તેના બેદરકાર રહેતા હતા. જે ઉત્સાહ અને શૌર્ય સ્વદેશના સરક્ષણમાં વપરાવા જોઇએ, તે માણસ જન્મથી જ પાપી છે કે કેમ? એવા ધર્મના પ્રશ્નોમાં ખરચાવા લાગ્યાં; અને તે પણ વળી એવે સમયે કે જે વખતે એલેરિક પોતાના લશ્કરથી રોમને વીંટી રહ્યો હતો; જે રોમવાસીઓ એક વખતે અજીત ગણાતા હતા તે પોતાના દેશ અને ઘરબાર છોડી અરણ્યમાં જવા લાગ્યા અને ત્યાં ભયંકર પણ નિરર્થક કષ્ટ દેહને દેવા લાગ્યા. જ્યારે ગોથ લોકોએ રોમને સર કરી લૂટ્યું હતું, ત્યારે ખ્રિસ્તિ દેવળ લૂટના ભયંકર ત્રાસમાંથી મુક્ત રહ્યું હતું; અને તેથી નવીન પ્રકારની પવિત્રતા અને પૂજ્ય બુદ્ધિનું ભાન લોકોને થવા લાગ્યું હતું તેની સાબીતિમાં ખ્રિસ્તિ દેવળ બનાવી સંત ઑગસ્ટાઇન વાજબી મગરૂબી લેતો હતો. તો

આના જવાબમાં વિધર્મી પણ કહેતા કે વિજેતાને નાણાંની રકમ આપવા માટે પરાક્રમ અને ભાગ્યદેવીના સોનાના પૂતળાંઓ પણ ગાળી નાંખવામાં આવ્યાં છે એ વાત પણ સમજવા જેવી છે. અર્થાત્ એક તરફ નવીન પ્રકારની પવિત્રતા અને પૂજ્ય બુદ્ધિનું ભાન લોકોને થવા લાગ્યું હતું, તો બીજી તરફથી શૌર્ય અને પરાક્રમ પણ દેશમાંથી ગયાં હતાં. રોમની પડતીમાં ખ્રિસ્તિઓ કેમ જાણે રાજી હોય તેમ બેદરકાર રહેતા હતા. ધર્મને નામે દેશદ્રોહ પણ થવા લાગ્યા હતા. આસ્તિક ખ્રિસ્તિઓના જુલમથી ત્રાસ પામી ડોનેટિસ્ટ નામના પંથવાળાઓએ જ્યારે વેંડાલ લોકોએ આફ્રિકા ઉપર ચઢાઇ કરી ત્યારે દેશને પાયમાલ કરવામાં ઉઘાડે છોગે મદદ કરી હતી. ઇતિહાસમાં આવા અનેક દાખલા બન્યા છે, ધર્મને નામે થતી લડાઇઓમાં એમ જ બને છે; અને ધર્મને નામે દેશદ્રોહ કરવામાં ધર્મના ઝનુનીને પાપ સમજાતું નથી. આ પ્રમાણે રોમના રાજ્યને છિન્ન ભિન્ન કરવામાં ખ્રિસ્તિ ધર્મે મુખ્ય ભાગ લીધો છે.

જંગલી હુમલા કરનારાઓ પ્રત્યે ખ્રિસ્તિ ધર્મે રાખેલું વર્તન મનુષ્ય જાતને એકંદરે કેટલું ફાયદાકારક નીવડ્યું છે તે બરાબર કહેવું જરા મુશ્કેલ છે. નૈતિક અને રાજકીય ભ્રષ્ટતાની સહાયને લીધે રોમના રાજ્યનો અસ્ત વેહેલો મોડો પણ અતે ચોક્કસ હતો; અને નવા ધર્મે નૈતિક ઉત્સાહનો પ્રવાહ એક દિશામાં અટકાવ્યો તો બીજી દિશામાં તેને ખુબ સતેજ કર્યો હતો. રોમનું રાજ્ય ખેદાનમેદાન થઇ જતાં લોકોને માથે જ્યારે સંકટો પડવા લાગ્યાં ત્યારે તે સંકટો સખાવતથી અને લવાદીથી ખ્રિસ્તિ ધર્મે ઘણાં ઓછાં કર્યાં હતાં તેની ના કહેવાય એમ નથી; અને રાજકીય બાબતમાં તેઓ તટસ્થ રહેતા હતા તેથી જ લોકોનું હિત તેઓ ઘણું કરી શક્યા હતા એ પણ નિર્વિવાદ છે. પરંતુ તેમના આ તટસ્થપણાથી સદાચારના ક્રમમાં સ્વદેશાભિમાનને જે સ્થાન અપાતું હતું તેમાં મોટો અને કાયમનો ફેરફાર થઇ ગયો. પાછળના સમયમાં પ્રસંગોપાત એવું બનેલું છે કે જ્યારે વિરોધી સંપ્રદાયો સાથે ઝઘડામાં ઉતરવું પડે ત્યારે ખ્રિસ્તિપંથો એ આ સ્વદેશાભિમાનની વૃત્તિને અપીલ કરવામાં પોતાનો લાભ જોયો છે;

અથવા તો દેશભક્ત પુરુષોના ઉદ્દેશોની અને સંપ્રદાયોના આચાર્યોના ઉદ્દેશોની એકતા થતી હોય એવા પ્રસંગો પણ માલમ પડેલા છે; અને આવે પ્રસંગે ધાર્મિક વૃત્તિ અને સ્વદેશાભિમાન બન્નેએ એક બીજામાં ભળી જઇ એક બીજાને પ્રબળ અને દૃઢ કરેલાં છે. સ્પેનના લોકો અને મુર લોકો વચ્ચે, પોલાંડના લોકો અને રૂશિયાના લોકો વચ્ચે, આઇરિશ કેથોલિક અને ઇંગ્લિશ પ્રોટેસ્ટંટ લોકો વચ્ચે, જ્યારે વિરોધ થયા હતા ત્યારે તેની અસર આવી થએલી છે. પણ કર્ત્તવ્ય તરીકે સ્વદેશાભિમાનને ખ્રિસ્તિઓની નીતિમાં કાંઇ સ્થાન કદી પ્રાપ્ત થયું નથી અને પ્રબળ ધાર્મિકવૃત્તિ તેના વિકાસને હમેશાં વિરોધી જ માલમ પડેલી છે. ધર્મ-ગુરૂઓએ રાજકીય વિષયોમાં ઘણો ભાગ લીધો છે એ વાત ખરી, પણ તે પોતાના ધર્મ સંબંધી ઉદ્દેશો પાર પાડવા માટે જ; અને પોતાના વર્ગના ભલા માટે પોતાના દેશના હિતનો ભોગ નિયમપૂર્વક તેમના જેટલો અન્ય કોઇ મન્ડળે આપ્યો નથી. ધર્મ ભાવના અને સ્વદેશાભિમાનની લાગણી વચ્ચે વિરોધ હોવાનાં ત્રણ કારણો જણાય છે. (૧) પ્રબળ ધર્મ-ભાવનાનું વલણ માણસને સંસારથી વિરક્ત કરાવવાનું હોય છે, અને તેનું છેવટ પરિણામ તપોવૃત્તિ કિંવા સન્યાસ છે. આ તપોવૃત્તિ જૂદે જૂદે રૂપે હમેશાં ખ્રિસ્તિ ધર્મમાં દેખાઇ છે. (૨) ધર્મ ભાવનાના દરેક પ્રકારમાં પોત પોતાની વ્યવસ્થા, નિયમ અને લાભ સહિત પોત પોતાની સંસ્થા યા પંથ સ્થાપવાનું વલણ હોય છે, અને તે ઘણું કરીને પ્રજાકીય વ્યવસ્થા અને બંધારણની વચ્ચે આવે છે; અને જે ભક્તિ અને પ્રેમ સ્વાભાવિક રીતે દેશને અને રાજકર્ત્તાઓ પ્રત્યે વપરાત તે આ સંસ્થાઓ પોતા પ્રત્યે ખેંચી લે છે. (૩) ધર્મનું લક્ષ્ય પવિત્ર યા ઉચ્ચ હોય છે અને સ્વદેશાભિમાનનું લક્ષ્ય સૈનિક ચારિત્ર્ય હોય છે, અને આ બે વિજાતીય વસ્તુઓ છે, કારણ કે જો કે બન્નેમાં સદાચારનાં ઘણાં સામાન્ય તત્ત્વો હોય છે, પણ ગુણોનાં પ્રમાણ કિંવા મિશ્રણ બન્નેમાં ભિન્ન ભિન્ન હોય છે.

નીતિના ઇતિહાસમાં આ અગત્યની ઉથલપાથલથી બે વાત સ્પષ્ટ થાય છેઃ પ્રથમ તો નીતિશાસ્ત્રના બે મુખ્ય સિદ્ધાન્તોમાં તેથી વ્યાવહારિક

અને રાજકીય જીવનનું સ્વરૂપ ફરી ગયું છે. પ્રાચીન લોકોમાં સ્ટૉઇક મતવાળાઓ કે જે મદાચાર અને દુરાચારને સર્વ વસ્તુઓથી અત્યંત ભિન્ન ગણતા તે પ્રજાકીય જીવનમાં ચંચળતાથી ભાગ લેતા હતા અને એવી રીતે ભાગ લેવાનું તેઓ પોતાનું પ્રથમ કર્તવ્ય લેખતા હતા, પરન્તુ એપિક્યુરસના અનુયાયીઓ ઉપયોગિતાને જ સદાચાર લેખતા હતા અને સુખને તેનું અંતિમ પ્રયોજન ગણતા હતા; છતાં પ્રજાકીય જીવનથી તેઓ અલગ રહેતા હતા, અને પોતાના શિષ્યોને તેની ઉપેક્ષા કરવાનો ઉપદેશ આપતા હતા. સદાચાર અને સુખ ભિન્ન ભિન્ન વસ્તુઓ છે એવો ઉપદેશ આપવામાં તપોવૃત્તિએ સ્ટૉઇક મતનું અનુસરણ કર્યું છે, પણ સાથે સાથે નાગરિક સદાચારને તે અત્યંત પ્રતિકૂળ પણ હતી. પરન્તુ ગુલામગીરી જ્યારથી નાબુદ થઈ ત્યારથી જે મહાન્ ઔદ્યોગિક પ્રવૃત્તિ શરૂ થઇ છે અને સ્વરૂપે જે જનહિતવાદને જ અનુસરનારી છે તે, રાજકીય પ્રગતિમાં ઘણુંજ ચપળ અને બળવાન તત્ત્વ થઇ પડી છે. આ પરિવર્તન નીતિના ઇતિહાસમાં બહુ મોટો ફેરફાર સૂચવે છે; અને તે ખાસ લક્ષમા રાખવા જેવો છે.

બીજી વાત લક્ષમાં રાખવાની છે તે આપણે સ્વદેશાભિમાની કાર્યોની જે કિંમત આંકીએ છીએ તે બાબત વિષે છે. કોઇ પ્રજાના ખાનગી અને કૌટુંબિક સદાચાર વિષે ઘણી ખોજ કરવાની ઇતિહાસકારોની ઇચ્છા હોય, તથાપિ નાગરિક સદાચારો જ તેમના ગ્રંથમાં બહુ આગળ પડતા દેખાઇ આવે છે. ઇતિહાસનો સમ્બધ મનુષ્યોના મોટા સમુદાય સાથે જ હોય છે. તત્ત્વજ્ઞાનનાં દર્શનો અને ધર્મો સાર્વજનિક જીવનની વિશાળ રંગભૂમિ ઉપર ભવ્ય પરિણામો નીપજાવે છે તેની કિંમત સહેલાઇથી અને સંપૂર્ણ રીતે આંકવામાં આવે છે, અને નાગરિક સદાચારને જે દર્શનો અનુકૂળ નથી હોતાં તેમનાથી આ દર્શનોને વધારે કિંમતી ગણવાનું વલણ વાચકવર્ગ અને લેખકો બન્નેમા હોય છે; તથાપિ તે દર્શનો વ્યક્તિઓની આત્મ-કેળવણી, કૌટુંબિક સૌજન્ય અને સદ્ભાવનના ક્ષેત્રોમાં અપ્રસિદ્ધ રીતે બહુ સારાં પરિણામ ઉપજાવે છે. આ પાછલા સદાચારોમાં આત્મ-ભોગ ઘણો રહેલો હોય છે અને મનુષ્ય જાતને તેથી સુખ પણ

બહુ થાય છે; અને આ દરિએ જોતાં તેમની કિંમત બહુ અંકાવી જોઇએ, પણ ઇતિહાસના મોટા બનાવો તે ન હોવાથી ઇતિહાસકારોની દષ્ટિ તેમના તરફ બહુ ખેંચાતી નથી. આ કારણને લીધે ખ્રિસ્તિ ધર્મને બહુ અન્યાય થયો હોય એમ જણાય છે. તેની નીતિની અસર સમાજ કરતા વ્યક્તિ ઉપર હમેશાં ઘણી વધારે થઈ છે; અને જે ક્ષેત્રોનો સ્પષ્ટ સાક્ષાત્કાર ઇતિહાસને થઈ શકતો નથી તે જ ક્ષેત્રોમાં બીજા ધર્મ કરતાં તે ધર્મની શ્રેષ્ટતા સ્પષ્ટ જણાઈ આવે છે.

જંગલીઓ અને મુસલમાનોના હુમલાથી પ્રાચીન સંસ્કૃતિનો નાશ થયો તે પેહેલાં ખ્રિસ્તિ સત્તાના સમયમાં રોમન રાજ્યની અને બાઇઝેન્ટાઇન રાજ્યની નીતિ એકંદરે કેવી હતી તેનું બરાબર તોલ ન કરવું હોય તો આ વાત ખાસ લક્ષમાં રાખવાની છે. વળી આપણે એટલું પણ ધ્યાનમાં રાખવાની જરૂર છે કે જે પ્રજાઓ ઉપર ખ્રિસ્તિ ધર્મની સત્તા જામી હતી ને પ્રજાઓમાં ભ્રષ્ટ અને અસ્ત થતી પ્રાચીન સંસ્કૃતિની કુટેવો ઘર ઘાલીને બેઠી હતી, અને કેટલાક અતિ ડાહ્યા ટીકાકારો કે જેમના લેખ ઉપરથી જ તે જમાનાની નીતિનું તોલન આપણે કરવું પડે છે તે ટીકાકારો નાની નાની બાબતોમાં પણ બહુ બારીક ચોળાચોળ કરતા હતા. એવી ઘણી નાની બાબતો કે જે સામાન્ય દૃષ્ટિને ઉપેક્ષણીય લાગે તે સંત કે ધર્મ ગુરૂની નજરમા બહુ મોટી લાગે છે. પોતાના સમયના વિલાસી સમાજના સાધારણ પોશાક અને રીતરીવાજ ખ્રિસ્તિઓ પાછા ગ્રહણ કરવા માડે, પોતાના પંથની પ્રાથમિક નમ્રતાઇને હજી પણ ચીવટથી વળગી રહે તેની ખ્રિસ્તિઓ હાંસી કરે, અથવા તો જે માણસો એક વખત માત્ર નામના જ વિધર્મીઓ હતા તે હવે માત્ર નામના જ ખ્રિસ્તિઓ થાય, આવી આવી બાબતો ઉપર અર્વાચીન ટીકાકારો ઘણુ કરીને બહુ લક્ષ આપશે નહિ. વળી ઘણી વખત નીતિશાસ્ત્રકારો મોજશોખના કોઇ નવા પ્રકાર કે નજીવી રૂઢી કે જેને પોતે ગેરવાજબી ગણાતા હોય છે ને ખાસ લક્ષમાં રાખી તેની અતિશયોક્તિ યુક્ત નિંદા કરે છે અને એટલી બધી વધારે પડતી અગત્યતા એને આપે છે કે જે પાછલા જમાનામાં સમજી શકાતી નથી.

વિધર્મીઓ અને ખ્રિસ્તિઓ બન્નેના લખાણોમાં આવાં દૃષ્ટાંતો મળી આવે છે અને નીતિના ઇતિહાસમાં એ પૃષ્ઠ ઘણું વિચિત્ર છે. આ પ્રમાણે એક અમીરે પોતાનો રથ પોતાને હાથે હાંક્યો હતો માટે જુવેનલ તેને ભાંડવામાં બાકી રાખતો નથી. તે કહે છે કે જે વર્ષે પોતે શહેરનો હાકેમ નીમાયો તેજ વર્ષે, દિવસે તો નહિ પણ ચંદ્ર અને તારાઓની દૃષ્ટિ સમક્ષ, અને તે પણ જાહેર રસ્તા ઉપર, પોતાનો રથ પોતાને હાથે હાંકતાં તે અમીરને જરા પણ શરમ આવી નહિ ! કેટલાંક માણસો જૂદી જૂદી જાતના પીણામાં બરફ નાંખી તે પીતા એ શોખીન રીવાજને ઘણો ઘાતકી અને અસ્વાભાવિક ગણી સેનિકા તેને ઘણો ભ્રષ્ટ કહેતો. પ્લિનિ કહેતો કે કે સોનાની વીંટી પેહેરવાનો શોખીન રિવાજ જેણે પ્રથમ શોધી કાઢયો હોય તેને મોટામાં મોટો રાક્ષસી ગુનેગાર કહેવો જોઇએ. દંત-મંજનની પ્રશંસા કરવા માટે એપ્યુલીઅસને પોતાનો બચાવ કરવાની જરૂર પડી હતી, અને બચાવમા તેણે કહ્યું હતું કે નાઇલ નદીના પાણીમાંથી મગરો પણ અમુક અમુક વખતે બહાર આવી કિનારા ઉપર જડબા ઉઘાડાં રાખી પડયા રહેતા, અને પક્ષીઓ આવી પોતાની ચાંચથી તેમનાં દાંત સાફ કરી નાખતા; તેથી એમ સિદ્ધ થાય છે કે દાંત સાફ કરવાનું કામ કુદરતી રીતે વાજબી છે. પ્રાચીનોની સખત નિંદાના પ્રમાણમા જ જો જૂદી જૂદી રૂઢીઓના ગુનાનું માપ કરવા આપણે બેસીએ તો માથે ખોટા વાળ પહેરવાનો કે તેમને કૃત્રિમ રીતે ઉગવાનો રિવાજ તેમના સમયમાં ઘાતકીમાં ઘાતકી ગુનો હતો એમ કહેવું પડે. એલેકઝાંડ્રિયાનો કલેમેન્ટ પૂછતો કે ખોટા વાળને લીધે કેટલીક ધાર્મિક ક્રિયાઓ બરાબર થઇ ગણાય કે નહિ ? કારણ કે, ધારો કે કોઈ માણસે માથે ખોટા વાળ પેહેરીને પાદરીનો આશિર્વાદ ઘૂંટણીએ પડી માગ્યો, અને તે પાદરીએ તેના મસ્તકે હાથ મૂકી આશિર્વાદ આપ્યો; તો એ આશિર્વાદ ખરૂં જોતાં એણે કોને આપ્યો ? માથે પેહેરેલા ખોટા વાળ કદાચ જે મનુષ્ય નરકમાં પડયુ હશે તેના હોય તો ! એ વિચારથી ટરટુલિયનને કંપારી છૂટતી ઇત્યાદિ. સૈકાઓ વહી ગયા રોમનું રાજ્ય પાયામાંથી ખળભળી પડી ગયુ અને દુરાચાર અને

દુઃખનાં પૂર દુનિયામાં પથરાઇ ગયાં; પણ છતાં આવી આવી બાબતોમાં ખ્રિસ્તિ વૃદ્ધોની સખત ટીકા ઓછી થાય નહિ. સંત એમ્બ્રોઝ, સત જે રોમ ઇત્યાદિ અનેક મંતોએ ખોટા વાળની વિરૂદ્ધ વિગ્રહ જોસભેર ચાલુ રાખ્યો હતો.

પરંતુ ખ્રિસ્તિ વૃદ્ધો આવી નજીવી બાબતોની જેમબેર ટીકા કરતા હતા તે ઉપરથી એમ જણાય છે કે તે સમયના સમાજમાં ગંભીર પ્રકારના દુરાચાર થતા નહિ—એવું અનુમાન જો કોઇ બાંધે તો તે અનુમાન પણ કેવળ ખોટું જ છે. ખરૂં કહીએ તો એ સમયના જેવો ભ્રષ્ટ બીજો કોઇ સમાજ ભાગ્યે જ હશે એ વાત અનેક લેખોથી સિદ્ધ થાય છે. અતિ પવિત્ર જણાતી સંસ્થાઓ અને વર્ગોમાં પણ ભ્રષ્ટતા પેસી ગઇ હતી. ખ્રિસ્તિઓના પવિત્ર ગણાતા પ્રેમોત્સવમાં પુષ્કળ દારૂ પીવાતો અને તોફાન થતાં. ખ્રિસ્તિ વૃદ્ધો એવા પ્રેમોત્સવને વખોડતા; ચોથા સૈકામાં લેઓડિશીયાની ધર્મસભાએ તેમને ગુનાહિત ગણ્યા હતા; પાછળથી કાર્થેજની ધર્મસભાએ પણ તેમ જ કર્યું હતું; છતાં કલંકરૂપે અને ગુનારૂપે પણ તે ચાલુ રહ્યા હતા. અને સાતમા સૈકાની આખરે ટુલોની ધર્મ સભાએ તેમને અંતે દાબી દીધા હતા. ધર્મ વીરોના માનમાં થતા મેળામાં પણ અનાચાર વધી પડ્યો હતો. સ્ત્રીઓ ખુલ્લી રીતે પોતાના પાતિવ્રતનો ભંગ કરતી, અને તેમાં થતા દુરાચારને લીધે વાર્ષિક મેળા બંધ કરવો પડતો હતો. લગ્નના સંબંધમાં પાદરીઓની અસ્પષ્ટ સ્થિતિને લીધે પણ ગંભીર પ્રકારની ગેરવ્યવસ્થા થઈ પડી હતી. સંત સાઇપ્રિયનના સમયમાં પાદરીઓ પરણતા નહિ, પણ અનેક બહાને પોતાની રખાતોને ઘરમાં રાખવાનો રિવાજ સામાન્ય થઈ પડ્યો હતો; પરંતુ કૉન્સ્ટનટાઇનના સમય પછી આ બાબતનો પોકાર વધી પડ્યો હતો. કુમારિકા અને સાધુ ઘણી વખત સાથે એ ઘરમાં રહેતાં, અને કેટલીક વખત તો એક પથારીમાં સાથે સૂઈ બ્રહ્મચર્ય પાળ્યાનું કહેતા. તાલેવંત વિધવાઓના વારસ થવા માટે ખુશામતીઆ પાદરીઓ ધર્મને બહાને તેમની અનેક પ્રકારે ખુશામત કરતા હતા. અને આ બાદી એટલી બધી વધી ગઇ હતી કે પાદરીઓને અને સાધુઓને એવી

રીતે વારસો મળી શકે નહિ એવો વેલેનટિનિયનના સમયમા કાયદો પણ કરવો પડયો હતો, અને આવા અંકુશની જરૂર હતી એમ મત જેરોમ શોચપૂર્વક કબુલ કરે છે ગ્રેહેરીને કરજેથી અળગા રહેવાની ખાતર સખ્યા બંધ માણસો ખ્રિસ્તિ થઇ જતા, લોકો આળસુ બની ગયા અને માત્ર પ્રમાણિક મેહેનત નહિ કરવાની ખાતર તેમનાં ટોળેટોળા જગલમા જવા લાગ્યાં, મઠમાં જઇ સાધુ થવા સિપાઇઓ પણ લશ્કરમાંથી ભાગી જતા હતા. અમીર વર્ગની સ્ત્રીઓ ઉંચા પ્રકારનું જીવન જીવવાનો ડોળ કરી પોતાના સ્વામીને છોડી હલકા વર્ગના પોતાના યારો સાથે રહેવા લાગી. ન્યાસાના સંત ગ્રેગરીના સમયમા પેલેસ્ટાઇનમાં પણ જાત્રાળુઓ ઉભરાવા લાગ્યા હતા અને અધમ અનાચારમાં પ્રવૃત્ત થતા હતા. જાત્રાળુઓની અપકીર્તિ લાંબો સમય ચાલુ રહી હતી. અને જાત્રાને બહાને બહાર નીકળી સ્ત્રીઓ છ ચોક વેશ્યાનો ધધો કરતી હતી. ઉંચી પદવીના પાદરીઓ વિલાસી અને વ્યાવહારિક દૃષ્ટિના થઇ ગયા હતા, અને નીચેની પદવીના પાદરીઓ રમતગમતના અત્યત શોખીન થયા હતા.

આમ આખો પાદરી વર્ગ સડી ગયો હતો. સંત જેરોમની ફરિયાદ એ હતી કે ઘણા ધર્માધ્યક્ષોના ખાણામાં પ્રાંતોના હાકેમોના ખાણા કરતા વધારે દમામ રહેતો; અમલદારી મેળવવા ધર્મગુરૂઓ બહુ ખટપટ કરતા, અને તેમાં પક્ષો બધાઇ એક બીજા વચ્ચે દારૂણ હરીફાઇ ચાલતી.

*અન્ય વર્ગોના આચરણનું મુખ્ય સામાન્ય લક્ષણ અત્યંત બાલીશતા થઇ પડયું હતું. વિધર્મી સમયના ઘણાખરા કાળ કરતા નીતિનો ઉત્સાહ તો વધારે હતો, પણ એ બધો ઉત્સાહ જગલમા ખેચાઇ જવાથી સમાજ ઉપર તેની અસર થોડી જ થતી રથની શરતોમા સામસામા પક્ષોની વઢવાડમા રાજકીય, બુદ્ધિ વિષયક અને ધાર્મિક મનભેદ પણ દબાઈ જતા, અને એવી વઢવેડથી શેરીઓમા મારામારી થઇ પુન પુનઃ લોહી રેડાતુ હતું અને રાજ્યના મોટા કેન્દ્રો ઉપર પણ એની અમર વખતે થતી અને એવા ઝઘડા, રમત અને તોફાનમાં તેમનો બધો વખત જતો હતો.*

એ સાદી હકીકત તે જમાનાની પતિત અવસ્થા જણાવવાને પૂરતી છે. સ્વદેશાભિમાન અને શૌર્ય લગભગ નષ્ટ થઇ ગયાં હતાં અને લોકોના આગેવાનોની નીતિ ઘણી નીચી હતી. દરબાર વિલાસી થઇ ગયો હતો, હજુરીઆ અમીરો ખુશામતીઆ અને હાજીહા કહેનારા થઇ ગયા હતા, અને કપડાં અને ઘરેણાંનો શોખ બહુ વધી ગયો હતો. અત્યંત અનાચાર અને સુખન તપોવૃત્તિના જોખમકારક વારા ફેરાથી લોકો પરિચિત થવા લાગ્યા, અને કોઇ કોઇ વખત એન્ટિયોક જેવાં અત્યંત દુરાચારી અને વિલાસી શહેરો સાધુઓની મોટી સંખ્યા પૂરી પાડતાં હતાં. દુરાચાર અને વહેમનો પ્રયોગ કે જે મનુષ્યના સુખને જો કે એટલો બધો હાનિકારક નથી પણ અમીર વર્ગના લાભમાં ખાસ કરીને આડે આવનારો હોય છે તે એ વખતે અસ્તિત્વમાં આવ્યો હતો. લોકમત એવો તો ભ્રષ્ટ થઇ ગયો હતો કે ઘણા ખરા દુરાચારને શિક્ષા તો થતી નહિ પણ તેમની નિંદા પણ થતી નહિ, અને ધાર્મિક ક્રિયા કરવાથી પાપ નષ્ટ થાય એવા નિઃશંક વહેમથી કલ્પનાને શાંતિ મળતી અને મનોદેવતાના ડખ અને ધાસ્તીઓ ઓછાં થઇ જતાં. સીઝર રાજાઓના સમય કરતાં જૂઠ અને દ્રોહ વધ્યાં હતાં, પણ ક્રુરતા, શિરજોરી અને નિર્લજતા ઓછાં થયા હતાં. સાર્વજનિક કામમાં ઉત્સાહ, નીતિમાં નિષ્પક્ષ સ્વાધીનતા અને બુદ્ધિવિષયક સ્વતંત્રતા પણ ઓછાં થયાં હતાં.

તેમ છતાં, કેટલીક બાબતો ખ્રિસ્તિ ધર્મે સુધારો કર્યો હતો. તરવારના પ્રાણઘાતક ખેલો પશ્ચિમમાંથી લોપ પામ્યા; અને ઇસ્તંબુલમાં તો દાખલ પણ થયા નહોતા. વિનસના મંદીરમાં થતો સ્ત્રીઓનો અનાચાર બંધ પડયો હતો. દુરાચારની નફટતા કંઇક ઓછી થઇ હતી. ચિત્રોની બિભત્સતા, અમીરો ખાણા ઉપર નિર્લજતામાં આનંદ માનતા હતા તે, સૃષ્ટિ વિરૂદ્ધ મૈથુનની ભયંકર બદી, આ બધાં હવે એમનાં એમ ચાલવા દેવામાં આવતા નહિ; અને તેમની શરમ લોકોને કંઇક હવે લાગતી હતી. વ્યભિચાર હજી ઘણો હતો, પણ તેના અસ્વાભાવિક અને અમાનુષી પ્રકાર કવચિત જ બનતા. ખ્રિસ્તિ ધર્મમાં જો કે વહેમ અને ધર્માંધતા હતા, પણ

શુદ્ધ નીતિનો તે ઉપદેશ કરતો અને પ્રબળ પ્રયોજનોવડે તે નીતિ અમલમાં મૂકતાં તેથી ચોતરફ એની અસર થયા વિના રહેતી નહિ. ધર્મગુરૂઓ દઢ મનના અને રાજ્યમાં વગવાળા હતા. તેમણે નીતિની પ્રબળ વ્યવસ્થા બાંધી; સારાં સારાં માણસો આ વ્યવસ્થા તરફ ખેંચાણાં, નબળા મનના પણ સાલસ સ્વભાવનાં માણસોનાં જીવન તેથી નિશ્ચિત થયાં, અને દુરાચાર ઉપર તેથી કાંઇક અંકુશ મૂકાઈ. દુરાચારી માણસને ધર્મ નીતિના સૌંદર્યનું ભાન કદિ ન પણ થતું, પરંતુ તેની ધમકીઓની અસર તો તેના મગજમાં ભમ્યા કરતી. તંદુરસ્તી અને આબાદીમાં જો તેની અસરથી એ મુક્ત રહેતો તો મંદવાડ અને ભયના સમયે તેની સત્તા પાછી સ્થપાતી, અથવા તો કોઇ મોટો ગુનો કરવાની તૈયારીમાં એ હોય ત્યારે તેની નજર સન્મુખ આવીને એ ઉભી રહેતી. જો આ સઘળી ધાસ્તીઓને એ પત કરતો નહિ. તો છેવટે જે લોકમત એણે ઉભો કર્યો હતો તે એને નડતો અને એને વશ કરતો. કેટલાક વિધર્મી શેહેનશાહ નિર્લજ બનીને નિરંકુશપણે કોઇ પણ જાતની ધાસ્તી અને પશ્ચાતાપ વિનાના થઇને દુરાચારમાં પ્રવૃત્ત થતા હતા તે વાત હવે શક્ય રહી નહોતી. ધર્માસન ઉપરથી પ્રબળ બોધ અપાતો હતો અને ઘણા પ્રકારની સખાવતો થતી હતી.

તપોવૃત્તિના પ્રથમ મહાન્ ઉભરાનાં જે નૈતિક પરિણામ અદ્યાપિ-પર્યંત આપણે બતાવ્યાં છે તે કેવળ ખરાબ જ જણાય છે. તપોવૃત્તિએ નૈતિક સંપૂર્ણતાનું કેવળ ભ્રાંતિજનક દૃષ્ટિબિંદુ ઉપજાવ્યું હતું; ઉપરાંત જે નૈતિક ઉત્સાહ સમાજનું રૂપાંતર કરી નાખે છે તેને વ્યાવહારિક ચચળ પ્રવૃત્તિમાંથી છેક એણે વાળી લીધો એ વાત અત્યન્ત અનિષ્ટકારક હતી, અને યુરોપની નૈતિક અવસ્થામાં કેટલાક સૈકાઓ પર્યંત ખ્રિસ્તિ સંસ્થા વધારે મોટો સુધારો કરી શકી નહિ તેનું મુખ્ય કારણ એ જ છે એમાં થોડી જ શંકા છે. પરંતુ જો કે તપોવૃત્તિથી ઘણાં અનિષ્ટ પરિણામ આવ્યાં છે, છતાં તેમાંથી પણ કાંઇક સારાં પરિણામ પ્રાપ્ત થયાં છે; તેથી તેની છેક અવગણના કર્યા પહેલાં કાંઇક વિચાર કરવો ઘટિત છે.

શુદ્ધ સુવર્ણ જેવી નૈતિક શ્રેષ્ટતાને માટે ખરેખરો આત્મભોગ અને આત્મ–ત્યાગ આવશ્યક છે. માંડવાળ, મધ્યમતા, કાંઈક હું મૂકું અને કાંઇક તું મૂક એવો આમનમામન સ્વાર્થત્યાગ, નમ્રતા, વિનય; અને સુધરેલી રેવા કે જે વિલાસજનક અને જનહિતકારી સુધારાઓને બંધબેસતી - આવે છે તે ઘણા ગૌણુ ગુણોનો વિકાસ કરવામાં બહુ અનુકૂળ આવે છે. પરંતુ મનુષ્યના સ્વભાવમાં તેથી પણુ ઉચ્ચતર અને વધારે ઉન્નત આકાંક્ષાઓ રહેલી હોય છે અને તેમની તૃપ્તિને માટે જુદી જ જાતનો પ્રદેશ જોઇએ છીએ. વળી માણુસોને અતિ ઉત્તમ ઉદ્દેશાથી તે પરિચિત કરે છે અને મનુષ્ય જાત ઉપર ઘણી જ મોહક અસર તે ઉપજાવે છે. સન્યાસી સાધુઓનું દૃષ્ટિબિંદુ અવળું અને અપૂર્ણ હતું, અધ્યાત્મિક સ્વાર્થના અંશથી તે ભ્રષ્ટ હતું. તથાપિ તેમાં અડગ આસ્થા રાખીને હજારો જણાએ જે વસ્તુઓને માણુસો વહાલામાં વહાલી ગણે છે તેમને રાજીખુશીથી તજી દીધી છે, ભોગ વૈભવને તરછોડી નાખ્યા છે અને કેવળ આત્મ–ત્યાગને જ પોતાના જીવનનું કર્તવ્ય ગણ્યું છે. આવા દાખલાઓની અસર દુનિયા ઉપર થયા વિના કેમ રહે? જે વખતે વધતી જતી દોલતની ખ્રિસ્તિ સંસ્થાને ગંભીર પ્રકારનો ચેપ લાગ્યો હતો તે વખતે તેઓ એશઆરામ કરતાં મેહેનત અને કીર્તિ કરતાં અપકીર્તિને વધારે ચાહવાનો, અને લેવા કરતાં દેવામાં વધારે આનંદ માનવાનો, ઉપદેશ કરતા હતા. જે વખતે ધર્મ–સંસ્થામાં ઉંચી અમલદારી મેળવવા કંઇ કંઇ કાવાદાવા થતા હતા, ત્યારે તે અમલદારી તેઓ ખાસ કરીને લેતા નહિ અને પોતાની વિચિત્ર પણુ સખત ભાષામાં ઉપદેશ આપતા કે સાધુએ ખાસ કરીને બે વર્ગોથી દૂર રહેવાનું છે–ધર્માધ્યક્ષો અને સ્ત્રીઓ. તેમની વિચિત્ર આકૃતિ અને ભયકર દેહ–દમન વિગેરે વિલક્ષણુતાને લીધે જ તેમના તરફ અણુઘડ હૃદયો પ્રથમ આકર્ષાતાં હતાં, અને પછી દયા અને આત્મ–ત્યાગ જે તેમના જીવનના ઉંચા પ્રકારના સદ્ગુણ હતા તેમના ઉપર એ આકર્ષણુ ધીમેધીમે ચોંટતું હતું. સત સિમિયન સ્ટાઇલાઇટસને જોઇને હજારો જંગલીઓ ખ્રિસ્તિ થઇ ગયા હતા. સાધુનું સ્વરૂપ પણુ લોકોની કલ્પનાએ તુરત સુંદર આંખી લીધું. તેની જીંદગીનાં

અને આકૃતિના અરૂચિકર લક્ષણો વિસ્મૃત થવા લાગ્યાં લાંબી સફેદ દાઢીવાળો અને માયાળુ દેખાવવાળો, ખજૂરીના ઝાડ નીચે બેઠો બેઠો સાદડીઓ વણતો, જેને છળવાને પિશાચો તરેહ તરેહની વ્યર્થ યુક્તિઓ કરતા હતા એવો, જેની હાજરીમાં જંગલી કૂર પ્રાણીઓ ગરીબ બની જતાં હતા એવો, અને જેના શબ્દ માત્રથી દરેક રોગ અને દરેક શોક નાશ પામતા હતા, એવો તે માણસ હતો એવી ગણના તેના વિષે લોકો કરવા લાગ્યા આવા સ્વરૂપથી મોહિત થએલી ખ્રિસ્તિ દુનિયાની કલ્પનાએ તેના સબંધમાં અનેક કથાઓ ઉપજાવી, અને તે કથાઓ બાલિશતાવાળી છતાં જન-સ્વભાવના સુંદર લક્ષણોથી ભરપૂર હતી, અને ઘણીવાર તેમાંથી ઉત્તમ પ્રતિનો નૈતિક બોધ મળતો હતો, અને તેથી મનુષ્યના આચરણનું સ્વરૂપ બહુ સારી રીતે ઘડાતું હતું. એવી કથા છે કે સત એન્ટનીને એક વખતે વિચાર આવ્યો કે જગતમાં સૌથી ઉત્તમ માણસ તે પોતે હતો. તેવામાં એને પ્રેરણા થઇ કે તેના કરતાં પણ વધારે પવિત્ર સાધુ તે જગતમાં રહેતો હતો આ અજાણ્યા સતને મળવા સવારના પહોરમાં જગતમાં એ નીકળી પડ્યો

ચાલતાં ચાલતાં એક અર્ધ-ઘોડો અને અર્ધ-માણસ એવા પ્રાણીને તે મળ્યો અને પછી તેને એક નાનો માણસ મળ્યો, જેને શીંગડાં હતા અને બકરાના પગ હતા. આ માણસે એને કહ્યું કે તે જંગલી પ્રાણીઓનો અધિષ્ઠાતા વન-દેવ હતો આ બન્નેએ સતને રસ્તો બતાવ્યો અને તેથી પોતે આવવાની જગાએ પહોંચ્યો સત પોલ કે જેની નદીના બારણે આવીને તે ઉભો રહ્યો હતો તે એકસો અને તેર વર્ષની ઉમરનો હતો અને લાંબા વખતથી કેવળ એકાંતમાં જ રહેતો હોવાથી પ્રથમ તે સત એન્ટનીને મળવાની એણે ના પાડી, પણ છેવટે મળવાનું કબુલ કર્યું અને બન્ને ભેટયા અને પછી જે દુનિયા સત એન્ટની છોડીને આવ્યો હતો તે બાબત જીજ્ઞાસાપૂર્વક ઝીણા ઝીણા પ્રશ્ન તે એને પૂછવા લાગ્યો "શેહેરોમાં નવા મકાનો બહુ બંધાતાં હતા કે કેમ? કયા રાજ્યની સત્તા ચાલતી હતી? મૂર્તિપૂજકો હજી રહ્યા હતા કે કેમ?" આવી વાતો બન્ને જણા કરતા હતા, દરમ્યાન એક કાગડો એક આખો રોટલો ત્યાં લઇ આવ્યો. સત પૉલે

કહ્યું: "મહારાજ, મને ક્ષમા કરો; સાધુ થયા પછી મેં માંસ કદિ ખાધું નથી." સંત એપિફેનિયસે કહ્યું. "અને જ્યારથી હું સાધુ થયો છું ત્યારથી આખો દિવસ ગુસ્સામાં મેં કદિ કાઢયો નથી." સંત હિલેરિયસે પ્રત્યુત્તર વાળ્યો: "તમારો નિયમ મારા કરતાં વધારે ઉત્તમ છે." એક ધનવાન સ્ત્રી એક સાધુની આગતાસ્વાગતા કરતી હતી, તેવામાં તેનું બાળક કુવામાં પડી ગયું; પણ તે બાળકને કાંઇ ઇજા થઈ નહિ અને પાણીની સપાટી ઉપર પડી રહ્યું. પાછળથી તે બાળક એની માને કહેવા લાગ્યું કે સંતના હાથથી તે ઝીલાઇ રહ્યું હતું. જે સમયે પરણેતર જીંદગીની પવિત્રતા બિલકુલ સ્વીકારવામાં આવતી નહોતી તે અરસામાં ઇજીપ્તના સંત મેકેરિયસને પ્રેરણા થઇ કે પાડોશના શહેરમાં બે પરણેલી સ્ત્રીઓ તેના કરતાં પણ વધારે પવિત્ર હતી. તુરત જ સંત તેમની મુલાકાતે ગયો અને તેમની રહેણી કરણી વિષે તેમને પૂછવા લાગ્યો. સ્ત્રીઓએ કહ્યું કે તેઓ પવિત્ર નહોતી અને વાત બની પણ શકે નહિ, કારણ કે રોજ તેમના ધણીઓની સાથે જ તેઓ રહેતી હતી. સંતના આગ્રહથી છેવટે પોતાનું વૃત્તાંત તેમણે આ પ્રમાણે આપ્યું: "અમે બે જણીઓ સગી નથી, પણ બે ભાઇઓને અમે પરણેલી છીએ. અમે પંદર વર્ષથી સાથે રહીએ છીએ; પણ અમારા મોઢામાંથી એક પણ અપશબ્દ કે, ક્રોધનો અવાજ નીકળ્યો નથી. અમારે કુંવારા રહેવાની અને સાધ્વી થવાની ઘણી ઇચ્છા હતી અને અમારા ધણીઓને અમે ઘણી વિનવણી કરી, પણ અમને સાધ્વી થવાની પરવાનગી એમણે આપી નહિ. અને પછી ઇશ્વરને સમક્ષ રાખી અમે વચન આપ્યાં કે કોઇ પણ સાંસારિક અપશબ્દથી અમારાં મુખ અમે ભ્રષ્ટ કરશું નહિ." સંત બોલી ઉઠયો: "હવે મને સત્ય સમજાણું. માણસો પરણેલાં હોય કે કુંવારાં હોય, મઠમાં હોય કે સંસારમાં હોય, પણ તે કશાની ઇશ્વરને દરકાર નથી. ઇશ્વર તો માત્ર હૃદયના ભાવનો જ ભૂખ્યો છે; અને ગમે તે સ્થિતિમાં હોય, પણ એની સેવા કરવાની જે ઇચ્છા રાખે છે તેને ઇશ્વર પ્રાપ્ત થાય છે."

આવી દંતકથાઓ લાંબા વખત સુધી લોકોને નીતિમાં આદર્શરૂપ

હતી અને તેમાં ખ્રિસ્તિ સંસારની નીતિ ભાવનાનું પ્રતિબિંબ પડતું હતું, તેથી આ દંતકથાઓ અત્ર આપેલી છે. વળી કેટલીક કથાઓમાં સંતો અને પ્રાણીઓની સૃષ્ટિ વચ્ચે કેવો સંબંધ હતો ને વર્ણવવામાં આવ્યો છે; અને પ્રાણીઓ પ્રત્યે દયા અને માયાળુપણું કેળવવાનો પ્રયાસ તે કથાઓમાં હોવાથી નીતિના ઇતિહાસમાં તેમની નોંધ લેવી ખાસ ઘટે છે. પ્રાચીન વિધર્મી કાળમાં દયાના આ પ્રકારને નીતિના ક્રમમાં ગણવાના ઘણા ઈલાજ લેવાયા હતા. તે સમયમાં પ્રાણી વિજ્ઞાનશાસ્ત્રની કેવળ અજ્ઞાનતાને લીધે લોકો માનતા કે પ્રાણીઓમાં પણ બુદ્ધિ અને નીતિની ઉચ્ચ ભાવનાઓ હોય છે, અને તેથી મનુષ્યો અને પ્રાણીઓમાં બહુ થોડો ફેર છે. આ બાબતમાં અનેક વાર્તાઓ કહેવામાં આવતી હતી, અને તેથી પ્રાણીઓ પ્રત્યે દયા રાખવાના સિદ્ધાંતનો રસ્તો બહુ મોકળો થયો હતો. દાખલા તરીકે તેઓ માનતા કે હાથીઓમાં બુદ્ધિ અને શુભેચ્છા હોવા ઉપરાંત ધર્મ-ભાવના પણ હોય છે. સૂર્ય અને ચંદ્રની તેઓ પૂજા કરતા, અને મોરેટે-નિયાના જંગલમાં ધાર્મિક ક્રિયાઓ કરવા સુદ બીજને દિવસે નદીને કિનારે તેઓ ભેગા થતા. ગ્રાહ ( જળ હાથી ) નામના પ્રાણીના શરીરમાં લોહી વધી જતું ત્યારે કોઇ કાંટા વડે પોતાની નસ ખોલી વધારાનું લોહી તે કાઢી નાખતું અને ચીકણી માટીથી પાછી તે નસ બંધ કરી દેતું. આમ નસ ખોલવાથી શો ફાયદો થાય છે તે એ બતાવી આપતું. લક્કડખોદાં પક્ષીઓ પોતાનાં બચ્ચાંનું પોષણ કરવા આત્મઘાત કરતાં. અને પોતાના રાજાના કાયદાઓનો ભંગ કરતી ત્યારે મધમાખીઓ પણ તેમ કરતી. એક ગરૂડ-પક્ષીનો પ્રેમ એક યુવાન છોકરી પર હતો અને એ છોકરી મરી ગઈ ત્યારે એ પક્ષી નિરાશાથી અગ્નિમાં પડી બળી ગયું; અને તેની યાદગીરીમાં સેમટોસમાં એક મંદીર બાંધવામાં આવ્યું હતું. પોતાના ધણીની પાછળ અનેક નિમકહલાલ કૂતરાંઓ મરી ગયાની વાતો કહેવામાં આવતી, અને એવું કહેવાતું કે એવો એક કુતરો તે નામનો તારો થઇ આકાશમાં ફરે છે. ઘણા તત્ત્વવેતાઓ પણ કહેતા હતા કે માણસોના જેવો જ પ્રાણી-ઓમાં પણ બુદ્ધિમાન જીવ હોય છે. મુવા પછી મનુષ્યોનો આત્મા પ્રાણી-

કહ્યું કે ઉલ્લાં સાઠ વર્ષથી તેને એ પ્રમાણે અરધો રોટલો મળતો હતો: પણ આજે આખો આવ્યો તેથી સંત એન્ટનીને મળવામાં એણે વાજબી કર્યું છે એમ એ ઉપરથી સાબીત થાય છે. બન્નેએ ઇશ્વરનો ઉપકાર માન્યો અને નિર્મળ ઝરાની પાસે બન્ને જમવા બેઠા. પણ પ્રથમ શરૂઆત કોણે કરવી એ બાબત હવે મુશ્કેલી ઉભી થઈ, સંત એન્ટની મહેમાન હોવાથી એણે શરૂઆત કરવી જોઇએ એમ સંત પૉલે કહ્યું. પણ સંત એન્ટનીને નેવું વર્ષ થયાં હતાં; તેથી સંત પૉલ વયોવૃદ્ધ હોવાથી શરૂઆત એણે કરવી જોઇએ એમ સંત એન્ટનીએ કહ્યું. અને વિનયના ખેંચી બન્ને જણા એવા તો હતા કે આ અગત્યના પ્રશ્નનો તોડ કાઢતાં સાંજ પડી અને છેવટે એમ ઠર્યું કે બન્ને જણાએ તે રોટલો સાથે પકડી સામસામો ખેંચવો એટલે એની મેળે તેના કકડા થઇ જશે. લાંબી વાતને ટૂંકી કરી નાંખતાં, પછી જ્યારે સંત પૉલ પંચત્વ પામ્યો ત્યારે તેનો મોટની મત એન્ટની વૃદ્ધ [illegible]ાવાથી તેને દાટવાની મેહેનત એ કરી શક્યો નહિ. એટલે જંગલમાંથી [illegible] સિંહ આવ્યા, તેમણે પોતાના પંજાથી કબર ખોદી દીધી, તેમાં શબને [illegible]ધરાવી દીધું: શોકની બુમો પાડવા માંડી, અને ઘુંટણીએ પડીને સંત [illegible]ન્ટનીનો આશિર્વાદ યાચવા લાગ્યા. આ કથા સંત જેરોમ પોતે વર્ણવે [illegible] અને અક્ષરશઃ સાચી છે એમ તે કહે છે.

કેટલીક વિચિત્ર વાતો પણ કહેવામાં આવતી હતી. પિશાચો જેમાં [illegible]હેતા હતા એવા જાદુઇ બગીચા જોવાની ઇચ્છા એક વખત સંત મેકરિયસને થઇ. પિશાચોએ તેનાથી ડરી જઇ તેને બગીચા જોવા દીધા. ઇતિહાસકાર પેલેડિયસ કહે છે કે આ વાત સંત મેકેરિયસના પોતાને મ્હોંએથી એણે સાંભળી હતી. બીજી કેટલીક કથાઓમાં તેમનો ઉત્કટ વિનય ભાગ તરી આવે છે; અને કેટલીક કથાઓમાં તે સમયે જે વહેમો અત્યંત પ્રચલિત હતા તેમનો સ્પષ્ટ નિષેધ કરેલો જોવામાં આવે છે. સંત મેકેરિયસ માંદો પડ્યો ત્યારે દ્રાક્ષનો એક લુમખો તેને કોઇએ આપ્યો. ઉદાર ભાવથી પ્રેરાઇ એણે બીજા સન્યાસીને તે આપ્યો: બીજાએ ત્રીજાને અને ત્રીજાએ ચોથાને આપ્યો. એમ ફરતાં ફરતાં તે

લુમખાએ આખા જગલમા મુસાફરી કરી અને પાછો સત મેકેરિયસના હાથમા આવીને ઉભો રહ્યો. એજ મત પોતે તો ગધાતુ પાણી પીતો; પણ બીજા સતને મળવા જતો ત્યારે જો તે દારનુ પ્યાલુ આગળ ધરે તો વિનયની ખાતર એ પીવાની તે કદિ ના કહેતો નહિ, પરતુ પછી તેનું પ્રાયશ્ચિત કરતો અને દારૂના જેટલા પ્યાલા પીધા હોય તેટના દિવસ પાણી બિનકૂલ પીતો નહિ. તેના એક શિષ્યને એક વખત હાથમાં મોટી લાકડી લઇને ઉતાવળથી જગલમા દોડયો જતો એક મૂર્તિપૂજક પૂજારી મળ્યો તેને મોટે અનાજે એણે કહ્યુ "સેતાન, ક્યા જાય છે ?" સ્વાભાવિક રીતે જ તે પૂજારીને ગુસ્સો ચડયો અને શિષ્યને ખૂબ ઠોક્યો. અને પછી પોતાને રસ્તે પડતો હતો ત્યા સત મેકેરિયસ એને મળ્યો. સતે એના તો વિનય અને કોમળતાથી એની સાથે વાત કરી કે વિધર્મીનું હૃદય પીગળી ગયુ અને તે ખ્રિસ્તિ થયો. અને માયાળુપણાનુ પ્રથમ કાર્ય એણે એ કર્યું, તે જેને પોતે માર્યો હતો તેની પોતે સારવાર કરવા લાવ્યો. સત એપિટસ સત મારસિયનની મુલાકાતે ગયો ત્યારે સત મારસિયને તેની આગળ ખાવાનુ મૂક્યુ સત એપિટસે કહ્યુ કે દિવસ આથમ્યા પછીજ જમવાનો તેનો રિવાજ હતો ત્યારે પોતાનું જમવાનુ મોકુ કરી શકતો નથી તેને માટે સત મારસિયને દિલગીરી જણાવી અને એક વાર પાતાનો રિવાજ તોડવાની મીજમાનને વિનતિ કરી, પણ મીજમાને ના કહી. એટલે સત મારસિયન બોલ્યો 'અફસોસ' તમે અહા સત અને ડાહ્યા માણસને મળવા આવ્યા, પણ હવે તમારી નજરે એક પેટ ભરોજ પડે છે એ જોઇ માર હૃદય શોકથી ભરાઇ જાય છે" આવુ સાભળીને સત એપિટસને પણ ઘણુ લાગી આવ્યુ અને જમવા બેસી ગયો પછી સત મારસિયને કહ્યુ "મારો રિવાજ પણ તમારા જેવો જ છે. પણ આપણે જાણીએ છીએ કે ઉપવાસ કરતા ઉદાર બુદ્ધિ વધારે સારી છે, કારણ કે ઉદાર બુદ્ધિ રાખવાનુ ઇશ્વરના કાયદામા કહ્યુ છે, પણ ઉપવાસ કરવો એ આપણી શક્તિ અને ઇચ્છાની જ વાત છે" સત એપિફેનિયસે સત હિલેરિયસને પોતાની મરજીએ નોતર્યો, અને તેની આગળ માંસનો ભોગ મૂક્યો. સત હિલેરિયસે

એમાં અવતરે છે એમ પિથાગોરિયનો માનતા હતા.' સ્ટોઇક વિગેરે મતવાળા કહેતા હતા કે મનુષ્ય અને પ્રાણીઓના આત્મા જગતમાં સર્વત્ર પ્રસરી રહેલા એક જ દિવ્ય ચેતનના અંશ છે.

વળી પ્રાથમિક સમયથી જ પ્રાણીઓનું રક્ષણ કાયદાથી કાંઇક થતું હતું. ખેતીવાડીના સાધનોમાં બળદ મુખ્ય છે, તેથી ઘણા દેશોમાં એ પ્રાણી ખાસ પવિત્ર ગણાતું હતું. મિસરમાં એ પ્રાણી કેવું પવિત્ર ગણાતું હતુ તે જાણીતી વાત છે. રોમના છેક પ્રાચીન સમયમાં પણ લોકલાગણી એવા જ પ્રકારની હતી, અને બળદનો વધ મોટામાં મોટા ગુનો ગણાતો હતો. ગ્રીસમાં પણ એવી જ જાતનો કાયદો અસ્તિત્વમાં હતો. જ્યારે બાજ એક પક્ષીની પછવાડે પડ્યુ ત્યારે તે પક્ષી ઝીનોક્રેટિસની છાતીમાં ભરાઇ ગયું ત્યારે પોતાનો આશ્રય લીધેલા પક્ષીને આશ્વાસન આપી પછી તેને એણે છોડી મૂક્યું, અને પોતાના શિષ્યોને એણે કહ્યુ કે જે પોતાનો આશ્રય માગે તેને સારા માણસે તે આશ્રયની કદિ ના પાડવી ન જોઇએ; અને લોકો માનતા કે એવો વિચાર દેવોને પ્રિય હતો, અને મદીરના દરવાજામાં પક્ષીઓ માળા બાંધે તે હરકત કરવામાં અધર્મનું કામ ગણાતું હતું. તેથી ઘરમાં કે મદીરમાં ચકલી માળો બાંધતી તો તેને હરકત કોઇ કરતું નહિ. એક છોકરાએ પક્ષીઓ પ્રત્યે જરા વધારે ક્રૂરતા વાપરી; તેથી બીજવાઇ લોકોએ તેને મારી નાખ્યો હતો.

પ્રજાઓનું સામાન્ય વલણ, જેમ જેમ તે પ્રજાઓ અણઘડ અને લડાયક અવસ્થામાંથી સુધારાની અને શાંતિની અવસ્થામાં આવતી જાય છે તેમ તેમ, વધારે વધારે માયાળુ અને દયાળુ થતાનું હોય છે એ નિ:સંશય છે; પરંતુ અનેક ખાસ સંજોગોને લીધે, બીજા સઘળાં સામાન્ય વલણોની પેઠે આ વલણ કદાચ દબાઈ પણ જાય છે અથવા પૂરેપૂરૂં બહાર આવી ખીલી શકતું નથી. બળદો પરત્વે જે કાયદાની આપણે ઉપર વાત કરી છે તે, ઉન્નતિની છેક પ્રાથમિક અવસ્થાનો છે એ વાત સ્પષ્ટ છે, કારણ કે તે સમયે લડાયક અને ભટકતી પ્રજામાં ખેતીવાડીની ટેવો કેળવવાનો પ્રયાસ ધારા શાસ્ત્રીઓ કરતા હોય છે. પરંતુ બળદને મારી નખાય નહિ એવા વિચારમાંથી

ઉપસ્થિત થતી દયાની કોમળ લાગણી, રોમના પ્રજા તંત્રના અસ્તની પૂર્વે થોડા વખત અગાઉ ગમત રમતના અખાડામાં પ્રાણીઓનો વધ થવા માંડયો તેને લીધે મોટે ભાગે દબાઇ ગઇ, અને દયાના સ્વાભાવિક વિકાસનો પ્રવાહ આગળ જતાં અટકી પડયો અથવા મદ પડી ગયો. થેસેલીમાં થતી આખલાની સાઠમારીઓ ઉપરાંત, મરઘાં અને કુકડાંની લડાઇમાં અસલી ગ્રીક લોકો ગમત માનતા હતા; અને તે લડાઇઓ સિપાઇઓને શૌર્યનાં દૃષ્ટાંત પૂરાં પાડે છે એમ કહીને ધારાશાસ્ત્રીઓ તેમને બહુ ઉત્તેજન આપતા હતા. કેવા જબરા પાયા ઉપર રોમની રમતો થતી હતી, કેવા સંજોગોની તેમને અનુકૂળતા મળી હતી, અને લોકો તેમાં કેવો રસ લેવા લાગ્યા હતા, એ બધી હકીકત આગળ આપણે કહી છે. તથાપિ રોમના સામ્રાજ્ય સમયમાં મનુષ્યો પ્રત્યે દયાનું ધોરણ બહુ ઉંચું થયું હતું તે પણ આપણે જાણીએ છીએ. વળી એ વાત પણ લક્ષમાં લેવા જેવી છે કે જો કે જંગલી જનાવરોની લડાઇ જોવાનો શોખ લોકોમાં ઘણો પ્રબળ હતો, તો પણ સમયના સાહિત્યમાં પ્રાણીઓ પ્રત્યે પણ કોમળ લાગણીના અનેક સુંદર ઇસારા આપણી નજરે પડે છે. વરજીલની કવિતાનું એ મુખ્ય લક્ષણ છે. પોતાના વાછરડાનું બળીદાન આપતાં ગાયની લાગણીઓનું હૃદય–દ્રાવક ચિત્ર લુક્રિશિયસે આપ્યું છે. પોતાની સેવામાં ઘરડા થઇ ગએલા બળદને વેચી દેવાની પ્લુટાર્કે ના પાડી હતી. ઓવિડે પણ એવોજ વિચાર પ્રદર્શિત કર્યો છે. એક ચકલીના મૃત્યુથી એક રોમીય સ્ત્રીની આંખમાં આંસુ ભરાઇ આવ્યાનું દૃષ્ટાંત જુવેનલ આપે છે. પ્રાણીઓ ઉપર દયાની ખાતર એપોલોનિયસે શિકારમાં ભેગા જવાની પણ રાજાને ના પાડી હતી.

રમત ગમતના અખાડામાં જે વખતે હજારો પ્રાણીઓની કતલ થતી હતી તે વખતે કોઇ કોઇ પણ આવા ઉદ્‌ગાર કાઢે એ થોડા સંતોષની વાત નથી. પરંતુ આ પ્રગતિ માત્ર વિચાર કિંવા ભાવનામાં જ હતી એમ નહોતું; તેનો સ્પષ્ટ અને ચોખ્ખો ઉપદેશ પણ થતો હતો. નીતિની આ શાખાના સ્થાપક પિથાગોરાસ અને એમ્પીડોકલીસ ગણાતા હતા. પ્રથમ તો, મનુષ્યના આત્માનો દેહાંતર પ્રવેશ થતો હોવાથી પ્રાણીઓ પ્રત્યે માણસોએ

માયાળુપણે વર્તવું જોઇએ; અને માનુષી કર્ત્તવ્યના ક્ષેત્રમાં પ્રાણીઓનો પણ સમાવેશ છે એવો સિદ્ધાંત આમ ઉપસ્થિત થતાં, તે સિદ્ધાંતને ઉપકારક બીજી દલીલો પણ અપાતી. રોમના મહારાજ્યના પાછલા સમયમાં પિથાગોરિયન મતનું જોર જ્યારે વધી પડ્યું, ત્યારે આવા વિચારોથી લોકો બહુ પરિચિત થયા હતા. પોરફાઇરીએ માંસાહાર વિરૂદ્ધ સબળ લેખ લખ્યો હતો અને સેનિકાએ થોડો સમય તેનો ત્યાગ પણ કર્યો હતો. પરંતુ પ્લુટાર્કનો ઉપદેશ આ બાબતમાં અત્યંત સ્પષ્ટ હતો. દેહાંતર પ્રવેશના અવિવેકી સિદ્ધાંતને છોડી દઇને અથવા એ સિદ્ધાંત સાચોય હોય અને ખોટોય હોય એવી શંકા તેમાં લાવીને, લાગણીઓના વિશાળ પાયા ઉપર પ્રાણીઓ પ્રત્યે માયાળુપણાનું કર્ત્તવ્ય એ મૂકે છે. એ સ્પષ્ટ કહેતો કે અખાડામાં થતો પ્રાણીઓનો વધ કેવળ ગુનાહિત છે; એવા તમાશાની અસરથી ચારિત્ર્યમાં પશુતા આવે છે; ખાવાના રસને લીધે પ્રાણીઓને મારવામાં એક પ્રકારની ક્રૂરતા જ છે; અને માણસ પ્રત્યે દયા રાખવાની જેમ માણસની ફરજ છે તેમ પ્રાણીઓ પ્રત્યે પણ દયા રાખવાની તેની ફરજ જ છે.

હવે ખ્રિસ્તિ સંસ્થા તરફ આપણે વળીએ તો આપણને માલમ પડશે કે પ્રથમ તો આ બાબતમાં લગભગ કાંઈ પણ પ્રગતિ થએલી જોવામાં આવતી નથી. મેનીકીઅસના મતમાં, માંસાહારને કેવળ વર્જ્ય ગણવામાં પૌર્વાત્ય વિચારોનું મિશ્રણ જણાઇ આવે છે; અને આસ્તિક ખ્રિસ્તિઓ પણ તે આહાર કરતા નહિ, પણ તેનાં જૂદાંજ કારણો તેઓ આપતા હતા. એક બે ખ્રિસ્તિ વૃદ્ધોએ પિથાગોરિયનોના દયાળુ ઉપદેશ પ્રત્યે પસંદગી બતાવી છે. પરંતુ દેહાંતર પ્રવેશના સિદ્ધાંતને કેથોલિક ગુરૂઓ તદ્દન વર્જ્ય ગણતા હતા; તેમના પાપ-મુક્તિના સિદ્ધાંતને લીધે મનુષ્યજાત બીજી બધી સૃષ્ટિથી કેવળ નિરાળી પડી જતી હતી; અને કર્ત્તવ્યના જે પ્રદેશનો પ્રાથમિક ખ્રિસ્તિ વૃદ્ધો ઉપદેશ આપતા હતા તેમાં પ્રાણીઓ પ્રત્યે દયાને સ્થાન બિલકુલ અપાતું નહિ. મનુષ્ય પ્રત્યે પ્રેમ રાખવો એ વાતને તેઓ જીવનનું લક્ષ્ય ગણતા, અને પોતાના સરજનહાર પ્રત્યે મનુષ્યનું કર્ત્તવ્ય શું છે તે પ્રશ્નનો જ તેઓ વિચાર કરતા, અને પ્રાણીઓ પ્રત્યે કર્ત્તવ્યના વિચારોનો

નિરર્થક ગણી કાંઇક ઉપહાસપૂર્વક એવા વિચારોને એક કોરે તેઓ મૂકી દેતા હતા. જે માણસો વ્યાવહારિક જીવનમાં ઘણા પ્રવૃત્ત રહે છે તેમનામાં પ્રાણીઓની લાગણીઓ પ્રત્યે સુઘડ અને સૂક્ષ્મદર્શી સમચિતતા ક્વચિત્ જ જોવામાં આવે છે; અને રોગીષ્ટ અને નિરંતર અફસોસ કરતા જેક્સના મુખમાં ઘાયલ થએલા હરણના દુઃખનો ચિતાર શેક્સપીઅર મૂકે છે તે પણ અર્થ રહિત કે કારણ રહિત નથી.

પરંતુ જો કે 'પ્રાણીઓના હકો' ને ખ્રિસ્તિ નીતિમાં સ્થાન નહોતું મળ્યું, તથાપિ સંતજીવનના કેટલાક પ્રસંગોથી આ બાબતમાં કાંઇક આડકતરી રીતે ઉત્તેજન મળતું હતું પૂર્વના ઉજડ જંગલોમાં અથવા યુરોપનાં વિશાળ વનોમાં રહેતા સંતો પ્રાણીઓના નિકટ સમાગમમાં આવે એ સ્વાભાવિક છે; અને સંતનું જીવન આલેખવામાં લોકોની કલ્પના તે સંબંધી આકર્ષક અને હૃદય–દ્રાવક ઘણી કથાઓ કહે તે પણ વાસ્તવિક છે. એવું કહેવાતું કે સંતના સાદથી ઉડતાં પક્ષીઓ નીચે આવતાં; સિંહાદિ વિકરાળ પ્રાણીઓ તેના પગ આગળ બેસી તેને અધીન વર્તતા; અને આ પ્રાણીઓ કે જે તેમના એકાંતવાસના સોબતીઓ અને તેમના ચમત્કારના વિધેય હતાં તેમનામાં તેમની પવિત્રતાનો કાંઇક અંશ પણ ઉતરી આવતો. સંત થિયોન જ્યારે બહાર જતો ત્યારે જંગલી પ્રાણીઓ તેનું વળાવું કરતાં હતાં અને સંત પોતાના કુવામાંથી તેમને પાણી પાઇને તેમની નોકરીની કદર કરતો હતો. મિસરના એક સંતે જંગલમાં સુંદર બગીચો બનાવ્યો હતો અને ત્યાં એક ખજુરીના ઝાડ તળે બેસી સિંહને પોતાને હાથે એ ફળ ખવરાવતો હતો. જ્યારે સંત પીત્રન શિયાળાની થંડી રાતે ટાઢથી થરથરતો હતો ત્યારે એક સિંહે તેની પાસે ભરાઇ તેનું આચ્છાદન કર્યું હતું. સંત પૉલ અને મિસરની સંત મેરીના શબોને સિંહે દાટ્યાં હતાં. સંત જેરોમ ઇત્યાદિ ઘણા સંતોની કથાઓમાં સિંહની વાતો આવે છે. એક વૃદ્ધ અને નિર્બળ સાધુ મુસાફરી કરતો હતો અને એક ગધેડો તેનો બોજો ઉચકી જતો હતો; તેવામાં એક સિંહે આવી તે ગધેડાને મારી ખાધો; પણ સંતના હુકમથી તે સિંહ જ સંતનો બોજો શેહેરના દરવાજા સુધી ઉચકી લાવ્યો. ટોળામાંથી

એક જંગલી ગધેડાને બોલાવી સંત હેલેનમે જંગલમાં પોતાનો બોજો તેની પાસે ઉચકાવ્યો હતો. એજ સંત અને સંત પેકોનિયસ મગરની પીઠ ઉપર બેસી નાઇલ નદી ઓળંગ્યા હતા. સંતોની મુસાફરીમાં સાબરો ઘણીવાર સાથે જતા, તેમનો બોજો ઉચકતા, તેમનાં ખેતર ખેડી આપતાં, અને તેમનાં સ્મારક–ચિહ્નો જાહેરમાં આણતાં. શિકારના ત્રાસથી ત્રસ્ત થઇ હરણો સંતના આશ્રમમાં ભરાઇ જતાં અને ત્યાં તેમનું રક્ષણ થતું. એક વિધર્મી શિકારી હરણની પછવાડે દોડતાં દોડતાં એક સાધુની ગુફામાં ગયો, અને સાધુએ તેને ખ્રિસ્તિ ધર્મનો ઉપદેશ આપી ખ્રિસ્તિ કર્યો. ઇશુ ખ્રિસ્ત પણ વખતે હરણનું રૂપ લઇ શિકારીઓને ખ્રિસ્તિ બનાવતો એવી પણ કેટલીક કથાઓ કહેવામાં આવતી. શિકારના ત્રાસ અને ગભરાટમાં પણ સાબરો અને શિકારી કુતરાઓ સંતના સ્મારક ચિહ્નો આગળ આવતાં ઉભાં રહીને નમતાં. જંગલી સાબરો અને કાગડાઓ સંતોની કબર આગળ અમુક દિવસે મેળા કરતાં. સંત એરેસમસ બળદોનો ખાસ રક્ષક ગણાતો અને તેના પવિત્ર સ્થાનક આગળ બળદો પોતાની રાજીખુશીથી ઘૂંટણીએ પડતા. સંત એન્ટની ડુક્કરનો પાલક હતો અને તેની છબીઓમાં ડુક્કરને પણ દાખલ કરવામાં આવતાં. સંત બ્રિજેટ ભુંડ પાળતી અને તેની સત્તાને આધીન રહેવા જંગલમાંથી એક રાની ભુંડ પણ આવ્યું હતું. એક ઘોડાએ આગળથી વિલાપ કરીને સંત કોલમ્બાના મૃત્યુની આગાહી કરી હતી. સંત મેલમેનના સોબતીઓ ત્રણ હતા; કુકડો, ઉંદર અને માખી. કુકડો પ્રાર્થનાના સમયની ખબર આપતો; અને સંત ઉઠવાની વાર લગાડતો તો ઉંદર તેનો કાન કરડી જાગ્રત કરતો; અને વાંચતાં વાંચતાં વખતે સંતના વિચાર જો ભમવા લાગતા તો જે લીટીથી વાંચવાનું રહી ગયું હોય ત્યાં માખી આવીને બેસી રહેતી. પ્રાણીઓમાં નૈતિક ગુણો પણ રહેતા હતા એવું બ્યાન પણ કેટલીક કથાઓ કરતી, અને મનુષ્યના મધુરા સંસર્ગથી પ્રતિબદ્ધ થએલું સંતનું હૃદય પ્રાણીઓનું દુઃખ જોઇ બહુ આર્દ્ર બનતું. એક સંત હમેશાં વરૂની સાથે વાણુ કરતો. એક વખતે વરૂ વેહેલું આવ્યું અને રોટલો ચોરી ગયું. પણ પછી એને એટલો પશ્ચાત્તાપ થયો કે આઠ દિવસ સુધી

એણે પાછુ મોઢુ બતાવ્યુ નહિ; અને બતાવ્યુ ત્યારે શરમનું માર્યું નીચુ જોઇ રહ્યુ. સતે તેને માથે કોમળતાથી હાથ ફેરવી તેનુ સાંત્વન કર્યું અને ગુનાની માફી આપી, અને પોતે માફી આપી છે એ બતાવવા એને બમણો ભાગ આપ્યો. એક બીજા સતની આગળ એક સિંહણ આવી તેને પગે પડી અને રોવા લાગી, અને પછી પોતાના બચ્ચા કને એને લઇ ગઇ. એ બચ્ચુ આધળુ હતુ પણ સતની પ્રાર્થનાથી દેખતુ થયુ. વળતે દિવસે તે સિંહણ ઉપકારની નિશાની દાખલ જગલી જનાવરનુ એક ચામડુ સતને આપી ગઇ. અલેકઝાડ્રિયાના સત મેકેરિયસને પણ એવુ બન્યુ હતું. હીના નામનું પ્રાણી પોતાના આધળા બચ્ચાને લઈ એક વખત તેને બારણે આવ્યુ, અને સતે તેને દેખતું કર્યું આ ઉપકારના બદલામા તે પ્રાણીએ સતને ઉન આપ્યુ. સતે કહ્યુ "અરે ક્રૂર પ્રાણી ! આ ઉન તુ ક્યાથી લાવ્યુ ? ખચીત, કોઇ ઘેટાને ચોરી તે મારી ખાધુ હશે " પ્રાણી શરમાઇ ગયુ અને નીચુ જોઇ રહ્યુ, પણ તે ઉન સતને આપવાનો આગ્રહ કરવા લાગ્યુ પરતુ ફરીને કોઇને નહિ લુટવાના એણે સોગન લીધા ત્યારેજ સતે તેની ભેટ સ્વીકારી પોતાના માથાના નમનથી એ સોગન લીધા એમ એણે બતાવ્યુ હતું સત મેકેરિયસે એ ઉન પછી સત મેલેનિયાને આપી દીધુ હતું વળી કેટલીક કથાઓમા, પક્ષીઓ અને સતો વચ્ચે કેવો માયાળુ વ્યવહાર ચાલતો હતો તે કહ્યુ હતું. સત કથબર્ટના સાદથી પક્ષીઓ આવતા, અને તેની પ્રાર્થનાથી મુએલુ પક્ષી જીવતું થતું કોઇ સતને દુ ખ પડતું તો પક્ષીઓ શોક કરતા.

સતોના જીવનચરિતોમા આવી સેકડો કથાઓ છે. આવી વાતો કદાચ આપણને અત્યત બાલિશતાવાળી લાગશે, પણ ઘણા સૈકાઓ પર્યંત લોકો એ વાતો માનતા હતા, અને તેથી તેમના હૃદય ઉપર અસર થતી હતી, અને વળી તે સમયના લોકોના અતરની લાગણીઓ કેવી હતી તે પણ તેથી જણાય છે પ્રાણીઓ પ્રત્યે અમુક પ્રકારની અનુકમ્પા ઉપજાવવાનું તેમા વલણ હતું, અને એટલું જ તે દિશામાં ક્રિશ્ચિયન ધર્મે કર્યું છે. પ્રાણીઓ પ્રત્યે સંતોએ સ્વભાવની કુદરતી કોમળતા બતાવી હોય એવા

વિશ્વાસપાત્ર રાખવા ઘણું ચોડા બનાવી શકાય એમ છે. છોકરાંઓ પક્ષીઓને પગે દોરો બાંધી તેમને રમતાં હતાં તે જોઇ વેનિસનો સંત જેમ્સ પૈસા આપી તેમને છોડાવતો હતો. આમ તેમના માયાળુપણાનાં દૃષ્ટાંત પણ ક્વચિત્ મળી આવે છે.

પરંતુ પ્રાણીઓ પ્રત્યે દયા રાખવાની બાબત એકંદર ખ્રિસ્તિ ધર્મે બહુ ઓછો પ્રયાસ કર્યો છે. મુક્તિની યોજનામાંથી પ્રાણી સૃષ્ટિને ધર્મગુરુઓએ કેવળ બહિષ્કૃત કરેલી હોવાથી પ્રાણીઓ પ્રત્યે તેમનું કાંઇપણ કર્તવ્ય છે એવી બુદ્ધિ ખ્રિસ્તિઓને સ્ફુરી નહિ. પરંતુ જાણવા જેવી વાત તો એ છે કે જ્યારે પ્રાણીઓ પ્રત્યે માયાળુપણે કોઈ વ્યક્તિ વર્તતી અથવા દંતકથામાં તેનાં દૃષ્ટાંતો અપાતાં ત્યારે જેમ બને તેમ ધર્મની સાથે એ વાતો જોડી દેવાનો પ્રયત્ન થતો હતો અર્થાત્ ધર્મની મદદ વિના કોઇપણ બાબતમાં કાંઇપણ થઇ શકે એમ આ ખ્રિસ્તિ સમયમાં નહોતું. ઉપલી કથાઓમાં સંતના સોબતીઓ તરીકે પ્રાણીઓની પ્રશંસા કરવામાં આવી છે. સંતનાં સ્મારક ચિહ્નો જાહેરમાં લાવવાનું કામ ગાભરને ખાસ કરીને સોંપેલું હોવાથી અને તે પ્રાણી સર્પનો કટ્ટો વેરી ગણાતું હોવાથી, તેને માન આપવામાં આવતું હતું. ગધેડા ઉપર બેસીને ઇશુખ્રિસ્ત મિસરમાં નાસી ગયો હતો અને જેરૂસેલમમાં પ્રવેશ કર્યો હતો તેથી ગધેડાને પવિત્ર ગણી તેના માનમાં ઉત્સવ થતો. બકરાંનાં બચ્ચાં ઇશુ ખ્રિસ્તનાં ચિહ્નો ગણી સંત ફ્રાન્સિસ તેમના પ્રત્યે બહુ કોમળ રહેતો. સસલાના શિકારમાં લ્યુથરને પિશાચ આત્માનો શિકાર કરે છે એમ સમજાતું; તેથી તે શિકાર જોઇ એ ખિન્ન અને ઉદાસ બનતો. આવી રીતે કેટલાંક પશુઓ અને પક્ષીઓ ધર્મના ઇતિહાસમાં સંબદ્ધ થવાથી તેમને કોઇ પીડા કરતું નહિ. પણ આવી અસર ઝાઝા વિસ્તારમાં કદિ ફેલાઈ નથી. નીતિવેત્તાઓએ અહીં બે તદ્દન ભિન્ન ઉદ્દેશોનો વિચાર કરવાનો છે. કાંતો મનુષ્યોના ચારિત્ર્યનો વિચાર તેઓ કરે અને કાંતો પ્રાણીઓને થતા દુઃખનો વિચાર તેઓ કરે. રમત ગમતમાં કે ધંધાને અંગે પ્રાણીઓને થતા દુઃખની તીવ્રતાના પ્રમાણમાં મનુષ્યનું હૃદય કર્કશ, કઠિન કે ક્રૂર થાય છે; એ વાતનો કોઈ નિયમ નથી. રમતમાં વાગવાથી ઘાએલ

ચએલા પક્ષીનાં તરફડીઆં કે બીકણ સસલાને નાસભાગમાં થતું દુઃખ જો આપણી કલ્પનામાં બરાબર ઉતરે તો સાડમારીમાં સાંઢને થતા દુઃખથી ઓછું આપણને કદાચ એ નહિ લાગે. પરંતુ શિકારના ઉત્સાહથી આપણી કલ્પનામાં વક્રીભવન થાય છે, અને સસલાના નાના કદને લીધે અને તેના દુઃખનું સ્પષ્ટ ઉદ્બોધન આપણે થતું નહિ હોવાને લીધે આપણા ચારિત્ર્ય ઉપર તેની માઠી અસર થતી નથી. પરંતુ પ્રાણીનું દુઃખ જો આપણા હૃદયમાં આરપાર ઉતરી જતું હોય અને આનંદના તત્ત્વ તરીકે તેનો સ્પષ્ટ સ્વીકાર થતો હોય તો ત્યાં ચારિત્ર્ય ઉપર તેની માઠી અસર થાય છે. જગલી પ્રાણીઓની કુસ્તીની પ્રાચીન રમતો હવે ખ્રિસ્તિ દેશોમાંથી લગભગ અદૃશ્ય થઈ ગઇ છે, અને મનુષ્યના હૃદયને કોમળ બનાવે એવી ખ્રિસ્તિ ધર્મના ઉપદેશમાં રહેલી શક્તિ, એ રમતોને નાબુદ કરાવવામાં આડકતરી રીતે કાંઈક સાધનભૂત કદાચ થઇ પણ હશે, પરંતુ નિષ્પક્ષ માણસ તો કબુલ કરશે કે એવી અસર બહુ થોડી થઇ છે. જે સમયે અને જે દેશોમાં ખ્રિસ્તિ ધર્મની પ્રબળ સત્તા હતી, તે સમયે અને તે દેશોમાં એવી રમતો વિરૂદ્ધ પોકાર ઉઠયો નહતો. સુખાભિલાષી અને ઔદ્યોગિક સંસ્કૃતિને લીધે જ્યારે માણસોની રીતભાતમાં કોમળ નરમાશ આવી, અને એવી જગલી રમતોમાંથી મળતા આનદ પ્રત્યે જ્યારે અણગમાનો ઉછાળો તેમને આવ્યો, અને જ્યારે તેમને બદલે નાટકાદિ બીજા નવીન આનદો તેમને મળવા લાગ્યા, અને તેથી સમાજના નીચલા ભાગમાં જ એ રમતો ચાલુ રહેવાથી તેમની નિંદા થવા લાગી, ત્યારે જ તેમનો અત આવ્યો. આ સસ્કૃતિને પ્રોટેસ્ટટ પાદરીઓએ એકંદરે નીભાવી રાખી છે. પરંતુ વિચિક્ષણ નીતિવેત્તાએ વિચાર કરવો ઘટે છે કે ઉપલી જગલી રમતોમાં વધારે દુઃખ પ્રાણીઓને થતુ હતું કે હાલ દૃઃ કતલખાનામાં જાનવરોને મારી નાખવામાં આવે છે અથવા ધીમે ધીમે તેમનું મોત આણવામાં આવે છે તેમાં તેમને વધારે દુઃખ થાય છે? અને અહીંઆ પ્રાણીઓને થતા દુઃખનો વિચાર તે ઓછો કરશે, પણ એવા તમાશાથી જોનારના ચારિત્ર્ય ઉપર જે માઠી અસર કોઇ વખત થાય છે તેનો વિચાર

તે વધારે કરશે. પરંતુ ક્રૂરતાના કેટલાક પ્રકાર એવા હોય છે કે તેમને જુદી જ દ્દષ્ટિથી જોવા પડે છે. જીવતા પ્રાણીઓ ઉપર થતી વાઢકુપ ઘણું વખત સ્વચ્છંદી અને નિરર્થક હોય છે; કેટલીક વખત ખાણાની મોજને ખાતર પ્રાણીઓ ઉપર લાંબી અને ઘાતકી ક્રૂરતા વાપરવામાં આવે છે, અને આ ક્રૂરતા જાહેર દૃષ્ટિથી દૂર એકાંત ભાગમાં કરવામાં આવતી હોવાથી ચારિત્ર્ય ઉપર તેની અસર ઘણી થોડી થાય છે. તથાપિ તેના વિચાર માત્રથી પણ કોઇપણ દયાળુ માણસના હૃદયમાં કંપારી છૂટયા વિના રહેતી નથી. આવી આવી બાબતોની નીતિપરત્વે ખ્રિસ્તિ દેશોમાં છેલ્લા સૈકાથી જ લોકોનું લક્ષ ખેંચાવા લાગ્યું છે, અને તે કાર્ય પણ ઘણુંકરીને પ્રોટેસ્ટંટ પ્રજાએ જ બજાવ્યું છે. જંગલમાં વસતા યતીના જીવનમાંથી ઉપસ્થિત થતી કથાઓ રૂપે દયાભાવ દુનિયાને પ્રાપ્ત થયો છે એ વાત આપણે સ્વીકારીએ તોપણ આપણે એટલું વિસરી જવું જોઇએ નહિ કે મોટા પાયા ઉપર પ્રાણીઓ પ્રત્યે દયાનો પ્રચાર અર્વાચીન અને વ્યાવહારિક જમાનાને હાથે જ થયો છે; મુસલમાનો અને બ્રાહ્મણો આ બાબતમાં ખ્રિસ્તિઓ કરતાં ઘણા ચડી જાય છે, અને સ્પેન અને દક્ષિણ ઇટાલી કે જ્યાં કેથોલિક ધર્મનાં મૂળ ઘણાં જ ઉંડાં છે ત્યાં હજીપણ પ્રાણીઓ પ્રત્યે નિર્દયતા ઘણી જ થાય છે.

મઠ-સંસ્થાના પ્રથમ સ્વરૂપથી લોકોને લાભ થયો તે એટલો જ હતો કે સંતનાં જીવનોની મનોહારી અને સુંદર કથાઓથી લોકોના હૃદય આકર્ષાતાં. ધર્મના મોટા વાદવિવાદના કાળમાં આ પૌર્વાત્ય સાધુઓમાંથી કેટલાક મોટા ધર્મશાસ્ત્રીઓ થયા હતા એ વાત ખરી, પરંતુ એકંદરે પૂર્વના પ્રદેશમાં સાધુઓ જંગલમાં રહેતા અને અત્યંત દેહદમન કરવામાં જ કાળક્ષેપ કરતા હતા. પરંતુ પશ્ચિમમાં યતજીવને જૂદું જ રૂપ ધીમે ધીમે ધારણ કર્યું હતું, અને ઘણા ઉંચા પ્રકારની ફરજો બજાવી હતી. ઇટાલીની મઠ-સંસ્થાનો સ્થાપક પૂર્વ દેશી સંત એથેનેસિયસ થયો હતો. ટુર્સના સંત માર્ટિને પોતાના સાધુઓને મહેનત કરવાની બંધી કરી હતી, અને તે અને તેના સાધુઓ, પૂર્વ દેશી સંતોની પેઠે બહાર ફર્યા કરતા, અને મદીરોની

મૂર્તિઓ ભાંગી નાખતા. પરંતુ ત્રણ મોટાં કારણોની ભેગી અસરથી આ મઠ–સંસ્થાનું જોસ વ્યાવહારિક પ્રવાહમાં વળી ગયું: (૧) પાશ્ચાત્ય દેશનાં હવાપાણી જ એવાં હતાં કે ત્યાં લોકોને નિરૂદ્યમી અને આળસુ બેસી રહેવું પાલવે નહિ અને છતાં તેમની જાત સખત દેહદમન કરી શકે નહિ અથવા બેહાહુ પૂર્વ–વાસીની ભ્રાંતિઓનો આનંદ લઇ શકે નહિ. તેથી ચંચળ જીવનમાં પ્રવૃત્ત થવાની તેમને જરૂર પડતી; (૨) છઠ્ઠા સૈકામાં, મંત કોલં-બિયા વિગેરેના વર્ગ સાથે ભળીને મત બેનેડિકટનો વર્ગ ઉભો થયો, અને તેમણે નિરર્થક પ્રાયશ્ચિતોની જંગલી સખ્તાઇ ઓછી કરીને મઠની સંસ્થામાં મહેનતને આવશ્યક તત્ત્વ બનાવ્યું અને આમ તે સંસ્થાને સામાન્ય સંસ્કૃતિના પ્રવાહમાં વાળી લીધી; (૩) અને જંગલીઓના હુમલાથી પશ્ચિમ મહારાજ્ય નષ્ટ પામ્યું, રાજ્ય–વ્યવસ્થા અને સામાજીક સંસ્થાઓ છિન્નભિન્ન થઇ ગઇ, અને લગભગ મૂળ સ્થિતિએ સમાજ આવી ગયો. તેથી અતિ અગત્યના સામાજીક, રાજકીય, અને બુદ્ધિ વિષયક કર્તવ્યો બજાવવાનું કામ મઠના મઠો ઉપર સ્વાભાવિક રીતે જ આવી પડયું.

એવું કહેવાય છે કે એલેરિકે જ્યારે રોમ સર કર્યું ત્યારે તેના વખતમાં વિધર્મીઓના ધર્મનાં નામ નિશાન પણ ચાલ્યાં ગયાં; તેથી રોમમાં ખ્રિસ્તિ ધર્મ સર્વોપરિ થઇ પડયો. પાશ્ચાત્ય સંસ્કૃતિના સામાન્ય પતન પરત્વે પણ એવું જ કથન કહી શકાય એમ છે. અર્થાત્, જંગલીઓના હુમલા પહેલાં જો કે ખ્રિસ્તિ ધર્મ રોમમાં પ્રવર્ત્યો હતો, તથાપિ વિધર્મીઓના તાત્ત્વિક મતમતાંતર અને રૂઢ સંપ્રદાય તેમજ પ્રાચીન પણ જીર્ણ થઇ ગએલા સમાજમાં ઘર કરી બેઠેલા રૂઢિ રિવાજોને લીધે ખ્રિસ્તિઓનો ઉત્સાહ વારંવાર ભાંગી પડતો હતો. પરન્તુ જંગલીઓનો વિજય થવાથી પ્રાચીન રૂઢિઓ અને સંપ્રદાય અસ્તવ્યસ્ત થઇ ગયા અને તેથી ખ્રિસ્તિ ધર્મને કુંવારી ભૂમિ પ્રાપ્ત થઇ, અને તેથી કરીને લાંબા વખત સુધી તે સંસ્થા એકલી જ સુધારાનું કેંદ્ર રહી હતી.

આ [illegible]

રાઈ વાપરવામાં કચાશ રાખી નથી. ઉત્તમ પ્રકારની નિઃસ્વાર્થતાથી હિમત પૂર્વક તેઓ વિજેતા અને હારેલાની લવાદી કરતા, અને જ્યારે પ્રાંતોમાંથી આવતી અનાજની આવક બંધ થઇ જતી, અને જ્યારે જંગલીઓએ સુંદર ખેતરોને ઉજ્જડ વેરાન કરી દીધાં હતાં, ત્યારે અવિરમ સખાવતથી ઇટાલીનાં અપ્રતિમ દુઃખો ઓછાં કરવાનો તેમણે પ્રયાસ કર્યો હતો એ વાત આપણે આગળ કહી છે. પરંતુ જંગલી જાતોને ત્વરાથી એમણે ખ્રિસ્તિ કર્યાં એ વાત એનાથી પણ વધારે વિસ્મયકારક છે. દુર્ભાગ્યે આ અતિ અગત્યની બાબત ઇતિહાસમાં અતિ અસ્પષ્ટ રહેલી છે, અને જે કારણથી આખી જાતો અને પ્રજાઓ ખ્રિસ્તિ થઇ ગઇ તે કારણથી આપણે તદન અજ્ઞાત છીએ. તેમના રાજ્યનો અસ્ત થયો તે પહેલાં ગોથ લોકોને તો અલફિલાસે ખ્રિસ્તિ કર્યાં હતા; અને જર્મનો અને ઉત્તર તરફની કેટલીક જાતો લાંબા વખત પછી ખ્રિસ્તિ થઈ હતી; પરંતુ જંગલીઓ તો વિજેતા થયા તેજ સમયે ખ્રિસ્તિ થયા હતા. પોતાનાં દેશમાં પોતાના ધર્મ-ગુરુઓની આજ્ઞાની મરજી મોંહે તાબે થવાની આ જંગલીઓને પ્રથમથી જ ટેવ હતી. પરંતુ પરદેશમાં હવે એવા ધર્મ-ગુરુઓની સમક્ષ ઉભા રહેવાનો તેમને વખત આવ્યો કે જે તેમના દેશના ધર્મ-ગુરુઓ કરતાં ઘણા સુધરેલા અને દબદબાવાળા હતાં, જેમની દમામવાળી ધર્મ-ક્રિયાથી તેઓ અંજાઈ જતા અને પરલોકની જેમની ધમકીથી તેઓ થરથરી જતા. પોતાના દેશના સઘળા સંસર્ગથી અસબદ્ધ થએલા એવા આ જંગલીઓ નવીન સંસ્કૃતિની ભવ્યતા આગળ નમી ગયા, અને લાટીન ભાષાની માફક ઘણી સેળભેળ સહીત લાટીન ધર્મ પણ આ નવીન સમાજ ઉપર રાજ કરવા લાગ્યો. વળી નિરાસક મોક્ષનો સિદ્ધાંત અને સૈતાનનો સિદ્ધાંત આ જંગલીઓને ખ્રિસ્તિ બનાવવામાં ધર્મ ગુરુઓને બહુ કામ લાગ્યા. ખ્રિસ્તિ ગુરુઓ કહેતા કે માત્ર ખ્રિસ્તિ ધર્મમાં જ સત્ય છે, અને તેથી જ મોક્ષ મળે છે; બીજા બધા ધર્મો સૈતાનની જ રચના છે. આ એકેશ્વરવાદની સામે અનેકેશ્વર વાદ ટકી શકતો નહિ; અને તેથી અનેક વિધર્મીઓ ખ્રિસ્તિ થતા; અને એક વાર ખ્રિસ્તિ થયા પછી જો કોઇ વિધર્મી પોતાના આગલા દેવોને

છોડી દે નહિ, તો ખ્રિસ્તિ ગુરૂઓ એને નરકના નિરંતર અગ્નિની ધમકી આપતા હતા. પરંતુ જૂના સંસ્કારો હૃદયમાંથી એકદમ ખસતા નથી, તેથી આગલા ધર્મમાં જે જે ચમત્કારરૂપ મનાતું હતું તેને પિશાચોનું કામ ખ્રિસ્તિ ગુરૂઓ કહેતા. તેથી પણ વિધર્મીઓની નજરમાં પોતાનો આગલો ધર્મ ભ્રષ્ટ જ લાગતો. ઉત્તમ પ્રકારની આવી ધર્મ–ભક્તિ ઉપરાંત, ખ્રિસ્તિ ધર્મ ફેલાવવામાં ખ્રિસ્તિ ધર્મગુરૂઓ સમયને સમજીને પોતાની બુદ્ધિનો ઉપયોગ કરવામાં પણ બહુ કુશળ હતા. જંગલી જાતો ઘણું કરીને પોતાના રાજાનો ધર્મ વગર તપાસે સ્વીકારી લેતી, અને રાજાઓ ઘણું કરીને તેમની રાણીઓથી પ્રેરિત થતા હતા; તેથી ખ્રિસ્તિ ગુરૂઓ પ્રથમ રાજા રાણીને, અને તેમાંય રાણીને, ખ્રિસ્તિ કરવાનો પ્રયાસ કરતા, અને તે પ્રયાસમાં તેઓ સફળ થતા હતા. અને આ પ્રમાણે કેટલીક રાણીઓની સહાયથી જ તેમના રાજાઓને ખ્રિસ્તિ ધર્મમાં લાવી શકાયા હતા. કલ્પનાને ઉશ્કેરે એવી કોઇ પણ વાતનું વિસ્મરણ તેઓ કરતા નહિ. એવું કહેવાય છે કે રાણી કલોટિલ્ડાએ ધાર્મિક ક્રિયાઓ થતી વખતે આવેલા મૂલ્યવાન પડદા તરફ પોતાના સ્વામીનું લક્ષ ખેંચવાની ખાસ સંભાળ રાખી હતી. નરકના ભયાનક બનાવોનું ચિત્ર ચીતરી તેઓ વિધર્મીઓને બતાવતા હતા, અને વિધર્મીઓ તેથી થરથરી જતા હતા. વળી ખ્રિસ્તિ ધર્મની પછવાડે પછવાડે આ દુનિયામાં વિજય ચાલ્યો આવે છે અને મૂર્તિપૂજા, પાખંડ, ધર્મભ્રષ્ટતા, કે દુરાચારની શિક્ષારૂપે મરકી, દુકાળ કે દુશ્મનોથી પરાજય ઇત્યાદિ આવે છે એવી માન્યતાનો ખાસ કરીને યુક્તિપૂર્વક ઉપદેશ તેઓ આપતા હતા; તેથી તેમનો ધર્મ બહુ પ્રસર્યો હતો. ભોળા જંગલીઓ તે શુદ્ધ બુદ્ધિથી માનતા; અને આશા, ધાસ્તી, ઉપકાર અને પશ્ચાતાપને લીધે તેમનાં ટોળેટોળાં ખ્રિસ્તિઓ થતાં વિધર્મીઓના દેવોની અને ઉત્સવોની જગા ખ્રિસ્તિ ધર્મના સંતોથી અને ક્રિયાઓથી પૂરાવા લાગી, તેથી આ ફેરફાર ઓછો વસમો લાગતો હતો અને અન્ય ધર્મમાં જવાનું દુઃખ કમી થતું હતું. વળી ખ્રિસ્તિ મુસાફરો પણ પોતાના ધર્મના વખાણ પોતાના રોકને કરતા હતા. અને જ્યારે રાજા અને તેનું લશ્કર ખ્રિસ્તિ થઇ રહ્યું, ત્યાં-

તેમના વિજયને દૃઢ કરવા લાગી અને ધર્મની વ્યવસ્થા થવા લાગી અ. ધર્મ વિરુદ્ધ દરેક ચીલચાલને કાયદાથી દાબી દેવામાં આવી.

જંગલી જાતો ઉપર ખ્રિસ્તિ ધર્મનો વિજય આ પ્રમાણે થયો હતો પરંતુ જો કે ખ્રિસ્તિધર્મનો વિજય આવે અણીને સમયે થયો તો ખરો પણ તેના મૂળ, વિશુદ્ધ સ્વરૂપમાં ગંભીર પ્રકારનો ફેરફાર થઇ થઇ ગયો અને જો કે ખ્રિસ્તિધર્મનાં ઘણાં ભણતરનો તેમાં હતા, તથાપિ એકંદરે એક નવીન પ્રકારનો ધર્મ આ ચીલચાલમાંથી બહાર તરી આવ્યો. ધર્મ અને તેને માનનારા બન્નેનાં રૂપાંતર થઈ ગયાં. ઉત્સવો, પ્રતિકૃતિઓ અને નામો, મૂર્તિઓને બદલે હવે સંતોનાં થયાં, અને પ્રાચીન ધર્મના વિચાર અને લાગણીઓની ટેવો નવા રૂપે અને નવીન ભાષામાં પાછાં પ્રાપ્ત થયાં. જડવાદ, મૂર્તિપૂજા અને અનેક દેવવાદ કે જેને સતો લાંબા વખતથી ઉત્તેજન આપતા હતા તે બધાનું વલણ, ખ્રિસ્તિધર્મમાં જંગલી તત્ત્વ પ્રવેશ પામવાથી, યુરોપમાં સામાન્ય રીતે બુદ્ધિ તેજહીન થવાથી, ધર્મની વૃદ્ધિ માટે અનેક જાતની છૂટ મૂકાવા લાગી તેથી, અનિવાર્ય રીતે દૃઢ થયું. અને નવા ધર્મને નામે જૂના દેવો પાછા પૃથ્વી ઉપર અમલ કરવા લાગ્યા.

જો કે અન્ય પ્રકારે પ્રાચીન દેવોની સજીવ ચંચળતાનું અતિ ઉત્કટ ભાન તેમને થતું હતું, તથાપિ આ વલણની સામે ખ્રિસ્તિ ધર્મના આગેવાનો અટકાયત રૂપે ઘણું કરીને કાંઇ કરતા નહિ. રોમના અને જંગલીઓના દેવો વિજયવંત નીવડેલા ધર્મની સામે અસુર તરીકે હજી પણ વેર ભાવે વર્તતા હતા એવી માન્યતા તે સમયે લોકોમાં પ્રચલિત હતી તેના પૂરાવામાં ઘણી વાતો કહેવાય છે. છઠ્ઠા સૈકાનો એક મહાન્ પોપ (ધર્માધ્યક્ષ) વાત કરે છે કે એક યાહુદી મુસાફરી કરતો ચાલ્યો આવતો હતો તેવામાં રસ્તે રાત પડી, અને બીજો કોઇ આશરો ન મળવાથી એપોલોના એક તજી દેવાએલા મંદિરમાં રાત રહ્યો. મંદિરમાં એકલો જ હોવાથી ધ્રૂજતા, ત્યાં ભૂતો રહે છે એવું સાંભળેલું હોવાથી બ્હીતા એવા તે યાહુદીએ પોતે ખ્રિસ્તિ નહોતો છતાં સ્વસ્તિક (cross) ના ચિહ્નથી પોતાનું રક્ષણ કરવાનો નિશ્ચય કર્યો. કારણ કે તેણે ઘણી વાર સાંભળ્યું હતું કે એવા

ચિહ્નથી ભૂત લાગી જાય છે. અને તેમ કરવાથી જ તે સહીસલામત રહ્યો હતો; કારણ કે મધ્ય રાતે તે મદીર કાળા અને બીહામણા આકારોથી ભરાઈ ગયું. પોતાના ત્યાગ કરેલા મંદીરમાં દેવ એપોલોએ દરબાર ભર્યો હતો, અને પોતાના અનુચર પિશાચોની સાથે ખ્રિસ્તિઓને કેવી રીતે ફસાવવા, તેનો વિચાર એ કરતો હતો. એક તરતનો પરણેલો રોમવાસી દડાની રમત રમતો હતો. અને રમતાં ન ફાવવાથી એણે પોતાની વીંટી કાઢી પાસે દેવી વિનસનું પૂતળું ઉભું હતુ તેની આંગળીમાં પહેરાવી પાછો રમવા લાગ્યો. રમી રહ્યો ત્યારે પાછી વીંટી લેવા આવ્યો તો દેવીની આંગળી એવી રીતે વળી ગઇ હતી કે વીંટી કાઢી શકાઇ નહિ અને તે રાતે દેવી તેના સ્વપ્નમાં આવ્યાં અને કહેવા લાગ્યાં કે હવે તે તેની પત્ની થયાં છે અને તેથી તેની સાથે જ રોજ તેના ઘરમા રહેશે. આવી અનેક વાતો ચાલતી.

તપોવૃત્તિના પ્રથમ વિસ્તારના કેટલાક કારણો અમે ઉપર બતાવ્યાં છે અને તે કારણોનો વ્યાપાર ચાલુ હતો દરમ્યાન અન્ય પ્રબળ કારણો પણ ઉપસ્થિત આવ્યાં હતાં. જંગલીઓના નિરંતર હુમલાથી રોમનું રાજ્ય ત્વરાથી પડી ભાગ્યું. તેથી પોતે હેરાન ન થાય એને સ્થળે જઈ શાંત રીતે મેહેનત કરી ગુજરાન કરે એવા આશ્રમની લોકોને જરૂર હતી તેથી સત બેનેડિક્ટે વ્યવસ્થિત કરેલી મઠ-સંસ્થામા લોકોને આકર્ષણ કરે એવા વિવિધ જાતના તત્વો દાખલ થયાં.

આ સસ્થામાં અમીરી અને પ્રજામત્તા તત્વો એક સાથે હતાં. મઠાધિપતિનો દરજ્જો અને સત્તા રાજાના જેવાં હતા, અને તેથી મઠાધિપતિ થવાની અમીરી કુટુંબોનાં માણસો આકાંક્ષા કરતા અને ઘણુ કરીને થતા. અને મુક્ત થએલા ગુલામો, અથવા પોતાનુ સરક્ષણ ખોઈ બેઠેલા ખેડૂતો, અથવા અમીરના જૂલમથી ત્રાસ પામેલા માણસો અથવા લશ્કરમાથી નાસી આવેલા સિપાઇઓ, અથવા જેને નિર્ભય અને શાંત રીતે ગુજરાનની ઇચ્છા હોય તે-આ બધાને બેલાશક મઠમાં આશ્રય મળતો હતો. મઠાધિપતિ જાતે ગરી-

ગાહમાં રહેતો અને પવિત્ર ગણાતો હતો; પણ સંસ્થાની મોટી સમૃદ્ધિની વગ વપરાતી, અને મોટે ભાગે ઘણી સખાવતમાં તેનો પૈસો વપરાતો. જે માણસો ઉત્સાહી અને જનસેવા કરવાની ઇચ્છાવાળા હોય તેમણે સાધુનો ધંધો બહોળો અવકાશ આપતો, કારણ કે મઠમાં દાખલ થઇ તેવાં માણસો ધર્મનો ફેલાવો કરતાં, લોકોનું દુઃખ ઓછું કરતાં અને સમાજની સુધારણામાં ચંચળ ભાગ લેતા. ભ્રાંત માણસોને આ સંસ્થા સ્વર્ગનો સ્પષ્ટ રસ્તો થતી હતી. સત્તાના લોભવાળાને તેમાં ધર્મ-ગુરુ કે ધર્માધિકારી થવાનો પ્રસંગ મળતો હતો. ઘણાં ગ્રંથો માત્ર મઠોમાં જ એ વખતે હોવાથી, અભ્યાસની ઇચ્છાવાળાને તે લાભ ત્યાં મળતો અને અભ્યાસની જીંદગી તે ગુજારી શકતો. બીકણ અને એકાંતવાસી સ્વભાવના માણસને ત્યાં નિર્ભયતા અને ઓછામાં ઓછી મહેનત મળતી હતી. અસંખ્યાબંધ માણસો મઠમાં સાધુ થવા આવતાં હતાં, છતાં રોટલાનો ટોટો કોઇ દિવસ ત્યાં આવતો નહિ. મઠની સંસ્થાને બક્ષીસો આપવાથી અથવા વારસા મુકી જવાથી સ્વર્ગમાં જવાય છે એવી તે ભ્રાંત સમયની માન્યતા હોવાને લીધે તે સંસ્થાને અઢળક દોલતની પ્રાપ્તિ થતી હતી; અને વળી સાધુઓ પડતર જમીન ખંત અને કુશળતાથી ખેડતા; તેથી આ સંસ્થાનો પૈસો ઘણો વધી પડવા લાગ્યો. સિવાય, સંસ્થાને કોઇ કર ભરવો પડતો નહિ, પણ તે તોફાની સમયમાં પણ મઠમાં શાંતિ રહેતી હતી. ઝાડનાં મોટાં જંગલોને સફા કરી સાધુઓ ત્યાં ખેતી કરતા હતા અને મહેનત કરી ખારાપાટની જમીનને પણ ખેતીને લાયકની બનાવતા હતા. આ પ્રમાણે જંગલમાં પણ મઠ શહેર બની જતું, સુધારા અને ઉદ્યોગનું કેંદ્રસ્થાન થતું, અને અધાધુની અને લડાઇના સમયમાં પણ નૈતિક સત્તાનું ચિહ્ન ગણાતું હતું.

પરંતુ આ બધા લાભ અલ્પાયુષી હતા, અને સંસ્થાના બંધારણના સ્વાભાવિક અને અનિવાર્ય પરિણામરૂપે પાછળથી તેમાં ભ્રષ્ટતા પેઠી. સસ્થાનો શરૂઆતનો ઉત્સાહ જતો રહેતાં, પરાણે પળાવતી કુંવારી જીંદગીનાં, મોટી વગ અને અઢળક દોલતનાં, પરિણામ બહુ બુરાં આવ્યાં. આ સંસ્થાઓ ઘણા પ્રકારની સેવાઓ કરતી હતી; ત્યાં ખેતી વાડીને

વાનું ઉત્તેજન મળતું; મુસાફરોને ત્યાં વિશ્રામ-સ્થાન મળતું. લડાઇમાં તે પવિત્ર સ્થાન ગણાતાં; અને અમીરોની સત્તા તેથી અંકુશમાં રહેતી હતી. પણ જ્યારે જંગલીઓના હુમલા બંધ થયા અને સમાજની સુઘટ વ્યવસ્થા ધીમેધીમે થવા લાગી ત્યારે આવી સેવાઓની જરૂર રહી નહિ. આ વાત તેમના નૈતિક નમુનાને પણ લાગુ પડે છે. બેનેડિક્ટ મતના સાધુઓ પોતાની સંસ્થાની વ્યવસ્થામાં મેહેનતને આવશ્યક તત્ત્વ ગણતા હતા; તેથી ગુલામગીરીએ મહેનત ઉપર કલંકની જે છાપ મારી હતી તે ભુંસાઇ ગઇ—આ સેવા મઠની સંસ્થા એકઠી કરી છે એ વાત બેશક ખરી છે; પરંતુ આ વાત પણ સત્ય છે કે જ્યારે ઉદ્યોગ-વૃત્તિ પ્રાથમિક દશામાંથી નીકળી આગળ વધી, ત્યારે ગરીબાઇ પવિત્ર છે અને સમૃદ્ધિથી શુભ પરિણામ આવે છે એ બે સિદ્ધાંતો જે આ સંસ્થાના સત્સ્વરૂપ હતા તે એના કટ્ટા વેરી થઇ પડ્યા. નાણું વ્યાજે આપવાની વાતને મઠની સંસ્થા પાપરૂપ ગણતી હતી. પરંતુ તે વાત પણ ઔદ્યોગિક સાહસના કાળમાં ચાલે એવી નહોતી.

પરંતુ સન્યાસી જીવનનું સ્થિત્યંતર મઠના જીવનમાં થતાં ચારિત્ર્યના પરિવર્તનમાં એક અગત્યનો લાભ થયો છે. કારણ કે તેથી આજ્ઞાધીનતાની ટેવ અને દીનતાના સદાચારને આગળ કદિ નહિ મળેલું સ્થાન સમાજમાં મળવા લાગ્યું. સન્યાસી જીવનથી સ્વતંત્રતાનો પવન અને આધ્યાત્મિક અસરકારી અત્યંત વિકાસ પામી બહાર આવતા, અને દરેક પ્રખ્યાત સંતને કોઇ અમુક સદ્ગુણનો ખાસ નમુનો ગણીને તેના ચારિત્ર્યના તે ભાગનો ખાસ અભ્યાસ કરવા તે સંતની જાત્રાએ જવાનો રિવાજ ખ્રિસ્તિ સંસ્થાએ પાડયો હતો એ વાતથી ઉપરની હાકકતને વધારે ઉત્તેજન મળતું. તેથી સ્વાભાવિક રીતેજ મનો અત્યંત માની અને અહંકારી બનતા કારણકે તેમને ખાવાની પણ તમા રહેતી નહિ, પરંતુ પાશ્ચાત્ય મઠોમાં આજ્ઞાધીનતા અને દીનતાનો ખાસ ઉપદેશ થતો; અને મઠમાં તેનો અમલ થતો. અને તેથી સાધુઓમાં તે ગુણો ખાસ કેળવાતા અને મઠના સાધુઓ નીતિમાં આદર્શરૂપ ગણાતા હોવાથી તેમના જીવનમાં એ સદાચાર જોઇ લોકો પણ તે સદ્ગુણોને ઉચ્ચ સ્થાન આપવા લાગ્યા. અને તેથી નીતિના ક્રમમાં તેમને ઉચ્ચ સ્થાન પ્રાપ્ત

થયું. આમાંથી આગળ જતાં જાગીર સંસ્થા (Feudal System) અને બીજી પણ વ્યવસ્થાઓ જન્મ પામી.

આજ્ઞાધીનતા તે વખતે નવીન સદાચાર નહોતો, પણ દીનતાનો સ્વભાવ તો લગભગ ખ્રિસ્તિ ધર્મનું જ ખાસ લક્ષણ હતું, અને તેનો પ્રચાર મઠમાં ઘણો હતો. અહંકારની દરેક ભાવનાને ભગ્ન કરવાની વ્યવસ્થા તે સંસ્થામાં હતી. આ મોટા સાધન દ્વારા કૅથોલિક સંપ્રદાયે મનુષ્યોનાં હૃદય ઘણાં કોમળ કર્યાં છે. માણસમાં ખરેખરી દીનતાનો ગુણ નહોય તથાપિ તેનામાં પરોપકાર વૃત્તિ અને મળતાવડાપણું કવચિત્ હોય છે અને સુધારાની ઉચ્ચ અસ્કૃત દશામાં એવું ઘણીવાર જોવામાં આવે છે. પરંતુ ખરેખરી દીનતા જો માણસમા હોય તો તેની કોમળ અસર તેના આખા જીવનમાં થયા વિના રહેતી નથી એ નિ:સંશય છે. લડાયક જાતોને નમ્ર બનાવવા સારૂ પ્રથમ તેમનામાં દીનતાને જાગ્રત કરવી આવશ્યક છે. સામાજીક અને કૌટુંબિક લાગણીનો નાશ, સસ્થાને અંગે ઉપજતા સાંકડા વિચાર, અને વિશેષે કરીને પાખંડના ગુના સબંધી ક્રૂર અભિપ્રાયોની પ્રચલિતતાને લીધે એ સસ્થાના કેટલાક માણસોનું આચરણ અત્યંત ક્રૂર થતું; તથાપિ સબાવતના રિવાજથી અને દીનતાના દૃષ્ટિબિંદુથી ખ્રિસ્તિ રાજ્યમાં કાંઈક કોમળ અસર થયા વિના રહી નથી.

પરતુ આ દૃષ્ટિબિંદુ થોડા સમયને માટે ગમે તેવું લાભદાયી હોય, પણ પાછળના સુધરેલા જમાનાને અનુકૂળ આવે એવું નહોતું. મઠની સસ્થા જ્યાં સર્વોપરી સત્તા ભોગવતી હોય છે ત્યાં રાજકીય સ્વતંત્રતા લગભગ અશક્ય થઇ પડે છે, કારણ કે એ સંસ્થા પ્રજાની શકિતઓને સામાજીક અને રાજકીય પ્રવાહમાથી ધર્મના પ્રવાહમાં વાળે છે એટલુ જ નહિ પણ તે ગુલામગીરીનો જ ઉપદેશ આપે છે. રાજ–સત્તાને ઓછી કરે પણ તે સત્તા પોતે જ ધારણ કરે એવી ખાસ યોગ્યતા કૅથોલિક સપ્રદાયમાં રહેલી છે, જ્યાં વિચાર કર્યા વગર મૂગે મોંહે તાબે રહેવું એ જીવનનો ઉંચામાં ઉંચો પ્રકાર ગણાય છે અને પૂજાય છે ત્યાં સ્વતંત્રતાનો ઉત્સાહ અને જુસ્સો

અવશ્ય કરીને અસ્ત પામે છે લશ્કરી વ્યવસ્થામાં પણ વગર પ્રશ્ને હુકમને તાબે થવાનો રિવાજ હોય છે, તેથી તે ટેવ પણ ગજાની સ્વતંત્ર મત્તાને તાબે રહેતા માણસોના મન તૈયાર કરે છે. પરંતુ એકંદરે લશ્કરી વ્યવસ્થા કરતાં આની સંસ્થા સ્વતંત્રતાની વધારે વિરોધી છે, કારણ કે સાધુઓની આજ્ઞાધીનતાનો પાયો દીનતા હોય છે, પરતુ સિપાઇની આજ્ઞાધીનતા સાથે અભિમાન પણ જોડેલું હોય છે. અને અભિમાનના મોટા અંશની સાથે સ્વતંત્રતાનો જુસ્સો હમેશાં રહેલો હોય છે.

દીનતાને જે અગ્રસ્થાન આની સંસ્થાએ આપ્યું હતું તે પણ કાયમ ટક્યું નથી. દીનતા એ સતના સંપૂર્ણ ચારિત્ર્યનું ખરેખરૂં ભૂષણ અને સૌંદર્ય છે, પરંતુ અનુભવ એવો છે કે સામાન્ય માણસોમા મગરૂરી આપ વડાઇનું રૂપ લે છે તેના કરતાં દીનતા ગુલામગીરીનું રૂપ વધારે લે છે. અને હાલના જમાનામાં દીનતામાં નહિ, પણ આત્મ-ગૌરવમા સદાચારની શોભા ગણાય છે. પાછળના નૈતિક ઇતિહાસમા બે પગલાં એવા ભરાણા છે કે જેને લીધે મગરૂરીની ભાવના ઉપજી આવી છે અને તે ઘણા સદ્ગુણોનું મૂળ અને સંરક્ષક ગણાય છે. પ્રથમ તો શૌર્ય-ભાવના (Chivalry) એ મઠની આ દીનતા ઉપર તડાપ મારી છે, કારણ કે એ ભાવનામા મગરૂરી અને ગમે તેમ કરીને પણ પોતાની લડાયક પ્રતિષ્ઠાને સાચવી રાખવાનું ભાન રહેલું છે, અને આ ભાન તે સમયે ઉપજ્યા પછી કદિ મરી ગયું નથી વળી દીનતા કષ્ટ પાડવા સ્વમાન કિંવા આત્મ-ગૌરવની લાગણીની ઉત્પત્તિ બીજું પગલું નીવડ્યું છે. પ્રૉટેસ્ટંટ પ્રજાઓનું ખાસ લક્ષણ આ આત્મ-ગૌરવ છે, અને તેને લીધે કૅથોલિક પ્રજાથી પ્રૉટેસ્ટંટ પ્રજાનો ભેદ સ્પષ્ટ જણાઇ આવે છે અને નીતિ-પરત્વે આ આત્મ-ગૌરવ તે પ્રજામા એક પ્રભાવકારક શક્તિ નીવડી છે, કારણ કે તેથી માણસો સ્પષ્ટવકતા અને સ્વતંત્ર સ્વભાવના થવા લાગ્યા છે, અને હાજી હા કહેવાની ટેવ જેવા હલકા, નીચ અને ચારિત્ર્યને ભ્રષ્ટ કરતા દુરાચાર ઉપર અંકુશ રહેવા લાગ્યો છે. પ્રૉટેસ્ટંટ પ્રદેશોમા આ

ગુણ ખાસ કેળવાઈ વિકાસ પામ્યો છે તેનાં કારણો નીચે પ્રમાણે આપી શકાય છે; મઠની સસ્થાઓ અને ટેવોને નિર્મૂળ કરવામાં આવી; ભિક્ષાવૃત્તિ કે જેને સારી કહી કેથોલિક સંપ્રદાય ઉત્તેજતો હતો તેને પ્રોટેસ્ટંટ મત નામોશી ભરેલી ગણવા લાગ્યો; દરેક માણસને પોતાના વિચારની છૂટ છે અને દરેક માણસ પોતાના કૃત્યોને માટે જવાબદાર છે એવી માન્યતાને પ્રોટેસ્ટટ મત ઉચ્ચ સ્થાન આપવા લાગ્યો; અને ધર્મ સુધારણાના સિદ્ધાંતને અનુસરી ઉત્પન્ન થએલી અને દૃઢ બનેલી રાજકીય આત્મ—ગૌરવની પ્રતિષ્ઠા ઘણી વધી પડી છે.

હવે મઠ—સસ્થાઓનો બુદ્ધિ વિષયક સદાચારો સાથે શો સબંધ છે તે આપણે જોઇએ; અને આ વાત બરાબર સમજવા માટે ખ્રિસ્તિ સસ્થાની પ્રાથમિક દશાનું કાંઇક દિગ્દર્શન કરી જવું આવશ્યક છે. પ્રથમ તો અત્ર એટલું કહેવું જોઇએ કે 'બુદ્ધિ વિષયક સદાચાર' એ પદ ઘણીવાર લાક્ષણિક અર્થમાં વપરાય છે પણ કેવળ શબ્દાર્થથી પણ તે પદ સમજી શકાય છે. જો સત્યની પ્રમાણિક અને ચંચળ ઇચ્છાને નૈતિક કર્ત્તવ્ય માનવામાં આવે તો સત્યની દરેક પ્રમાણિક શોધને માટે વ્યવસ્થાપૂર્વક જે કેળવણી અને સ્વભાવનાં વલણોની આવશ્યકતા છે તે સર્વાંનો નીતિના વર્તુલમાં સમાવેશ થઇ જાય છે. અંતઃકરણથી સત્યને ચાહવું એટલે એનો અર્થ એમ કે શુદ્ધ બુદ્ધિથી, ઉત્સાહપૂર્વક, કાયર થયા વિના તેને માટે પ્રવૃત્તિ કર્યા કરવી. અર્થાત્ પૂરાવાના પ્રકાશથી ગમે તેવાં અપ્રિય અનુમાનો નીકળતાં હોય તો તે પણ કાઢવા; રાગદ્વેષ અને વ્યક્તિ ગત ઇચ્છાની વાતને વચમાં આવવા દેવી નહિ, અને પૂરાવા ઉપરથી જ જે સિદ્ધ થાય તે માનવું; અને ચિત્તમાં કોઇપણ જાતનો વિક્ષોભ કે સંભ્રમ ન થાય અને સુસ્થિર બની ચિત્ત શાંતિ અનુભવે એમ કરવું. આમ કરવું ઘણું મુશ્કેલ અને દુઃખ દે એ વાત ખરી, પરતુ સત્યના ખરેખર પ્રેમમાં એ બધું અંતર્ગત છે એ વાત સ્પષ્ટ છે તેથી કરીને જે સસ્થા શંકાની કોઇ પણ અવસ્થાને ગુનારૂપ ગણી ઉત્તેજિત રાખે, અમુક જાતની દલીલો કે દલીલોની તપાસને ખરાબ કહી

નિંદે, અથવા તો વિશુદ્ધ શોધકના પ્રમાણિક નિગમનને પાપી કહે, તો તે સંસ્થા બુદ્ધિવિષયક પ્રમાણિકતાની ઉધી વાળનારી થાય છે.

પ્રાચીન કાળમાં જો કે શોધની પદ્ધતિઓ ઘણીવાર બહુ ભૂલ ભરેલી હતી. અને તેમનાં અનુમાનો ઉતાવળીઆં થતાં; પરંતુ સત્ય શોધક વૃત્તિને તે કાળના લોકો ડાહાપણ ભરેલી રીતે માન આપતા હતા. કેટલીક ધાર્મિક ક્રિયાઓ રાજ ભક્તિનાં ચિન્હો ગણાતી હતી અથવા રાજ્યના હિતમાં દેવોને અનુકૂળ કરવા આવશ્યક મનાતી હતી; આ ધર્મ-ક્રિયાઓ કાયદાથી પળાવવામાં આવતી હતી. વળી તત્ત્વજ્ઞાનના થોડાક સિદ્ધાંતો કે જેને લીધે અનીતિનું આચરણ થઇ શકતું હતું અથવા સમાજમાં જે ક્ષોભ ઉપજાવે એવાં હતાં તેમને રાજ્ય-સત્તાથી દાબી દેવામાં આવતા હતા. પરંતુ સામાન્ય નિયમ તરીકે, સ્વતંત્ર વિચાર ઉપર કોઇપણ જાતનો અંકુશ નહોતો; ભ્રાંતિજનક અભિપ્રાયોમાં અવશ્ય પાપ રહેલું છે એવા વિચારથી લોકો અજ્ઞાન હતા, અને હિંમતથી પ્રશ્ન ઉઠાવનારાઓને લોકો વખાણતા અને માન આપતા હતા. તેમનો ધાર્મિક મત પણ આ બાબતમાં અનુકૂળ હતો. તેમના અનેક દેવવાદમાં દૂષણો ઘણા છતાં ત્રણ મોટા ગુણો તેમાં હતા. દેવોનાં કલ્પનામય, સુંદર ચિત્રો, સ્વદેશાભિમાન અને એક બીજાની મત-ભિન્નતા પ્રત્યે ક્ષમાવૃત્તિ; આ ત્રણ વાતોથી તે ભરપૂર હતો. રોમના રાજ્યમાં અનેક પ્રજાઓ એકઠી થઇ હતી; છતાં ગ્રીસના કરતાં પણ તેમાં બુદ્ધિ-સ્વાતંત્ર્ય વધારે હતું; જૂદી જૂદી જાતનાં તત્ત્વજ્ઞાન અને માન્યતાઓ કોઇ પણ જાતની હરકત પામ્યા વિના પોતાનો ઉપદેશ આપતાં; સત્યની શોધ સદાચારનું એક અતિ અગત્યનું તત્ત્વ ગણાતું અને લોક-માન્યતાઓની દરેક વાત ઉપર છણી છણીને ટીકા કરવામાં આવતી હતી.

પરંતુ ખ્રિસ્તિધર્મમાં વિચાર-સ્વાતંત્ર્યની બિલકુલ છૂટ નહોતી. ખ્રિસ્તિ ધર્મગુરૂઓ કહેતા કે જે અમારા ધર્મમાં કેવળ શ્રદ્ધા રાખે તેનો જ મોક્ષ થાય છે. વિધર્મીઓના ધર્મમાં પ્રશ્ન પૂછવાની અને શંકા કરવાની છૂટ

હતી. તેથી ખ્રિસ્તિઓને અન્ય ધર્મો ઉપર પ્રહાર કરવાની તક મળતી. ખ્રિસ્તિ ધર્મ ત્વરાથી ફેલાયો તેનું આ પણ એક મુખ્ય કારણ થયું છે. વળી મોટા અને વધતા જતા ભોળપણના તે સમયમાં ખ્રિસ્તિ ગુરૂઓ ખાત્રીપૂર્વક કહેતા કે વગર પ્રશ્ને માનવામાં, વગર શરતે અને સંપૂર્ણ શ્રદ્ધામાં જ મનુષ્યનું કર્તવ્ય છે તેથી કરીને ભ્રાંતિ અને શંકા બન્ને ગુનારૂપ છે એવો વિચાર ત્વરાથી ઉપસ્થિત થયો, ધર્મના સિદ્ધાંત તરીકે તુરત જ તે મનાવા લાગ્યો, અને પછી એ સિદ્ધાંત ઉપર જ એ ધર્મનો આખો વ્યવહાર અને પ્રવાહ ચાલવા લાગ્યો.

હવે આ સિદ્ધાંતના મૂળમાં જ કેવી જાતની ભૂલ રહેલી છે તેનો વિચાર આપણે અત્રે કરીએ તો તે અપ્રાસંગિક નહિ જ ગણાય. હવે, બુદ્ધિના કેવળ સ્વતંત્ર અને નિરાળા નિશ્ચયમાં નીતિ અનીતિનો પ્રશ્ન આવી શકતો નથી. તેથી કેવળ બુદ્ધિની ભૂલને પાપ કહેવું એ અવાજને અમુક રંગનો છે એમ કહ્યા જેવું છે. જો કોઇ માણસ શુદ્ધ બુદ્ધિથી એમ માનતો હોય કે બે સમાંતર સીધી લીટીઓ આગળ જતાં મળી શકે છે, અથવા બે લીટીઓનો ત્રિકોણ બની શકે છે, તો આપણે તેને ગાંડો કે બેવકુફ જ કહેશું; પણ કોઇપણ રીતે તે દુરાચારી છે એમ આપણાથી કહી શકાશે નહિ. ઇતિહાસની તકરારી બાબતોમાં પણ જો કોઇ માણસ સામસામા પક્ષની દલીલોની યથાર્થ તુલના કરી શકતો ન હોય તો તે માત્ર બુદ્ધિ વિષયક જ ભૂલ છે અને તેથી તેમાં પાપ નથી; એટલું જ કે તે માણસે તેમાં પ્રમાણિકપણે તપાસ કરેલી હોવી જોઇએ. એણે બાંધેલા મતને લીધે દુષ્ટતાને અટકાયતરૂપ થતો પ્રતિબંધ ક્વચિત્ નિર્બળ થતાં તેમાંથી દુષ્ટ પરિણામ આવે એવું પણ બને, પણ પ્રમાણિકપણે અને શુદ્ધ બુદ્ધિથી કેવળ બુદ્ધિના પ્રદેશમાં જે કાંઈ ભૂલચૂક થાય તેમાં પાપ નથી. પોલિસનો કોઇ ઉપરી શુદ્ધ બુદ્ધિથી એમ માને કે દશ માણસો લુટારાનો પરાજય કરવા પૂરતાં છે; પરંતુ પાછળથી તેને માલમ પડયું કે વીશ માણસો હોત તો ઠીક; અને દરમ્યાન લુટારા લુંટ કરી છટકી ગયા. અહીં પરીણામ બુરૂં આવ્યું, પણ તે ઉપરી નીતિભ્રષ્ટ થયો છે એમ કહી શકાય નહિ. જૂદા જૂદા દેશના કે પ્રજાના

ઇતિહાસ સમજવા માટે બુદ્ધિની જૂદી જૂદી તૈયારીઓ જોઇએ છીએ; અને તેથી એક જ જાતની તૈયારીથી જૂદા જૂદા ઇતિહાસ સમજતાં ભૂલો થશે; પણ તે ભૂલોમાં પાપ છે એમ કહેવું વાજબી નથી.

પરંતુ બે બાબતમાં બુદ્ધિની ભૂલને ગુનારૂપ ગણી શકાય છે. પ્રથમ તો સત્યના ખરેખરા પ્રેમમાં મનની જે નિખાલસ અને નિસ્પૃહ અવસ્થા જોઇએ છીએ તેની કાંઇક કે કેવળ ગેરહાજરીને લીધે એવી ભૂલ ઘણી વાર થાય છે. પોતાના સ્વાર્થી ઉદ્દેશની ખાતર મનમાં કાંઇક અને મોંહે કાંઇક એવું બોલનારા માણસો તો લોકો ધારે છે તેના કરતાં બહુ ઓછા ઘણુંકરીને દુનિયામાં હોય છે. પરંતુ ગમે તે કારણને લીધે જે માનવાની પોતાને ઇચ્છા હોય છે તેમાં ખરૂં ખોટું શું છે તે જાણવાનો કાંઈપણ પરિશ્રમ કર્યા વગર શુદ્ધ બુદ્ધિથી મક્કમપણે તે માની બેસનારાની સંખ્યા ગણી શકાય એવી નથી. પોતાના ભૌતિક શ્રેય ઉપરાંત બુદ્ધિના વિલાસ કે વિચારના પ્રવાહ એવા ઘણા હોય છે કે જેમાં ચાલવું માણસને સહેલું અને આનંદજનક લાગે છે, અને જેનો ત્યાગ કરવો તેને મુશ્કેલ અને દુઃખદાયક લાગે છે. પરિશ્રમનો અણગમો, નિશ્ચિતતાનો પ્રેમ, નિયમિત વ્યવસ્થાનો મોહ, વિકારોનું વલણ, કલ્પનાની સંગતિઓ; તેમજ સામાજીક સ્થિતિની હલકી અસરો, કૌટુંબિક સુખ, ધંધાનું હિત, પોતાના પક્ષની લાગણી અથવા વ્યાવહારિક પદ્વીનો લોભ,-આ બધાં એવી જાતનાં છે. ઘણા ખરા માણસોમાં સત્યનો પ્રેમ એટલો બધો નિર્બળ હોય છે અને માનસિક વેદના સામી મળતાં એટલા બધા નાખુશ થાય છે કે કોઇ પણ જાતનો યત્ન કર્યા વગર પોતાના અતના પ્રવાહને અનુકૂળ પોતાનો અભિપ્રાય બાંધી બેસે છે, પોતાના અભિપ્રાયને વિરૂદ્ધ જે દલીલો કે અભિપ્રાય હોય તેમાંથી પોતાના મનને પાછુ ખેંચી લે છે, અને આમ પોતાને જે માનવાની ઇચ્છા હોય છે તેની સત્યતાનો નિશ્ચય તુરત તેઓ કરી બેસે છે. સત્યના માર્ગમાંથી અવળે રસ્તે દોરનાર આવાં કારણોને સત્યના શોધકે સભાળથી દૂર રાખવાં જોઇએ. અને કોઇ માણસ જો તેમ ન કરે અને પછી બુદ્ધિની ભૂલ થાય તો તેમાં ગુનો છે, અર્થાત્ આળસ કે ચાલ પક્ષપાતથી થતી ભૂલમાં પાપ છે.

બીજી વાત એ છે કે ભ્રષ્ટ સ્વભાવના અજ્ઞાત વલણથી પણ બુદ્ધિની ભૂલ થાય છે. અમુક પ્રકારનું નૈતિક વલણ માણસનું જ્યારે બંધાઈ જાય છે, ત્યારે તેની સાથે અમુક જાતનાં બુદ્ધિનાં વલણો પણ તેનામાં આવે છે. અને પછી સત્ય શોધવાની તેની ઇચ્છા ગમે તેવી પ્રબળ હોય તોપણ પોતાના માનસિક વલણોથી દોરાઇ ગયા વિના તે રહેતો નથી. અમુક માણસનો સ્વભાવ કે વલણ જો આપણે જાણીએ, તો તેના ઘણાખરા અભિપ્રાયોની આગાહી આપણે કરી શકીએ છીએ. ગજકીય બાબતોમાં, રસજ્ઞતાના નિયમોમાં, નીતિના સિદ્ધાંતોમાં, તે માણસનું સ્વાભાવિક વલણ કેવું હશે તે આપણે કહી શકીએ છીએ. જો તે માણસ સખત, બહાદુર અને મગરૂર સ્વભાવનો હશે તો સ્વાભાવિક રીતે જ નીતિના જે નમુનામાં આ ગુણોને પ્રધાન પદ મળતું હશે તેના તરફ એ વળી જશે; અને જો તે નરમ સ્વભાવનો હશે તો જ્યાં કોમળ સદાચારોને અગ્રસ્થાન મળતું હશે ત્યાં કુદરતી રીતે જ એ ઢળી પડશે. અમુક પ્રકારના ગુરૂત્વાકર્ષણથી દોરાતો તે માણસ પોતાના સ્વભાવને અનુકૂળ વ્યવસ્થામાં અજાણતાં પણ વળ્યો જશે; અને બુદ્ધિ વિષયક મુશ્કેલીઓથી એમ કરતાં તે કવચિત્ જ અટકશે. તેથી કરીને ધર્મ, નીતિ કે રાજકીય બાબતમાં માણસના નિશ્ચિત અભિપ્રાય જ્યારે બંધાઇ જાય છે ત્યારે તેનો સ્વભાવ બદલાયા વિના તે વિચારો કવચિત્ જ બદલાય છે. એજ પ્રમાણે દુરાચારી અને ભ્રષ્ટ સ્વભાવનો માણસ, અથવા સખત, સાંકડા વિચારનો અને બીજાના દુઃખે દુઃખી નહિ થનારો માણસ સ્વાભાવિક રીતેજ જનસ્વભાવનો અભિપ્રાય પણ એવો જ બાંધશે. જેણે ઉંચી પ્રતિની ભાવનાઓ કદિ અનુભવી નથી તેને બીજાની તેવીજ ભાવનાઓ ભાગ્યે જ સમજાશે. જે સાહિત્યોથી બુદ્ધિ અનુસરે ચલે છે. તે ઘણીવાર હૃદયમાંથી મળેલાં હોય છે. અને તેથી કરીને બુદ્ધિના ભૂલભરેલા નિશ્ચયના મૂળમાં ઘણીવાર નૈતિક દોષ રહેલો હોય છે.

હવે આ બે મતોમાંથી ભૂલને પાપ ગણવાના ધાર્મિક વિચારની રચનામાં પ્રથમ સત્ય કારણભૂત થયું હોય એમ કહી શકાતું નથી. મનની વિવેચક શક્તિઓને દૃઢ કરવાના હેતુથી મનને સૂક્ષ્મ રીતે કેળવવું એ વાતમાં

ધર્મનું તાત્પર્ય હોતુ નથી; અને અનુભવમૂલક વૈજ્ઞાનિક શોધક-વૃત્તિ ધર્મના લાભને હમેશાં પ્રતિકૂળ હોવાનું આ પણ એક મોટું કારણ છે. અંધ શ્રદ્ધાથી જ હમેશાં ધર્મને લાભ થાય છે. વિજ્ઞાનશાસ્ત્રની પદ્ધતિ સંદેહાત્મક અને નિષ્પક્ષ હોય છે. વિજ્ઞાનશાસ્ત્રી બુદ્ધિપૂર્વક નિર્ણય બાંધવામાં બહુ વિચાર કરે છે, શોધે છે, અને કોઇ પણ વાત માનતા પહેલાં તેનો સખત પૂરાવો માગે છે; અને ઉતાવળથી સિદ્ધાંતો સ્થાપી દેવાના મનુષ્યના વલણને તે દુર્ગુણ લેખે છે. વળી નવો પૂરાવો મળતાં પોતાના વિચાર ફેરવવા એ હમેશાં તત્પર રહે છે. ડગલે ડગલે વિચાર કરીને ચાલતી આ સંદેહાત્મક પદ્ધતિથી મહાન્ બુદ્ધિ વિષયક કાર્યો છેલ્લા ત્રણ સૈકામાં થયાં છે. વિજ્ઞાનશાસ્ત્રમાં ભારે ભારે શોધો આમ દરેક દિશામાં સંશયાત્મવાદથી લાભ થયો છે. તેથી કરીને જેટલે અંશે માણસો આ અનુભવમૂલક (inductive) શાળામાં કેળવાએલા હોય છે તેટલે અંશે તે માણસો, જે ધર્મ સંદેહની દશાને પાપ ગણે છે, લાભ અને લાગણીઓથી વિવેક બુદ્ધિનું નિયમન કરવાનો પ્રયાસ કરે છે અને બુદ્ધિના નિષ્પક્ષ નિર્ણયને નષ્ટ કરવાનો મુખ્ય ઉદ્દેશ રાખે છે તે ધર્મથી, વિમુખ થાય છે.

પરંતુ જો કે વૈજ્ઞાનિક વલણનો કટ્ટો શત્રુ જ કૅથોલિક સમ્પ્રદાય હતો એમ કહ્યા વિના ચાલતું નથી; પણ બંધાઈ ગએલા ચારિત્ર્યથી મનુષ્યના અભિપ્રાય મોટે ભાગે નિશ્ચિત થાય છે એ અતિ અગત્યનું સત્ય કૅથોલિક ધર્મે હમેશાં સ્વીકાર્યું છે. તેથી જે અભિપ્રાય ફેલાવવાની તે સમ્પ્રદાયની ઇચ્છા હતી તેને જે નૈતિક નમુનો અનુકૂળ આવ્યો તેને જ કેળવવાનો એણે સતત પ્રયાસ કર્યો છે, અને આ નમુનામાંથી થતા વિમાર્ગગમનમાં માનસિક પાખંડનું પૂર્વ વલણ ઘણીવાર રહેલું હોય છે. એવા દૃઢ નિશ્ચયને લીધે જ ભ્રાંતિમાં ગુનો છે એમ પ્રથમ તેઓ ઘણું ખરૂં માનવા લાગ્યા. પછી તેમાં પાદરીઓની અને બીજી વર્ગો ભળતાં તે સિદ્ધાંત વિસ્તાર પામ્યો. પછી તો વિચારશીલ, ઐતિહાસિક અને નિયામક અનેક પ્રતિજ્ઞા વાક્યો મોક્ષને માટે આવશ્યક મનાવા લાગ્યાં; અને જે માણસ તે ન સ્વીકારે તે માણસ ખ્રિસ્તિની દયાના બંધનની કેવળ બહાર ગણાવા લાગ્યો.

સામાન્ય અભિપ્રાય એવો છે કે ખ્રિસ્તિ ધર્મની અસરને લીધે સ્વદેશાભિમાનની સંકુચિત પ્રવૃત્તિ વિસ્તૃત અને સર્વ દેશી જન-પ્રેમ અને જન-સેવામાં ધીમે ધીમે વિલય પામી ગઇ. પરંતુ કોન્સ્ટનટાઇનના સમય પછી સંસ્થાનો ઇતિહાસ તપાસતાં આવી માન્યતાનું કારણ મળતું નથી. સાર્વત્રિક ભ્રાતૃભાવની ખરેખરી પણ કાંઇક મંદ લાગણી રોમના સાર્વભૌમ રાજ્યમાં કયારની ઉપજી ગઇ હતી. ખ્રિસ્તિઓ તો પોતાના ધર્મવાળાને જ ખરેખરા ચાહતા હતા; અન્ય ધર્મના બધાં માણસો ઇશ્વરના ધિક્કારપાત્ર હતાં, અને મુઆ પછી દોજખના દુઃખમાં તેઓ નિરંતર સડયા કરવાના હતાં. તેથી કરીને સ્વાભાવિક રીતે જ બીજા કોઇને ખ્રિસ્તિઓ સાથે બનતું નહિ, કારણકે ખ્રિસ્તિઓના મત પ્રમાણે તેઓ ભ્રાંત હતાં અને તેથી નીતિમાં કે બુદ્ધિમાં તેઓ ગમે તેવા ગુણવાન હોય પણ તે નકામું હતું. કોન્સ્ટનટાઇનના સમયમાં ખુદ ખ્રિસ્તિ ધર્મમાં પણ એંશી કે નેવું શાખાઓ થઇ પડી હતી, અને તેઓ એક બીજાને એવી ધિક્કારતી હતી કે માંહોમાંહે કજીઆ, તોફાન અને ટંટા પુષ્કળ થતા અને ઘાતકી જૂલમ કરતાં પાછું વાળી તેઓ જોતા નહિ. નાની નાની બાબતોના મતભેદને લઇને તેમનામાં વિવાદ ઉઠતા અને શાખાઓ પડતી; અને એલેક્ઝાંડ્રિયાના વિધર્મીઓ તેમની છોકરવાદનું ઉપહાસ કરતા. હજારો માણસોના પ્રાણ આ ટંટામાં જતા હતા. એલેક્ઝાંડ્રિયામાં સંત સિરિલના અનુયાયીઓ વિશુદ્ધ અને બુદ્ધિમાન હિપેશીઆને પોતાના એક દેવળમાં ઘસડી ગયા અને કમકમાટી ભરેલી રીતે તેનું ખૂન કર્યું, એ આ અરસાની વાત અતિ પ્રસિદ્ધ છે. કોન્સ્ટાન્ટિનોપલમાં પણ કેવળ અવ્યવસ્થા હતી, અને ઘણું કરીને પૂર્વના દરેક શહેરમાં જૂલમ અને ત્રાસ વર્તાતો હતો. ત્રીજા સૈકામાં એવો જ જૂલમ અને ત્રાસ વિધર્મીઓ ઉપર પણ થયો હતો. તે સમયના લખાણમાં પણ ઓછી ક્રૂરતા નહોતી. પોતાથી જૂદો મત ધરાવનારાઓને આસ્તિક લોકો અસુરો કહેતા હતા. આ દુનિયામાં તેમના ઉપર પડતાં દુઃખ અને ત્રાસ જોઇ ખુશી થતા હતા, અને મુઆ પછી તો તેમને તેથી પણ વિશેષ દુઃખ પડવાનું છે એમ કહીને ઘણી નિર્દયતા તેઓ

બતાવતા હતા. આમ અનેક રીતે તેઓ બીજાની તીવ્ર ઇર્ષ્યા કરતા હતા. આવા ખ્રિસ્તિઓમાં સાર્વત્રિક ભ્રાતૃભાવની વાત જ કયાં રહી ?

પરંતુ પશ્ચિમના મઠો જ્યારે બુદ્ધિવિષયક કર્તવ્યો બજાવવા લાગ્યા, ત્યારે કૅથોલિક ધર્મની સર્વોપરી સત્તા લગભગ સ્થાપિત થઇ ગઇ હતી અને વિવાદાત્મક ઉત્સાહ કમી થવા લાગ્યો હતો. તેથી સાહિત્યમાં એ સંસ્થાએ અન્ય રૂપ ધારણ કરવા માંડયું, પણ તેમના બધા ગ્રંથોમાં મઠ સંસ્થાના ઝુસ્સાની પ્રબળ છાંટ હતી. તોપણ સાહિત્યના ક્ષેત્રમાં એ સંસ્થાએ પોતાનાં કર્તવ્યો કેવી રીતે બજાવ્યાં તે આપણે જોઇએ.

પ્રથમ તો વિધર્મી લેખકોના ગ્રંથો મઠની સંસ્થાએ જાળવી રાખ્યા એ કામ તેમણે અગત્યનું કર્યું છે. આ ગ્રંથો પરત્વે શરૂઆતના ધર્મ-ગુરૂઓમાં મતભેદ હતો એ વાત આગળ અમે જણાવી છે. કેટલાક કહેતા કે એ ગ્રંથોમાં કાંઈ સારૂંજ નથી. અને તેમના પ્રત્યે તિરસ્કારની દૃષ્ટિ રાખતા હતા. કેટલાક કહેતા કે એ ગ્રંથો એવા સારા છે કે તેમણે યાહુદી ગ્રંથોમાંથી ચોરી કરી હોય એમ જણાય છે અને કેટલાક ગ્રંથોમાં દૈવી પ્રેરણા પણ જણાય છે. પરંતુ આ બન્ને છેક વિરોધી અભિપ્રાયોને તજી દઇને, પાશ્ચાત્ય ખ્રિસ્તિ સંસ્થાની વ્યવસ્થા કરનાર સંત ઑગસ્ટાઇને તેમની યોગ્ય કિંમત આંકવા માંડી હતી. તેથી તે ગ્રંથોને માન અપાવા લાગ્યું અને તેમનો અભ્યાસ થવા લાગ્યો; અને અનેક કારણોને લીધે આ દિશામાં પ્રવૃત્તિ વધવા લાગી. તેથી કરીને ધર્મગુરૂઓનાં ધાર્મિક વલણ પણ ફરવા લાગ્યાં. એક ધર્મગુરૂએ તો જાહેરમાં કહ્યું કે 'દેહના પુનરૂત્થાન' નો ખ્રિસ્તિ સિદ્ધાંત તે માનતોજ નહોતો, પણ જીવના પૂર્વ અસ્તિત્વના પ્લેટોનો સિદ્ધાંત તે દૃઢ રીતે માનતો હતો. ખ્રિસ્તિ ધર્મનો જે સિદ્ધાંત સંસ્થાના આગેવાનોને પણ આવી સ્વતંત્રતા આપતો હતો, તે જો ચાલુ રહ્યો હોત તો ખ્રિસ્તિ ધર્મનો ઇતિહાસ ઘણો બદલાઇ જાત. પરંતુ રોમમાં પ્રત્યાઘાતનો પવન ઉત્પન્ન થયો. નિરાસક મોક્ષનો સિદ્ધાંત પાંછો મનાવા લાગ્યો; ધર્મનું અડગ અને સજ્જડ સ્વરૂપ બાંધવાનો પ્રયત્ન થયો; બુદ્ધિમાન સંત ગ્રેગરી આ હીલચાલનો નેતા થયો; અને રાજ્યવ્યવસ્થા અને ધર્મમાં પાશ્ચાત્ય

મહારાજ્ય જૂદું પડયું; જંગલીઓએ ચડાઈ કરી અને પછી તે ખ્રિસ્તી થયા. ઇત્યાદિ ઐતિહાસિક બનાવોને લીધે કેથોલિક નમુનો પાછો સર્વોપરિ થયો. જંગલીઓની ચડાઇઓ પછી લાગવા માંડેલા આંચકાના સમયમાં, ધર્મ સિવાય સાહિત્યના ક્ષેત્રમાં અન્ય પ્રવૃત્તિનો લગભગ લોપ થયો, અને મઠમાં માત્ર મતનાં જીવનો અને ઉપદેશાત્મક ભાષણો જ લખાવા લાગ્યાં. યુરોપમાં વિધર્મી ગ્રંથોનો અભ્યાસ લગભગ બંધ થઇ ગયો, અને એબીલાર્ડના યુક્તિવાદ અને ધર્મ–યુદ્ધોની પછી બનેલા બનાવથી જ્યાં સુધી સાહિત્યનું પુનરૂજ્જીવન થયું નહિ ત્યાં સુધી એવી જ સ્થિતિ ચાલુ રહી. આ અરસામાં લાટીન ભાષા પવિત્ર ગણાવા લાગી એટલીજ સેવા વિધર્મી સાહિત્યની કેથોલિક સંપ્રદાયે ઘણું કરીને કરી છે. સાહિત્ય પરત્વે જીજ્ઞાસાની કેવળ ગેરહાજરી હતી એ એટલાથીજ સિદ્ધ થાય છે કે ગ્રીક ભાષા સામું પણ લગભગ કોઇ જોતું નહિ. લાટીન ભાષામાં પણ ઉત્તમ ગ્રંથોનો અભ્યાસ થતો નહિ; તેના લેખકો તો નરકની ઉગ્ર જ્વાળામાં પ્રજ્વલિત થતા હતા. મઠના સાધુઓ પોતાને પંડિત–મન્ય માનતા, અને વિધર્મી લેખકો પ્રત્યે માનની દૃષ્ટિ તેમને રહેતી નહિ. વળી પૃથ્વીનો ક્ષણે ક્ષણે પ્રલય થવાની માન્યતાને લીધે વ્યાવહારિક જ્ઞાનની કાંઇપણ અપેક્ષા તેઓ રાખતા નહિ. કેટલાક સાધુઓનો એવો રિવાજ હતો કે જ્યારે તેઓ મુનિવ્રત લેતા ત્યારે તેમને વરજીલ, હોરેસ અથવા એવું બીજું કોઇ વિધર્મી પુસ્તક જોવાની ઇચ્છા થતી ત્યારે કૂતરાની પેઠે પોતાનો કાન ખંજવાળતા, કારણ કે તેમના વિચાર પ્રમાણે વિધર્મીઓને કૂતરાની ઉપમા જ યોગ્ય હતી. એવું કહેવાય છે કે કેટલોક વખત યુરોપમાં પુસ્તકશાળાઓ માત્ર મઠોમાં જ હતી. અને તેથી કરીને વિધર્મી પુસ્તકોની હસ્તલિખિત પ્રતો ત્યાં જ જતી હતી; પરંતુ એ ઉપરથી એમ સિદ્ધ થતું નથી કે જો મઠો નહોત તો એવી પુસ્તકશાળાઓ અસ્તિત્વમાં જ આવત નહિ. સાધુઓ ક્વચિત્ ક્વચિત્ હસ્તલિખિત ગ્રંથોની નકલો કરવાની મેહેનત કરતા; પરંતુ પ્રાચીન ચર્મપત્રો ઉપરથી કેટલોક લખેલો ભાગ ભુસી નાખવાની પણ મેહેનત તેઓ કરતા કે જેથી કરીને પોતાની કથાઓ ત્યાં દાખલ કરી શકાય; વિશેષે કરીને પાછલા સમયમાં એવું બનતું હતુ.

છતાં તે કાળના સાહિત્ય જીવનમાં કેટલાંક સૌંદર્ય પણ હતાં. અર્વાચીન સમયના લેખકોના જીવનમાં જે ચીડીઆપણું, ઉતાવળ, અનિપરિશ્રમ, ઘણુંખરાં ઉચ્ચ જીવનને નિરાશ કરતી ઘણી જાતની ચિંતાઓ અને તેમના જીવનને ભ્રષ્ટ કરતી કીર્તિની ઉશ્કેરાએલી લાલસા, જોવામાં આવે છે, તેમાંથી કાંઇ તે સમયે લેખકોના જીવનમાં નહોતું. વ્યાકરણના પ્રવૃત્તિમય જીવનની ચિંતાઓથી રહિત થઇ મઠમાં શાંતિથી સાધુઓ અભ્યાસ કરતા અને લખતા હતા, નિશંક મને ધર્મને અર્થે જ પોતાનું જીવન તેઓ ગાળતા હતા. વિશ્વના પ્રશ્નનું નિરાકરણ તેમના મનને થએલું લાગતું હતું, કીર્તિની ઇચ્છા તેમને બિલકુલ નહોતી; માત્ર પાપ-મોચનના તેઓ ઇંતેજાર હતા, અને અન્ય દુનિયામાં સારા બદલાની આશા રાખતા હતા. સાહિત્ય અને ધર્મ વચ્ચે કેવો સંપ હતો તે દર્શાવનારી અનેક દંતકથાઓ છે. એંગ્લો સેક્ષન પ્રજાનો પ્રથમ મોટામાં મોટો કવિ સીડમન થઇ ગયો છે. તેને માલમ પડયુ કે વ્યાવહારિક જીવનનું ગાન કરવા તેની શક્તિ કામમાં આવતી નહોતી. પણ સ્વપ્નમાં કોઇ આકૃતિએ એને 'સૃષ્ટિની ઉત્પત્તિ' ગાવાનું કહ્યું ત્યારે તેની કવિત્વ શક્તિ ખીલી નીકળી અને પછી તે મોટો કવિ થઇ પડયો. એક પાદરી ઘણોજ દુરાચારી હતો અને તેણે અસંખ્ય પાપ કર્યાં હતાં, પણ ધર્મનું એક મોટું પુસ્તક તેણે લખ્યું હતુ અને તેના અક્ષરો તેના પાપ કરતાં સંખ્યામાં એકેજ વધી જવાથી નરકમાં જતો એ બચી ગયો. સ્પેનમાં એક છોકરો ભણવાથી કંટાળી બાપને ઘેરથી નાસી ગયો, અને રખડતાં રખડતાં એક કુવાને કાંઠે જઇને બેઠો. કુવા ઉપર પાણામાં તેણે ઉંડા લીસોટા જોયા. એક છોકરી પાણી ભરતી હતી તેને એણે એ બાબ તનો ખુલાસો પૂછયો. છોકરીએ કહ્યું કે વારંવાર દોરડુ ઘસાવાથી એ છેદ પડયા છે. છોકરે વિચાર કર્યો કે જ્યારે નરમ દોરડાથી કઠણ પાણો પણ ઘસાઇ જાય છે, ત્યારે લાંબી ખંતથી તેની બુદ્ધિની જડતા પણ બેશક જતી રહે જ. આ વિચારથી એને પસ્તાવો થયો, પાછો ઘેર ગયો અને ભણવામાં પ્રવૃત્ત થયો. અને મોટો સંત એ થઇ પડયો. એક સંતના મુઆ પછી વીશ વર્ષે તેની કબર ખોલી તો તેનુ આખુ શરીર ખવાઇ ગયું હતુ

ગણુ જે હાથે કલમ ઝાલી હતી તે તો તેઓને તેવોજ રહ્યો હતો, ઇત્યાદિ અનેક કથાઓ સાહિત્યમાં હિંમતથી અને વિશુદ્ધિથી જીવન ગાળના મનુષ્યોની ગણના ધર્મ-વીરમાં થતી.

પરંતુ આવી વાતોથી આપણે ભૂલાવામાં પડવાનું નથી, કેમકે કેથોલિક સમ્પ્રદાયનો સર્વોપરી કાળ મનુષ્યની બુદ્ધિના ઇતિહાસમાં એકંદરે ઘણો જ ખેદનીય નીવડયો છે. ઉપયોગી અને ઉન્નતિપ્રેરક અભ્યાસ કોઇ કરતું નહિ, અને ખ્રિસ્તિ આલમની સઘળી શક્તિ ધાર્મિક વિષયોની ઉહાપોહમાં જ ખરચાતી હતી. કેથોલિક સંસ્થા જે કહે તે સચોટ ગણાતું હતું, તેથી વેહેમનાં ઝુંડ ઉભાં થયાં અને તે ઝુંડ જ્ઞાનના માર્ગમાં અંતરાય રૂપ થયાં. કોઇ હિંમતથી તપાસમાં પ્રવૃત્ત થતું તો તેના ઉપર જાદુ અને પાખંડનાં તોહોમત આવતાં હતાં. કેવળ અંધશ્રદ્ધામાં જ સર્વોત્તમ સદાચાર ગણાતો હતો; અને શંકા કે પ્રશ્ન કરવાની ટેવ, નિષ્પક્ષ અભિપ્રાય બાંધવા માટે વિચાર કે વિલંબ કરવાની પ્રકૃતિ, વિવાદના વિષયમાં બન્ને પક્ષનું સાંભળવાની ઇચ્છા અને અવિવેકી પૂર્વ-વલણમાંથી બુદ્ધિને મુક્ત રાખવાની વાત, પાપ રૂપ ગણાતાં હતાં. શંકા અને ભૂલને પાપ ગણવાની માન્યતા સાર્વત્રિક થઇ ગઇ, અને આ વેહેમ ઘણોજ અનિષ્ટકારક નીવડયો છે એમાં કાંઇ શક નથી. હકીકતની ભૂલ તપાસથી સુધરે છે; શોધખોળની પદ્ધતિઓની ભૂલ પણ ધીમે ધીમે ફેરવી શકાય છે; પણ મનની જે વૃત્તિ તપાસને પાપ રૂપ ગણી તેનાથી બ્હીને નાસતી ફરે અને શંકાની અવસ્થાને ગુનાની અવસ્થા ગણે તે માણસના મનનો જબરો રોગ છે અને લાંબા કાળ પર્યંત ખસે નહિ એવો હોય છે. આ પ્રમાણે યુરોપની બુદ્ધિમાં એક મોટો રોગ પેઠો; અને જ્યારે કેળવણીની વાત મઠના હાથમાંથી વિશ્વ-વિદ્યાલયોના હાથમાં ગઇ, જ્યારે મુસલમાની વિજ્ઞાન શાસ્ત્રોને પ્રચાર થયો અને જ્યારે બુદ્ધિ-સ્વાતંત્ર્ય અને ઔદ્યોગિક કાળની સ્વતંત્રતા આવી, ત્યારે જ ધર્મની ધજા હેઠે પડી અને યુરોપની બુદ્ધિ નિરોગી થઇ પાછી સજીવનતા પામી.

મધ્યકાળના બુદ્ધિવિષયક અધઃકારનું જે ચિત્ર અમે ઉપર આપ્યુ છે તે અલબત્ત નિવાદમય છે. પન્તુ કેટલાક લેખકો આ મધ્યકાળના યુગના વખાણ ભારોભાર કરે છે. આ વિષયની લાબી તપાસમા ઉતર્યા સિવાય તે લેખકોની બે ત્રણ બાબતોમા ભૂલ થાય છે તે બતાવવાની અમે રજા લઇએ છીએ.

યુરોપનું સઘળુ જ્ઞાન લાબા વખત સુધી મઠોમા પ્રવિષ્ટ રહ્યુ હતુ એ વાત બેશક સાચી છે. અને આ હકીકત ઉપરથી એવુ અનુમાન કાઢવામા આવે છે કે જો આ સસ્થાઓનુ અસ્તિત્વ ન હોત તો આ જ્ઞાનનો તદ્દન નાશ જ થઇ જાત પણ આ અનુમાન સાવ સાચુ નથી. વિધર્મી મહાન્ત્મ્યના સમયમા દુનિયાના મોટા ભાગ ઉપર બુદ્ધિમય જીવન પ્રસરી ગએલુ હતું મિસર અને એશિયામાઇનોર સુધારાના મોટા ઉદ્દ્સ્થાન થઇ પડયા હતા. ગ્રીસમાં હજીપણ વિદ્વત્તા રહી હતી. સ્પેન, ગૉલ અને બ્રિટન પણ પુસ્તકશાળાઓ અને શિક્ષકોથી ભરેલા હતા. ઘણાં શહેરોની શાળાઓ પણ પ્રસિદ્ધ હતી આમ બુદ્ધિની પ્રવૃત્તિ ચચળ હતી અને ઠેકાણે ઠેકાણે શાળાઓ અને શિક્ષકો હતા લાટીન સાહિત્યની આવી વિસ્તૃત પ્રવૃત્તિ પ્રતિકૂળ સજોગોમા પણ એકદમ બધ થઇ જાત એમ માનવુ કેવળ હાસ્યજનક છે તેથી ધારો કે કેથોલિક સપ્રદાય હાસુકો અસ્તિત્વમા જ આવ્યો ન હોત, તો મનુષ્યના મન અન્ય પ્રદેશમા સચરી વિકાસ પામત, અને વધારે નહિ તો છેવટ પ્રાચીન ખજાનાનો થોડોક ભાગ પણ અન્ય રીતે જળવાઇ રહેત તેથી કરીને પ્રાચીન કાળના જ્ઞાન-ભડારથી કેવળ અજ્ઞાન તો આપણે ન જ રહેત બહુ તો મા-સસ્થા સાહિત્ય-ગ્રથોની સરક્ષક થતી હતી, પણ ઉત્પાદક નહોતી પવિત્ર સ્થળો ગણાતા હોવાથી તે અધાધુનીના સમયમાં ગ્રથોનું સરક્ષણ મઠોમા થતુ હતું, અને ધર્મની એમ્નાને લીધે બ્રિસ્તિ પ્રદેશોમા વિચારોની આપ લે છૂટથી થતી હતી એ સધુ ખરુ, પ તુ સાહિત્યના ક્ષેત્રમા ધર્મ સિવાય અન્ય પ્રવૃત્તિમાથી મનુષ્યના મનને એણે કેવળ વાળી લીધુ અને લોકોને કેવળ હાજી હા કરનાર શ્રદ્ધાવાન બનાવી મૂક્યા એ નુકસાન મઠની સસ્થાએ મોટા કર્યા છે

વળી કેટલાક એવી દલીલ કરે છે કે કેટલાક સૈકાઓ પર્યંત મહા બુદ્ધિમાન્ પુરૂષોજ મહાન્ ધર્મ–શાસ્ત્રવેત્તા હતા; તેથી કેથોલિક ધર્મ કે જેણે એવા-સમર્થ પુરૂષોને ઉપજાવ્યા હતા તે જો ન થયો હોત તો જગત ગાઢ અંધકારમાં વ્યાપ્ત થઈ જાત. આ દલીલ પણ હાસ્યજનક છે. એક કેદીએ પોતાની આખી જીંદગી અંધારી ઓરડીમાં ગાળી હતી, અને દીવાલની એક તડમાંથી જ માત્ર પ્રકાશનું ભાન એને થતું હતું. તેથી તે એમ ધારવા લાગ્યો કે જો આખી દીવાલ જતી રહેશે તો એ તડ પણ એની સાથે જતી રહેશે; અને તેથી એટલો પ્રકાશ પણ આવવો બંધ થઇ જશે. ઉપલી દલીલ પણ આના જેવી જ છે. મધ્યકાળનો કેથોલિક સંપ્રદાય ધર્મ સિવાય અન્ય અભ્યાસની અવગણના કરી તેને દાબી દેતો હતો, અને બુદ્ધિમાન્ ધર્મ ગુરૂને દ્રવ્ય, આબરૂ અને સત્તા આપતો હતો. એટલા માટે, સ્વાભાવિક રીતે જ બુદ્ધિમાન્ પુરૂષો એને સાંપડતા ગયા; પરંતુ કેથોલિક ધર્મ આવ્યો નહોત તોપણ એ પુરૂષો તો હયાત જ રહેત અને અન્ય દેશામાં પ્રવૃત્તિ કરત.

બુદ્ધિના ક્ષેત્રમાં મધ્યકાળના કેથોલિક સંપ્રદાયે સ્વતંત્ર પ્રવૃત્તિ કાંઇ જ કરી નથી એમ અમારૂં કહેવું નથી. મહાન્ નૈતિક કે ધાર્મિક ઉત્સાહ હમેશાં બુદ્ધિમાનની બુદ્ધિને કાંઇક જાગ્રત કરે છે, અને મઠની સંસ્થાઓમાં અમુક પ્રકારની બુદ્ધિને ખીલવવાની ખાસ યોગ્યતા હતી. સંત ટૉમસ એકિવનાસ અને તેના અનુયાયીઓના ગ્રંથો અને બેનેડિક્ટાઇન સસ્થાના સાધુઓની વિશાળ અને પવિત્ર વિદ્વતા તેમને માન અપાવે એવાં છે. પરંતુ નવાઇની વાત એટલી જ છે કે સાહિત્યને દીપાવે એવા અસંખ્ય માણસોની હાજરી એ સંસ્થામાં હતી છતાં, અને સંજોગ અને સ્થિતિની સંપૂર્ણ અનુકૂલતા હતી છતાં, પ્રાચીન રોમની ભાષા કે સાહિત્યના સામું તેણે જોયું નહિ અને મનુષ્ય જાતના સંગીન જ્ઞાનમાં કાંઇ વધારો કર્યો નહિ. વળી આ વાત પણ ખરેખર લક્ષમાં રાખવા જેવી છે કે જે કાળે કેથોલિક સંપ્રદાયની સત્તા અત્યંત સંપૂર્ણ હતી ત્યારે પણ, કેટલાક મહાન્ કાર્યો જે થયાં

હતાં તે કાં તો ધાર્મિક વગરનાં વિરોધી થયાં હતાં અને કાં તો તેની બહારનાં હતાં. રોજર બેકન કેથોલિક ધર્મનું જ પ્રાણી ગણાતો હતો, પણ જમાનાના વલણની વિરૂદ્ધ થઇને કુદરતના અભ્યાસમાં એ પ્રવૃત્ત થયો: તેથી ચૌદ વર્ષ એને કેદમાં રહેવું પડયું હતું, અને મુઆ પછી એને જાદુગર ઠરાવવામાં આવ્યો હતો. કિમિયાની પ્રવૃત્તિને લીધે અથવા મુસલમાનોના ઉત્તેજનને લીધે મધ્યકાળની રસાયન શાળાઓ ઉભી થવા પામી હતી. હોકાયંત્ર, ફોડવાનો દારૂ, અને ચીંથરામાંથી કાગળ બનાવવાની શોધો થઇ હતી, પણ તે કોઇ સાધુએ કરી નથી. દારૂગોળાની માહીતિ પ્રથમ મુસલમાનોને હતી. ઇ. સ. ૧૩૩૮ પહેલાં યુરોપને તેની ખબર નહોતી. મઠની સંસ્થાઓ તો તર્કશાસ્ત્રનું સ્વરૂપ ખીલવવામાં જ કુશળ હતી. શાંત અને મેહેનતુ પણ ઘણુંકરીને પરીક્ષા કરવામાં કેવળ કાચા એવા ઘણા વિદ્વાનો તેમણે ઉપજાવ્યા છે. પરંતુ વ્યાવહારિક જ્ઞાનનો ભોગ આપવો એ ઉત્તમ વાત છે એવો ઉપદેશ તેઓ આપતા હતા; સૃષ્ટિ-તંત્રનો કેવળ ખોટો વિચાર તેઓ લોકોના મન ઉપર ઠસાવતા હતા; અને અંધશ્રદ્ધા અને અક્ષમા કે જે મનુષ્યની બુદ્ધિને વિષરૂપ છે તેમની ટેવ લોકોમાં પાડવાનો પ્રયાસ કરતા હતા.

વળી કેટલાક ઘણીવાર એમ કહે છે કે કેથોલિક સંપ્રદાય સુધારામાં વિઘ્ન રૂપ થયો છે એ વાત ખરી; એણે જૂલમ અને ત્રાસ પણ ઘણો કર્યો છે એ વાત પણ ખરી, છતાં એક કાળે જમાનાથી ઘણો આગળ તે હતો અને તેથી મનુષ્ય જાતને ઘણો બુદ્ધિ વિષયક લાભ થયો છે. હવે આ વાતમાં સત્યાંશ છે એ અમે પોતે ઘણીવાર કબુલ કર્યું છે. પણ મધ્યકાળમાં જે સિદ્ધાંતો તેમણે પ્રચલિત કર્યા હતા તેમના આવશ્યક પરિણામ જ આ ત્રાસ અને જૂલમ હતાં. તેથી એ સિદ્ધાંતના એકંદર પરિણામો ધ્યાનમાં લેવાં જોઇએ. કેટલાંક ઝેર એવાં હોય છે કે જેમની અસર મુઆ પહેલાં દુઃખને ઓછું કરી શરીરમાં શાંતિ પ્રસરાવે છે. પણ ઝેર અંતે ઝેર જ નીવડે છે. આ શાંતિનો સ્વીકાર કરવામાં અડચણ નથી, પણ તેની કિંમત કેટલી આપવી પડી છે તે વાત પણ વિચારમાં લેવાની છે. સારી અને

નરસી એમ જ્યાં બે વાતો સાથે જ જોડાએલી હોય છે, ત્યાં નરસીને પડી મૂકી સારીને જ વખાણવી એ ભૂલ છે. એ બે વાતને છૂટી જ પાડી શકાય નહિ.

બુદ્ધિના વિકાસને કેથોલિક સંપ્રદાય પ્રતિકૂળ હતો એ વાત આમ સિદ્ધ થાય છે. તેથી કરીને અગત્યનાં નૈતિક પરિણામ પણ આવ્યાં છે. મધ્ય-કાળની ભોળી અંધશ્રદ્ધાને લીધે સત્ય પ્રતિ બેદરકારીનો જન્મ થયો. ધર્મ-ગુરૂઓ અસંખ્ય બનાવટી દંતકથાઓ લોકો સમક્ષ મૂકવા લાગ્યા અને લોકો તે માનવા લાગ્યા. આમ ધર્મગુરૂઓમાં જ સત્યનો પ્રેમ રહ્યો નહિ, અને તેથી સત્યની કિંમત લોકોમાં પણ રહી નહિ. જે જમાનાને નિષ્પક્ષ વિચાર-ની કિંમત નથી, તેને થોડા જ કાળમાં કથનની યથાર્થતાની કિંમત રહેતી નથી; અને જ્યાં અંધ-શ્રદ્ધાને ખાસ સદાચાર ગણવામાં આવે ત્યાં જૂઠ ઉપર દુરાચારનું કલંક લાંબો વખત રહેતું નથી. વળી જ્યાં લોકોની દૃઢ માન્યતા એવી હોય કે પોતાના ધર્મમાં જ મોક્ષ છે અને સઘળાં પાપમાંથી એ ધર્મ તેમને મુક્ત કરી શકે એમ છે ત્યાં પોતાના ધર્મની ખાતર જે કાંઇ કરવામાં આવે તેમાં પાપ હોય જ નહિ એવો અભિપ્રાય તુરત જ બંધાઇ જાય છે. આમ પોતે માનેલા સત્યની ખાતર સત્યનો પ્રેમ તેઓ ખોઇ બેસે છે. નીતિ ધર્મની દાસી બની જાય છે અને ધર્મની ખાતર જૂઠું બોલવાનો ભય રહેતો નથી.

બીજું પરિણામ એ આવ્યું કે ગુના પેટે દ્રવ્ય આપી પાપમાંથી મુક્ત થવાનો પ્રચાર પણ મઠ-સંસ્થાઓમાં અગ્રસ્થાને આવ્યો. હૃદયની વિશુદ્ધિને લીધે પ્રથમ વિધર્મીઓના ધર્મમાં અને ખ્રિસ્તિ ધર્મમાં મુખ્ય ભેદ પડતો હતો. સામાન્ય રીતે વિધર્મીઓમાં ધર્મ-સેવા અને નીતિને કાંઈ સંબંધ નહોતો. અતિ દુષ્ટ માણસ પણ ધાર્મિક ક્રિયા કરી શકતો અને બક્ષીસો કે બળીદાનથી દેવને રીઝવવાનો પ્રયત્ન કરતો. પણ ખ્રિસ્તિ ધર્મ કહેતો કે હાથમાં દેવને માટે સોનાનું છત્ર હોય પણ પેટમાં પાપ હોય તો તેથી શું ફળ થવાનું હતું? પરંતુ પૈસા આપીને પાપથી મુક્ત થવાની વિધર્મીની ભાવના ધીમે ધીમે પાછી સજીવન થઇ અને મઠની સંસ્થાઓમાં

બહુ બળવાન થઈ પડી. સખાવતમાં ખ્રિસ્તિઓ મશહુર હતા. અને તેથી 'એક ગણું દાન અને સહસ્ત્ર ગણું પુણ્ય' જેવા સિદ્ધાંતનો સબળ ઉપદેશ ગુરૂઓ આપવા લાગે તો તેમાં નવાઇ નથી; અને લોભી અને અજ્ઞાની માણસો ઉપર આવી સ્વાર્થ ગણત્રીની અસર પ્રબળ થાય તો તેમા પણ આશ્ચર્ય નથી. એવુ કહેવાય છે કે ઇવેગ્રિયસ નામનો એક માણસ ખ્રિસ્તિ તો થયો, પણ અહીં ધર્માદામા ખરચેલા નાણાં ત્યા મળતા હશે કે કેમ ? તેનો એને બહુ શક રહેતો. તેથી સિનેસ્યસ નામના ધર્મગુરૂને ત્રણસેં સોના મ્હોરો ધર્માદા કરવા એણે આપી પણ તેની પહોચ એણે લીધી, અને મુઆ પછી એ પહોંચ પોતાના હાથમાં મૂકવાની ભલામણ કરી તે મરી ગયો. ત્રણ દિવસ પછી સિનેસ્યસને સ્વપ્નમા આવી એણે કહ્યું કે ઇશુ ખ્રિસ્તે તેનું દેણુ પતાવી દીધું છે, અને તેની પહોચ એના મડદાના હાથમાં કબરમાં છે. કબરને ખોલી જોતાં પહોચ મળી આવી અને ફારગતી પણ ભેગી હતી.

લોકોની આવી લાગણીથી મઠની સસ્થાઓને પુષ્કળ વારસા મળવા લાગ્યા. વળી મઠની મિલ્કત ઉપર કર વિગેરેનો બોજો નહોતો. તેથી મઠની મિલ્કત વધી પડી. પણ તેની એક બીજી અસર પણ થઇ. કરના ભારે બોજામાંથી મુક્ત રહેવા સાધુઓની સાથે ગોઠવણ કરી માણસો પોતાની મિલ્કત મઠને નામે ચઢાવવાનું કપટ કરવા લાગ્યા. વળી સાધુઓ ગરીબોના સરક્ષક ગણાતા હોવાથી ગરીબોને આપવાને બદલે મઠમા જ લોકો આપવા લાગ્યા. સંતના સ્મારક ચિહ્નો કે ચમત્કારિક શક્તિવાળી પવિત્ર પ્રતિકૃતિઓ મઠમા જ રહેતા હોવાથી લોકોના ટોળે ટોળા આવી ત્યા સંતના આશ્રમમાં રહેતાં. માંદગી, ભય, શોચ કે પશ્ચાતાપના સમયે મઠમાં નાણાં અપાતાં હતા અને બદલામાં સંતની કૃપાની વોરગત થતી હતી. અને મોટા મોટા ગુનાની માફી મરતી વખતે મોટુ દાન કે વારસો આપીને મનાગ ખરીદી લેતા હતો આવો વેહેમ એ વખતે પ્રચલિત હતો.

એક મહાન ઇતિહાસકાર કહે છે કે ખ્રિસ્તિ ધર્મના પ્રાથમિક ઇતિહાસની ત્રણ સ્વતંત્ર અવસ્થા જોઈ શકાય છે. પ્રથમ અવસ્થામા એ ધર્મ-

માં નીતિનો પ્રશ્ન હતો; બીજી અવસ્થા કે જે પાંચમા સૈકામાં શિરોબિંદુએ પહોંચી હતી તેમાં આસ્તિકતાનો પ્રશ્ન હતો; અને ત્રીજી અવસ્થા કે જે સાતમા સૈકાથી શરૂ થાય છે તેમાં મઠોને બક્ષીસ આપવાનો પ્રશ્ન હતો. ખ્રિસ્તિધર્મના જોર આગળ અને જંગલીઓના હુમલા પછી લોકોની અજ્ઞાનતાના લીધે પાખંડના પગલા અને તરફડીઆં હવે અદૃશ્ય થઇ ગયાં હતાં; અને છઠ્ઠાથી બારમા સૈકાના લગભગ સંપૂર્ણ અંધકારમય સમય સુધી પશ્ચિમમાં કેથોલિક સંપ્રદાય સર્વોપરિ પદે રહ્યો હતો, અને તેની સામે ચું કે ચાં થઈ શકે એમ નહોતું. પાખંડને પરાસ્ત કરવામાં આગળ વપરાતો ઉત્સાહ હવે દ્રવ્ય એકઠું કરવામાં વપરાવા લાગ્યો; અને ઉપર કહેલા પ્રકારે સસ્થાની સમૃદ્ધિ ઘણી વધી ગઇ. ધર્મનો ઝુંડો જમાવવાનું કામ હવે સાધુ, સન્યાસીઓને રહ્યું નહોતું; અને પૈસો તો પુષ્કળ હતો, તેથી તેઓ વિલાસી અને દુરાચારી થવા લાગ્યા. મૂળથી જ આ સાધુઓનો મોટો ભાગ ધર્મની તીવ્ર લાગણી કે પ્રબળ વૈરાગ્ય-વૃત્તિને લીધે સન્યાસી થયો નહોતો, તેથી લાગ મળતાં તેઓ પોતાનું બ્રહ્મચર્ય-વ્રત ખંડિત કરવા લાગ્યા; અને પૈસા લઇ લોકોને પાપથી મુક્ત કરવાનો ધંધો તેઓ લઈ બેઠા; અને તેથી સંસ્થામાં સમૃદ્ધિની રેલછેલ થઇ રહી. આ શોચનીય ચિત્રમાં કવચિત્ સારી રેખાઓ પણ દેખાય છે. આઇરીશ સાધુઓ લોકોનું ખરાબ રીતે મેળવેલું નાણું લેવાની ના કહેતા હતા; અને ઉંચા પ્રકારની કેટલીક મઠ સસ્થાઓ યુરોપમાં કોઇ કોઇ સ્થળે હતી; અને પૈસા આપીને ગુનામાંથી બચી જવાની વાતને નિંદનારી કેટલીક દંત કથાઓ પણ ઉપજી હતી. પરંતુ એકંદરે ધર્મગુરૂ લુટણીયા હતા અને લોકો વહેમી અને ભોળા હતા. ઇગ્લાંડમાં પોપની વારંવાર પૈસાની માગણીથી ઘણો ગુસ્સો ફેલાયો હતો, અને તેને લીધે જ પોપથી સ્વતંત્ર થવાની પ્રબળ ઇચ્છા ઈગ્લાંડને થઇ હતી. 'પીટરનો પેન્સ' એ નામનો કર લઈને એ પોપોએ ઈંગ્લાંડને આયરલાંડ ઉપર ચડાઇ કરવાનો પરવાનો આપ્યો હતો. ધર્મ સુધારણાના આગલા સૈકામાં મઠોની સમૃદ્ધિને લીધે તેમાં અનાચારનો ત્રાસ અત્યંત વધી પડયો હતો. અનાચાર વધવાથી

પાપ મુકિતને અર્થે સંસ્થાને નાણું વધારે મળતું ગયું અને પાપ-ક્ષમાની ચિઠ્ઠીઓનો ગેર ઉપયોગ લ્યુથરના બળવાનું પ્રથમ કારણ હતું. પરંતુ તે પહેલાં ઘણા સૈકાઓ સુધી મઠની સંસ્થાઓનાં સફળ છળકપટ ચાલુ રહ્યાં હતાં. ધર્મની ધાસ્તી બતાવી એ સંસ્થા પૈસો ભેગો કરતી અને આમ ખ્રિસ્તિ પ્રજાઓની સમૃદ્ધિનો મોટો ભાગ સંસ્થાના ખજાનામાં ચાલ્યો ગયો.

ધર્મની ધાસ્તી પરત્વે કૅથોલિક સિદ્ધાંતનાં મુખ્ય લક્ષણો સ્પષ્ટ હતાં. તેઓ કહેતા કે તે સંસ્થાની બહારના બધાં માણસો નરકની નિરંતર જ્વાળાના ભોગ બની અસહ્ય દુઃખ ભોગવશે, અને પરલોકનાં તીવ્રતમ દુઃખની પાસે આ દુનિયાનાં અત્યંત તીવ્ર દુઃખ પણ કાંઈ હિસાબમાં નથી. મઠની સસ્થાએ આ નિષ્ઠુર વાત ઉપાડી લીધી અને કથાઓદ્વારા તેનાં તીવ્ર ચિત્ર આપવા લાગી. જંગલમાં ફરતાં ફરતાં સંત મેકેરિયમે એક ખોપરી જોઇ. એણે પોતાનો દંડ એને માર્યો એટલે ખોપરી બોલવા લાગી. 'ખ્રિસ્તિ ધર્મ આવ્યા પેહેલાં હું વિધર્મીઓનો ધર્મ ગુરુ હતો. હવે અમે બધા આકાશ જેટલી ઉંચી અગ્નિની જ્વાળાનું અસહ્ય દુઃખ નરકમાં ભોગવીએ છીએ. અમારી પીઠેપીઠ બાંધી અમને દુઃખ દેવામાં આવે છે, તેથી એક બીજાનું મ્હોં પણ અમે જોઇ શકતા નથી. બીજું તો રહ્યું, પણ અમે એક બીજાનું મ્હોં માત્ર જોઇ શકીએ એવી પ્રાર્થના તમે કરો તો ઘણું સારૂં, કે અમને એટલો દીલાસો તો મળે.' ઇત્યાદિ.

પછી તો સાધુઓના ઉદ્યોગથી પ્રત્યક્ષ દર્શનનું આખું સાહિત્ય ઉભું થયું; અને મરેલાં માણસો નરકનાં દુઃખ જોઇ પાછાં આવી તેમનું વર્ણન કરવા લાગ્યાં. એક સ્ટીવન નામના માણસનું મૃત્યુ ભૂલથી થઇ ગયું; અને નરકને બારણે જતાં ભૂલની ખબર પડી, પણ નરક જોવાની એને રજા મળી. તેથી એણે નરક જોયું અને તે પાછો આવ્યો ત્યારે બીજે દિવસે બીજો સ્ટીવન મરી ગયો. નરકને દરવાજે જ્વાલામુખી પર્વતો હતા, અને એક સાધુએ નરકમાં ગેમના એક પાદશાહને જોયો હતો. પરંતુ આથી પણ વિશેષ ભયાનક અને અત્યંત કમકમાટી ઉપજાવે એવું નરકનું ચિત્ર તેઓ આપતા હતા. નરકની મધ્યમાં લાલચોળ સાંકળથી જકડીને સેતાનને

બાંધ્યો હતો. તેની ચીસોથી આખું નરક થરથરી જતું હતું; પણ તેના હાથ છૂટા હતા અને તેથી શાપિત જીવોને પોતાના દાંતથી દ્રાક્ષની પેઠે છૂંદી નાંખી એ ખાઇ જતો હતો અને પોતાના ધગધગતા ગળા વાટે તેમને પાછા બહાર કાઢતો હતો. કેટલાક જીવને પિશાચો વારાફરતી અગ્નિમાં અને બરફમાં બોળતા હતા, કેટલાકને તેમની જીભથી લટકાવી રાખતા હતા; કેટલાકને વ્હેરી નાખતા હતા, ઇત્યાદિ ઇત્યાદિ. આ બધાં ચિત્રોમાં હડહડતું જૂઠાણું અને ઇશ્વરની નિંદા છે એ કહેવાની જરૂર નથી. ત્યારે પરલોક પણ આપણી સૃષ્ટિના જેવો જડ કર્યો ! દયાળુ ઇશ્વર, શું એવાં દુઃખ દેતો હશે !!

પરંતુ આવાં ચિત્રોથી સૈકાઓ પર્યંત મનુષ્યનાં મન દુઃખિત અને વ્યથિત થયાં હતાં. પાખંડી પેલેજીયમ વિના સઘળા ખ્રિસ્તિઓ એમ માનતા હતા કે આદમના કામથી પૃથ્વીમાં દુઃખ અને મોત સજા રૂપે પેદા થયાં છે. પૃથ્વીનો નાશ પાસે જ છે એમ સામાન્ય રીતે સૌ માનતા હતા; અને માથે પડવાનાં દુઃખની કંઇ કંઇ કલ્પના કરતાં હતાં. કેથોલિક ગુરૂઓ નરકનાં ભયાનક ચિત્રો આપી એ કલ્પનાને સચેત રાખતા, અને નબળાઇ કે માંદગીના પ્રસંગે માણસો સેતાન કે પિશાચને સાક્ષાત્ જોતાં હતાં. ખ્રિસ્તિઓની ફસળાવાળી આંખને આખી દુનિયા શાપિત અને ઇશ્વરે તરછોડેલી લાગતી. એક ગામડીઆ છોકરાએ સંધ્યાકાળના શાંત સમયે પ્રશ્ન કર્યો કે દષ્ટિ-મર્યાદાની નીચે જતો સૂર્ય રાતો કેમ દેખાતો હતો ? તેને જવાબ મળ્યો કે એ સમયે સૂર્ય નરકમાં નજર નાખતો હતો માટે.

ટુંડેલના પ્રત્યક્ષ-દર્શનોમાં એમ વર્ણવ્યું છે કે બીજાઓને નરકમાં દુઃખ પામતાં જોઇને તે બોલી ઉઠયોઃ "અફસોસ, સ્વામી ! મેં જે વારંવાર સાંભળ્યું હતું કે દુનિયા પ્રભુની દયાથી ભરપૂર છે તેમાં ત્યારે શું સત્ય ?" જે લોકો વિધર્મીઓના દેવોને ઇર્ષ્યાખોર અને કામાસક્ત કહી તેમની એક સમયે નિંદા કરતા હતા તે જ લોકો પોતાના ઇશ્વરને મનુષ્યની અત્યંત ક્રૂરતા કરતાં પણ વધારે ક્રૂર કહે અને ચિતરે એ પણ એક નીતિના ઇતિહાસમાં

અતિ અજાયબીની વાત છે. અસંખ્ય માણસો નરકની જ્વાળાનું દુ:ખ નિરંતર ભોગવે, અને તે પણ વળી ઘણાખરા તો પોતાના ગુના માટે નહિ પણ પોતાના બાપદાદાએ કરેલી ભૂલને માટે, અથવા અધ્યાત્મ–શાસ્ત્ર કે ઇતિહાસના ગુંચવાડા ભરેલા પ્રશ્નમાં પોતાના ભૂલ ભરેલા વિચાર માટે તે વાત ખરેખર ઘણી ક્રૂર અને ગેરવાજબી છે. એવા ધર્મમાં નીતિનો પાયો ઉંધો વળી જાય છે. ધર્મનો એવો સિદ્ધાંત કોઇ સમજુ માણસ સ્વીકારે જ નહિ, કારણ કે એવા સિદ્ધાંતમાં આનંદ માણતો માણસ પિશાચી હેવાનજ થાય છે. છતાં પીટર લોંબાર્ડ કહે છે કે ઇશ્વરના પ્રિય માણસોને જ અન્ય ધર્માનુયાયીઓ નરકમાં કેવાં દુઃખ ભોગવે છે તે નજરે જોવાનો પ્રસંગ મળે છે; અને તેમને થતા દુઃખમાં ઇશ્વરનું વેર હોવાથી ન્યાયી માણસ તે જોવામાં આનંદ જ માણશે.

પોતાના ધર્મને અનુસરીને દરેક બાબત સ્પષ્ટ કરી આપવાનું જે ઘેલું પાંચમા સૈકાઓમાં ધર્મ ગુરૂઓને લાગ્યું હતું તેના પરિણામે સ્વર્ગ અને નરકનાં આ પ્રત્યક્ષ દર્શનો અસ્તિત્વમાં આવ્યાં છે. વળી તપોમય અને એકાંતિક જીવનની ભ્રમણાને લીધે પણ સાધુ સન્યાસીઓને એવાં દર્શનો થતાં; અને વળી જાણી જોઇને લોકોને છેતરવા ગપો પણ બહુ હંકાતી. પરંતુ ધર્મે ઉપજાવેલી આ તીવ્ર ધાસ્તીમાંથી છૂટવાનો ઉપાય પણ વેહેમે બતાવી દીધો હતો. એક તરફથી દુષ્ટ પિશાચો હયાત હતા, તો બીજી તરફથી ફિરસ્તાઓ પણ હયાત હતા. તે વિષે મઠ કે દેવળમાં જઇ છૂટે હાથે બક્ષીસ આપો અને તમારૂં રક્ષણ કરવા ગુરૂ સાહેબ સમર્થ છે, એવી અનેક વાતો કહેવામાં આવતી હતી. આમ એક તરફથી ધર્મ ગુરૂઓ ધર્મને નામે લોકોના મનમાં તીવ્ર ધાસ્તી ઉપજાવતા હતા, અને બીજી તરફથી તે ધાસ્તીઓનું નિવારણ કરવા પોતે સમર્થ છે એમ સમજાવતા હતા. ખ્રિસ્તિ ધર્મને આવી રીતે જડ બનાવી દેવાનો પ્રચાર કેટલો બધો વધી ગયો હતો તે જેમણે મધ્યકાળનું સાહિત્ય તપાસ્યું છે તેમને માલમ છે. સારાંશ કે અનેક વેહેમ વધી ગયા હતા અને તરેહવાર ચમત્કારો ગુરૂઓ બતાવતા વારંવાર હતા, અને લોકો તે માનવા લાગ્યા હતા. ૧વધર્મીઓના ધર્મ જેવો

જ ખ્રિસ્તિધર્મ પોતે જ અનેક દેવવાદી અને મૂર્તિપૂજક હવે મની રહ્યો હતો. ઉપર કહેલાં અનેક કારણોને લીધે પાદરી વર્ગની સત્તા અને સમૃદ્ધિ વધી પડયાં, અને તેઓ સર્વોપરિ સત્તા ભોગવવા લાગ્યા હતાં. તેમની સામે થાય એવું કોઇ રહ્યું નહિ, અને બધી જાતની કેળવણી તેમના હાથમાં આવી ગઈ. યુરોપનાં જ્ઞાન અને કળા આ ધર્મમાં ગરક થઇ ગયાં, અને દ્રવ્ય, પદવી અને લશ્કરી સત્તા પણ તેના કમજામાં આવી; અને યુક્તિ અને વ્યવસ્થાથી આખા યુરોપ ઉપર એણે પોતાની સત્તાની જાળ પાથરી દીધી. ઉપરાંત અપૂર્વ ચતુરાઇથી પોતાની સંસ્થાનું તે ધર્મ રક્ષણ કરતો હતો. દરેક શંકાને તે પાપ ગણતો, અને જો કોઇ સહેજ પણ શકા કે પ્રશ્ન કરે તો નરકનું અતિ બીહામણું ચિત્ર તેની સમક્ષ તે રજુ કરતો; તેથી શંકા કરનારની કલ્પના થરથરી જતી હતી.

અજ્ઞાનતા અને વહેમના આવા જમાનામાં જે શૂરવીર પુરૂષોએ આવી જાળમાંથી મુક્ત થવા હિંમત કરી હતી અને આપણા જ્ઞાન અને સ્વતંત્રતાનો પાયો રોપ્યો હતો તેમને માથે અનેક દુઃખ પડયાં હતાં અને તે આપણે સમજી શકીએ છીએ. પણ તેમના અંતરમાં આ સંસ્થાએ કેવી વેદના ઉપજાવી હશે તેનો ખ્યાલ આવવો પણ આપણને મુશ્કેલ છે. પરંપરાથી ચાલ્યા આવતા વિચારોને તજી દેવામાં પાપ છે, તેમના સ્વતંત્ર વિચાર તો છળ કરતા પિશાચોની ઉશ્કેરણીના પરિણામ છે, અને એવી શંકાસ્પદ દશામાં જો એનું મૃત્યુ થયું તો નરકનાં તીવ્રતમ દુઃખો તેમને માટે તૈયાર જ છે; આવા આવા ઉપદેશથી પોતાને કેવળ એકલા પડી ગએલા તે માનતા. કોઇ વિરૂદ્ધ સંસ્થા પણ નહોતી કે તેનો આશ્રય લઇ તેવો પુરૂષ પોતાના મનનું સાંત્વન કરે. માતુથી પાપને લીધે મૃત્યુ થાય છે, ઇશ્વરના વેરને લીધે દુઃખ થાય છે અને સઘળા કુદરતી બનાવો ઇશ્વરના છૂટક છૂટક ચમત્કારો છે; આવા આવા ધાર્મિક વિચારોનું ખંડન કરતું વિજ્ઞાનશાસ્ત્ર અને ઐતિહાસિક વિવેચન પણ તે વખતે અસ્તિત્વમાં આવ્યાં નહોતાં. જ્યાં જુએ ત્યાં એને અંધશ્રદ્ધા જ પ્રસરેલી લાગતી હતી અને ધર્મ ગુરૂની ધમકી તેમની સમક્ષ સતત રહેતી. આવા વખતમાં બુદ્ધિની સ્વતંત્રતા જાળવી રાખવાનું કામ કેટલું

વિકટ અને વેદનાકારક થઇ પડતું હશે તેનો અત્યારે ખ્યાલ આવવો પણ આપણને કઠિન છે.

અગીઆરમા, બારમા અને તેરમા સૈકામાં ટ્રુબેડોર નામના ફ્રેંચ લોકો કિંવા કવિઓએ આ નરક દર્શનોનું ઉપહાસ કરી જન-સેવા સારી હતી. તથાપિ વિધર્મીઓના સાહિત્ય અને મુસલમાની ધર્મના આવા ઉછરી આવેલા સ્વતંત્ર વિચારકોની સહાય વિના કેથોલિક ધર્મે ગ્રસ્ત કરેલા યુરોપની બુદ્ધિનાં આ બંધનો તૂટત કે નહિ એ શંકા પડતી વાત છે. શોધ, આબાદી, સાહિત્યનું પુનરૂજ્જીવન, ક્રુસેડ નામની લડાઇઓ પછી ધર્મ ગુરૂઓ વર્ગની પડતી, અને ધર્મ-સુધારણાથી કેથોલિક સમ્પ્રદાયની અસતબ્ધ સ્નતા, ઈત્યાદિ કારણોને લીધે નરક-દર્શનોની માન્યતા ધીમે ધીમે નિર્બળ થઇ નષ્ટ થઇ ગઇ. પરંતુ એક બીજા સિદ્ધાંતથી પાદરી વર્ગનો પૈસો વધવા પામ્યો હતો, અને તેમાં પરલોકમાં પાપ-નિવારક સ્થળની યોજના હતી.

કેટલાંક માણસો સ્વર્ગમાં જાય એવાં સદાચારી નથી હોતાં, અને નરકનું નિરંતર દુઃખ ભોગવે એવાં દુરાચારી પણ તે નથી હોતાં; તેમને માટે પરલોકમાં એવું એક સ્થળ હોય છે કે જ્યાં તેમના પાપનું નિવારણ થતાં તેઓ શુદ્ધ થાય છે; આ સિદ્ધાંત હાલમાં પણ કેટલાક માને છે. કેથોલિક મતમાં આ પાપનિવારક સ્થળની યોજના હતી. પણ તે ખ્રિસ્તિઓને માટે જ હતી. અન્ય ધર્માઓ તો બધા નરકમાં જ જવાના હતા. પરંતુ આ પાપ-નિવારક સ્થળની યોજનાથી ખ્રિસ્તિઓને પણ કોઇ જાતનો દીલાસો મળવાનો સંભવ નહોતો, કારણ કે ધર્મગુરૂઓ કહેતા કે ગમે તેવા પાપને માટે પણ નરકમાંથી કોઇને મુક્ત કરાવવા તેઓ સમર્થ હતા. માત્ર બક્ષીસ જોઇએ. પૈસો ત્યાં પ્રભુ. વળી આ પાપ-નિવારક સ્થળમાં પડતા દુઃખનું એવું તો ચિત્ર તેઓ આપતા હતા કે તે દુઃખ કલ્પનાને નરકના દુઃખ કરતાં પણ વિશેષ લાગતું હતું. આ સ્થળનાં પણ પ્રત્યક્ષ દર્શનોની વાતો સાધુઓ કહેતા હતા અને લોકોની કલ્પનાને ત્રાસ ઉપજાવતા હતા. બીજું બોલવું હોય તે બોલો, પણ આટલું તો તમારે

સ્વીકારવું જ પડશે કે ખ્રિસ્તિઓ પોતાનું કાર્ય કરવામાં બહુ કુશળ હતા. પોતાના પ્રિયતમને ગુમાવી બેઠેલી વિધવા હજી તો રોવા કકળવામાંથી માથુ પણ ઉંચું કરી શક્તી નથી તેવામાં આ ગુરૂ જઇ કહે કે એ રહે છે દરમ્યાન તેનો ધણી નરકની જ્વાળામાં બહુ દુઃખી થાય છે અને અને ગુરૂને પૈસાની બક્ષીસ આપતાં તે છુટી શકે એમ છે; તો તેમાં કેવી કુશળતા છે તે વાંચનારે પોતે જ વિચારી લેવું.

આ બધા ધાર્મિક રૂપાંતર રોમના રાજ્યની પડતીથી તે શાર્લમેનના સમય દરમ્યાન થયા હતા; અને એ સમય દરમ્યાન લોકોની નીતિ કેવી હતી તેનો વિચાર કરવા બેસીએ છીએ તો પ્રથમ મુશ્કેલી એ આવે છે કે તે સમયનો વિશ્વાસપાત્ર ઇતિહાસ મળતો નથી, તથાપિ લેખકોના લેખ ઉપરથી જણાય છે કે સાતમા સૈકાના પ્રથમ અર્ધ ભાગમાં અને તેની આગળના એ સૈકામાં રાજ્યોમાં ગેરવ્યવસ્થા અને જૂલમ ઘણો થતો હતો. ઇટાલીમાં વિધર્મીઓની રૂઢીઓ અને ટેવો પાછી કાંઈક દાખલ થઈ હતી, પણ ગૉલના જંગલી લોકો કાંઇ સુધર્યા નહોતા. ધર્મગુરૂઓ પણ દુરાચારી થઇ ગયા હતા. તેઓ અકરાંતીઆ બની ખૂબ ખાતા અને ઉપર દારૂ ઢાંસી ધાર્મિક ક્રિયાઓ કરતા. એક ધર્મગુરૂએ પોતાના તાબાના પાદરીની ખાનગી મિલ્કત માગી; અને ના પાડતાં એને જીવતાં દાટી દેવાનો એણે હુકમ કર્યો. પ્રારબ્ધના યોગે કબરમાંથી તે છટકી શકયો હતો; પણ તેની રાડબરાડનું પરિણામ માત્ર એટલું જ આવ્યું કે પેલા ધર્મગુરૂને સહેજ ઠપકો મળ્યો.

ધર્મગુરૂઓ અધમ રાજાઓની ખુશામત કરતા હતા; અને રાજાઓ જૂલમ કરતા હતા. ફ્રુનેહો નામની રાણીની ખૂશામત મહાન્ ગ્રેગરી ધર્મગુરૂ પણ કરતો; અને તે રાણીનો જૂલમ પણ ત્રાસદાયક હતો. હથીઆર પણ ધર્મગુરૂઓ વાપરતા અને રાખતા. ઓછામાં ઓછું એક ખૂન પણ ન કર્યું હોય એવો કોઇ રાજા નહોતો. અને ખૂન પણ રીબાવી રીબાવીને ત્રાસદાયક રીતે થતું. એક ધર્મગુરૂને કાંટાની પથારી ઉપર સુવાડીને દૂર દેશનિકાલ કરવામાં આવ્યો હતો. એક રાજાએ બળવો કરવા માટે

પોતાના દીકરાને, તેની વહુને અને તેની દીકરીઓને સાથે જીવતાં બાળી મૂક્યાં હતાં. રખેને તેના રૂપથી રાજા મોહિત થઇ જાય એવી ધાસ્તીથી તેની રાણીએ પોતાની સાવકી દીકરીને કુહાડી મારી નાંખી હતી. એક ધર્મગુરૂએ એક ગરીબ માણસને તેની સ્ત્રી સાથે વ્યભિચાર કરવા માટે પરાણે ઘરમાંથી કાઢી મૂક્યો, પણ તે માણસે એ બન્નેને મારી નાંખ્યા. એક રાજકુમાર પોતાના ગુલામને અગ્નિથી રીબાવી ગમત કરતો. એક ધર્મગુરૂની સ્ત્રીને અનેક સ્ત્રીઓને અને પુરૂષોને તપાવેલા લાલચોળ લોઢાથી શરમ ભરેલી રીતે રીબાવવાની ટેવ હતી. બ્રુનેહો રાણીને ત્રાસ આપે એવી રીતે મારી નાંખવામાં આવી હતી.

છતાં એજ જમાનો અમુક અર્થમાં ઘણો ધાર્મિક હતો. સાહિત્યની પ્રવૃત્તિ માત્ર ધર્મમાં હતી. દરેક જાતના પાખંડનો ત્વરાથી નાશ થતો હતો. ગુરૂઓ અને પાદરીઓ તાલેવંત થયા હતા. કેટલાક રાજાઓ પણ સાધુ થયા હતા, અને ઘણા માણસો સંન્યાસી થતા.

એ વખતે ઇતિહાસકારો પણ નીતિની તુલ્યના કેવી કરતા હતા તે એક દૃષ્ટાંતથી સ્પષ્ટ થશે. ક્લવિસ નામનો રાજા આસ્તિક ખ્રિસ્તિ થયો. ગૉલના એક ભાગમાં એક બીજો રાજા એરિયસ મતનો અનુયાયી હતો. તેના ઉપર ધર્મને બ્હાને ચઢાઇ કરી એનું રાજ્ય એણે જીતી લીધું. ક્લવિસ રાજ્ય લોભી હતો. તેનો એક સગો સિધબર્ટ તેનો મિત્ર હતો અને સ્વતંત્ર રાજા હતો. તેના છોકરાને ચઢાવી સિધબર્ટને એણે મારી નખાવ્યો પછી આ છોકરાને પણ ગુપ્ત રીતે મરાવી નાખી એના રાજ્યનો ક્લવિમ ધણી થયો. ધીમે ધીમે પોતાનાં બધાં સગાંને મારી નખાવી આખા ગૉલનો એ ધણી થયો. માત્ર પોતાનાં બાઇડી છોકરાંને એણે જીવતા રાખ્યાં. છતાં સંત ગ્રેગરી નામનો લેખક આ રાજાનાં ભારોભાર વખાણ કરી કહે છે; "આસ્તિકોની સહાયમાં ઇશ્વર હમેશાં રહે છે; અને પાખંડીઓને તે સખત અને ક્રૂર શિક્ષા કરે છે. ક્લવિસ આસ્તિક હોવાથી આબાદ થયો હતો; અને એલેરિક પાખંડી હતો, તેથી પોતાનું રાજપાટ એ ખોઇ બેઠો;

અને મુઆ પછી નરકમાં ગયો." વહેમનું આવું રાજ્ય તે સમયમાં ચાલતું હતું. શાર્લમેને કાયદો કર્યો હતો કે લેન્ટ (માર્ચમાં) ના અપવાસોના દિવસમાં જે માંસાહાર કરે તેને દેહાંત દંડ દેવો. સેક્ષનોમાં પણ એવો કાયદો હતો, પોલ લોકોમાં એવા ગુનેગારના દાંત પાડી નાખતા હતા.

છતાં આવા વેહેમના સમયમાં પણ મઠની સંસ્થાઓથી કેટલાક લાભ થયા હતા. જૂલમગારના ત્રાસથી ત્રસ્ત થએલાને ત્યાં નિર્ભય આશ્રય મળતો હતો; જંગલી લશ્કરીઓના બળ સામે સાધુઓનું વજન પડતું હતું. લોકોના હૃદય ઉપર એક પ્રકારની ધાર્મિક છાયા પડતી અને તેથી આચરણમાં કાંઇક કોમળતા આવતી હતી; અને પોતાના દાખલાથી ઘણા પ્રકારની શાંત મહેનત કરવાના સાધુઓ રસ્તા બતાવતા હતા. તેમની કીર્તિ સાંભળી લોકો મતની જાત્રાએ જતા હતા, પણ જ્યારે તે સંતનું સાદું જીવન તેઓ જોતા અને અનેક પ્રકારે તેમને મેહેનત કરતાં તેઓ જોતા, ત્યારે મેહેનત મજુરી કરવામાં શરમ નથી એવો વિચાર તેમને ઉપજ્યા વિના રહેતો નહિ. વળી કેટલાક દિવસોને સાધુઓ પવિત્ર ગણતા અને તે દિવસે મેહેનત કરતા નહિ. આ વાત મજુર વર્ગને ઘણી કિંમતી થઈ પડી. રવિવારે અમુક વખતે પ્રભુની પ્રાર્થના થતી. અમુક અમુક દિવસે કોઇએ કાંઇ કામ કરવું નહિ એવો કોન્સ્ટનટાઇને કાયદો કર્યો હતો. થિયોડોશિયસે તે દિવસે સાર્વજનિક તમાસા બંધ કર્યા હતા. આમ રવિવારે અને તેહેવારોએ રજા પળાતી થઇ. તે દિવસે કામ કરે તેના ઉપર દૈવીકોપ થવાની અને તેને રોગ થવાની કે તેનું મૃત્યુ થવાની ચમત્કારિક આખ્યાયિકાઓ પણ કેહેવાતી. અત્યંત અંધકારમય સમયમાં પણ સખાવત તો વધ્યે જ જતી હતી. કેટલાક સાધુઓ દુ:ખીની દાઝ જાણી તેમને બહુ સહાય કરતા હતા. પારિસના ધર્મગુરુ સંત જરમેનસે બંદીવાનો છોડાવવામાં બહુ પ્રખ્યાતિ મેળવી હતી. આમ એ જમાનામાં જો કે નઠારૂં ઘણું હતું; પણ થોડું ઘણું સારૂં પણ સાથે હતું.

પરંતુ ખ્રિસ્તિ ધર્મનો ફેલાવો કરીને જે જનસેવા તેમણે કરી છે તે ઘણી કિંમતી છે. ધર્મનો ફેલાવો કરનારા આ સાધુઓનો પ્રવાહ પ્રથમ

પેલેસ્ટાઇન અને ઇટાલીમાંથી નીકળ્યો. આ કામમાં આયર્લૉંડના સાધુઓએ આગળ પડતો ભાગ લીધો છે. યુરોપમાં જ્યારે કેવળ અંધાધુની ચાલતી હતી ત્યારે આ સાધુઓએ દેશો દેશમાં ફરી ખ્રિસ્તિ ધર્મની જમાવટ કરી દીધી.

પરંતુ તે સમયમાં અર્થાત્ રોમનું રાજ્ય અસ્ત પામ્યું ત્યારથી તે શાર્લેમેનના સમય પર્યંત યુરોપમાં એકંદરે વેહેમ અને દુરાચાર ઘણાં જ વધી પડયાં હતાં. છતાં આ અંધાધુનીમાંથી પણ નવીન સમાજનાં બીજ આપણને મળી આવે છે; અને તેમાંથી ધર્મ-યુદ્ધો, જાગીર-સંસ્થા અને શૌર્ય-સંસ્થા જન્મ પામ્યાં. આ વાત કેમ બની તે હવે આપણે જોઇએ. આ હીલચાલમાં બે વાત સમાએલી હતી, ખ્રિસ્તિ ધર્મ અને લડાયક જુસ્સાનું સંમિશ્રણ; અને વ્યાવહારિક પદવીને માટે વધતી જતી પૂજ્ય બુદ્ધિ.

ખ્રિસ્તિ ધર્મ પ્રથમ લડાયક ધંધાની કેવળ વિરૂદ્ધ હતો અને અત્યંત વાજબી લડાઇમાંથી પણ પાછા ફરેલા સિપાઇઓને કેટલોક સમય વિશુદ્ધિ અને પ્રાયશ્ચિત્ત કર્યા વિના પ્રભુ ભોજનમાં એ મસ્થા ભાગ લેવા દેતી નહિ. ખ્રિસ્તિ ધર્મના મોટા મોટા આગેવાનો આ વાતના હિમાયતી હતા. ડાયો ક્લિશિયનના એક સિપાઇએ ખ્રિસ્તિ હોવાના સબબે લડવાની ના પાડતાં તેને દેહાંત દંડની સજા થઇ હતી, અને કેટલાક કહે છે કે ખ્રિસ્તિ ધર્મનો આ સિદ્ધાંત તેના ઉપર થએલા જૂલમનું એક કારણ હતું. છતાં ખ્રિસ્તિઓ ધીમે ધીમે લશ્કરમાં દાખલ થતા લાગ્યા હતા અને કોન્સ્ટનટાઇનના સમયમાં મોટે ભાગે લશ્કર ખ્રિસ્તિ હતું. તોપણ ધર્મગુરૂઓ તે ધંધાને ઉત્તેજન આપતા નહિ. સ્વદેશાભિમાની ગરવીરને વિધર્મીઓ નમુનારૂપ નર ગણતા હતા પરંતુ કેથોલિક કથાઓનો મધ્યો સદાચાર તપોવૃત્તિમાં સમાઇ જતો હતો, તેથી સંન્યાસીને તેઓ ઉત્તમ ગણતા હતા અને તેથી સિપાઇઓ સાધુ થઇ જતા હતા.

ધાર્મિક અને સદાચારી ધંધાથી વ્યાવહારિક પ્રસંગોમાં પણ ઇશ્વર વચ્ચે પડી આપણને ફતેહ અપાવે છે, એવી માન્યતાને લીધે લડાયક ધંધાના નિકટ સંબંધમાં ધર્મ પ્રથમ આવ્યો. તેથી કરીને કોઈ અગત્યની લડાઇમાં

હતેદ મેળવવા રાજાઓ ખ્રિસ્તિ થતા હતા. કૉન્સ્ટનટાઇન અને કલવિસને દૃઢ શ્રદ્ધા હતી કે લડાઇમાં ઇશુની સમશે તેમને દૈવી સહાય મળી હતી અને તેથી જ તેઓ ખ્રિસ્તિ થયા હતા. આવી માન્યતાને લીધે ખ્રિસ્તિ ધર્મ જંગલીઓમાં પ્રસરી ગયો હતો તે આપણે જાણીએ છીએ. તેથી લડાયક ધંધાની વિરૂદ્ધ બોલવું હવે ખ્રિસ્તિ ધર્મને પાલવે તેમ નહોતું.

વળી ઉત્તર તરફની લડાયક જાતો ખ્રિસ્તિ થઇ, પરંતુ નવા ધર્મમાં પોતાના જૂના વિચાર તેઓ લેતી આવી હતી. વળી રોમના રાજ્યની પડતી પછી રાજ્ય વ્યવસ્થામાં અંધાધુની ચાલતી હતી. ટંટા ફિસાદ અને ઝપાઝપી ઘણી થતી હતી, અને બળીયાના બે ભાગ એ ન્યાયે ન્યાય થતો હતો. વળી રાજાઓ પોતાના મોટા મોટા સરદારોને જમીન આપતા હતા; અને બદલામાં લડાઇને વખતે લશ્કરી સહાય માગતા હતા. જાગીરની આવી વ્યવસ્થાને અનુસરીને પાછલા જમાનામાં ઘણા ધર્મગુરૂઓ અને મઠાધિપતિઓ પણ પોતાનાં માણસોને લઈ લડવા જતા હતા. આ પ્રમાણે લડાઇનો ધંધો આબરૂદાર ગણાવા લાગ્યો; અને ખ્રિસ્તિઓ તેને માથે જે કલંક મૂકતા હતા તે ધીમે ધીમે ધોવાઈ ગયું. તથાપિ એકંદરે ખ્રિસ્તિ ધર્મ સલાહ શાંતિને ચાહનારો જ રહ્યો હતો, અને તેથી લડાઇને ઉત્તેજન આપી વધારતો નહિ. છતાં એજ ધર્મ ક્રુસેડ નામનાં ધર્મ-યુદ્ધો કરવા કેમ તૈયાર થયો તેનું બીજું કારણ છે.

આ ધર્મ યુદ્ધોનું મુખ્ય કારણ મુસલમાની ધર્મનો દાખલો અને તેણે ઉપજાવેલી બીક હતી. કલ્પના ઉપર અસર કરતા ચિત્રો કે પ્રતિકૃતિઓની સહાય વિના, ધર્મગુરૂઓની વિશાળ અને બારીક વ્યવસ્થા વિના, અજ્ઞાનીઓ અને જંગલીઓને કેવળ વિશુદ્ધ એકેશ્વરવાદનો ઉપદેશ કરતો, અને એકંદરે બહુ ઉંચા પ્રકારની નીતિનું શિક્ષણ આપતો, આ ઇસ્લામી ધર્મ ત્વરાથી ફેલાઈ ગયો; અને પોતાના અનુયાયીઓનાં મન એવાં તો એણે વશ કરી લીધાં કે બીજા કોઇ ધર્મે એવાં વશ કર્યાં નહિ હોય. કેવળ આસ્થાથી મોક્ષ મળે છે એ સિદ્ધાંત એણે ખ્રિસ્તિ ધર્મમાંથી લીધો. અને સ્વર્ગનાં

ઇંદ્રિયજન્ય સુખ અને મોહિનીઓ તથા નરકનાં તીવ્ર દુઃખોનુ એવુ તો મચોટ ચિત્ર તે આપતો કે તેથી લોકોના મન ઉપર બહુ અસર થતી હતી. તેનું કુરાન બીજા ધર્મના પુસ્તકો કરતાં ઉતરતુ હોવા છતા લાખો માણસોને તેમાથી દીલાસો અને આધાર મળ્યા છે. તેના પ્રારબ્ધવાદથી તેના અનુયાયીઓ ઘણા બહાદુર થતા અને અનિવાર્ય દુઃખના બોજાથી દબાઇ જવા છતાં ધીરજથી તે સહન કરતા શીખતા. વળી ધર્મ ભાવના અને શૌર્ય ભાવનાનો અતિ નિકટ સંબંધ તે ધર્મે યોજ્યો હતો. તેથી કરીને મારીને પણ આખી દુનિયાને મુસલમાન કરવી એ પ્રવૃત્તિ શરૂ થઇ. ધર્મને માટે લડતા મરણ થાય તો સ્વર્ગ મળે એવી દૃઢ માન્યતાથી આરબ લડવૈયા દુનિયાનો વિજય કરવા નીકળી પડયા, અને મહમદ પેગમ્બરના મૃત્યુ પછી એક સૈકામા તો પૂર્વના રાજ્યોને એણે મ્હાત કર્યાં. ખ્રિસ્તિ ધર્મને પોતાના મૂળ વતનમાથી લગભગ હાંકી કાઢયો; એશિયા અને આફ્રિકામા મોટાં મોટાં રાજ્યો સ્થાપ્યા. સ્પેનમા આપણી અને નિર્દેશીય પણ ઉત્તમ સુધારો રોપ્યો, રોમના પૂર્વ તરફના રાજ્યની રાજધાનીને ભય ભરેલી સ્થિતિમા લાવી મૂકી, અને એક જ લડાઇમા તેઓ હારી ગયા નહોત તો મધ્ય યુરોપમા પણ તેમની સત્તા જામી જાત પરંતુ પોઇટીઅર્સની લડાઇમા ચાર્લ્સ માર્ટલે તેમના વિજયના પ્રવાહને તોડી પાડયો, અને ટયુટોનિક જાતો કે જેમણે વારવાર પોતાનો ધર્મ બદલ્યાવ્યો હતો અને જેમના ઉપર જમાનાના પ્રવાહનો બહુ આધાર હતો તે જાતો જો ઇસ્લામી ધર્મના વિજય વાવટા નીચે આવી ગઈ હોત તો યુરોપનુ શુ થાત તેનો વિચાર કરવો હવે નકામો હતો, પરન્તુ આ પરિસ્થિતિથી ખ્રિસ્તિ ધર્મમા પણ એક મોટો ફેરફાર થઇ ગયો. ખ્રિસ્તિઓની લડાયક અને વહેમી જાતોનો જુસ્સો પાછો તાજો થયો, અને મુસલમાની ધર્મનો પવન ખ્રિસ્તિ ધર્મમાં પેઠો, અને ધર્મ અને અભિમાન નામ ખ્રિસ્તિ ધર્મમા ભેગાં થઇ ગયાં. તેથી જે ઇસ્લામી ધર્મે તેમના ધર્મને આટલું અપમાન આપ્યુ હતુ, જે ધર્મે તેમના દેશને પાયમાલ કર્યો હતો અને તેમના પવિત્ર શહેરને ભ્રષ્ટ કર્યું હતુ તેની સામે લડવા તેઓ તૈયાર થઈ ગયા. મધ્યમ-

પેગંબર શરવીરોને સ્વર્ગનું વચન આપતો, તો ખ્રિસ્તિ ધર્માધ્યક્ષો અનુગ્રહ ચિઠ્ઠીઓ આપતા. મુસલમાનો સામે લડાઇ કરવી એ કર્તવ્ય છે એમ લગભગ બસેં વરસ સુધી ખ્રિસ્તિ પ્રદેશમાં મનાયું હતું; અને તેના પરિણામે શૌર્ય અને સન્યાસને એકત્ર કરી ખાસ વર્ગો ઉત્પન્ન થયા. પરંતુ ખ્રિસ્તિ ધર્મ અત્યાર સુધી જે પોતાની કોમળતા અને સલાહ શાંતિના વલણને વખણાતો હતો તે વાત હવે જતી રહી.

ખાનગી લડાઇઓ અને તેરમા સૈકાની આખરમાં દ્વંદ યુદ્ધનો પ્રચાર થયો તેને અટકાવવામાં ખ્રિસ્તિ ગુરૂઓ કાંઇક સફળ થયા હતા એ વાત ખરી, પણ ધર્મના ઝનુનને ઉશ્કેરી ધર્મને નામે જે ખુનખાર લડાઇઓ અને ત્રાસ ખ્રિસ્તિ ધર્મે ઉપજાવ્યો છે તે માત્ર ઇસ્લામ ધર્મથી જ ઉતરતો છે. હાલમાં જે સલાહ શાંતિના વિચારો પ્રસરેલા છે તેનું કારણ ઔદ્યોગિક પવનનો ઉદય છે અને તેમને ધાર્મિક લાભો સાથે કાંઇ સમ્બધ નથી, અને કેટલીક બાબતમાં તો તેમની વચ્ચે વિરોધ પણ છે.

પરંતુ જો કે ખ્રિસ્તિ ધર્મે ધર્માંધ બની ઘણી લડાઇઓ કરાવી છે અને તેથી શૌર્ય, અંટસ અને વેરની વૃત્તિઓને ઘણી ઉત્તેજીત કરી છે એ વાત ખરી, તથાપિ લડાઇઓમાં થતી ક્રૂરતા ઘણી ઓછી કરાવવાનું ખરેખરૂં લાભપ્રદ કામ એણે કર્યું છે. જીતાએલી પ્રજાને જૂદા જૂદા જમાનામાં જૂદાં જૂદાં ધોરણોથી સજા કરવામાં આવેલી છે, અને આ મત ભિન્નત નીતિનાં સ્વાભાવિક પ્રત્યક્ષના સિદ્ધાંતની વિરૂદ્ધ જાય છે એમ કેટલાક દલીલ કરે છે. આ દલીલ યથાર્થ નથી એમ પ્રથમ પ્રકરણમાં કહેવામાં આવ્યું છે. મનુષ્યમાં બુદ્ધિનો પ્રથમ ઉદય થાય છે ત્યારે સ્વાર્થ અને ક્રૂરતા કરતાં નિઃસ્વાર્થ અને પરોપકારને તે વધારે ઉત્તમ ગણે છે. પરંતુ આ પરોપકાર વૃત્તિનો ઉપયોગ ક્યાં અને કોની સાથે કરવો તેનો નિર્ણય સમાજના સામાન્ય સંજોગો કરી આપે છે. અર્થાત્ પરોપકાર વૃત્તિ તો મનુષ્યમાં છે જ, પણ તેનું ધોરણ જમાનાના વિચારથી બંધાય છે. આ ધોરણ સુધારો વધતાં ધીમે ધીમે સુધરતું જાય છે. આ પ્રમાણે ગ્રીક લોકો ગ્રીકને ગુલામ કરતા નહિ, પણ જંગલીઓને જ ગુલામ બના-

વતા હતા. જીતાએલા લોકોને મારી નાખવાનો વિજેતાનો હક્ક ગણાતો હતો. ગ્રીક લોકોએ અને રોમન લોકોએ આખાં શહેરનાં શહેર બાળી મૂકી તેના બધા રહેવાસીઓની નિર્દય કતલ કર્યાના દાખલા પણ મળી આવે છે. લડાઈમાં પકડાએલા કેદીઓને જંગલીઓ મારી નાખતા હતા; પ્રાચીન કાળનો સુધરેલો જમાનો તેમને ગુલામ બનાવતો હતો; પણ તેમાંથી ઘણા ખરા તરવારના પ્રાણઘાતક ખેલોમાં મૃત્યુ પામતા હતા.

તે સમયમાં પણ કવચિત્ દયાનાં કિરણો નજરે પડે છે. પ્લેટો કહે તો કે ગ્રીક કેદીઓને અમુક રકમ લઇ છોડી મૂકવા જોઇએ. રોમમાં કોઈ પણ વિગ્રહનું વાજબીપણું બહુ બારીકીથી તપાસાતું હતું. સિસેરો વિગેરે કહેતા કે લડાઇનું પ્રયોજન અંતે સલાહ શાંતિ હોવું જોઇએ. જે પ્રજા કે લશ્કર રોમની સત્તાને તાબે ખુશીથી થતાં તેમના ઉપર રોમના લોકો દયા રાખતા હતા. કોઇ શહેરમાં પોતાના એલચીનું અપમાન થતું, અથવા વિશ્વાસ ભંગ કે ક્રૂરતાનું કાંઇ ખાસ કામ કોઇ શહેર કરતું, તો રોમના લોકો તે શહેરને જમીનદોસ્ત કરી શહેરીઓને કાપી નાખતા; સિવાય લડાઇનો ત્રાસ તેઓ વરતાવતા નહિ.

ખ્રિસ્તિ ધર્મની અસરથી આ બાબતમાં ઘણા અગત્યના ફેરફાર થયા છે. પ્રથમ તો તરવારના પ્રાણઘાતક ખેલો બંધ થયા અને તેથી હજારો કેદીઓના પ્રાણ બચવા લાગ્યા. વળી કેદીઓને ગુલામ બનાવવાના રિવાજને નિરંતર તે ધર્મ વખોડતો, તેથી ધીમે ધીમે સઘળાં રાજ્યોમાં માંહોમાંહે એવો નિયમ બંધાઇ ગયો કે કોઇ ખ્રિસ્તિને ગુલામ કરવો નહિ. પરંતુ લડાયક સદાચારનું નવીન દૃષ્ટિબિંદુ ઉપજાવીને એ ધર્મે આડકતરી રીતે પણ અસર કરી છે. શૂરવીર પુરૂષમાં બળ અને ઉત્સાહ જોઇએ અને સાથે સંતની દીનતા અને કોમળતા પણ જોઇએ, એવો તે ધર્મનો ઉપદેશ હતો. આમ ધર્મ ભાવના અને લડાયક વૃત્તિનો સંયોગ થતાં સદાચારનું એક નવું જ દૃષ્ટિબિંદુ ઉભું થયું, અને તેની અસર અર્વાચીન સમયના સભ્ય ગૃહસ્થમાં પણ જોવામાં આવે છે.

વળી જે સમયની આપણે વાત કરીએ છીએ તેમાં વ્યાવહારિક પદ્ધતીની પ્રતિષ્ઠાનાં બીજ પણ આપણે જોઈ શકીએ છીએ. આ પ્રતિષ્ઠા પાછળથી શૌર્ય-સંસ્થા રૂપે, રાજાઓના દૈવી હક રૂપે, અને અમીર વર્ગની પૂજનીયતા રૂપે, ઇતિહાસમાં દેખાવ દે છે; અને તેનાં બીજ પણ શાર્લમેનની પેહેલાંના સમયમાં આપણને પ્રતીત થાય છે. સ્ટૉઇક મતના અતની સાથે રોમની સ્વતંત્રતા તદન નષ્ટ થઇ અને બાદશાહી અમલ જામ્યો એ વાત આપણે જાણીએ છીએ. આ ફેરફારનાં કારણો જન-સ્વભાવના સામાન્ય નિયમોમાં જ રહેલાં છે. જ્યાં લોકોની શક્તિઓ જ્ઞાનથી વિકસિત થએલી હોતી નથી એવા સમાજની પ્રાથમિક અવસ્થામાં રાજાનું રાજ્ય સ્વભાવિક રીતે જ થાય છે; પણ સુધરેલા સમાજમાં રાજાનું રાજ્ય રોગ રૂપ છે અને તેના ઉપર અંકુશ ન હોય તો એ રોગ ફેલાઇ જવાનું તેમાં વલણ રહેલું છે. જ્યારે સ્વતંત્ર પ્રજા રાજકીય કર્તવ્ય કરવાં છોડી દે, ત્યારે તે પ્રજામાંથી સ્વતંત્રતાની ઇચ્છા અને શક્તિ બન્ને ધીમે ધીમે જતાં રહે છે, અને તે પ્રજા નિર્બળ અને ભ્રષ્ટ થતી જાય છે; કારણ કે પ્રજા જીવતા પ્રાણીના જેવી હોય છે; તે આગળ ન વધે તો તેને પાછળ હઠવું જ પડે છે.

ખ્રિસ્તિ ધર્મ મૂંગે મોહે રાજસત્તાને તાબે રહેવાનું કહેતો હતો, પણ રાજકીય બાબતોમાં ચંચળ ભાગ લેતો નહિ. તેથી રાજકીય સ્વતંત્રતાની નષ્ટતા એણે ત્વરિત કરી. પરંતુ ધર્મની બાબતમાં પોતાની સ્વતંત્રતા એણે સાચવી રાખી હતી. રાજા ઇશ્વર છે એ વાતની તે ધર્મ ના પાડતો. તથાપિ જે રાજા પોતાના ધર્મને અનુકૂળ હોય તેને ફિરસ્તો કહી ગુરૂઓ વખાણતા હતા અને પ્રતિકૂળ હોય તેને પિશાચ કહી નિંદતા હતા. ક્લવિસ રાજા લોભી અને પાપી હતો, અને કોન્સ્ટનટાઇને ખ્રિસ્તિ થયા પછી પોતાના દીકરાને, સ્ત્રીને અને ભત્રિજાને મારી નાખ્યાં હતાં; છતાં તેમના વખાણ ખ્રિસ્તિઓ કરતા; અને જ્યુલિયન સદાચારી અને ઉદાર હતો, પણ ખ્રિસ્તિ નહોતો તેથી તેઓ તેની ભારે નિંદા કરતા, અને તેના મૃત્યુને ઉત્સવ તરીકે ગણી જાહેર રીતે પોતાનો આનદ જણાવવાની નાલાયકી પણ

તેમણે દેખાડી હતી, અને મન ગ્રેગરી તો ત્યા સુધી પણ બોલ્યો હતો કે એના મૃત દેહને ગટરમા ફેકી નથી દેવાયો એ જોઇ એને દિલગીરી થાય છે. વિધર્મીઓ તો એમ પણ કહેતા હતા કે જુલિયન લડાઈમા શત્રુના હાથથી મુઓ નહોતો, પણ પોતાના જ ખ્રિસ્તિ સિપાઇઓના ભાલાથી મૂઓ હતો

આ પ્રમાણે એ સમયે ખ્રિસ્તિ ધર્મમા પોતાના લાભાલાભનુ જ ધોરણ પ્રચલિત હતુ, અને ઘણા સૈકાઓ સુધી એ ચાલુ રહ્યુ હતું કસ્તુનતુનીઆ ગાદીએ ફોકાસથી વધારે ક્રૂર અને ધિક્કારપાત્ર કોઇ શહેનશાહ થયો નથી તેની આગળનો શહેનશાહ મૉરિસ નિર્મળ મનનો અને લોભી હતો, પણ દુરાચારી નહોતો. પરંતુ રડા ધર્માધ્યક્ષની સત્તાની તેને અદેખાઇ આવી અને પોતે ખ્રિસ્તિ હોવા છતા દેશના બચાવની ખાતર ખ્રિસ્તિ ધર્મ વિરૂદ્ધ તેણે વર્તણ બનાવ્યુ હતુ. આ મૉરિસને પદભ્રષ્ટ કરી ફોકાસ રાજા થયો. મૉરિસના પાચ બાળકોને તેની સમક્ષ ફોકાસે મારી નખાવ્યા, અને પછી મૉરિસને પણ એણે મારી નાખ્યો. છતા ખ્રિસ્તિઓની નજરમા ફોકાસ ઘણો સારો અને મૉરિસ ઘણો નઠારો હતો

રાજાઓના મમધમા વસ્તુ–પરિસ્થિતિ પૂર્વમા અને પશ્ચિમમા કેટલોક સમય ભિન્ન ભિન્ન હતી પૂર્વમા બાદશાહી સત્તા ધીમે ધીમે સર્વોપરી થઇ પડી અને પાદરીઓ અંતે તે સત્તાને આધીન રહેવા લાગ્યા હતા પરન્તુ પશ્ચિમમા ધર્મ ગુરુની સત્તા રાજાથી સ્વતંત્ર થઇ હતી અને વખતે ધર્મગુરૂઓ રાજાના લાભની વિરૂદ્ધ પણ વરતતા હતા રોમની મૂળ બાદશાહી સત્તા ઇસ્તંબુલમા જઇને રહી અને તેથી રોમના ધર્મગુરૂઓ રોમમા આગેવાન થયા, અને પોપની સત્તા જામવાનું આ પણ એક મોટુ કારણ હતુ વળી રોમના ઘણા શહેનશાહો એરિયસ મતના હતા, બીજા કેટલાકને ધર્મની વધી પડેલી સત્તા ગમતી નહિ, કેટલાક પાખડીઓને સતાવવામા ઉત્સાહ બતાવતા નહિ, ઇત્યાદિ કારણોને લીધે કલહ થવા લાગ્યા હતા તેથી ખ્રિસ્તિ સસ્થાની લાગણી શહેનશાહો પ્રત્યે રહેતી નહિ ગૉલમા પણ

રાજાઓ હાકેમના હાથમાં પૂતળા સમાન થઈ રહ્યા. આવી નિરાશાસૂચક સ્થિતિમાંથી રાજાઓના દિવ્ય હકનો સિદ્ધાંત અને શૌર્ય–સસ્થાની સારભૂત સામાન્ય પદવી પૂજા ધીમે ધીમે કેમ વિકસિત થયાં તે હવે આપણે જોઇએ.

જ્યારે આઠમા સૈકામાં શેહેનશાહ લિયોએ પ્રતિમાઓની પૂજા બંધ કરવાનો યત્ન કર્યો ત્યારે ઇસ્તંબુલમાં તેની સામે વિરોધ તો થયો પણ તે તરત જ બંધ પડી ગયો. પરંતુ રોમના વડા ધર્માધ્યક્ષે હિંમતથી તે શેહેનશાહને બહિષ્કૃત કર્યો, અને બળવામાં આગેવાન થઈ પરિણામે ઇટાલીને સ્વતંત્ર કર્યું. અને પોતાના બુદ્ધિ કૌશલ્ય અને કામ કરવાની કુનેહથી ધર્મની બાબતમાં આખા યુરોપમાં તેનું ઉપરીપણુ જામી ગયું. પરંતુ હજી પોપને એક સાલ નડતું હતું. જંગલી લૉંબાર્ડ લોકો તેની સત્તા સ્વીકારતા નહિ. અને રોમ તેમના હુમલાથી જોખમમાં આવતું. તેથી પોપે ગરા ફ્રૅંક લોકોની મદદ માગી. રાજમેહેલનો વડો હાકેમ તે વખતે ચાર્લ્સ માર્ટલ હતો. તેણે મુસલમાનોને હરાવી યુરોપને બચાવ્યું હતું. પણ તેણે પોપની માગણી ઉપર ધ્યાન આપ્યું નહિ. પરંતુ એના મૃત્યુ પછી એના દીકરા પેપિને પોપની સાથે કરાર કરી મદદ આપવાનું વચન આપ્યું. તેમાં એવું ઠરાવ્યું કે પોપને ધારતીમાંથી પેપિને મુક્ત કરવો અને પોપે પેપિનને ફ્રૅંકના રાજા તરીકે કબુલ રાખી તેમા ધર્મની બહાલી આપવી. ગૉલની ગાદીએ તે વખતે મેરોવિંગીયન વંશનો રાજા હતો. તેને પદભ્રષ્ટ કરી પોતે જ રાજ્ય બથાવી પાડવાની પેપિનની ઇચ્છા હતી. પરિણામ એ આવ્યું કે લોમ્બાર્ડ લોકોની સત્તા પેપિને તોડી રેવેનાની સમૃદ્ધિવાન હાકેમી એણે પોપને આપી. આથી કરીને પોપની સત્તા બાઇઝેંટાઇન રાજ્યથી જાહેર રીતે સ્વતંત્ર થઇ. બીજી તરફથી મેરોવિંગીયન વંશના છેલ્લા રાજાને પદભ્રષ્ટ કરી મઠમાં રાખ્યો અને પેપિનના મસ્તક ઉપર પોતાના હાથે પોપે રાજ–મુગટ પેહેરાવ્યો; અને તેની સામે અગર તેના વંશજો સામે જે બંડ ઉઠાવે તે સઘળાને એણે શાપ આપ્યો.

હવે ઉપલા કરારમાં એક અતિ અગત્યનો સિદ્ધાંત અંતર્ગત રહેલો હતો; કારણકે રાજાની સત્તા તેથી હમેશને માટે પવિત્ર ગણાવા લાગી. વળી

રાજાને પદભ્રષ્ટ કરવાની કે તેને ઉંચે દરજ્જે ચઢાવવાની પોપની સત્તાનો સ્વીકાર થયો અને તેથી પોપને એવી સત્તા પ્રાપ્ત થઇ કે જેની અસર યુરોપના ઇતિહાસ ઉપર ઘણી થઇ છે. ધર્મગુરૂને તાબે કાંઇક રહી જો રાજા વરતે તો ઘણે અંશે લોકોથી સ્વતન્ત્ર રીતે તે વરતી શકતો હતો. રાજા ફક્ત ઇશ્વરનો જ તાબેદાર છે એ હવે ધર્મનો સ્થાપિત સિદ્ધાંત થઇ પડયો; અને પવિત્ર ગણાવાથી રાજાની સત્તા વધી પડી, અને આ વેહેમ હજી પણ પૂરેપૂરો નાશ પામ્યો નથી.

પરન્તુ ઉપલા કરારનુ આ રહસ્ય જે હજી બીજરૂપે તેમાં રહેલું હતું તે સમયના સંજોગથી વિકસિત થયું; કારણ કે મઠની સંસ્થા આ બીજના વિકાસને અનુકૂળ થઇ પડી. મઠની સંસ્થા દીનતા અને આજ્ઞાધીનતાના સદાચારને સર્વોત્તમ ગણતી હતી; અને અનેક કારણોને લીધે એ સંસ્થાનુ જોર યુરોપમાં વધી પડયું હતું, અને તેથી તેનું દૃષ્ટિ-બિંદુ સર્વમાન્ય હતું. તેથી દીનતા અને આજ્ઞાધીનતાને પૂજવાનું વલણ લોકોમાં પેદા થયુ હતું. આ બધું ધર્મ-સંસ્થાને અનુકૂળ હતું, અને તેથી તેણે પણ એ વાત ઉપાડી લીધી. પરિણામ એ આવ્યુ કે રાજા અને અમીરો પૂજાવા લાગ્યા અને જાગીર-વ્યવસ્થાનો વિકાસ થયો.

વળી બીજી તરફથી સામાજીક અને રાજકીય કારણોને લીધે વ્યક્તિગત સ્વતંત્રતા ઓછી થઈ ગઇ હતી. રાજા જે પ્રથમ માત્ર પોતાની જમાતનો જ ઉપરી હતો તે હવે દેશનો ધણી થયો; અને પોતાના મુખ્ય સરદારોને જીવાઇમાં જમીન આપતો અને બદલામાં લશ્કરી નોકરી માગતો. ધીમે ધીમે આ નોકરી અફર થઈ અને વંશપરંપરા ઉતરવા લાગી. સમાજની અંધાધુનીના સમયમાં નાના જમીનદારો ધર્મ-સંસ્થાનો આશ્રય લેતા, અને ગણોત કે લશ્કરી નોકરીના બદલામા પોતાની જમીન તે સંસ્થા પાસેથી પાછી લઈ સંસ્થાના ખેડૂ બનતા. બીજા કેટલાક એ પ્રમાણે કરતા નહિ, પણ પાડોશના આંતરના તાબેદાર થતા અથવા લશ્કરી નોકરી આપવાની શરતે તેમના રક્ષણમા રહેતા. તે જ સમયે, આપણે આગળ કહ્યુ છે તેમ, સ્વતંત્ર ખેડૂઓ ખેડ-ગુલામની દશામાં રહેતા. આમ ક્રમવાર દરજ્જા ધીમે

ધીમે ઉત્પન્ન થયા. આ ક્રમની કાયદાપૂર્વક સંપૂર્ણ વ્યવસ્થા જાગીર–સંસ્થાના કાળમાં થઇ. એ કાળની સાથે આ પુસ્તકને સંબંધ નથી, પણ તેનાં બીજ શાર્લમેનના સમય પેહેલાંના કાળમાં હતાં. રાજા સિવાય દરેકને એકબીજાના સંબંધમાં અવશ્ય આવવું પડતું; અને તેથી દરજ્જાવાળો માણસ મોટો ગણાવા લાગ્યો.

પરંતુ સમયના સંજોગમાં અંતર્હિત રહેલાં-આ બીજને આચરણમાં મૂકી પ્રત્યક્ષ કરી બતાવે અને પોતાના આચરણની ભવ્યતા અને સૌંદર્યથી લોકોનાં મન હરી લે એવા દૃષ્ટાંતભૂત પુરૂષની હવે જરૂર હતી અને તે ખોટ શાર્લમેને પૂરી પાડી.

શાર્લમેન ઇતિહાસ અને દંતકથા બન્નેમાં પ્રસિદ્ધ છે. તે મર્દદેશી હતો અને જીવનના બધા પ્રદેશમાં એણે સુધારો કર્યો છે. યુરોપના ઇતિહાસના અત્યંત અંધકારમય યુગમાં એનો જન્મ થયો હતો, પણ આ મહાન્ પાદશાહે પશ્ચિમના રાજ્યની નષ્ટ કીર્તિને થોડા વખત પુનઃ સજીવન કરી, પોતાની આસપાસના જંગલીઓ ઉપર અનેક ચડાઇઓ એણે કરી, અનેક કાયદા બાંધ્યા, ધર્મ–સંસ્થાના દરેક વિભાગમાં સુધારો કર્યો અને ધર્મગુરૂઓને પોતાની આજ્ઞાને આધીન રાખ્યા, પણ દશાંશના કાયદાથી તેમને વધારે પૈસાદાર બનાવ્યા. વળી એણે નિશાળો અને પુસ્તકશાળાઓ સ્થાપી હતી અને સાહિત્યને એ ઉત્તેજન આપતો હતો. એણે ટંકશાળો સુધારી, વેપારને ઉત્તેજન આપ્યું, અને અનેક જાતના મેળાવડા કરતો. આમ અનેક દિશામાં એની બુદ્ધિની પ્રવૃત્તિ હતી. આગલા જમાનામાં તપોમય જીવન સર્વોત્તમ ગણાતું. હવે રાજા, યોદ્ધો અને શરવીરનું જીવન સર્વોત્તમ ગણાવા લાગ્યાં. તપધારીનો જમાનો હવે અદૃશ્ય થવા લાગ્યો અને ધર્મ યુદ્ધો અને શૌર્યનો જમાનો આવ્યો.

શાર્લમેને ધર્મ–યુદ્ધોમાં ભાગ લીધો નહોતો. મુસલમાનો સામે સ્પેનમાં લડવા તે એકજવાર ગયો હતો અને તેમાં એને ફતેહ મળી ન હોતી. છતાં શાર્લમેને પોતાની આખી જીંદગી ધર્મયુદ્ધોમાં ગાળી હતી એવી અનેક કથાઓ

લોકમાં પ્રવૃત્ત થઇ હતી. અને તે બતાવી આપે છે કે હવે ધર્મ-યુદ્ધોનો જમાનો આવતો હતો. ઇતિહાસ અને કલ્પિતકથા બન્નેમાં શાર્લમેનનું રાજ્ય મધ્યકાળના પ્રથમ સમય અને લડાયક ખ્રિસ્તિકાળના સંક્રાંતિકાળે આવેલું હતું.

અહીં આપણો આ ઇતિહાસ પૂરો થાય છે. ઓગસ્ટસ અને શાર્લમેનની વચ્ચેના કાળમાં આચરણના અનેક નમુનાનાં ઉદય-અસ્ત આપણે જોયાં. યુરોપની વૃત્તિઓ રોમના સાર્વભૌમ રાજ્યમાં વિસ્તૃત થઇ અને ગ્રીસના સુધારાથી બળવાન બની તે આપણે જાણ્યું. સ્ટૉઇક-મત, પ્લેટો-મત, અને મિસરના તત્ત્વજ્ઞાનની અસરથી સમાજની નીતિના વલણમાં કેવા કેવા ફેરફાર થયા તે પણ આપણે જાણ્યા. સામાજીક અને રાજકીય જીવનમાં, કાયદાના બંધારણમાં ઉન્નતિ કે અવનતિ કેવી થઇ હતી, યુરોપમાં ખ્રિસ્તિ ધર્મની બાલ્યાવસ્થા કેવી હતી, તેની ફતેહનાં કારણો કયાં હતાં, કેવી કેવી મુશ્કેલીઓમાં એણે પોતાનું કામ કર્યું હતું, અને લોકોમાં પરોપકાર અને દયાનું વલણ ઉપજાવી કેવી અમૂલ્ય જન-સેવા એણે બજાવી હતી, આ બધું આપણે જોયું. પછી તેની ભ્રષ્ટતા, તેની તપોવૃત્તિ, અને તેની અક્ષમા, અને જંગલીઓના સંબંધમાં આવતાં તેનાં કેવાં રૂપાંતર થયાં, એ પણ આપણે જોયું. હવે આ બધાંની સ્ત્રીના ચારિત્ર્ય અને પદવી ઉપર કેવી અસર થઇ હતી, અને સ્ત્રી-પુરૂષનો સંબંધ કેવો હોવો જોઇએ એટલું જાણવાનું રહે છે.

---

## પ્રકરણ ૫ મું.

### સ્ત્રીઓની પદવી.

આગલાં પ્રકરણોમાં નીતિનાં પરિવર્તનોનો જે લાંબો ક્રમ અમે દર્શાવ્યો છે તેમાં અમુક અમુક લોકોમાં સ્ત્રીઓને કેવી કેવી પદવી અપાતી હતી અને સ્ત્રી અને પુરૂષના પાધરા સંબંધમાંથી જ કેવા કેવા સદાચાર અને

દુરાચાર ઉપજી આવ્યા હતા, તે વિષે ઇસારા - એકથી અધિક પ્રસંગે અમે કર્યા છે, પરંતુ આ પ્રશ્નોમાં જે ઐતિહાસિક અગત્યતા સમાએલી છે તે ઐતિહાસિક અગત્યતાની દૃષ્ટિથી આ પ્રશ્નોના વિવેચનમાં અદ્યાપિપર્યંત અમે ઉતર્યા નથી: તેથી કરીને આ ગ્રંથ સમાપ્ત કર્યા પૂર્વે એ પ્રશ્નોની તપાસમાં થોડાંક પૃષ્ઠો રોકવાનો અમારો વિચાર થાય છે. જે જે અનેક પ્રશ્નો હજી સુધી આ ગ્રંથમાં છેડાયા છે તે સર્વના કરતાં આ પ્રકરણમાં છેડવાના પ્રશ્નોનું સ્પષ્ટ અને નિષ્પક્ષપાત બ્યાન કરવું, ઘણું મુશ્કેલી ભરેલું કામ છે, અને વળી આવા પ્રશ્નોનું બારીક બ્યાન કરવામાં નિર્લજ્જતાનો આરોપ માથે આવે અને ઉપરાંત કોઇને માઠું લાગે તે વળી જૂદું, તેથી આ પ્રશ્નોમાં ઉંડા ઉતરવાની આનાકાની તો મનમાં ઘણી થાય છે. કોઇ ખાસ સંસ્થાઓ અને સંજોગોની પ્રબળતાએ કરીને, અને અમે આગળ સૂચવ્યું છે તે પ્રમાણે વિશેષે કરીને દેશદેશની આબો હવા અને જાતજાતની ખાસ ખાસીઅતોને લઇને, પ્રજાઓના બ્રહ્મચર્યનો પ્રશ્ન ઘણો ગુંચવાડા ભરેલો થઇ પડે છે એ સ્પષ્ટ છે; અને નીતિની આ શાખા પરત્વે બોલવામાં બારીક સુઘડતાનો કેવો પ્રશ્ન સમાએલો છે તે પણ કોઇને સમજાવવું પડે તેમ નથી. તથાપિ ઇતિહાસકારની પ્રથમ ફરજ સત્ય પ્રતિ છે; અને નીતિની જે શાખા અત્યંત રૂપાંતર પામેલી આપણે જોઇએ છીએ અને મનુષ્યના નૈતિક વર્તન ઉપર જેની અસર ઘણું કરીને અત્યંત થએલી છે તે શાખાને ખાસ લક્ષીને બોલ્યા સિવાય જૂદા જૂદા જમાનાની નૈતિક દશાનું ખરૂં ચિત્ર રજુ કરવું અને જૂદા જૂદા ધર્મોની નૈતિક અસરનો ખરેખરો ખ્યાલ બાંધવો એ વાત અશક્ય છે.

કેવળ જંગલી દશાના સમયમાં જ્યારે જીંદગીની સામાન્ય અવસ્થા ઝઘડાની દશાની હોય છે અને જ્યારે લડાઇ અને શિકાર જીંદગીના મુખ્ય ધંધા હોય છે ત્યારે આવી પ્રવૃત્તિને અંગે જે જે ગુણો આવશ્યક હોય છે તે તે ગુણોની કિંમત સ્વભાવિક રીતે જ તે સમાજમાં વધારે અંકાય છે, અને આવા ગુણોમાં સ્ત્રીઓ બેશક ઉતરતી હોય છે; તેથી કરીને એવા સમયમાં સ્ત્રીઓની પદવી સ્વાભાવિક રીતે જ ઘણી ઉતરતી અને દયાજનક

ગણાય છે. ખાસ કરીને કોમળ અને મિલનસાર ગુણોમાં ચડી જવાની પુરૂષો કરતાં સ્ત્રીઓમાં યોગ્યતા વધારે હોય છે, પણ જંગલી દશામાં સ્ત્રીઓના આ ગુણોને બહાર પડવાનો અવકાશ જ હોતો નથી. વળી એવે સમયે સૌંદર્યની મત્તા ઘણી મંદ અને નિર્બળ હોય છે, અને તેમ ન હોય તોપણ જંગલી જીંદગીની રખડપટ્ટી અને સખ્તાઇને લીધે સ્ત્રીઓમાં સુંદરતા પણ થોડી જ રહે છે. તેથી કરીને એવા જંગલી સમયમાં સ્ત્રીઓને ગુલામ તરીકે જ ગણવામાં આવે છે અને તેમનું કર્તવ્ય પુરૂષના પશુ–વિકારને સંતોષવામાં જ સમાઈ જાય છે. આવી દશામાં, મુંગે મોંહે–કાંઇ પણ સામો પ્રત્યુત્તર વાળ્યા સિવાય, કોમળતા કે પ્રેમના કોઇ પણ શબ્દો સામા ન મળે તો પણ પુરૂષની નિરંતર સેવા ઉઠાવવાની ફરજ જ સ્ત્રીઓને ભાગે રહે છે, અને પશુ વૃત્તિ સંતુષ્ટ થયા પછી વૃત્તિઓમાં જે એકાએક ફેરફાર જંગલીઓમાં થઈ આવે છે તે ફેરફાર સહન કરી લેવાનું જોખમ વારંવાર તેમને રહે છે. તેથી કરીને જંગલી દશામાં સ્ત્રીઓની દશા અધમ હોય છે.

તથાપિ કાળ જતાં સ્ત્રીઓની જે નીતિભાવનાઓ વિકસિત થવાને સર્જિત થઇ હોય છે તેનાં કેટલાંક બીજોની ઝાંખી આ પ્રાથમિક દશામાં પણ આપણને થાય છે. લગ્ન સંસ્થાનું અસ્તિત્વ હોય છે. સામાન્ય રીતે પાતિવ્રત્યની કિંમત કાંઇક અંશે અંકાય છે, અને જે વ્યભિચાર કરે તેની સામે ગુસ્સો પ્રદર્શિત થાય છે. જો કે પુરૂષને માથે માત્ર વ્યભિચારની મનાઇનો જ અંકુશ હોય છે, પણ સ્ત્રીઓમાં ઇંદ્રિય–નિગ્રહ ઘણો જોઇએ એવી સામાન્ય માન્યતા હોય છે.

બે વાતથી સ્ત્રીઓની દશા ઘણું કરીને ઉચ્ચ સ્થિતિએ પહોચી છે. સ્ત્રીઓની ખરીદી કરીને તેમને પત્ની બનાવવાના રિવાજનો ત્યાગ અને એક સ્ત્રી કરવાના ધોરણ ઉપર કુટુંબની રચના. સુધારાની અત્યંત પ્રાથમિક દશામાં કન્યાના બાપને પૈસા આપી પુરૂષ પોતાની સ્ત્રી મેળવતો, અને તેથી સ્ત્રી પોતાના પતિની ખરીદાએલી ગુલામ થઇ રહેતી, કન્યાવિક્રયના આ રિવાજને પ્રથમથી જ આર્ય શાસ્ત્રોએ નિંદ્ય ગણ્યો છે; તથાપિ

કન્યાવિક્રય થતો આવ્યો છે અને થાય છે એ અફસોસની વાત છે. યાહુદી ના ગ્રંથોમાંથી પણ કન્યાવિક્રયના દાખલા મળી આવે છે. લીઆ અને રેચેલના પિતાની અમુક પ્રકારની સેવા ઉઠાવીને તે બન્ને સ્ત્રીઓને જેકબે ખરીદ કરી હતી; અને સ્ત્રીઓને ખરીદ કરવાની આ રસમ જે અમુક કાળે જ્યુડીઆમાં સામાન્ય રીતે પ્રચલિત હતી તે હોમરના જમાનામાં ગ્રીસ દેશમાં પણ સામાન્ય હતી. પરંતુ વખત જતાં આ ખરીદીને બદલે દાયજાનો રિવાજ તેમનામાં દાખલ થયો, અર્થાત્ વાપરવા માટે પિતા પોતાની પુત્રીને પૈસાની રકમ સાથે આપવા લાગ્યો, અને આ રકમ જો કે પતિના હાથમાં જ જતી, પરંતુ તેથી કરીને કુટુંબમાં સ્ત્રીની પ્રતિષ્ઠા અને માન વધતાં, અને ધણીધણીઆણીને જો ન બને અને છૂટા પડે તો એ રકમ સ્ત્રીને મળે એવું રોમ અને ગ્રીસના કાયદામાં ખાસ ઠરાવ્યું હતું. આ પ્રમાણે પતિ પોતાની પત્ની સાથે ગેરવર્તણુક ન ચલાવે તેની જામીનગીરી આ દાયજાના રિવાજમાં રહેતી હતી. પ્રથમ સ્ત્રી પોતાના પતિની ગુલામ જ ગણાતી તે વાત હવે બંધ થઇ ગઇ અને કાંઇક અંશે લગ્ન, કરારમાં જ એ ભાગીદાર ગણાવા લાગી. અસલના જર્મન લોકોમાં એક જૂદીજ જાતનો અને ઘણો વિલક્ષ રિવાજ પ્રચલિત હતો. વધુ પોતાના પતિને દાયજામાં કાંઇ પણ લાવી આપતી નહિ, તેમ વર પણ કન્યાના બાપને કાંઇ આપતો નહિ; પરંતુ પરણેતરને બીજે દિવસે સવારે તે પોતે જ પોતાની પત્નીને બક્ષીસ આપતો હતો, જે બક્ષીસ 'પ્રાતઃકાળની બક્ષીસ' ના નામથી ઓળખાતી હતી. સ્ત્રીધન કિંવા પલ્લાનું આ મૂળ હતું.

પરંતુ સ્ત્રીઓની ઉન્નતિના ઇતિહાસમાં ઉપર કહી તે કરતાં પણ વધારે અગત્યની બાબત એક સ્ત્રી કરવાના રિવાજની છે. આ બાબતમાં એશિયાના સુધારા કરતાં ગ્રીસનો સુધારો પ્રથમથી જ ચઢી જાય છે, કારણ કે ગ્રીસના સુધારાએ એક સ્ત્રી કરવાના રિવાજને પ્રથમથી જ વખાણ્યો હતો. વિશુદ્ધિની વાત પરત્વે આ રિવાજની બાબતમાં બે દૃષ્ટિએ વિચાર આપણે કરી શકીએ છીએ: એક તો નીતિની આપણી સહજ ભાવનાની દૃષ્ટિથી અને બીજી, સમાજના શ્રેયની દૃષ્ટિથી. નીતિની સહજ

ભાવનાની દૃષ્ટિએ જોતા બહુ સ્ત્રી કરવાના રિવાજ કરતા એક સ્ત્રી કરવાનો રિવાજ ઉત્તમ છે, કારણ કે તેથી કરીને મનુષ્યના સ્વભાવમા રહેલુ ભ્રષ્ટ તત્ત્વ અકુશમા રહી મર્યાદિત થાય છે અને વળી તેથી કૌટુબિક લાગણીઓ ખીલાઇ જીવન ઉચ્ચતર બનતું જાય છે. સમાજના શ્રેયની દૃષ્ટિએ જોતા પણ તે રિવાજ ઉત્તમ છે, કારણ કે સ્ત્રી પુરૂષની સખ્યા કુદરતમા સરખી હોય છ, તેથી એક પુરૂષે એક સ્ત્રી પરણવી વાજબી છે. વળી તેથી કુટુમ્બની વ્યવસ્થા પણ સારી રહે છે, અને એ સ્થિતિમા સ્ત્રીની પદવી પુરૂષની સમાન ગણાવાનો સભવ વધારે રહે છે. પરતુ હોમર ઇત્યાદિ કવિઓના કાવ્યમા પ્રતીત થતા અને પ્રશસાને પામેલા કાવ્ય કાળ અથવા પુરાણ કાળ અને પાછળના ઐતિહાસિક કાળ વચ્ચે એક્દરે ફેર છે એ વાત પણ આપણે લક્ષમા રાખવાની છે પ્રાથમિક અને અણઘડ દશામા સ્ત્રીઓનુ સ્થાન બેશક ઘણુ ઉંચુ હતુ અને તેમના નમુનામા ઘણા ઉંચા પ્રકારની સપૂર્ણતા પ્રદર્શિત થતી હતી એ વાત ઘણી વિસ્મયકારક છે અને ઘણા લેખકો તેથી ગુચવણમા પણ પડી જાય છે. સુધારો વધતા, નૈતિક વિચારો વિસ્તૃત બની ઉચ્ચ દશામા રૂપાંતર પામ્યા છે પરતુ ગ્રીક કાવ્યોમા સ્ત્રીઓની ઉત્તમતાના જે નમુનાઓ સમાએલા છે તે પ્રાથમિક હોવા છતાં જગતના સાહિત્યમા અત્યત સુંદર અને સપૂર્ણ છે એમ કહેવામા અડચણ નથી હેક્ટર અને એડ્રોમેકીનો દાપત્ય સ્નેહ, દરિયાઇ તોફાનમા સપડાવાથી લાંબા કાળ પર્યંત ભટકતા પોતાના સ્વામીની સ્હાયતા વગર રાહ જોતી પેનીલોપની વફાદારી અને તે સ્વામી પણ પેનીલોપને પોતાની જીવન દોરી ગણતો હતો તે પોતાનો સ્વામી જીવતો રહે એટલા માટે પોતાની જીદગીનો પણ રાજી ખુશીથી ભોગ આપતી એલસેસ્ટિસનો અતુલ્ય પ્રેમ પોલીક્ષિના મૃત્યુની ભવ્યતા, ઇત્યાદિ અનેક ચિત્રો ગ્રીક સ્ત્રીઓના ચારિત્ર્યમા જે ભવ્ય સૌંદર્ય ચિત્રિત થએલુ જોવામા આવે છે તે રોમ કે ખ્રિસ્તિ સમયમા જે સ્ત્રી પૂજા કે અર્વાચીન સુધારાના સમયમા પણ ભવ્ય ગણાય એવુ છે કુમારિકાઓની મર્યાદશીલતા અને પરણેતીની વફાદારી, સપૂર્ણ સ્ત્રીત્વના સદાચાર અને લાવણ્ય તે સમયના જેવા

મનોહારી અને આકર્ષક હોઇ પણ અન્ય સમયે ચિત્રામાં નથી. પુરૂષના જેટલી જ સ્ત્રીઓ પણ પૂજનીય ગણાતી હતી. ટ્રોયના ઘેરાનો આખો ઇતિહાસ લગ્ન-ગ્રંથિના ભંગથી ઉપજતી આફતોનો ઇતિહાસ માત્ર છે. છતાં, કેટલીક બાબતોમાં સ્ત્રીઓની પદવી હલકી ગણાતી હતી. કન્યાના બાપને ખરીદીની રકમ આપવાનો રિવાજ સામાન્ય હતો. મોટે ભાગે પુરૂષો રખાત રાખતા હોય એમ જણાય છે અને તેમની નિંદા પણ થતી નહિ. ઉંચી પદવીની ગુલામ સ્ત્રીઓ પ્રત્યે ઘણી સખ્ત વર્તણુંક રખાતી હતી. અને પ્રજાની ઉત્પત્તિમાં સ્ત્રીનો ભાગ ઘણો ગૌણ છે એવી શારીરિક શાસ્ત્ર સંબંધી ઘણી વિચિત્ર માન્યતા તે વખતે હોવાથી સ્ત્રી જાતને ઘણી ઉતરતી લેખવામાં આવતી હતી.

ઐતિહાસિક કાળમાં સ્ત્રીઓની પદવી કાયદામાં કાંઇક કેટલીક બાબતોમાં સુધરી હતી, પરંતુ તેમની નૈતિક દશામાં સ્પષ્ટ ભ્રષ્ટતા આવી ગઇ હતી. સદ્‌ગુણી સ્ત્રીઓ સખ્ત જનાનો પાળતી હતી. વારાંગનાઓ સ્ત્રીત્વના મોહક નમુનારૂપે ગણાતી હતી અને લોકમતમાં પુરૂષની છૂટ લગભગ નિરંકુશ હતી.

નીતિના ઇતિહાસમાં લાગણીની હકીકતો ઘણી જ અગત્યની હોય છે છતાં સમજવામાં તે બહુ જ મુશ્કેલ હોય છે. માણસોએ શું કર્યું હતું અથવા કેવો ઉપદેશ તેમણે આપ્યો હતો તે બતાવવું સહેલું છે; પણ ચિત્તની જે વૃત્તિથી તે આચરણ અને ઉપદેશ પ્રેરિત થયાં હોય છે તે બરાબર સમજવાં બહુ કઠિન હોય છે. બુદ્ધિમાં તેજસ્વી પ્રજા ક્વચિત્ નીતિમાં ઘણી ભ્રષ્ટ હોવાનો બનાવ ઇતિહાસમાં અપરિચિત નથી; અને આવા ઘણા દાખલા ફ્રાન્સ અને ઇટાલીના ઇતિહાસમાંથી મળી આવે છે. પરંતુ ગ્રીક લોકોની નીતિ-ભ્રષ્ટતામાં આશ્ચર્યકારક તત્ત્વ એ હતું કે લોક-અભિપ્રાય અને તત્ત્વ ચિંતકો બન્ને ઘણું કરીને એ ભ્રષ્ટતાને નિંદ્ય લેખતા નહિ, એટલું જ નહિ પણ તેને ઉત્તેજન પણ તેઓ આપતા હતા. સોક્રેટિસ અને થિયોડોટાનો સમાગમ ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. ગ્રીક તત્ત્વવેત્તાઓની

આ નૈતિક વૃત્તિ સમજવાને માટે આપણે લજ્જાગ પણ અગત્યની બાબત-મા ઉતરવુ પડશે

મનુષ્યના સ્વભાવનુ મૂળ પાપ વિષયવાસના છે, એમ ખ્રિસ્તિ વૃદ્ધો ભાર દઇને વારંવાર કહેતા હતા. જ્ઞાનની પ્રગતિ તપોમય જીવનની ઘણુ કરીને વિરોધી હોય છે, છતા તે પણ આ ધાર્મિક અભિપ્રાય સાથે એક મત થાય છે કે આ વિકારનુ કુદરતી બળ મનુષ્યના કલ્યાણને અર્થે જેટલુ જોઇએ, તેના કરતા ઘણુ વધારે હોય છે. માલ્થસના લેખોથી સિદ્ધ થયુ કે-જે વાતની ગ્રીક નીતિવેત્તાઓને ઘણે મોટે અંશે માહિતી હોય એમ જણાય છે-કે ધોરણસર લગ્નના અને સયમવર્તી સદાચારથી પણ, જો બધા નમ કરવા માડે તો, વસ્તી ઘણી વધી પડે છે અને તે વૃદ્ધિ મનુષ્યની આબાદીમા આડે આવી અનેક આફતોનુ કારણ થઇ પડે છે અને જ્યારે જેમ બને તેમ લગ્ન વહેલા કરવાનો આગ્રહ સ્પષ્ટ રીતે કુદરત મનુષ્ય જાતને કરતી જણાય છે, ત્યારે જ્યા વસ્તી વધી ગઇ હોય છે, ત્યા આગળ વધતા સુધારાનું પ્રથમ ચિહ્ન લગ્નો ઉપર અકુશ મેલવાનું કે તેમની સખ્યા ઓછી કરવાનું જ હોય છે અત્યત સુધારાવાળા સમાજમા, વિષય-વાસના-ના પ્રથમ વિકાસ સમયે જ પરણવાનો રિવાજ સામાન્ય રીતે હોતો નથી, અને વધતા જતા જ્ઞાનમા પણ એવા લગ્નોની સખ્યા વધારે અને વધારે ઓછી કરવાનું વલણ હોય છે વળી લગ્ન સિવાય આ વિકારની અન્ય તૃપ્તિની વિરૂદ્ધ નીતિવેત્તાઓ ગમે તેવો બોધ આપે, પણ આ વિકારના બળને લીધે માણસો અનીતિમા પડયા વિના રહેતા નથી એ પણ નિ:સશય છે, અને દરેક પ્રજામા, જમાનામા અને ધર્મમા આ ગેરવર્તણુકની બહુ ફૂટ નજરે પડે છે, અને તેથી કરીને જ મનુષ્યની દુ:ખ અને ભ્રષ્ટતા પણ બહુ થએલી છે

આ પ્રશ્નનો નિકાલ કરવામા નીતિશાસ્ત્રકારોના લક્ષ્યમા ખાસ કરીને બે બાતો હોય છે જે સતાનને પોતે અસ્તિત્વમા આણ્યુ હોય તેના નિભાવ ને માટે કાળજી રાખવાની દરેક પુરૂષની સ્વાભાવિક ફરજ, અને ભ્રષ્ટતા અને દૃષ્ટિથી કુટુબનું સરક્ષણ-કુટુબ અને રાજ્યનું મધ્ય-બિંદુ અને મુખ્ય

નમુનો છે, અને કૌટુંબિક જીવનની વિશુદ્ધિ ઉપર સમાજના સુખ અને નીતિનો ઘણો આધાર હમેશા હોય છે, તેથી કુટુબ-જીવન બગડતા આખો સમાજ સડવા લાગે છે. વળી પતિપત્નીના સબધ અને સ્નેહનો સ્વભાવ જ ખાસ કરીને એવો છે કે તેમા જો કોઇ અન્ય વચ્ચે પડે તો તેમાથી ઘણા અનર્થ ઉપજે છે વળી સતતિનું પોષણ કરવામા દરેક માણસને ખાત્રી હોવી જોઇએ કે પોતે જ તેનો પિતા છે. છતા કામવિકારની અત્યત પ્રબળતાએ કરીને એવા ઘણા અનર્થ બનવાનો સભવ રહે છે.

આવા સજોગોમા એક ઘણુ જ શોચનીય ચિત્ર મસારમા ઉભુ થએલું છે. જે અભાગણી સ્ત્રીનું નામ પાડવુ પણ શરમ ભરેલું છે, જે કડે પેટ પ્રેમના ખોટા ઉભરા બતાવે છે અને વિષય-વાસનાના માત્ર ભોજ્ય સાધન તરીકે જ પોતાની જાતને સમર્પી દે છે, સ્ત્રીજાતિના અધમમાં અધમ અગ તરીકે જેનો તિરસ્કાર અને અપમાન થાય છે અને ઘણું કરીને રોગ, દુર્દશા અને અકાળ મૃત્યુને માટે જે નિર્મિત થઇ હોય છે, એવો સ્ત્રીનો વર્ગ દરેક જમાનામા પુરુષની પાપ-વૃત્તિ અને અધમતાના કાયમી ચિહ્ન તરીકે દશ્ય થાય છે. પરતુ આવી સ્ત્રી પોતે પાપથી ખરડાએલી છતાં સદાચારનુ સરક્ષણ કરવામા અત્યત પ્રબળ સાધન નીવડે છે. આવી સ્ત્રીના અભાવે ઘણા સુખી કુટુબોની બીન તકરારી વિશુદ્ધિમાં વિક્ષેપ થાત, અને લાલચના પ્રસગ અભાવે ટકી રહેલા પોતાના પાતિવ્રત્યના ગર્વમાં જે સ્ત્રીઓ આવી સ્ત્રીઓ પ્રત્યે કમકમાટી દાખવે એવી ઘણી સ્ત્રીઓને પશ્ચાત્તાપ અને નિરાશાની વેદના ભોગવવાનો વખત આવત, કારણ કે એવા અવકાશની ગેરહાજરીમા અધમ પુરુષના આગ્રહ અને પ્રપચની સામે થોડી જ સ્ત્રીઓ વિશુદ્ધ રહી કે આમ જે સ્ત્રીઓ ભ્રષ્ટ અને અધમ ગણાય છે તેમના ઉપર જ અધમ કામ-વાસનાનું જોર ખાલી થાય છે. ધર્મ પથો અને સુધારા અનેક ઉદય પામે છે અને અસ્ત થાય છે, પરંતુ લોકોના પાપને લીધે આશા ભગ બનેલી આ સ્ત્રી મનુષ્ય જાતની કાયમને માટે પૂજારણ રહે છે.

પાતિવ્રત્યનો ભગ કરનારી આ અભાગણી સ્ત્રી કે સ્ત્રીઓ પ્રત્યે ઘણા

ખરા ખ્રિસ્તિ દેશોમાં ઘણો સખત અભિપ્રાય પ્રચલિત છે. અંગ્રેજ સેક્ષન પ્રજાઓના ઉત્તમ અને મધ્યમ વર્ગોમાં તો આવો એક દોષ થયો કે તે સ્ત્રીને માથે કાયમનું કલંક લાગી બેસે છે, અને પછી તે સ્ત્રી ગમે તેવી સદાચારી રહે અને પશ્ચાતાપ કરે પણ કોઇ કાળે એ કલંક તદન ભુંસાઇ જતું નથી. પ્રથમ તો આવું સખત ધોરણ ઘણું કરીને ધાર્મિક લાગણીને લીધે રહેતું હોય છે; પણ તેમાં સમાજના લાભ સમાએલા છે એમ કહી પ્રબળ દલીલો પણ ઘણીવાર તેના બચાવમાં અપાયલી છે. કેટલાક કહે છે કે કૌટુંબિક વિશુદ્ધિનું સંરક્ષણ એ એવી અતિ અગત્યની બાબત છે કે તેને અર્થે જે કાર્યનું સ્વરૂપ કલ્પનામાં ઘણી સહેલાઇથી ઉતરી શકે છે અને જે કાર્ય કાયદાના સ્વાધીનમાં કદિ પણ બરાબર આવી શકે તેમ નથી અને વિકારની અત્યંત પ્રબળતાએ કરીને જેમાં મનુષ્યની પ્રવૃત્તિ કદી થઇ જાય, તેવા કાર્યને અત્યંત સખત શિક્ષા થવી વાજબી છે. વળી આવા સખત દંડને લીધે વિષયી વિકારોના સઘળા પુરાવાને અપ્રસિદ્ધિમાં રહેવું પડે છે; તેથી તેમના વ્યાપારને ઓછા કરવાની ખાસ યોગ્યતા તેમાં રહેલી હોય છે, કારણ કે બીજા વિકારો કરતાં આ વિકારોનો આધાર કલ્પના ઉપર વધારે હોય છે, અને કલ્પના પાપના દર્શનથી વધારે વેહેલી સચેત થાય છે. વળી દુરાચાર ઉપર કલંકની તીવ્ર દૃષ્ટિથી જોતાં પ્રમાણમાં તેની સામેના સદાચાર પ્રત્યે લોકોનું લક્ષ વધારે ખેંચાય છે, અને સ્ત્રી–વર્ગમાં અત્યત સુઘડ અને ફિકરમંદ આબરૂની લાગણી બંધાઇ જાય છે, જેથી કરીને પાપમાં પ્રવૃત્ત થતાં તેઓ અટકે છે એટલું જ નહિ પણ તેમનું ચારિત્ર્ય પણ તેથી ઉન્નત બને છે.

આ દલીલોની વિરૂદ્ધ કેટલાક વજનદાર વિચારોની દલીલ પણ અપાય છે. તેથી કેટલાક એમ કહે છે કે દુરાચારના આ પ્રકાર ઉપર ગમે તેવો ઢાંકપીછોડો સમાજ કરે, તથાપિ તેનું અસ્તિત્વ તો રહે છે અને તે પણ બહુ મોટા પાયા ઉપર; અને જ્યારે આ પાપ અપ્રસિદ્ધિમાં વીંટાએલું અને અજ્ઞાનતાના દાંભિક દેખાવથી ઢકાએલું રહે છે ત્યારે જેવું જડમૂળ ઘાલી બેઠેલું અને ભ્રષ્ટ એ હોય છે તેવું એ ક્વચિત્ જ હોય છે. ઇગ્લાંડમાં

આવી પચાસ હજાર સ્ત્રીઓ છે અને તે બતાવી આપે છે કે સુઘડ સમાજ ને દેખાતી સુંદર સપાટીની તળે આ પાપ કેવા ભયંકર સ્વરૂપમાં રહેલું હોય છે. તેથી અનેક પ્રકારના રોગ લોકોમાં પ્રસરે છે અને વારસામાં પણ ઉતરે છે, અને તેથી લોકોની દુર્દશા થાય છે. પાતિવ્રત્ય-ભંગના દોષ ઉપર ઇંગ્લાંડનો સાર્વજનિક અભિપ્રાય જે સખ્ત દૃષ્ટિ દાખવે છે તેથી વેશ્યાની સંખ્યા વધતી અટકતી નથી અને તેથી દુર્દશા ઘટવાને બદલે વધે છે. જે કાર્યને માટે યુરોપના અન્ય પ્રદેશમાં સહેજસાજ હોવાની લાગણી ઉપજે છે તે જ કાર્ય ઇંગ્લાંડમાં મોટા ભાગ ઉપર અત્યંત ઝેરી લાગણી ઉપજાવે છે. જે કાર્યો સ્વભાવિક રીતે નૈતિક વૃત્તિઓની છેક નષ્ટતા સૂચવતાં કે ઉપજાવતાં નથી અને અન્ય દેશોમાં જે કાર્યોની પાછળ ઘણી વખત સુખી, સદાચારી અને પ્રેમી જીંદગી માણસો પસાર કરે છે તે કાર્યોથી ઇંગ્લાંડમાં ઘણે ભાગે ઘોર સત્યાનાશ જ વળી જાય છે. બાળહત્યા બહુ વધી પડી છે અને એક વખતના દોષથી જેની આબરૂ અને જીંદગી બરબાદ થઇ જાય છે એવી સ્ત્રીઓનો મોટો ભાગ વેશ્યાના ધંધામાં પડે છે. સાર્વજનિક અભિપ્રાય અને ધારાશાસ્ત્રીઓની નિષ્કાળજીનું આ પરિણામ છે.

વળી દુર્દશાના ખાડામાં જીંદગીપર્યંત ગરકાવ થએલી સ્ત્રીઓના આ સમૂહનો મોટો ભાગ સ્વભાવે કદી સુધરી જ શકે નહિ એવો પણ નથી હોતો. સ્ત્રીઓનું પતન જેમ દુષ્ટ વાસનાને લીધે થાય છે તેમ ઘણીવાર તે પતન લાગણીઓની પ્રબળતાને લીધે કે બુદ્ધિની ચંચળતાને લીધે પણ થાય છે. તેમની અત્યંત ભ્રષ્ટ દશામાં પણ નિષ્પક્ષ અવલોકન કરનારને ઉંચા પ્રકારની લાગણીઓના અવશેષ માલમ પડયા છે, અને જો તેમને અન્ય નૈતિક સંજોગ અને કેળવણી મળ્યાં હોત તો અવસ્ય આ અવશેષ ખીલી નીકળ્યા વિના રહેત નહિ. વેશ્યા-વૃત્તિના ગણનાત્મક કોષ્ટકોથી જણાય છે કે પતિત થએલી સ્ત્રીઓના મોટા ભાગના પતનનું કારણ તેમની ગરીબ અવસ્થા હતી, અને ઘણા દાખલામાં તો ભૂખમરાની અવસ્થામાં તેઓ હતી.

આ પ્રમાણે કુટુંબ જીવનમાં સ્ત્રીની પવિત્રતા જાળવવા કામવિકારને

કેવી અને કેટલી છૂટ આપવી એ પ્રશ્નનું નિરાકરણ કરવાનું કામ નીતિશાસ્ત્રવેત્તાને કરવુ પડે છે, અને તેથી વેશ્યાવૃત્તિના વિષયને એમ ગણવો પડે છે પરંતુ તે સબધમા મતભેદ છે. ખરાબ તો એને સૌ ગણે છે જ, પ તુ સમાજના અગો તરીકે તેવી સ્ત્રીઓ પ્રત્યે સમાજે કેવુ આચરણ રાખવુ જોઇએ તે સબધી મતભેદ આપણે ઉપર કાઇક જોયો આ મતભેદનુ વિવેચન કે નિરાકરણ કરવાનુ આપણુ અત્ર પ્રયોજન નથી પણ તેમા ગભીર પ્રશ્ન સમાએલો છે એટલુ સ્પષ્ટ થાય તો તે બસ છે

ઉપલા પ્રશ્નનું નિરાકરણ કરવા ગ્રીક નીતિવેત્તાઓ અને ધાગ શાસ્ત્રીઓએ સ્ત્રીઓના બે વર્ગ ઘણી ખુશીથી સ્વીકારી લીધા હતા—પત્ની અને રખાત—પત્નીનુ ભૂષણ પાતિવ્રત્ય ગણાતુ અને રખાતનુ ભ્રમર વૃત્તિમા દોષ ગણાતો નહિ ગ્રીક-પત્નીઓ કેવળ એકાત વાસમા જ લગભગ રહેતી હતી. ઘણી નાની ઉમરે ઘણું કરીને તેમને પરણાવવામા આવતી હતી વણવુ કાતવુ, ભરત ભરવુ, ઘર કામકાજની દેખરેખ રાખવી, કે તેમના માદા ગુલામોની સભાળ લેવી, એ તેમની પ્રવૃત્તિ રહેતી ઘરના ખાસ અને ઘના યદા ભાગમા તેઓ રહેતી હતી વધારે તાલેવત સ્ત્રીઓ ક્વચિતજ બહાર નીકળતી હતી, અને નીકળતી તો સ્ત્રી ગુલામને સાથે રાખ્યા વિના નીકળતી નહિ. સાર્વજનિક તમાશા જોવા તે કદિ જતી નહિ પોતાના સ્વામીની હાજરી શિવાય કોઇ પુરૂષની મુલાકાત લેતી નહિ અને પુરૂષો મેહેમાન હોય ત્યારે ઘરના ખાણામા પણ તેમની સાથે ભાગ લેતી નહિ તેમનો મોટામા મોટો સદાચાર પોતાના પતિ પ્રત્યે વફાદાર રહેવાનો હતો, અને તે બગસર અને મોટે ભાગે પળાતો હોય એ સભવિત છે અન્ય સ્થળે મોજ મેળવવાની પુરૂષને અપાતી છૂટ, ગૃહસ્થની સ્ત્રીને કોઇ છળવાનો યત્ન કરે તો તેની વિરૂદ્ધ પ્રદર્શિત થતો સખત લોક અભિપ્રાય, અને લોભ લાલચને વશ નહિ થવાની સ્ત્રીઓની ટેવ, ઈત્યાદિ કારણોને લીધે તેમનો સદાચાર બહુ સારી રીતે જળવાઈ રહેતો હતો બીજી રીતે જોતા, પોતાની સ્ત્રી ગુલામોની જ સોબતમા લગભગ નિરતર રહેવાને લીધે, પુરૂષોના સમાગમમા આવવાથી જે કેળવણી મળે છે તે કેળવણીની તેઓ નિર્ભાગી રહે

નાથી, અને એથેન્સમાં કેળવણીના થવાનાં મુખ્ય સ્થાન સાર્વજનિક તમા શાના સ્થળો હતા ત્યાં તેમને સ્થાન મળતું નહિ તેથી, અવશ્ય કરીને તેમના મન અત્યંત સંકુચિત સ્થિતિમાં રહેલાં હોવા જોઇએ થયુસીડાઇડીઝ કહે છે તે પ્રમાણે જે સ્ત્રીની સારી કે નરસી કાંઇ વાત જ થાય નહિ તે જ સ્ત્રી સ્ત્રીત્વના ઉત્તમ નમુના રૂપે તે વખતે ગણાતી હતી

તથાપિ પોતાના સંકુચિત પ્રદેશમાં તેમની જીંદગી ઘણુ કરીને દુખી નહોતી કેળવણી અને મહાવરાને લીધે ગૃહકાર્ય કે જે તેમને જ ભાગે રહેતુ હતુ તેમાં તે ગુંથાઇ રહેતી અને આનંદ માનતી હતી અને તેથી પોતાના પતિની બહારની વર્તણુક તેના ધ્યાનમાં રહેતી નહિ તે વખતની પ્રચલિત રીતભાત ઘણી સભ્ય અને વિવેકી હતી. કુટુંબ કલેશ કે જુલમની વાત કોઈ લખતું નથી પતિ ઘણુ કરીને સાર્વજનિક કાર્યોમાં ગુંથાએલો રહેતો વેહેમ કે ત્રાસના કારણો ક્વચિત્ જ બનતા અને જો કે સ્ત્રી અને પુરૂષ બરોબરીઆ ગણાતા નહિ તથાપિ ઘણાં દંપતીઓ વચ્ચે પ્રેમ મેળાપ એની મેળે જામતો હતો સંસાર અને તેના રીત રિવાજથી કેવળ અજ્ઞાન એવી એક પંદર વર્ષની મુગ્ધ બાળાને ભૂજામાં ભીડી પતિ તેનો સત્કાર કેવા પ્રેમથી કરે છે અને ગૃહ રાજ્યની અધિષ્ઠાત્રી દેવી તરીકે તેણે શુ શુ કરવુ તે બાબત કેવી શીખામણ પતિ એને આપે છે તેનું એક મનોહરી ચિત્ર ઝીનોફન એક સ્થળે આપે છે અત્યંત કોમળતાથી પતિ એને શીખામણ આપે છે, પણ એક નાના બાળક પ્રત્યે જેવી ભાષા વપરાય તેવી ભાષા એ વાપરે છે પતિ કહે છે કે તેનું કામ મધપુડાની રાણીની માફક નિરંતર ઘરમાં જ રહેવાનું અને તેના ગુલામોના કામ ઉપર દેખરેખ રાખવાનુ છે દરેકને પોતાપોતાનું કામ એણે વ્હેચી આપવુ જોઇએ, કુટુંબની પેદાશ કરકસરથી વાપરવી જોઇએ, જોડા, વાસણો અને કપડાં ઇત્યાદિ ઘરની વસ્તુઓ હમેશાં બરાબર યોગ્ય વ્યવસ્થાસર ઘરમાં પોતાની જગાએ પડયા છે કે કેમ ? તેની બરાબર તપાસ એણે રાખવી જોઇએ વળી તેના માંદા ગુલામોની માવજત રાખવી એ પણ તેના હક્ત નો એક ભાગ છે પણ અહીંઆ પત્ની વચમાં બોલી ઉઠે છે ' અરે,

જેની સાથે હું માયાળુપણે વર્તુ તે જો મને અહેશાનમંદ થાય એમ હોય અને પ્રથમના કરતાં મારા ઉપર વધારે સ્નેહ રાખે, તો તે વાત તો મને ખરેખર બહુજ ગમશે." કપટનો કોઈ પણ રીતે દેખાવ ન થઇ જાય તેની કોમળ અને રસભરી સંભાળ રાખીને પતિ પત્નીને સમજાવે છે કે ઉંચા દેખાવાની ખાતર ઉંચી એડીના બુટ પહેરવાની ટેવ એણે છોડી દેવી જોઇએ અને ચહેરાને એણે રંગ લગાડવો ન જોઇએ, અને એને વચન આપે છે કે જો પોતાની ફરજો એ પ્રમાણિકતાથી બજાવશે તો એ પોતે જ એનો પ્રથમ અને નિમકહલાલ ગુલામ થઈ રહેશે સોક્રેટિસને એ ખાત્રી આપી કહેતો કે જ્યારે કોઇ મતભેદ એ બેની વચ્ચે પડતો ત્યારે જો તે વાજબી હોય તો ઘણી સહેલાઇથી પોતાની પત્નીને એ સમજાવી શકતો હતો; પણ જ્યાં પોતાની ભૂલ હોય ત્યાં પોતાની પત્નીને ખાત્રી કરી આપવાનું કામ અશક્ય થઇ પડતું હતું.

આ ઉપરથી તે સમયમાં ગ્રીક સ્ત્રીઓનું જીવન કેવું હતું તેની આપણને ખબર પડે છે. પ્લુટાર્ક સ્ત્રીની પરણેતર જીંદગીનું એક બીજું ચિત્ર આપે છે, પણ તે પાછળના કાળનું છે પ્લુટાર્કના ચિત્રમાં સ્ત્રીને માત્ર ગૃહિણી અથવા પતિના એક મુખ્ય ગુલામ તરીકે નહિ, પણ તેના સાક્ષી અને સોબતી તરીકે વર્ણવવામાં આવી છે સ્ત્રી અને પુરૂષના કર્તવ્યો અને બંધન અન્યોન્ય છે એ વાત અતિ સ્પષ્ટ શબ્દોમાં ભાર મૂકીને એ કહે છે અને સ્ત્રીઓનાં અંતઃકરણ ઉંચામાં ઉંચી સ્થિતિ પર્યંત કેળવાવાં જોઇએ એમ એ ઇચ્છે છે લગ્નના એના ઉપદેશ અર્વાચીન જમાનાના ઉપદેશ કરતાં ભાગ્યે જ કમ છે પોતાના બાળકના મૃત્યુ સમયે દિલાસાનો જે પત્ર એણે પોતાની પત્નીને લખ્યો છે તે અક્ષરે અક્ષરે અત્યંત કોમળ પ્રેમથી ભરેલો છે. એવું કહેવાય છે કે એક સમયે પોતાની પત્નીના સગાંઓ સાથે એને કાંઇક વાંધો પડ્યો. તેની પત્નીને ચિંતા પેઠી કે તેથી કરીને તેમનું કુટુંબ સુખ ઓછું થઇ જશે તેથી પોતાની સાથે મેળાપ પ્રીત જાત્રાએ જવાને પત્નીએ પતિને સમજાવ્યો, અને ત્યાં જઇ

બન્ને એ પ્રેમ-દેવને બલિદાન આપી એક બીજાનો પ્રેમ કદિ પણ ઘટે નહિ એવી પ્રાર્થના કરી હતી

પરંતુ એકદરે ગ્રીક લોકોમા સદાચારી સ્ત્રીનું સ્થાન ઘણુ નીચુ હતુ તેની પદવી હમેશા પરતંત્ર જ રહેતી બાલ્યાવસ્થામા માબાપની, ગૃહસ્થાશ્રમમાં પતિની, અને વિધવાવસ્થામા પુત્રની, દેખરેખ અને સભાળ તળે તે રહેતી હતી તેને હમણા બાળક જ ગણવામા આવતી હતી અને પુરૂષ મગા મળી આવતા હોય તો તેને તે વારસો પણ મળતો નહિ છૂટાછેડાનો હક, બીજે નહિ તો એથેન્સમા તો, સ્ત્રી પુરૂષ બન્નેને હતો, પરતુ તે હક વાસ્તવિક રીતે, કેળવણી અને લોક-મતથી ટેવાઇ ગએના લોકોમા, કાયદાની કચેરીમા જઇ જાહેર પ્રકટીકરણ કરવાથી ઉપજતી અરોગ્રીને લીધે, લગભગ નિરર્થક થતો હોય એમ જણાય છે અર્થાત્ લોક-લાજને ઉલ્લંઘી સ્ત્રી દરબાર ચડતી નહિ. તથાપિ સ્ત્રીઓ પોતાની સાથે દાયજો લાવતી, અને દીકરીઓને પ ડું આપવાનો રિવાજ-એ એક કારણ એવુ મળતું હતુ કે જેને લીધે ગેરરક્ષણક વારવાર મહાર આવતી અને આમ બહાર આવનારને નિંદાપાત્ર કોઈ ગણતુ નહિ વળી નિરાધાર સ્ત્રી-બાળકોના લાભમાં એથેન્સનો કાયદો ખાસ કરીને કાળજીવાળો અને કોમળ હતો પ્લેટોના મત પ્રમાણે સ્ત્રી અને પુરૂષ સરખા હતા પણ લોક-રૂઢીઓ તેથી કેવળ ઉલટી જ હતી રાજ્યને અર્થ નમ છે શેહેરીઓ ઉપજાવવાનુ માત્ર સાધન એ છે એવો વિચાર મુખ્યત્વે કરીને તે સમયે પ્રચલિત હતો અને સ્પાર્ટામા તો એવો હુકમ હતો કે વૃદ્ધ અને નિર્બળ પુરૂષોએ પોતાની યુવાન સ્ત્રીઓ વધારે જોરાવર પુરૂષોને સોપી દેવી કે જેથી કરીને રાજ્યને મજબુત બાંધાના લડવૈયા મળે સ્પાર્ટામા સ્ત્રીઓની સાથે જે રીતનું વર્તન રાખવામા આવતુ હતુ તે વર્તન ગ્રીસના અન્ય સંસ્થાનોમા ચાલતા વર્તનથી ઘણી બાબતમા જુદુ હતુ, અને તેથી લાગણી કે મર્યમા શરમનો છાંટો સરખો પણ દેખાતો નહિ પ તુ તેથી પ્રબળ અને વીર્યવાન સ્વદેશાભિમાન લોકોમા ઉપજતું અને માતાએ દેશના ખાતર પોતાના પુત્રનો ભોગ આપ્યાના અને તેમના કીર્તિવત મૃત્યુથી ખુશી થયાના અને પોતાના ગૌરવમય જુસ્સો

પ્રજાના લશ્કરોમાં રૈડયાના અનેક દાખલા સ્પાર્ટામાંના ઇતિહાસથી મળી આવે છે. તથાપિ સદ્‌ગુણી સ્ત્રીઓનાં નામ ગ્રીસના ઇતિહાસમાં કવચિત જ દેખાડે છે. એથેન્સના સમાજમાં ફ્રોશિયન જ્યારે અગ્રસ્થાન ભોગવતો હતો. ત્યારે તેની સ્ત્રીએ જે નિર્મળ મરજાદા બતાવી હતી તે; અને લગ્ન સ્નેહ અને માબાપ પ્રત્યે ભક્તિના થોડાક દાખલા વર્ણવાએલા છે, પણ સામાન્ય રીતે લોકોનું લક્ષ ખેંચનારી સ્ત્રીઓ વારાંગના જ હતી.

ગ્રીક જીવનમાં આ વારાંગનાઓ જે સ્થાન ભોગવતી હતી તે સમજવા માટે આપણા સમયમાં નીતિ પર તો જે છૂટ અપાય છે, તેનાથી તદ્દન જૂદીજ જાતની છૂટનો તે સમય હતો એ વાત આપણે ધ્યાનમાં રાખવી જોઇએ. પરંતુ જન સ્વભાવની દરેક શક્તિ અને અંશનો સંપૂર્ણ વિકાસ સર્વે પાસ કરવો એ ગ્રીક મતે સર્વોત્તમતા લેખાતી હતી. ત્યાગ કે તપોવૃત્તિની વાત તો તેમની સમજણમાં પણ ઉતરતી નહોતી. મનુષ્ય સ્વભાવના સારા નરસા ભાગનો ભેદ તેઓ સ્વીકારતા હતા; અને નરસા ભાગથી તદ્દન ઘેરાઇ ગએલા જીવનને તેઓ અધમ ગણતા ન હતા પરંતુ કુદરતી વિકારનું સતત દમન તેમની વિચાર શ્રેણીને તદ્દન અજ્ઞાત હતું. તેમના કાયદામાં, નીતિના તેમના ધોરણમાં અને લોક વિચારમાં આજ સિદ્ધાંતનું સમર્થન હતું અને તેથી અત્યત સદાચારી માણસને પણ વારાંગના સાથે ઉઘાડો સંબંધ રાખવામાં શરમ લાગતી નહિ.

પરંતુ ઘણા સમાજોના અનુભવ ઉપરથી જણાય છે કે જાહેર મતને લીધે પુરૂષ વર્ગને કુલ સ્વતન્ત્રતા ભલે મળતી હોય, પણ સ્ત્રી વર્ગને તેવી સ્વતંત્રતા પ્રાપ્ત થતી નથી. પરતુ ગ્રીક સમાજમા ઘણાં કારણોને લીધે વારાંગનાના વર્ગને એક ખાસ સ્થાન પ્રાપ્ત થયું હતું. રતિ દેવીની વિલાસી પૂજાથી તેમના ધધાને એક જાતની ધાર્મિક પરવાનગી મળતી હતી. રતિ દેવીના મંદિરમાં પૂજારણો આ વારાંગનાઓ થતી હતી, અને કોરીંથની પૂજારણોએ પોતાના શેહેરનું સકટ પ્રાર્થનાઓથી ટાળ્યુ હતું એમ મનાતું હતું. આમ મંદિરોની છાયામાં આ દુરાચાર પ્રવર્તિત થનો હતો. આ સ્થિતિ ઘણાં શેહેરોની હતી.

વળી, રસજ્ઞતાનો જે પ્રબળ જુસ્સો તે વખતે પ્રચલિત હતો તેને લીધે પણ જે અત્યંત સુંદર હોય તે માન પામતાં. જે દેશમાં અને જે હવામાં કુદરતનું સૌંદર્ય આપોઆપ અત્યંત ખીલી નીકળતું હતું, ત્યાં ચિત્ર-વિદ્યા અને શિલ્પ-વિદ્યા બન્નેમાં અનુપમ કારીગરોની શાળા ઉપજી આવી અને સાર્વજનિક રમતો અને હરિફાઇઓ થતી. ત્યાં શારીરિક સૌંદર્યની અનુપમ સંપૂર્ણતાની ભેગા થએલા લોકો વાહ વાહ બોલતા હતા. દુનિયાના ઇતિહાસમાં કોઇ પણ સર્વે સુંદરતાની માનયુક્ત પ્રશંસા આટલી ઉત્સાહી અને આવી સાર્વજનિક નહોતી. જમાનાના નૈતિક ઉપદેશ કિંવા દૃષ્ટિબિંદુ ઉપર પણ તેની બહુ અસર થઇ હતી, અને મુખ્ય નીતિ શાસ્ત્રવેત્તાઓ તો ઇંદ્રિયાતીત સૌંદર્યને જ ઇચ્છામાં ઉંચો સદ્‌ગુણ ગણતા હતા. સાહિત્યના ક્ષેત્રમાં પણ શૈલી અને રચનાનો અભ્યાસ ઉત્તમ ગણાતો હતો. કળાના પ્રદેશમાં પ્રેરણા સૌન્દર્યથી થતી હતી અને નિયમરૂપ પણ સૌંદર્ય જ ગણાતું હતું. પોતાનાં છોકરાંઓ રૂપવાન થાય એવી સૌથી પ્રથમ પ્રાર્થના ગ્રીક માતાઓ કરતી. અને શરીરની સુંદરતામાં અત્યંત રૂપવાન હોય તેની વાહવાહ કરી સૌ તેને પૂજતા હતા. તેની મૂર્તિઓનો તે નમુનો હતી. સુંદરતાને જોઇ ન્યાયાધીશો તોહોમતદારને પણ છોડી મૂકતા. એલેક્ઝાંડરની એક પ્રિય રખાતનું ચિત્ર ચીતરતાં ચીતરતાં ચિતારો તેના ઉપર મોહિત થઇ પ્રેમ-બદ્ધ થઇ ગયો; એલેક્ઝાંડરે તે ચિતારાને એ રખાત પોતાના તરફથી એક અમૂલ્ય ભેટ તરીકે આપી દીધી. તેથી સૌંદર્યની મૂર્તિઓ રૂપ વારાંગનાઓ પૂજાતી, કવિઓ તેમની સુંદરતાનું ગાન કરતા અને ગંભીર તત્ત્વચિંતકો તેમની મુલાકાતને અર્થે જાત્રાઓ કરતા; અને આખા દેશમાં તેમનાં નામ પ્રસિદ્ધ થતાં હતાં.

વિચાર અને વૃત્તિઓની પરિસ્થિતિ જ્યાં આવી હોય, ત્યાં કુશળ અને ઉદયતી લાલસાવાળી સ્ત્રીઓ ધધામાં પ્રવૃત્ત થાય, અને ગૃહસ્થ સ્ત્રીઓની કેવળ એકાંતવાસી જીંદગી અને સ્વાભાવિક રીતે જ તેથી ઉપજતી તેમની અજ્ઞાન અવસ્થાને લીધે સમાજમાં જે સ્થાન ખાલી પડે છે તે પૂરવા આવી સ્ત્રીઓ બહાર પડી પ્રસિદ્ધિ મેળવે તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કશું નથી. એથેન્સની સ્ત્રીઓમાં સ્વાતંત્ર્ય માત્ર વારાંગનાઓને જ હતું;

અને ઘણીના- આ સ્વતન્ત્રતાનો ઉપયોગ જ્ઞાન મપાદન કરવામા તે કરતી અને આમ પોતાની અન્ય મોહિનીઓમાં તીવ્ર બુદ્ધિનું આકર્ષણ પણ તે ઉમેરી શકતી હતી. તેની આસપાસ કવિઓ, ચિતારાઓ, ઇતિહાસકારો અને તત્ત્વવેત્તાઓ એકઠા થઇ જતા, અને જમાનાના બુદ્ધિ-વિષયક અને કળા-વિષયક ઉભરાઓમા કાઇ પણ સંકોચ રાખ્યા વિના તે ઝંપલાવી દેતી, અને આમ અનુપમ સાહિત્ય-સમાજનુ કેંદ્ર તે થઇ પડતી હતી. એ અસ્પેશિયા કે જે પોતાના સૌન્દર્ય અને બુદ્ધિ-બન્નેને માટે પ્રખ્યાત હતી તેણે પેરિક્લીઝનો પ્રબળ પ્રેમ સપાદન કર્યો હતો. પેરિક્લીઝને વક્તૃત્વનું શિક્ષણ એણે આપ્યુ કહેવાય છે અને તેના પ્રખ્યાત ભાષણોમાથી કેટલાક એણે લખી આપ્યાનુ બોલાય છે. રાજકાજની બાબતોમાં એની સલાહ વારંવાર લેવામા આવતી, અને બીજા તત્ત્વચિંતકોની પેઠે સોક્રેટિસ પણ તેની મિજલસમા જતો હતો. સોક્રેટિસે પોતે પણ કબુલ કર્યું છે કે ડાયોટિમા નામની વારાંગના પાસેથી એ ઘણું શીખ્યો હતો. એપિક્યુરસની એક અતિ ઉત્સાહવાળી શિષ્યા લિયોનટિયમ નામની વારાગના હતી

વળી નહિ કહેવા જેવી એક બીજી વાતની નોંધ પણ અહીં ઇતિહાસકારને લેવી પડે છે. ગ્રીક સુધારામા એક વિચિત્ર પ્રકારની પણ ઘર કરી બેઠેલી ભ્રષ્ટતાની બદી સાથે સરખાવતા, સ્ત્રીઓની સાથે ઉપર કહેલો અણઘટતો વ્યવહાર સારા માણસની જીંદગીમા સામાન્ય રીતે ચાલ્યો આવતો દોષ ગણાતો અને તેમા નામોશી લેખાતી નહિ. આ બદી ગ્રીક લોકોમા કેવી રીતે પેઠી તેના કારણમા ઉતરવાની જરૂર નથી, પણ તેની અસર નૈતિક ધર્મ અને કળામા પણ પેઠી ગઈ હતી એકદરે આ બદી ગ્રીક લોકોમા બેશક દુરાચાર તરીકે ગણાતી હતી, પરતુ તે પ્રતિ ગ્રીક લોકોના અણગમાની લાગણી અર્વાચીન સમયના જેવી પ્રબળ નહોતી તેથી કરીને, વારાગના-વર્ગને ઉંચી સ્થિતિએ પહોંચવાનુ આ બદી પણ એક આડકતરૂ કારણ થઇ પડયુ હતુ.

આવા કારણોને લીધે વેશ્યાઓના ધધામાં શરમ લેખાતી નહિ, અને તેમના ધધાને લોકો ભ્રષ્ટ ગણતા નહિ તથાપિ સઘળા જમાનામા બનતુ

આવ્યું છે તેમ તે જમાનામાં પણ આ વર્ગનો મોટો ભાગ અધમ ભ્રષ્ટતામાં પોતાનું જીવન ગાળતો. તેમનામાંથી ઘણી થોડી એકદરે વારાંગનાની ઉચી સ્થિતિએ પહોંચી શકતી અને આબાદ થતી, અને તેમાંથી પણ ઘણી ખરીમાં, સામાન્ય રીતે જે લક્ષણો તે વર્ગમાં સઘળા જમાનામાં જોવામાં આવે છે તે લક્ષણો ઘણુ કરીને દેખાઇ આવતા. બેવફાઈ, ધન હરણની અત્યંત લાલસા અને અતિ ખરચાળ મોજશોખ, તેમનામાં સાધારણ હતાં. છતાં સારા દાખલા પણ એ વર્ગમાંથી મળી આવે છે, એ વાત પણ નિઃસંશય છે. સમાજનો બહિષ્કાર તેમને નડતો નહિ અથવા તેથી તેઓ હલકી ગણાતી નહિ. અને જો કે વિવાહિત સ્ત્રીઓના જેટલું માન તેમને કદિ મળતુ નહિ, તથાપિ સામાન્ય રીતે લોકોમાં એવી માન્યતા પ્રચલિત હતી કે ગૃહ—પત્ની અને વારાંગનાના પ્રદેશ અને કર્ત્તવ્ય સંસારમાં ભિન્ન-ભિન્ન છે અને દરેકમાં પોતપોતાના ખાસ ગુણો રહેલા હોય છે. લીના નામની વારાંગના હારમોડિયસની મિત્ર હતી અને પોતાના મિત્રનું કાવત્રુ પ્રકટ કરવા કરતાં જૂલમનો ભોગ બની મરવાનું તેણે પસંદ કર્યું હતું; અને એથેન્સના લોકોએ તેના નામના અર્થથી દોરાઇ, તેની દઢતા જાળવવા જીભ વિનાની સિંહણનું એક બાવલું ઉભું કર્યું હતું. બેકિસ નામની વારાંગનાનાં નિઃસ્વાર્થ પ્રેમ અને ભવ્ય રીતભાતની ખાસ નોંધ લેવામાં આવી છે અને એક અતિ કોમળ પત્ર—લેખનમાં તેનું ચારિત્ર્ય વર્ણવાયું છે અને તેના મૃત્યુથી થએલો શોચ બતાવેલો છે. ગ્રીક જીવનનું એક યથાસ્થિત ચિત્ર આપતાં ઝીનોફન વર્ણવે છે કે થીઓડોટા નામની વારાંગનાની સૌન્દર્ય ખ્યાતિ સાંભળીને તે વાત સાચી છે કે કેમ ? તેની ખાત્રી કરવા સોક્રેટિસ પોતાના શિષ્યોને લઇ તેને ઘેર ગયો અને તેના ઘરનો વૈભવ જોઇ તે શી રીતે એને પ્રાપ્ત થયો તે બાબત શાંત, હળવા પ્રશ્ન પૂછવા લાગ્યો અને પછી પોતાના આશકોને પોતામાં આસક્ત રાખવા કયા કયા ગુણોને એણે કેળવવા જોઇએ તેનું ધ્યાન કરવા એ લાગ્યો. સોક્રિટિસ એને કહે છે કે ઉદ્ધત માણસો આવે તો ઘરનાં બારણાં એણે બંધ કરવાં; તેના આશકો માંદા પડે તો તેમની સેવા એણે કરવી; કોઇ

માનવંતા કાર્યમાં તેમની સફળતાથી એણે ખુશી થવુ, અને તેના ઉપર જે પ્રેમ રાખે તેના ઉપર એણે પ્રેમ રાખવો. આમ ખુલ્લા દિલથી અને મોકળે મને આનંદથી તેની સાથે વાતચિત કરીને, સ્પષ્ટ કે ગર્ભિત કોઇ પણ જાતનો ઠપકો આપ્યા સિવાય અને જ્ઞાન દોષથી ઉપજતી ભીતિ કે નફ્ટતા કોઇ પણ જાત નિશાની એ ચાદમા ઉપજ્યા સિવાય, ગ્રીક લોકોમાં સર્વોત્તમ અને ડાહ્યામાં ડાહ્યો ગણાતો માણસ, તેના સૌન્દર્યની રમણીય પ્રશંસા કરતો કરતો તેને ઘેરથી ગયો.

આ સઘળી વાત આચરણના ઇતિહાસમા કહ્યા વિના છૂટકો નહોતો માટે અમે કહી છે. ગ્રીસમાં મહાન પુરુષો ઘણા થયા છે પણ મહાન્ સ્ત્રી થઈ નથી તેનું કારણ હવે વાંચનારને સમજાશે. આપણા સ્વભાવના ઉચ્ચ અને નીચ ભાગોની વચ્ચે ભેદ છે એ વાત આપણી પેઠે ગ્રીક લોકો પણ સ્વીકારતા હતા, તથાપિ આચરણનું જે ધોરણ તેઓ અમલમા મુકતા હતા તે હાલના અર્વાચીન લોકમતથી ઘણુ ભિન્ન હતુ એ વાત પણ હવે સમજાશે. અર્થાત્ નીતિનો સિદ્ધાંત સાર્વત્રિક છતાં દેશ, કાળ અને સંજોગ ભિન્નતાએ કરીને તેના ધોરણમા ભેદ પડે છે, એ વાત પણ ઉપરના ટુંકા ઇતિહાસથી સ્પષ્ટ થશે. પ્રબળ અને ક્ષણિક કામ વિકારની તૃપ્તિ નિવાહિત પત્નીદ્વારા જ થવી જોઇએ એ ખ્રિસ્તિઓના ધોરણથી ગ્રીક લોકો અજ્ઞાત હતા. ગ્રીક પત્નિઓ ઉપર સખ્ત ફરજો નાખવામા આવી હતી. પાછળના સમયમાં પતિને માથે પણ ફરજો નાખવામા આવી હતી. જો કે તે ફરજો કાંઈક ઓછી સખત હતી. ઉપર કહેલી બદીમા કલંક ગણાતુ હતુ, પરન્તુ ગ્રીક લોકોની લાગણીને તેનો અણગમો એટલો ઓછો હતો કે તે જોઇ અત્યારે આપણા હૃદયને આચકો લાગે છે. વારાંગનાના આખા વર્ગને કાયદાએ થોડીક બાબતોમા કાંઇક નાલાયક ઠરાવી હતી, અને જોકે તેમના વખાણ વધારે થતા પરંતુ કૌટુંબિક જીવન જે સ્ત્રીઓ સ્વીકારતી તેમના કરતા તેમને ઓછુ માન મળતું, પરંતુ સંજોગો એવા એકત્ર થઈ ગયા હતા કે તેમને લીધે તેમની ખરી લાયકી અને લોકોમા તેમનો મરતબો વધી ગયો; અને લગ્ન પ્રત્યે અણગમો ઘણો સાધારણ થઇ પડયો, અને જાહેર નીને,

ઉઘાડે છોગે લોકો તેમની સાથે સબધ રાખવા લાગ્યા, આમ વારાંગનાનો વર્ગ સમાજમા ખાસ સ્થાન ભોગવવા લાગ્યો હતો.

હવે રોમના સુધારા પ્રત્યે જો આપણે દૃષ્ટિ કરીએ તો છીએ તો આપણને માલમ પડે છે કે સ્ત્રીઓની સ્થિતિમા કેટલાક અગત્યના પગના આગળ ભર્યાં હતા. પાતિવ્રત્યના સદાચાર પ્રત્યે બે ભિન્ન ભિન્ન દૃષ્ટિથી જોઇ શકાય છે એ આગળ અમે કહ્યુ છે જ્યા ધર્મભાવના કરતા રાજકીય જુસ્સો વધારે પ્રબળ હોય છે એવા દેશોમાં ઘણું કરીને જનહિતવાદ જોર પકડે છે, અને ત્યા ગૃહસ્થાશ્રમ ઘણી માનનીય અવસ્થા ગણાય છે તેથી કરીને ગૃહસ્થાશ્રમમા સુખ, પવિત્રતા અને નિભયતા વધારવા એજ તેમના સઘળા આદેશનો મુખ્ય ઉદ્દેશ હોય છે. પરંતુ અલખ (mystical) મત કે જેનો આધાર શરમની સ્વાભાવિક લાગણી ઉપર હોય છે અને ઇતિહાસ સાબીત કરી આપે છે તેમ જે મત જ્યાં રાજકીય ભાવના ઘણી ઓછી હોય છે અને ધાર્મિક ભાવના ઘણી પ્રબળ હોય છે ત્યા વિશેષે કરીને ખાસ પ્રબળતા પામે છે, તે મત કુંવારાપણામા સદાચારની સર્વોત્તમતા લેખે છે અને પરણેતર જીદગીને ઉચ્ચ પવિત્રતામાથી થએલું ક્ષમ્ય પતન ગણે છે. અને રોમની ધર્મસંસ્થામા એક ઘણી લક્ષ ખેંચનારી વાત આપણને માલમ પડે છે તે એ છે કે આ બને વિચારોને મુસવતા તેમનામા દેવના બે પૂજારી વર્ગો હતા, જ્યુપીટરના પૂજારીઓ અને વેસ્ટા નામની દેવીની પૂજારણો. આ બન્ને વર્ગોની સેવા રાજ્યને ઘણી અગત્યની અને ઉપયોગી ગણાતી હતી દરેકનો અમલ રોમ શેહેરમા ઉજવાતો. દરેકની નિમણુક અત્યત દબદબા ભરેલી ક્રિયાથી થતી હતી. દરેકને ઘણુ ગભીર માન અપાતુ હતું. પણ એક અગત્યનો ભેદ તે બેમા હતો. પૂજારણ કુંવારી રહેતી હતી, સખત બ્રહ્મચર્ય પાળતી, અને તેમાં ચૂક કરતી તો અત્યત ભયકર સજા તેને થતી. પૂજારીને પરણવુ ફરજીઆત હતું અને પોતાની પરણેત જીદગીમા અત્યત વિશુદ્ધ અને પવિત્ર એને રહેવુ પડતુ હતું તેનું લગ્ન અત્યત ગભીર ક્રિયાઓથી ઉજવવામા આવતું અને માત્ર મૃત્યુથી જ એ લગ્ન રોક થતુ ગણાતું હતુ જો એની સ્ત્રી મરી જતી,

અના ચાકરા જતા ર્‍હેતી હતી. આ પૂજારીનું દષ્ટિબિંદુ મખત અને વેત્ર લગ્નના દષ્ટિબિંદુ તરીકે લોકમાં વધારે માન્ય હતું. રોમનો ધર્મ ખાસ ાને કૌટુંબિક હતો, અને લગ્નની બાબતમાં દરેક જાતનાં ગૌરવ અને ગાંભી ચેરવાનો કાયદો મુખ્ય ઉદ્દેશ રાખતો હતો. એક પત્નિ કરવાના રિવાજને ામહ તેમનામા મૂળથી જ હતો. રોમની સત્તા જાગવવાથી એક મોટો ફાયદે થયો કે એ રિવાજ યુરોપમાં પ્રસરી ગયો. સ્ત્રીઓની નૈતિક ગણના ઘણું યી થતી હતી અને રોમના જીવનમાં તેઓ આગળ પડતો ભાગ લેતં ી. તેના ઘણા પૂરાવા પ્રાથમિક રોમની કથાઓમાંથી મળી આવે છે ક્રેશિયા અને વરજીનિયાના કરૂણ રસ પ્રધાન નાટકો આબરૂની અને વિ દ્ પવિત્રતાની ઉત્તમતાની લાગણીથી ભરેલા છે. સેબાઇન સ્ત્રીઓ પોતાન ામીઓ અને પોતાના પિતાઓના કલહમાં વચ્ચે પડી સલાહ કરાવતં ી અને બાળ પ્રજા તંત્રને બચાવી લીધી હતી. અને કોરીઓલેન્સર્ન તા પોતાની પ્રાર્થનાઓથી દેશ ઉપર ઝઝુમી રહેલી આફત દૂર કરાવે ાવી હતી ઇત્યાદિ દાખલાથી જણાય છે કે રોમની સ્ત્રીઓએ દેશની, સ્વદેશની દેશાભિમાની કીર્તિમાં ભાગ લેતી હતી. રોમની સ્ત્રીઓએ દેવીના મંદિર- જઇ, સંકટના સમયે શૂરવીર સિપાઇઓને પોતાના ધનુષ્યની દોરી કરવા તાના લાંબા વાળ કાપી આપ્યાની પણ કથા છે. એક રોમની સ્ત્રીને ખમરાથી મારી નાખવાની સજા થઇ ત્યારે તેની પુત્રીએ એને કારગૃહમા ાવાની પરવાનગી મેળવી પોતાના ધાવણથી પોતાની માતાનું પોષણ ાતી જણાઈ હતી. આ માતૃ–ભક્તિના સ્મરણાર્થે એક મંદિર ઉભુ કરવામાં ાવ્યું હતું.

તથાપિ કાયદામા રોમન સ્ત્રીની પદવી લાંબા કાળ પર્યંત ઘણી નીચી ી હતી. પોતાની સ્ત્રી અને છોકરાઓ ઉપર કુટુબના વડાની સત્તા નિર- શ છે અને ધારે તો પોતાની સ્ત્રીને એ તજી શકે છે એ સિદ્ધાંત ઉપર રોમીય કુટુંબનું બધારણ હતુ. રોમના ઇતિહાસના છેક પ્રાથમિક સમયમા ાના બાપને બક્ષિસ આપવાનો કે દાયજાનો રિવાજ પ્રચલિત હોય મ જણાતુ નથી; પરતુ દીકરીનો વિવાહ કરવાની કુલ સ્વતંત્રતા બાપને

હતી, અને કેટલીક વખતે તો થઈ ગએલા લગ્નને રોક કરવાની પણ તેને સત્તા હતી. પરંતુ લગ્નના જે પ્રકાર રોમના પ્રાથમિક સમયમાં સામાન્ય રીતે પ્રચલિત હતા તેને અનુસાર સ્ત્રીના ઉપરની કુલ સત્તા તેના ધણીના હાથમાં જતી, અને કેટલાક પ્રસંગે પોતાની સ્ત્રીને મારી નાંખવાનો પણ તેનો હક ગણાતો હતો. સ્ત્રીઓને પોતાની વિશુદ્ધિ સખ્ત રીતે જાળવની બનાવવામાં કાયદા અને લોકમત બન્નેની અસર એકત્ર થતી હતી. એવું કહેવાય છે કે પાંચસે અને વીશ વર્ષ પર્યંત રોમમાં છુટાછેડાનો એક પણ દાખલો બન્યો નહોતો. લોકોનો આચાર એવો તો સભ્ય હતો કે એક રાજ સભાસદે પોતાની દીકરીની હાજરીમાં પોતાની પત્નીને આલિંગન આપ્યું તેને માટે તેને બહુ નિંદવામાં આવ્યો હતો. પોતાનાં બાળકોને માતાએ જ ધવરાવવાની રોમીય સ્ત્રીઓની ફરજ ગણાતી હતી, તેથી જો કોઇ સ્ત્રી પોતાનાં બાળકને ધવરાવવા ધાવ:રાખે તો તે બહુ નામોશી ભરેલું ગણાતું હતું. કૌટુંબિક કરકસરની નાની નાની બાબતોનું પણ નિયમન સખત કાયદાથી થતું હતું. વારાંગનાની સંખ્યા જો કે ઘણું કરીને ઘણી હતી અને તે વર્ગ નિરંકુશ હતો, તથાપિ તે વર્ગ પ્રત્યે લોકોનો ધિક્કાર ઘણો હતો. પોતે તે વર્ગની છે એવા જાહેર સ્વીકારમાં જ તેને પૂરતી શિક્ષા થાય છે એવી માન્યતા હતી; અને જ્યુનો કે જે લગ્નની અધિષ્ઠાત્રી દેવી ગણાતી તેની યજ્ઞ-વેદીને સ્પર્શ કરવાની તેમને પરવાનગી નહોતી. એક રોમન હાકેમ ઉપર કોઇએ હુમલો કર્યો; પણ તેની ફરિયાદ થતાં તેને દાદ કાંઇ મળી નહિ, કારણ કે જે ઘરમાં હુમલો થયો હતો તે બદનામવાળું હતું અને એવા ઘરમાં રોમના હાકેમે જવું નામોશી ભરેલું ગણાતું હતું. સ્ત્રીની પવિત્રતાની સાક્ષી આપણી કુદરત પૂરે છે એમ મનાતું. ક્રૂર જંગલી પ્રાણીઓ પણ કુમારિકા સમક્ષ શાંત થઇ જતાં. એવું કહેવાતું કે ડૂબી ગએલા પુરૂષની પીઠ તરતી રહે છે અને ડૂબી ગએલી સ્ત્રીનું મુખ તરતું રહે છે; કારણ કે પુરૂષો કરતાં સ્ત્રીઓની વિશુદ્ધિ વધારે ઉંચી હોય છે; એવો ખુલાશો રોમના વિજ્ઞાનશાસ્ત્રીઓ આપતા હતા.

એરિસ્ટોટલ કહેતો કે બીજી પ્રજાઓની માફક ગ્રીક લોકો પોતાની

સ્ત્રીઓને ગુલામ ગણતા નહિ, પણ જિંદગીના સાથી અને મોભતીઓ તેમને ગણી તેમની સાથે તે પ્રમાણે વરતતા, અને તેથી બીજી ઘણી બાબતોની પેઠે આમા પણ ગ્રીક લોકો જગની પ્રજાઓથી ચડી જતા હતા. પરતુ ગ્રીક લોકો કરતા પણ રોમન લોકો સુધારામા ચડી જાય છે એ વાત સ્ત્રીઓ પ્રત્યે જે વર્તણુક રોમના લોકો રાખતા હતા તેથી જણાઈ આવે છે. રોમનો એક લેખક કહે છે કે ગ્રીક લોકો પોતાની સ્ત્રીઓને ઘરની અદર એક જુદાયદા ભાગમા રાખતા હતા, અને પોતાના સગા સિવાય અન્યની સાથે ખાણા ઉપર તેમને બેસવા દેવામાં આવતી નહોતી અથવા કોઇ સગાંની ગેરહાજરી સિવાય અન્ય પુરૂષને મળવાની છૂટ તેમને મળતી નહોતી, પણ રોમવાસી જમણવારમા પોતાની સાથે પોતાની સ્ત્રીને લઇ જવાની, અથવા તો કુટુમ્બની માતાને ખાણામા અગ્રસ્થાન આપવાની આનાકાની કદિ કરતો નહિ અગાઉના વખતમા જ્યારે સ્ત્રીઓ પતિની સત્તાને કેવળ આધીન હતી ત્યારે રમા તેમના ઉપર ઘણો જૂલમ થતો હતો કે કેમ ? એ સબધી ચોક્કસ રીતે અત્યારે આપણે કહી શકીએ એમ નથી વિરિપ્લેકા નામની દેવી કે જેનું કામ પતિઓને શાત કરવાનું હતુ તે દેવીને રોમની સ્ત્રીઓ પેલેટાઇનના એક મદિરમા પુજતી હતી, અને પ્રજાતત્રના સમયમા પોતાના ધણીઓને ઝેર દઇ મારી નાખવાનુ એક જબરૂ કાવત્રુ રચાયુ હતુ અને તે છતુ થયાની વાત લિવિ વર્ણવે છે પણ એ વાત અસભવિત લાગે છે અને એકદરે રોમન માતાની પદવી માન વતી ગણાતી હોય એ સભવિત લાગે છે, અને માનુષી હક્ક તો કરવા માટે પરણેતર જિંદગી જિંદગી પર્યંતની એક બીજાની સોબતી છે એવી જાતની જે વ્યાખ્યા કાયદામા અપાઈ હતી તે વ્યાખ્યા આ બાબતમા તે વખતના લોકોના વિચારને યથાસ્થિત બતાવે છે, અને દરેક જમાનામા સ્ત્રીઓના સદાચારને રોમના જીવન ચરિતોમા બહુ ઉંચુ સ્થાન અપાતુ હતુ

રોમની જે નીતિભ્રષ્ટતાથી તેના પ્રજાતત્રની પડતીનું મોટે ભાગે કારણ થયુ હતુ અને સીઝરોના સમયમા શિરોબિંદુએ પહોંચી હતી તે છેક અધમ નીતિભ્રષ્ટતા નામની પ્રજામા પ્યુનિક વિગ્રહ પછી તુ ત જ [illegible] હતી

અને તેનાં કારણો અમે આગળ કહ્યાં છે. તેથી કરીને રોમનું ધાર્મિક કૌટુંબિક, સામાજીક અને રાજકીય જીવન છેકજ ફરી ગયું હતું. તત્વજ્ઞાનમાં સંશયાત્મવાદ પ્રાચીન ધર્મોને ફોલી ખાઇ ગયો. સખ્ત લડાઇની પ્રાચીન ટેવો પૌર્વાત્ય મોજશોખ અને પૌર્વાત્ય આચરણમાં ડુબી ગરકાવ થઇ ગઇ. પ્રજા વિગ્રહો અને મહારાજ્યને લીધે લોકોનાં ચારિત્ર્ય ભ્રષ્ટ થઇ ગયાં; અને પ્રજાકીય સમયની રીતભાતના અતિશયોક્તિ ભરેલા વિનય વિવેકથી લોકો દુરાચાર અતિ વધારે જોસથી ખેંચાવા લાગ્યા. આ ભ્રષ્ટતાના નિરંકુશ અને લગભગ ઉન્મત્ત સમયમાં સ્ત્રીઓની ભ્રષ્ટતા પણ વધી ગઈ હતી. ગુલામોની સખ્યા ઘણી મોટી થઇ પડી હતી, અને આ વાત દરેક જમાનામાં નૈતિક વિશુદ્ધિની ખાસ ઘાતક નીવડેલી છે. વળી આ ગુલામો મહારાજ્યના અસંત વિલાસી પ્રાંતોમાંથી પસંદ કરવામાં આવતા હતા. કલ્પનાને ઉશ્કેરી મૂકે એવી રમત ગમતમાં સ્ત્રીઓ નિર્લજ્જ બની ભાગ લેતી હતી. ગ્રીસ અને એશિયાની વારાંગનાઓ રોમમાં આવવા લાગી હતી. બિભત્સ ચિત્રો ઘરેઘરમાં જોવામાં આવતાં અને વિલાસવૃત્તિ નિરંકુશ બની નિર્લજતાથી બધે ઘુમતી હતી. મોટા ઘરની સ્ત્રીઓ વેશ્યાઓ થતી હતી, અને આ ભ્રષ્ટતા અટકાવવા ટાઇબિરિયસના સમયમાં કાયદો કરવાની પણ જરૂર પડી હતી, જેથી મોટા ઘરની સ્ત્રીઓ વેશ્યા તરીકે પોતાનું નામ નોંધાવવાને અશક્ત ગણાતી હતી. વળી રોમન સ્વભાવની અત્યત જાડ્યતાને લીધે આવી વિલાસવૃત્તિએ રસજ્ઞતાનું જે સ્વરૂપ ગ્રીસમાં પકડયું હતું તે રોમમાં પકડી શકયું નહિ; તેથી એ વૃત્તિ જ્યારે ગ્રીસમાં કળાની ઉત્પાદક બની હતી ત્યારે રોમમાં તેની અસરમાં ઘણા ગંભીર ફેરફાર થઇ ગયા; ઉલટું, તરવારના પ્રાણઘાતક ખેલના શોખને લઇને ઘણી વખત તે કાંઇક ક્રૂરતાની સાથે જોડાવા લાગી. ઇતિહાસમાં એવા ઘણા કાળ આવ્યા છે કે જે વખતે સીઝરના સમય કરતાં સદાચાર ઘણો ઓછો હોય; પરંતુ તે સમયના જેવો અમર્યાદ અને નિરંકુશ દુરાચાર ઘણુ કરીને કોઇ કાળે દેખાયો નથી. વિશેષે કરીને યુવાન મહારાજાઓ કે જેમની આસપાસ ખુશામતીઆ અને ભડવાનાં ટોળેટોળાં વીંટળાઇ વળતાં અને જેમને ઘણુ કરીને પોતાનું ખુન થઇ જવાની નિરં-

તર ધાસ્તી રહેતી તેઓ અનેક જાતના અનિયમિત મોજ વિલાસમા આંખો મીચીને ભોગવા લાગ્યા. અર્વાચીન મમાજ અને અર્વાચીન લેખકો બીભત્સ વાત આવતાં જે ચૂપકી પકડી જાય છે તે એ વખતે કેવળ અજાણી હતી, અને તેથી તે સમયના લેખકોના લેખોમાં પણ જમાનાનો પવન સ્પષ્ટ જણાઇ આવે છે. અર્થાત્ આચાર, વિચાર અને વાણીમા મર્યાદાનો છાટો પણ રહ્યો ન હતો.

વળી, કાંઇક દુરાચારી કારણોને લીધે અને કાંઇક સાર્વજનિક સસ્થાઓ જે પ્રતિકુળ અસર કુટુમ્બ જીવન ઉપર ઉપજાવતી હતી તેને લીધે, લોકોની રૂચિ લગ્ન ઉપરથી ઉઠી જવા લાગી હતી અને તેથી પુરૂષો કુંવારા રહેવા લાગ્યા હતા. આ અરૂચિની સામે કાયદા કરી કુંવારાપણુ અટકાવવા ઑગસ્ટસે વ્યર્થ યત્ન કર્યો હતો.

ભ્રષ્ટતાના આ ધોધની વચ્ચે રોમન સ્ત્રીઓની કાયદેસર સ્થિતિમા મોટો ફેરફાર થતો આવતો હતો. પ્રથમ તેઓ પોતાના સગાના કેવળ કબજામા કે તાબેદારીની સ્થિતિમા રહેતી હતી, તેથી તેઓ કેવળ પરતંત્ર બની જતી હતી. સામ્રાજ્ય સમયમા સ્વતત્રતા અને ગૌરવની કાંઇક પદવી તેમને પ્રાપ્ત થઇ, પણ પાછળથી આ પદવી તેઓ ખોઇ બેઠી અને પછી એ પદવી સાર પુન: પ્રાપ્ત તેમને થઇ નહિ રોમન લોકો લગ્નોના બે વર્ગ સ્વીકારતા હતા. એક પ્રકાર સખત હતો, પણ કાયદાની નજરમાં તે વધારે માનવંતો ગણાતો હતો આ પ્રકારમા, સ્ત્રી સ્વામીના 'હાથમા' સોંપાતી, અને તેને લીધે સ્ત્રીના પડ અને મિલ્કત ઉપર સપૂર્ણ સ્વામીત્વ પતિને પ્રાપ્ત થતું. બીજો પ્રકાર ઓછો સખત હતો. અને તેને લીધે સ્ત્રીની પોતાની પદવીમાં કાયદા પ્રમાણે કાંઇ તફાવત થતો નહિ.

પ્રથમ પ્રકારના લગ્ન વાગુ કરીને પ્રજા-તત્રના સમયમાં થતા હતા અને તે ત્રણ જાતના હતા. પ્રથમ જાતનાં લગ્નોમા, લગ્ન થતી વખતે તેમજ તે ફોક કરતી વખતે દબદબા ભરેલી ધાર્મિક ક્રિયાઓ કરવી પડતી હતી આ પ્રકાર ખાસ કરીને અમીર વર્ગમા જ પ્રચલિત હતો. બીજે

પ્રકાર કેવળ સામાજીક હતો અને તેનું લાક્ષણિક ચિહ્ન વિક્રય હતું. ત્રીજા પ્રકારમાં પુરૂષની સાથે એક વર્ષ જો કોઇ સ્ત્રી નિરંતર રહે તો તેમનું લગ્ન થયું મનાતું હતું. પરંતુ સામ્રાજ્ય સમયમાં આ લગ્નોનો રિવાજ લગભગ બાવ બંધ થઇ ગયો હતો; અને ધાર્મિક કે સામાજીક કોઇ પણ જાતની ક્રિયા કર્યા વિના, માત્ર એક બીજાની કબુલાત ઉપર આધાર રાખતો વધારે શિથિલ પ્રકાર એ વખતે સામાન્ય રીતે પ્રચલિત હતો અને તેનું એક અગત્યનું પરિણામ એ હતું કે કાયદાની નજરમાં એવી રીતે પરણેલી સ્ત્રી પોતાના બાપના જ કુટુંબમાં રહેતી અને તેના જ વાલીપણામાં રહેતી, એના ધણીના વાલીપણામાં નહોતી. આ પ્રકારના લગ્નથી વ્યાવહારિક પરિણામ એ આવ્યું કે સ્ત્રી કાયદા પ્રમાણે કેવળ સ્વતંત્ર થઇ. દાયજાની રકમ કે જે તેના ધણીના હાથમાં જતી તે સિવાય તેની બધી મિલ્કત ઉપર તેનોજ હક ગણાતો હતો. તેના બાપના વારસામાંથી તેને ભાગ મળતો અને તે પોતાના ધણીથી કેવળ સ્વતંત્ર રીતે એ પોતાની પાસે રાખતી હતી. આમ રોમના દ્રવ્યનો ઘણો મોટો ભાગ માત્ર સ્ત્રીઓના જ કબજામાં આવ્યો; અને સ્ત્રીઓ ધનવાન થવા લાગી. અને આ પૈસાદાર સ્ત્રીઓનું નાણાં સંબંધી કામકાજ ગુમાસ્તાની પેઠે તેમના ધણીઓ કરવા લાગ્યા. એવું કહેવાય છે કે વ્યાજનો મોટો દર લઇને સ્ત્રીઓ વખતે પોતાના ધણીને પણ નાણું ધીરતી હતી.

આ પ્રમાણે સ્ત્રીઓની પદવીમાં મોટો ફેરફાર થઇ ગયો. સ્ત્રી કરતાં પુરૂષનું ગૌરવ વધારે છે એ વાત પડતી મુકાઇ, અને બન્ને સમાન ભાગીદાર છે એ સિદ્ધાંત ઉપર કુટુંબ વ્યવસ્થાનો આવો ફેરફાર થઇ ગયો. કાયદા પ્રમાણે સ્ત્રી હવે સંપૂર્ણ સ્વતંત્ર થઇ, અને સમાજમાં તેની પદવી ગૌરવવાળી ગણાવા લાગી. આ ફેરફારથી જૂના વિચારવાળા સ્વાભાવિક રીતે જ ધાસ્તીમાં પડી ગયા અને તે અટકાવવા બે ઉપાય પણ લેવાયા હતા. ઓપીઅન કાયદાની મતલબ સ્ત્રીઓનો વૈભવ અંકુશમાં રાખવાની હતી; પરંતુ કેટોના ઉત્સાહિત યત્નો છતાં આ કાયદો તુરતજ રદ કરવામાં આવ્યો. વોકોનીઅન કાયદો વધારે અગત્યનો હતો અને તે કાયદા પ્રમાણે

ઘણીજ થોડી હદમાં સ્ત્રીઓને વારસો મળી શકતો. પણ લોકમતે એ કાયદામાં સંપૂર્ણ સંમતિ કદિ આપી નહિ, અને યુક્તિ પ્રયુક્તિથી લોકો એ કાયદાને છેતરતા હતા.

લગ્નના ફેરવાઇ ગએલા આ પ્રકારનું એક બીજું અને વધારે ગંભીર પરિણામ પણ આવ્યું. લગ્ન એટલે એક જાતનો સામાજીક કરાર-આવી માન્યતા પ્રચલિત થવાથી, પરસ્પર સુખને માટે જ લગ્ન થતાં, અને તેથી એમાંથી એકને અનુકૂળ આવતાં લગ્ન ફોક થઇ શકતું, અને પછી બન્ને જણ ફરીથી મરજીરૂપ લગ્ન કરી શકતાં. તેથી લગ્નમાંથી ગંભીર તત્ત્વ કેવળ જતું રહ્યું અને નજીવાં કારણોને લીધે સ્ત્રી પુરૂષ જૂદાં થતાં. આ પ્રમાણે સિસેરોની પત્ની ટેરેન્શિયાને નવો દાયજો જોતો હતો તેથી સિસેરોએ એને તજી દીધી. લિવિયા ગર્ભવતી છતાં ઓગસ્ટસે એના ધણીને એને તજી દેવાની ફરજ પાડી હતી, કારણકે પોતાને એની સાથે પરણવું હતું. કેટોએ પોતાની સ્ત્રીને એના બાપની પરવાનગી લઇ પોતાના મિત્ર હોરટેનશિયસને આપી દીધી હતી, અને એના મૃત્યુ પછી પાછી પોતે એને રાખી હતી. મીસેનાસ વારંવાર પોતાની સ્ત્રી બદલાવતો હતો. સેમ્પ્રોનિયસ સોફસ-ની સ્ત્રી એને જાણ કર્યા વિના સાર્વજનિક રમતો જોવા ગઇ હતી તેથી એણે એને તજી દીધી હતી. પૉલસ ઇમિલિયસે જ્યારે કાંઇ પણ કારણ જણાવ્યા સિવાય પોતાની સ્ત્રીને તજી દીધી, ત્યારે કોઇએ તેનું કારણ એને પૂછતાં એણે જવાબ આપ્યો: મારા જોડા નવા અને સારા બનાવેલા છે, પણ મને તે ક્યાં કડે છે તેની કોઇને ખબર નથી. પુરૂષો સ્ત્રીઓને તજી દેતા તો સ્ત્રીઓ પણ તેટલીજ ત્વરાથી પુરૂષોને તજી દેતી હતી સેનિકા આ આફતને જોસથી વખોડી કહેતો કે રોમમાં હવે લગ્નોચ્છેદની શરમ રહી નહોતી અને પ્રજાના પ્રતિનિધિઓથી નહિ, પણ ધણીની સખ્યાથી પોતાની ઉમરની ગણત્રી કરનારી સ્ત્રીઓ પણ થઇ હતી. ખ્રિસ્તિઓ અને વિધર્મીઓ પણ એવીજ ફરિયાદ કરતા હતા. એક સ્ત્રીનો ધણી દશમો હોવાની માર્શિયલ વાત કરે છે. જુવેનલ કહે છે કે એક સ્ત્રીએ પાંચ વરસમાં આઠ ધણી કર્યા હતા. પણ સંત જેરોમનો દાખલો સૌથી વિચિત્ર

છે. તે ખાત્રી આપે છે કે રોમમાં તે વખતે એક સ્ત્રી એવી હતી કે તેનો તે વખતનો ધણી ત્રેવીસમો હતો અને તેના એ ધણીની તે એકવીશમી સ્ત્રી હતી.

આવા બનાવો તો બેશક બહુ જ થોડા બનતા હશે. તથાપિ પરણેતર જીંદગીનું સ્થાયીપણું બહુ ગંભીર પ્રકારે ઓછું થઇ ગયું હતું એ વાત તો ચોક્કસ છે. પરંતુ કાયદામાં કરેલા ફેરફારથી રોમનું કૌટુંબિક જીવન આવી ભ્રષ્ટ દશાએ પહોંચ્યું હતું એમ કહેવામાં કદાચ અતિશયોક્તિ ગણાશે. લોકમન જ્યાં વિશુદ્ધ હોય, ત્યાં લગ્નોચ્છેદની ઘણી છૂટ હોવા છતાં તેનું ગંભીર પરિણામ કદિ ન પણ આવે. સ્ત્રીનો ત્યાગ કરવાનો ધણીનો હક છતાં પ્રજાતંત્રના સમયમાં લગ્નોચ્છેદ કદાચિત્ જ કોઈ કરતું હતું. લગ્નોચ્છેદની છૂટી હોવાને વારંવાર પરણના કોઇ મારા માણસની નિંદા કરનારામાંથી ઘણાખરા, જો લગ્નોચ્છેદની સખત મનાઇ હોત તો પરણત જ નહિ અને વ્યભિચાર કે અયોગ્ય સંબંધમાં પ્રવૃત્ત થાત. રોમમાં એ વખતે ભ્રષ્ટતાનું જબરૂં પૂર આવ્યું હતું અને કાયદાની વ્યવસ્થા ગમે તેવી હોત છતાં કૌટુંબિક જીવનમાં એ ભ્રષ્ટતા પેઠા વિના રહેત નહિ. અતિ ભ્રષ્ટતાના જમાનામાં લગ્નોચ્છેદની મનાઇથી પરણેતર જીંદગીની વિશુદ્ધિ કયાંઇ નિર્ભય થઇ નથી, અને રોમમાં લગ્નોચ્છેદની ઘણી છૂટ હોવા છતાં સ્ત્રીઓનો સદાચાર ત્યાં ઓછો નહોતો.

અમે આગળના પ્રકરણમાં બતાવ્યુ છે તે પ્રમાણે પ્રાચીન જીવનમાં દશ્ય થતા નીતિના મુકાબલા અર્વાચીન સમાજોના મુકાબલા કરતાં ચડી જાય છે અને અર્વાચીન સમયમાં જે પ્રજાઓ ઘણી અજ્ઞાન અને ભ્રષ્ટ હોય છે તેમાં તેજસ્વી અને વીર્યવાન માણસોના સમૂહ આપણે બહુ જ થોડા જોઇએ છીએ. આ વાતનો ખુલાસો એમ કહી અમે કર્યો છે કે પ્રાચીન કાળનાં નૈતિક બળોમાં દુરાચારને દાબી દેવા કરતા સદાચારને ખીલવવાની વધારે યોગ્યતા હતી, તેથી નીતિના અધિકારી જનોને અતિ ઉન્નત બનાવી તેમનું જીવન ઉત્તમ નમુના રૂપ તેઓ બનાવી શકતાં; પરંતુ ભ્રષ્ટની ભ્રષ્ટતા નાબુદ કરવા કે ઓછી કરવા તેઓ અસમર્થ નીવડતાં. બાદશાહી

રોમના સ્ત્રી જીવનમાં આ મુકાબલા આપણુને અત્યંત સ્પષ્ટ દેખાય છે. રોમમાં તે વખતે સ્ત્રીઓની નીતિનું એકંદર વલણુ અત્યંત હલકું હતું એ નિઃસંશય છે, અને બેશરમ અનાચાર અનેક પ્રકારે ઉઘાડેછોગે થતો હતો. પરંતુ આવા જમાના કે જેમાં લગ્નની એટલી બધી છૂટ હતી અને ભ્રષ્ટતા એટલી બધી પ્રસરેલી હતી તે જમાનામાં પણુ પાતિવ્રત્યમાં જવાં મર્દી અને વફાદારીના દાખલા જેટલી વાર બન્યા છે તેટલીવાર કદાચ કોઈ પણુ જમાનામાં નહિ બન્યા હોય. અર્થાત્ આવા સમયમાં પણુ નમુનારૂપ સ્ત્રીઓના અનેક દાખલા મળી આવે છે. એક તરફ લગભગ નિરંકુશ વિહારની સાતિશયતા ધુમતી હતી, તો બીજી તરફ આચરણુની અત્યંત સાદાઈ પણુ જોવામાં આવતી હતી. ઓગસ્ટસ પોતાની પુત્રીઓ અને પૌત્રીઓની પાસે કંતાવતો અને વણાવતો હતો, અને તેની સ્ત્રી અને તેની બ્હેનનાં વણેલાં કપડાં ને પેહેરતો હતો. ઘર કામમાં ચતુર અને કુશળ કૌટુંબિક ખરચ ખુટણમાં કરકસરવાળી, બુદ્ધિમાં કેળવાએલી, સ્ત્રી-સૌંદર્યના મનોહારિત્વથી ભૂષિત, અને પોતાના સ્વામીનું દરેક રીતે તનમનથી શુભ વાંછતી અને શુદ્ધ પ્રેમથી સંપૂર્ણ વફાદાર, એવી અનેક સ્ત્રીઓના દાખલા તે વખતના ઇતિહાસમાંથી મળી આવે છે. પૉમ્પીની ચતુર અને ભક્તિમાન પત્ની કોરનેલિયા, સેનિકાની મિત્ર માર્સીઆ અને માતા હેલવિયા, એવી જ સ્ત્રીઓ હતી. વળી ઉત્તર ઇટાલીનાં શેહેરો જમાનાની ભ્રષ્ટતામાંથી ઘણે અંશે મુક્ત રહ્યાં હતાં, અને પાડુઆ અને બ્રેશિયા તો ખાસ કરીને પોતાની સ્ત્રીઓના સદાચારને માટે મશહુર હતાં. વિષયાસક્તિના આવા હડહડતા સમયમાં પણુ, મેલોનિયા નામની એક કુલીન સ્ત્રીએ ટાઇબિરિયસની દુષ્ટ વાસનાને અધીન થવા કરતાં પોતાની છાતીમાં ખંજર ઘોંચી ઘાલવાનું વધારે વાજબી ગણ્યું હતું. જે સમયમાં લગ્નને ગમે ત્યારે ફોક કરવાની પરવાનગી કાયદો આપતો હતો તે જ સમયમાં રોમની સ્ત્રીઓની દ્રઢતા અને વફાદારીના ઉંચા દાખલા ઇતિહાસમાં પ્રસિદ્ધ થયા છે, અને તે દાખલાઓ આટલા બધા જમાનાથી આખી આલમમાં ઘરગતુ થઇ પડ્યા છે. પોરશીઆની કોમળતા અને શૌર્યનો દાખલો વાંચી કોના

હૃદયમાં ઉચ્ચ આવિર્ભાવ ઉપજ્યા નથી ? જ્યારે પોતાના સ્વામીનું મુખ ચિંતાના વાદળાથી છવાઇ ગએલું એણે જોયું ત્યારે તેમાં ભાગ લેવાને પોતાનો હક એણે માગ્યો. પરંતુ પોતાના સ્વામીનું ગુપ્ત સાહસ જાળવી રાખવાની પોતાનામાં શક્તિ અને હિંમત છે કે નહિ ? તે જાણવા પ્રથમ પોતાની જાંગમાં ખંજરનો જખમ એણે કર્યો; અને જ્યારે પોતાની ખાત્રી થઇ ત્યારે જ સ્વામીને એ ગુપ્ત સાહસ પોતાને કહેવાની એણે માગણી કરી અને જ્યારે પોતાના સ્વામીથી છેવટને માટે વિખુટી પડતાં હેક્ટર અને એંડ્રોમાકીના છેવટના મેળાપના ચિત્ર ઉપર તેની નજર પડી, ત્યારે તેનું કુલીન હૃદય ભરાઇ આવ્યું. પણ પોતાના સ્વામીની હાજરીમાં એણે આ એક જ વખત નિર્બળતા બતાવી હતી. આ બધી વાતથી હવે કોણ અજાણ્યું છે ? સેનિકાની પત્ની પૉલિનાએ પોતાની નસ ખોલી નાખીને પોતાના પતિની પછવાડે મરી જવાનો આગ્રહ આદર્યો હતો, પણ તેનાં માણસોએ ઘણું લોહી વહી ગયા પછી નસ બંધ કરી લીધી અને તેને જીવવાની ફરજ પાડી હતી. પીટસની સ્ત્રી એરિયાનો દાખલો તો હૃદયવેધક છે. પોતે પોતાની જીંદગીનો અંત આણવો એવી પીટસને સજા થઇ હતી. તેથી એરિયા તેની પેહેલાં મરવા તૈયાર થઇ. તેના જમાઇએ તેને સમજાવવા માંડી અને પૂછયું કે તેની દીકરી પોતાના પતિની પછવાડે એમ મરે એ વાત એને ગમશે ? એરિયાએ જવાબ વાળ્યો કે પીટસની સાથે જેવા સુખથી લાંબો વખત એ રહી હતી તેવું સુખ એની દીકરીને જો મળ્યું હોય તો તેણે એમ મરવું જ જોઇએ. બીજા મિત્રોએ એને બહુ સમજાવવા માંડી, અને તેની સહી-સલામતીની બાબતમાં બારીક દેખરેખ તેઓ રાખવા લાગ્યા; ત્યારે દીવાલ-ની સાથે પોતાનું માથું એવા તો જોરથી એણે અફાળ્યું કે તેથી એ બેશુદ્ધ થઇ ગઇ. શુદ્ધિમાં આવતાં એણે કહ્યું: " સારી રીતે મને મરવા નહિ દ્યો તો આવી રીતે હું મરીશ." પછી પોતાને મારી નાખવાનું એણે પોતાના સ્વામી પીટસને કહ્યું, અને પતિના હાથમાં ખંજર આપ્યું. પણ પત્નીને મારતાં પતિના હૃદયમાં ભાંજગડ થવા લાગી. પરંતુ એરિયાએ તેના હાથમાંથી ખંજર લઇ પોતાની છાતીમાં ઘોંચી ઘાલ્યું અને પાછું ખેંચી પોતાના

સ્વામીને પાછું આપતાં મરતાં મરતાં તે બોલીઃ "મારા વહાલા, એનાથી દુઃખ નથી થતું."

શરૂઆતના સીઝર રાજાઓ અને ડોમિશિયનના સમયમાં રોમની ઘણી સ્ત્રીઓ આવી વફાદારી બતાવતી. દેશનિકાલના વિચારથી રોમવાસીઓની કલ્પના થરથરી જતી, પરંતુ દેશનિકાલમાં પણ રોમની ઘણી કુલીન સ્ત્રીઓ પોતાની રાજીખુશીથી સ્વામીની સાથે જતી; અને કેટલીક તો એના મૃત્યુ પછી જીવવાની પણ ના પાડતી. ઉપર કહેલી એરિયાની દીકરી કે જેનું નામ પણ એરિયા હતું તે તેના સ્વામી થ્રેશીઆની પરાક્રમી જીંદગીની વફાદાર સાથી રહી હતી અને જ્યારે એનો સ્વામી મૃત્યુ પામ્યો ત્યારે પોતાની દીકરીઓને ઉછેરવાની ખાતર જીવવા માંડ માંડ એને સમજાવી હતી. એની દીકરી પણ પોતાના સ્વામી હેલ્વિડિયસની સાથે બે વાર દેશનિકાલમાં સાથે ગઇ હતી, અને સ્વામીના મૃત્યુ પછી તેનો બચાવ કરવા માટે ફરી પાછી પોતે દેશનિકાલ પામી હતી. આમ સ્વામી દેશનિકાલ થતો તો સ્ત્રીઓ તેની સાથે જતી, અને તેના દુઃખમાં ભાગ લઇ તેને દીલાશો દેતી. અને આવા દાખલા અનેક બનતા.

સામ્રાજ્ય સમયના આખર ભાગમાં સ્ત્રીઓની ભ્રષ્ટતા દાબી દેવા માટે કાયદા થવા લાગ્યા હતા. ડોમિશિયને સૃષ્ટિ વિરૂદ્ધ મૈથુન સામે આગળ થએલો કાયદો અમલમાં મૂકવા માંડ્યો હતો. વેસ્પેશિયને પોતાના દરબારનો ખરચ કમી કર્યો હતો. જે માણસો વ્યભિચાર કરે તેમને સાથે બાંધી મેક્ષીનસ બાળી મુકાવતો. સ્ત્રી અને પુરૂષો સાથે ન્હાતાં તે રિવાજને હેડ્રિયને ગુનારૂપ ઠરાવ્યો હતો, પણ કોન્સ્ટેન્ટાઇનના સમયમાં જ તે નાબુદ થયો હતો. આ અને એવા બીજા દુરાચારોની અત્યંત ભ્રષ્ટતા એન્ટોનાઇન રાજાઓ ગાદીએ આવ્યા પછી ઘણું કરીને બહુ ઓછી થઇ ગઈ હતી; પરંતુ જ્યારે ખ્રિસ્તિ ધર્મ બળવાન થયો, રાજધાની કન્સ્તંતુનીયામાં ગઇ, અને જંગલીઓની જીતથી લોકો નિર્ધન થઈ ગયા, ત્યારે જ આ ભ્રષ્ટતાની દુર્દશાનો કાંઇક અંત આવ્યો.

પરંતુ નીતિશાસ્ત્રવેત્તાઓએ કેટલાંક અગત્યનાં પગલાં આગળ ભર્યાં હતાં. પ્રાથમિક સમયમાં એમ મનાતું હતું કે પોતાના સ્વામીને વફાદાર રહેવાની સ્ત્રીની ફરજ છે, પણ પુરૂષને તે બંધન નથી અર્થાત્ વ્યભિચારનો ગુનો સ્ત્રીઓને જ શક્ય છે, પુરૂષને નહિ. પરંતુ હવે, વિશેષ નહિ તો સિદ્ધાંતમાં તો એમ મનાવા લાગ્યું હતું કે પોતા પ્રત્યે પતિની વફાદારી માગવાનો સ્ત્રીનો પણ હક છે. પુરૂષને અત્યંત છૂટ હોવાથી ગ્રીક લોકોમાં વખતે સ્ત્રીઓની લાગણીઓ અત્યંત ઉશ્કેરાઇ જતી હતી એ વાત મીડીઆ વિગેરેની કથાથી જણાય છે. પરંતુ એન્ડ્રોમાકીને માટે એમ કહેવાય છે કે પોતાના સ્વામી પ્રત્યે પોતાનો પ્રેમ ઘણો ઉંચો છે એમ દર્શાવવા હેક્ટરના અનૌરસ બાળકોની સંભાળ કેમ જાણે એ પોતાનાં સંતાન હોય તેમ એ લેતી હતી. રોમના પ્રાથમિક સમયમાં પણ પતિઓને માથે એ બંધન સાવ ન હોય એમ નથી જણાતું, પણ એ બંધન ક્વચિત જ અમલમાં આવતું અને સ્ત્રીઓને માથે મૂકેલા બંધન જેવું તો એ નહોતું જ. સ્ત્રીઓના દોષ પ્રત્યે જ વ્યભિચાર શબ્દનો અર્થ અને તેની સજા લાગુ પાડવામાં આવતાં. રોમની સ્ત્રીઓ પતિની આ બાબતમાં ગેરવર્તણૂક પ્રત્યે બહુ ઉદાર બુદ્ધિથી વરતની હતી. સિપિઓની વફાદાર પત્ની ટરશિયા ઇમિલિયાનો દાખલો હૃદય-ભેદક છે. પોતાનો પતિ સિપિયો પોતાની એક ગુલામડીથી મોહિત થયો છે એ વાતની એને ખબર પડી, પણ આ દુઃખ પોતાના મનમાં જ સમજી એણે સહન કરી લીધું; પરંતુ જ્યારે સિપિયો મરી ગયો ત્યારે એ ગુલામડીને એણે સ્વતંત્ર કરી, કારણ કે જે સ્ત્રી ઉપર પોતાના સ્વામીનો પ્રેમ હતો તે ગુલામગીરીમાં રહે એ વાત તેનાથી સહન થઇ શકી નહિ.

પોતા પ્રત્યે પત્નીની વફાદારીની જેવી આશા પતિઓ રાખે છે તેવી જ વફાદારી પોતે પણ પત્નીઓ પ્રત્યે રાખવાની પતિઓની ફરજ છે એમ એરિસ્ટોટલ સ્પષ્ટ કહેતો, અને પાછળથી પ્લુટાર્ક અને સેનિકા બન્ને પ્રબલ અને સ્પષ્ટ શબ્દોમાં એ ફરજ પાળવાનું કહેતા હતા. રોમના જીવનમાં આ સિદ્ધાંતનો સ્વીકાર કેટલે અંશે થયો હતો તે અલ્પિયનના કાયદામાં એક સૂત્ર તરીકે તેના સ્વીકારથી જણાઇ આવે છે. જો પતિ વફાદાર ન હોય તો

પત્નીની બેવફાઇ બાબત એ ફરિયાદ કરે તો તે ગેરવાજબી છે એવો એક વખત ન્યાયની કચેરીએ પણ ઠરાવ કર્યો હતો.

વળી એક બીજો ફેરફાર સામ્રાજ્યના પાછલા સમયમાં ઝાંખો ઝાંખો પણ દૃષ્ટિગોચર થતો હતો. લોકોની માન્યતાનું એવું વલણ થવા લાગ્યું હતું કે કોઇ પણ જાતના લાભ ગેરલાભ ઉપર દૃષ્ટિ રાખ્યા વિના પવિત્રતાની ખાતર શરીરની પવિત્રતા સાચવવી એ દરેક માણસની ફરજ છે. નવિન પ્લેટો મતના અને પિથાગોરીયન તત્ત્વજ્ઞાનના પ્રચારને લીધે આ પરિણામ આવવા લાગ્યું હતું. આ મતમાં શરીર અને તેના સઘળા વિકારો જાતે જ ખરાબ મનાતા હતા અને તેથી તેમની ભ્રષ્ટતાથી દૂર રહી વિશુદ્ધ રહેવું એ સદાચાર છે એમ તે મત કહેતા હતા. આનું અતિ અગત્યનું એક પરિણામ એ આવ્યું કે પરણ્યા પહેલાંની સ્ત્રી કે પુરૂષની અનીતિ પણ નિંદ્ય ગણાવા લાગી. પ્રથમ એ વાતને, અને વિશેષે કરીને પુરૂષની એવી અનીતિને લોક મત નિંદ્ય ગણતો નહિ, અને કદિ નિંદ્ય ગણતો તો એટલો થોડો કે તેની વાસ્તવિક અસર કાંઇ થતી નહિ. મોટા કેટો તો એવી અનીતિનું વાજબી પણું પણ સ્પષ્ટ રીતે કહેતો. સિસેરો કહેતો કે " જો કોઇ એમ ધારતું હોય કે યુવાન પુરૂષે વેશ્યાના દૃથી કેવળ અલગ રહેવું જોઇએ તો તેનો તે વિચાર ઘણો સખત છે. તેના મુદ્દાની ના પાડવા હું તૈયાર નથી, પણ આપણા જમાનામાં જેવી છૂટ છે તેનાથી તેનું કહેવું જૂદું થાય છે એટલું જ નહિ પણ આપણા બાપદાદાના રિવાજ અને છૂટથી પણ તે જૂદો પડે છે. ખરેખર આ વાત ક્યારે નહોતી બનતી? અને ક્યારે એ વાત નિંદ્ય ગણાતી હતી? ક્યારે તેની છૂટ નહોતી? જે અત્યારે કાયદેસર છે તે ક્યારે કાયદેસર નહોતું?" અર્થાત્, લોકોની વૃત્તિઓ તે કાળે કેવી હતી અને ખ્રિસ્તિ ધર્મે, વિશેષ નહિ તો છેવટે લોકોના વિચારમાં જ કેવા મોટા ફેરફાર કરી નાંખ્યા હતા તે આ ઉપરથી સહજ જણાઇ આવશે. એપિકટેટસ કે જે બીજી ઘણી ખરી બાબતો વિષે અત્યન્ત સખ્ત સ્ટોઇક મતનો હતો તે પણ પોતાના શિષ્યોને પરણ્યા પહેલાં એવા સંબંધ બાંધવાથી અળગ રહેવાની અથવા છેવટે જો એવા સંબંધ વ્યભિચારી કે ગેરકાયદેસર ગણાય

એવા હોય તેથી દૂર રહેવાની શિખામણ આપે છે; પણ તે સિવાય એવી અનીતિ કરવાવાળાને તે ઠપકો આપતો નથી. દુરાચારની સામે કાયદા કરવા એલેક્ઝાંડર સેવેરસ ઘણો ઉત્સાહી હતો. તથાપિ જ્યારે પ્રાંતોના હાકેમની નિમણુંક એ કરતો ત્યારે સાથે ઘોડા અને નોકરો આપતો અને સાથે એક રખાત પણ મોકલતો કે જેથી કરીને વ્યભિચારનો ગુનો એ ન કરે. રોમન લોકોની આ બાબતમાં કેવી લાગણી હતી તે આ વાતથી પણ જણાઇ આવે છે.

આ લોક લાગણીની વિરૂદ્ધ વિધર્મીઓના લેખોમાં ઝાઝું લખેલું જોવામાં આવતું નથી, તથાપિ તેની સામે વલણ થતું આવતું હતું એ વાત પણ લક્ષમાં લેવા જેવી છે. મ્યુસોનિયસરૂફસ સ્પષ્ટ રીતે અને ભાર દઇને કહેતો કે લગ્ન સિવાય એવા અન્ય સંબંધ આદરણીય નથી. ડાયન ક્રિસો-સટમ કહેતો કે વેશ્યાના ધંધાને કાયદાથી દાબી દેવો જોઇએ. ખુદ લગ્નમાં પણ કાંઇક પાપ છે એવા તપોવૃત્તિના વિચારની પણ સેહેજસાજ ઝાંખી થતી હતી. તેથી ટ્યાનાનો એપોલોનિયસ કુંવારી જીંદગી ગુજારતો હતો. વારસ ઉપજાવવાની આવશ્યકતા ઉપરાંત પોતાના સ્વામીની સાથે રહેવાની ઝેનોબિયા ના પાડતી. ઘણા ખ્રિસ્તિ સંતોની માફક હિપેશિયા પણ પરણેલી છતાં પોતાનું બ્રહ્મચર્ય સાચવી રહી હતી એમ કહેવાય છે. દેહના વિકારને વશ નહિ થતાં શરીરની વિશુદ્ધ સાચવી રાખવાની ફરજ છે એવી માન્યતા ત્રીજા સૈકામાં ઘણી પ્રબળતા પામી હતી. મારકસ ઓરેલિયસ અને જ્યુલિયન બન્ને આ બાબતના ઉત્તમ દૃષ્ટાંત હતાં. દરેકની સ્ત્રી ગુજરી જતાં દરેકે પોતાનો આ સદાચાર બહુ સરસ રીતે સાચવી રાખ્યો હતો. પરંતુ દરેકના આ સદાચારના સ્વરૂપમાં મોટો ફેર હતો. ઘરમાં છોકરાઓને સાવકી મા ન લાવવી એવા ઇરાદાથી મારકસ ઑરેલિયસ ફરી પરણ્યો નહિ પણ એણે રખાત રાખી. જ્યુલિયને સંપૂર્ણ વિશુદ્ધિ સાચવી રાખી હતી.

ઉપરની હકીકતથી રોમન લોકોના નીતિ-વિચાર અને તેમનું વલણ જણાઇ આવે છે. નૈતિક ભાવનાનો બરાબર તારીખવાર ઇતિહાસ આપવો અશક્ય છે. પરંતુ રોમન સામ્રાજ્યના પાછલા સમયમાં નૈતિક પ્રયત્નો અગાઉ-

ના કરતા વધારે બારીક અને સુઘડ થતા જતા હતા એ બાબતમા કાઇ નેશયથી, અને સ્ટૉઇક મતનો અત જે પૌર્વાત્ય ફિલસુફીએ આણ્યો હતો તે ફિલસુફીથી આ પરિવર્તન ઉત્તેજીત થયુ હતુ એ પણ નિવિવાદ છે આ નવા લોક વલણને ખ્રિસ્તિ ધમ એકદમ ઝડપી લીધુ અને આ વિશુદ્ધિને સદાચારમા અગત્યનું સ્થાન આપી તે ફેલાવવાને અને તેટલો પ્રયાસ પોતાનાં વિશાળ સાધનોવડે તે કરવા લાગ્યો કાયદાના બધારણમા પ્રથમના ખ્રિસ્તિ શેહેનશાહોનો અતિ ઉત્કટ ઉત્સાહ ઘણો દેખાઇ આવે છે ભડવાઓના ગળામાં ઉકાળેલુ સીસુ રેડવુ એવી સજાનો કાયદો થયો બળાત્કાર સભોગ-મા પુરૂષને મૃત્યુની સજા થતી, અને સ્ત્રીની કબુલતથી થતા સ્ત્રીનો પણ વધ થતો રગભૂમિ ઉપરની ખેલાડી સ્ત્રીઓને ખ્રિસ્તિ ધર્મની જળ માર્જન ક્રિયા કર્યા પછી તે વધો કે જેમાં ગુનામગીરી અને ભ્રષ્ટતા જ હતા તે ધધો છોડી દેવાની પરવાનગી મળતી ઇત્યાદિ ઘણા કાયદા થયા

સાથે સાથે ધાર્મિક સજાના બધારણની રચના પણ થતી આવતી હતી. ધમ સસ્થાના બધારણમા પાતિવ્રત્ય-ભગના પાપો બ_ મોટી જગા રોકે છે સૃષ્ટિ વિરૂદ્ધ મૈથુન કરનારનો અને જે માતા પોતાની દીકરીને ગારાગના બનાવે તેનો પ્રભુ ભોજનમાથી કાયમને માટે બાહિષ્કાર થતો, અને નાના નાના અનેક દોષોને સખત સજા થતી વળી તપોવૃત્તિ પ્રત્યે લોકોને ઉત્કટ ભાવ ઉપજતા નીતિની આ શાખાને ઘણુ પ્રોત્સાહન મળ્યુ, અને ઘણી સત સ્ત્રીઓની કુવારી જીદગીનુ ધમ વીરત્વ લોકોની કલ્પનાને વધ મોહક થવા લાગ્યુ ખ્રિસ્તિ ધર્મે ધમ વીરત્વ બતાવનારી અનેક સ્ત્રીઓ ઉપજાવી છે બ્લેન્ડિના નામની એક ગરીબ ચાકરડીએ ખ્રિસ્ત ધર્મને માટે અનેક શારીરિક દુ ખ સહન કરી અતે લાયન્સમાં પોતાની જાતનો પણ ભોગ આપ્યો હતો અને આવી સ્થિતિમાં પણ તેઓ પોતાના આચરણમા લજ્જા અને મર્યાદશીલતા સાચવવાનો આગ્રહ રાખતી પ પેર્પેચુઆ નામની સત સ્ત્રીને જગલી સાંઢથી ફૂડાવી મારી નાખવાની સજા થઇ જ્યારે સાઢના શીંગ થી ચીરાઈ મેદાનની રેતી ઉપ અધમુઇ અવસ્થામા એ પડી ગઇ ત્યારે મૃત્યુના સ્રાની એવી ભયકર દશામા પણ તેની લાજ મર્યાદ નીતના

બહાર તરી આવી અને પોતાનો ચીરાઇ ગએલો પોશાક તે મમો કરવા લાગી આમ મરતી વખતે પણ સ્ત્રીઓ મર્યાદશીલ રહેવાનો પ્રયાસ કરતી.

અનેક આકર્ષક સંતકથાઓ પણ ઉભી થવા લાગી હતી, અને તેમાથી ઘણીખરીમાં જો કે ખરેખરી ઉત્તમતા બહુ જોવામાં આવતી નથી, તથાપિ લોકોની લાગણી કેવા જોસથી તે વખતે એ દિશામાં વહેતી હતી તેનું ભાન એથી થઇ આવે છે. વળી ખ્રિસ્તિ ધર્મ મોહના વિકારનો કટ્ટો વેરી હતો એ વાત પણ એમાંથી સ્પષ્ટ જણાઇ આવે છે. સન્ જેરોમ એક નાહ મનાય એવી વાતનું વર્ણન કરે છે. ડાયોકલીશયનના ધર્મ ત્રાસના સમયમાં એક યુવાન ખ્રિસ્તિને રેશમની રીતથી બાંધી સુંદર બગીચાની વચમાં રાખ્યો. આંખ અને કાનને મોહ ઉપજાવે એવી દરેક વસ્તુ તેની સામે હાવભાવ કરતી ઉભી હતી, પણ તે યુવાને પોતાની જીભ કરડી તે વારાંગના ઉપર એ થુંકવા લાગ્યો અને પોતાનું રક્ષણ કર્યું. ન્યાસાના મત ગ્રેગરીની બેનનું સ્તન પાક્યું, પણ સરજન તે જુએ એ વિચાર તે સહન કરી શકી નહિ પરંતુ તેની લજ્જા શીલતાનો બદલો તેને મળ્યો, કારણ કે તેને ચમત્કારીક આરામ થઇ ગયો. વાર્તામાં કહેવા સૌંદર્યના કટિમેખની નામે ખ્રિસ્તિ સંતો બ્રહ્મચર્યના પોતાના કટિબંધો આગળ ધરતા, અને આ કટિબંધો પેહેરતા. પેહેરનારનો વિકાર શાંત થઇ જતો અથવા શુદ્ધ હોય તે જ પેહેરી શકતા. વળી દુરાચારીના ખોળીઆમાં પિશાચ પેઠેલો હોય છે એમ પણ મનાતુ. એક છોકરીને ભૂત આવતું હતું, તેનો પોશાક એક સંત પાસે લઇ જતાં તેમાથી સંતે શોધી કાઢ્યું કે એ છોકરીને એક પ્રેમી હતો. એક વારાંગનાએ કોઇ એક સંત ઉપર એવું તોહોમત મૂક્યુ હતું કે તે એનો પ્રેમી હતો અને વચન આપેલા પૈસા એને આપતો નહોતો. તેથી તે સંતે એણે માગેલા પૈસા એને આપ્યા, પણ તુરત જ તેના શરીરમાં ભૂત પેસી ગયું. વારાંગનાઓને તેમના દુરાચારના માર્ગમાંથી વાળવા સંતો પ્રયાસ કરતા અને તેની પણ અનેક કથા કહેવાય છે. સન મેરી માગ્ડેલેન, ઇજીપ્તની સંત મેરી, સત એફ્રા, સન પેલેજીયા, સત થેસ, સત થિયોડોટા ઇત્યાદિ ઘણી સંત સ્ત્રીઓ પ્રથમ વારાંગનાઓ જ હતી. એવુ કહેવાય છે કે સન વિર્ટનિયમ

પાડોશના દુરાચારના અખાડામા રોજ રાત્રીએ જતો, તે રાત્રીએ દુનચા-રમાથી મુક્ત રહેવા તેમને એ પૈસા આપતો, અને તેઓ સુધરે એવી પ્રભુને પ્રાર્થના કરતો. એવુ કહેનાય છે કે સત સિરેનિયન એક વખત મિસરના ગામડામાથી જતો હતો તેવામા એક વારાગનાએ તેને ઇસારો કરી બોલાવ્યો સત ત્યા અમુક વખતે ગયો, પણ જતા વેત ધૂટણીએ પડી તે તો પ્રાર્થના કરવા લાગ્યો અને "ઇશ્વર તે વારાગનાને એવા દુરાચારમાથી બચાવે" એવા ઉદ્ગાર અત કરણમાથી કાઢવા લાગ્યો પેલી તો એ બધુ જોઇ જ રહી અને ઉભી જ થઇ રહી એમ કરતા સવાર પડવા આવી. પણ વેશ્યા અને બદલાઇ સાધ્વી થઇ ગઇ, અને ડુસકા ખાતી ખાતી પોતાના પાપનું પ્રાયશ્ચિત કરે એવા કોઇ પણ સ્થળે એને લઇ જવાનુ સતને એ કહેવા લાગી

બ્રહ્મચર્યનું પાલન ઘણુ અગત્યનુ છે એ વાત મનુષ્યોના મન ઉપર ઠસાવવાના સતોના આગ્રહથી સમાજની સેવા ઘણી થઇ છે, પણ સાથે એક બીજુ મોટુ નુકસાન પણ એમણે સમાજને કર્યું છે જન્મવુ અને મરવુ એ માણસને માથે કુદરતી કાયદો છે અને તે અનિવાર્ય છે વનસ્પતિ-સૃષ્ટિમા પણ એ કાયદો પ્રવર્ત્તમાન છે અને લગ્નમા ભ્રષ્ટાચાર સમજી કોઇ લગ્ન ન કરે તો દુનિયાનો અત થોડા જ કાળમા આવી જાય તપોવૃત્તિ લગ્નને આદમના પતનનું પરિણામ જ લેખે છે, અને તેથી લગ્ન સસ્થાની તે હલકામા હલકી ગણના કરે છે કોમળ પ્રેમ જેમાથી ઉપજી આવે છે, પવિત્ર અને સુંદર કૌટુમ્બિક ગુણો તેને પગને પગને ચા પા આવે છે, આ બધી વાતોની ગણના લગભગ તે કરતી જ નથી તપત્યાગીનો ઉદ્દેશ લોકોને કુવારી જીદગી પ્રત્યે આકર્ષવાનો હતો, અને તેનુ આવશ્યક પરિણામ એ આવ્યુ કે લગ્નાવસ્થાને લોકો હલકી ગણવા લાગ્યા પ્રજાની ઉત્પત્તિ માટે તેની જરૂર છે અને તેથી તે આવશ્યક છે અને વળી તેથી માણસો મોટા દોષ કરતા અટકે છે એ બધી વાતનો સ્વીકાર હતો છતા તે અવસ્થા આખરે હલકી તો ખરી જ એવી માન્યતા હતી તેથી ગૃહસ્થાશ્રમ પ્રત્યે લોકોનો અભાવ ઉપજાવવાનુ તેમા વલણ છે જેણે ખરેખરી

પવિત્રતા પ્રાપ્ત કરવી એય તેણે તો કુંવારા રહેવું એવો એનો ઉપદેશ છે તેથી સ્ત્રી કે પુરૂષમાં તપોવૃત્તિની ઇચ્છા પ્રબળ થઇ એને તેમના ગૃહસ્થાશ્રમને તો નામગામ ' નગનના નાકડાને કુંવારાપણાના કુહાડાથી કાપ નાખવું ' એ મત જેરોમની જીદગીનો ઉદ્દેશ જ હતો, અને લગ્નથી કુમારિકાઓ નીપજી શકે છે એટલું જ તેમાં સારૂં છે, એમ તે કહેતો હતો પરણ્યા પછી પણ તપોવૃત્તિની પ્રબળતાનું વિષ ચાલુ રહેતું કૌટુંબિક જીવનના બીજા સંબંધોમાં આથી કેટલી કડવાશ આવતી તે આપણે આગળ જોયું છે પરંતુ સ્ત્રીપુરૂષના સંબંધમાં તો તેથી દશગણી કડવાશ વધી પડતી એમાંથી એક તપોવૃત્તિ તરફ વળતાં તેઓ છૂટા પડતા, અગર એક છાપરા નીચે રહેતાં છતાં એક બીજાથી અળગ રહી અકુદરતી જીવન ગાળતાં ખ્રિસ્તિ વૃદ્ધોનાં લખાણોમાં અનેક સંત જીવનની કથામાં આના દાખલા અનેક છે સંત નાઇલસ પરણ્યો, બે છોકરાં થયાં, અને પછી રોતી કકળતી પોતાની બાયડીને સમજાવી તેની કબુલાત મેળવી એ તપધારી થઇ ગયો સંત એમોન પરણ્યાની પહેલી રાત્રીએ જ બાયડીને ઉપદેશવા લાગ્યો કે લગ્નમાં તો પાપ છે અને તુરત જ બંને છૂટાં પડી ગયાં સંત મેલેનિયાએ ઘણો લાંબો વખત પોતાના ધણીને આજીજી કરી પોતાને અલગ નાખવાની કબુલાત મેળવી હતી. લગ્નની રાત્રીએ જ સંત એબ્રાહમ પોતાની સ્ત્રીને છોડીને નાશી ગયો હતો સંત એલેક્સિસે પણ એમ જ કર્યું હતું એમ કહેવાય છે પણ ઘણાં વર્ષ પછી જેરૂસલેમથી પોતાના પિતાને ઘેર એ આવ્યો જ્યાં એની સ્ત્રી હજી એના ત્યાગનો શોચ કરતી હતી પણ આ સંતે અજાણ્યા માણસ તરીકે ઘરમાં રહેવાની ભીખ માગી જીવતાં સુધી અજાણ્યો તે ઘરમાં એ રહ્યો હતો પોતાનાં લગ્ન થયાને લીધે પોતાને અભાગીઓ માનતા ન્યાસાના સંત ગ્રેગરીએ કુંવારાપણાની ખુબ પ્રશંસા કરી છે અને તે અમૂલ્ય લાભ તેને મળી શક્યો નહિ તેને માટે ઘણો શોચ એણે કર્યો છે એ કહેતો કે પોતાની મહેનતનું ફળ પોતે જ કદિ પણ નહિ ભોગવવાને સર્જિત થએલા જેવી અથવા ખેતરમાં હળમાં જુતેલા બળદ જેવી, અથવા તળાવને કાંઠે ઉભેલો છતાં તેનું પાણી નહિ પીવાને સરજાએલા

તરસ્યા જેવી; અથવા પોતાના પાડોશીની દોલતનો વિચાર કરતા ગરીબ માણસ જેવી, તેની દશા હતી; અને પરણેતર જીંદગીના દુઃખ અને કદાળાનુ નીત્ર ચિત્ર એ આપે છે. જેમા સ્ત્રીપુરૂષો પરણ્યા છતા એક બીજાથી અલગ રહેવાનુ કબુલ કરતા એવાં માત્ર નામના જ લગ્નો પણ થોડાં થતા નહિ. જેહેનશાહ હેન્રી બીજો, ઈંગ્લાંડનો એડવર્ડ ધી કનફેસર, સ્પેનનો આલફોન્સો બીજો, ઇત્યાદિ એ વાતના દૃષ્ટાંત છે. ઇનન્યુરિઓસસ નામનો ગૉલનો એક તાલેવંત યુવાન એક યુવાન કુમારિકા ઉપર અત્યંત પ્રેમબદ્ધ હતો અને તેને પરણી ઘેર લાવ્યો. તે જ રાત્રીએ આંખમાં આંસુ લાવી નવલ વધુએ કબુલ કરી દીધુ કે એણે તો કુમારિકા-વ્રત ગ્રહણ કર્યું હતુ અને તેના પ્રેમની ખાતર આ લગ્ન કરવામા એ દોરવાઈ હતી તે બાબત હવે એને ઘણો પસ્તાવો થતો હતો. પતિએ કહ્યું કે પરણ્યા છતા એ વ્રત એણે પાળવું; અને તેઓ બેગાં રહ્યા, પણ પત્નિએ પોતાનુ વ્રત છેવટ પર્યંત અભંગ રાખ્યુ. ઘણા વર્ષ પછી જ્યારે એ બાઇ ગુજરી ગઇ ત્યારે પતિએ તેને દાટતાં દાટતા કહ્યુ કે જે પવિત્ર સ્થિતિમા એ એને મળી હતી તેની તે જ પવિત્ર સ્થિતિમા ઇશ્વરને એ પાછી સોંપી દે છે આ સાંભળી મૃત પત્નીના મ્હો ઉપર સ્મિત ફરક્યુ અને તેણે કહ્યુ "જે બાબત વિષે તમને કોઈ પૂછતું નથી એ વાત તમે શા માટે બોલો છો?" થોડા જ વખત પછી તે પતિ પણ મરણ પામ્યો અને જ્યારે એના મૃતદેહને તે જ કબરમા પણ જૂદો દાટવામાં આવ્યો ત્યારે ફિરસ્તાએ આવી બન્નેને સાથે મૂકી દીધા.

આવા ઉપદેશનું પરિણામ એ આવ્યુ કે કૌટુંબિક જીવનમા વણી ગેરવ્યવસ્થા પેઠી અને નાસ્તિક વર્ગ ઘણો સ્વચ્છંદી થવા લાગ્યો. તેથી સ્વાભાવિક રીતે જ ધર્મવ્યવસ્થાના વધારે ડાહ્યા આગેવાનો ભયભીત થવા લાગ્યા, એટલે એવો આદેશ થયો કે પરણેલા મનુષ્યોએ એક બીજાની પરવાનગી લીધા વિના તપોધારી જીવનમા પ્રવેશ કરવો નહિ તેમ છતાં તપોવૃત્તિના દૃષ્ટિબિંદુમા કાંઇ ફેર પડયો નહિ. પરણવુ જ નહિ, અને પરણવુ તો એક બીજાથી કેવળ અલગ રહેવુ એ વાત પવિત્રતાની સાબીતિ ગણાવા લાગી, અને લગ્નમા પણ હલકાઇ અને ભ્રષ્ટતા ગણાવા લાગી.

આ અપવિત્રતાએ ઘણાં રૂપ લીધાં અને કેટલાક સૈકાએ પર્યંત ધર્મસંસ્થા ઉપર એની ઘણી અસર થઇ. આ પ્રમાણે મધ્ય કાળમાં, પ્રભુભોજનના માનમાં ક્રિયા થયા પછીની રાત્રીએ સ્ત્રી પુરૂષે અલગ રહેવાનો રિવાજ હતો. જો આગલી રાત્રીએ સ્ત્રી પુરૂષ અલગ રહ્યાં ન હોય તો ધર્મના કોઇ મહાન્ મહોત્સવમાં તેમણે ભાગ ન લેવો એવો સ્પષ્ટ આદેશ હતો. મહાન્ સંત ગ્રેગરી કહે છે કે એક યુવાન સ્ત્રીએ આ શરત પરિપૂર્ણ કરી નહોતી છતાં સંત સેબાસ્ટિયનના વરઘોડામાં ભાગ લીધો હતો તેથી તેને પિશાચ વળગ્યો હતો. આવી ભૂલનું જે પાપ કરે તેને માટે નરકમાં પણ ખાસ દુઃખની જગા નિર્માણ કરી હોય છે એમ આલમેરિકની દિવ્ય-દૃષ્ટિમાં પણ વર્ણવ્યું છે. અર્થાત્ એ વખતે આ બાબતમાં લોકવિચાર કેવો હતો તે આ સઘળાથી જણાઇ આવે છે.

લગ્ન પ્રત્યે આવી દૃષ્ટિ થવાથી બે પરિણામ બીજાં પણ આવ્યાં. બીજી વાર પરણવાનો અત્યંત અણગમો લોકોમાં ઉપજ્યો અને પાદરી વર્ગને કુંવારા રાખવાની પ્રબળ ઇચ્છા ઉત્પન્ન થઈ. રોમન લોકોમાં બીજી વારનાં લગ્નો પ્રત્યે અણગમો અને કટાક્ષ પ્રાથમિક સમયમાં હતો, પણ તેનું સ્વરૂપ ભિન્ન હતું અને તેનાં આંતરિક કારણો જૂદાં હતાં. તે લોકોમાં જે એક લગ્નથી સતુષ્ટ રહે તેને મર્યાદશીલતાનો મુગટ પેહેરાવવામાં આવતો હતો અને એકથી વધારે લગ્નો ગેરવાજબી અનિયમિતપણાનુ ચિહ્ન ગણાતું હતું. પોતાના પતિ પ્રત્યે જે પ્રેમ રાખવાની સ્ત્રીની ફરજ છે તે એવો વિશુદ્ધ અને ગંભીર છે કે પતિના મૃત્યુ પછી પણ તે ટકી રહેવો જોઇએ અને એ પ્રેમ પછી કોઇ અન્ય ઉપર ચોંટી જ શકે નહિ એવી અત્યંત સુઘડ અને લાગણીવાળી વૃત્તિમાંથી મુખ્યત્વે કરીને આવો વિચાર ઉછરી આવ્યો હોય એમ જણાય છે. આ વિચાર, ડાયડોના મુખમાં વર્ણેલ બહુ સુંદર શબ્દોમાં મુકે છે, અને પોતાનો પતિ ગુજરી ગયા પછી એકાંત વાસમાં રહી પતિસ્મરણમાં જ આખી જીંદગી ગાળવાના ઘણી સ્ત્રીઓના દાખલા રોમના ઇતિહાસમાંથી મળી આવે છે. તેમાંથી કેટલીક તો ભરયુવાનીમાં હતી. કેમિલમના કુટુંબમાં બીજી વારનાં લગ્ન કોઈ કરતું નહિ;

તેથી તે કુટુંબને ખાસ માન આપવામાં આવતું હતું. એક રોમન કવિ કહેતો કે સ્ત્રી જીવતી હોય ત્યારે તેના ઉપર પ્રેમ રાખવામાં આનંદ છે; પણ તેના ગત થયા પછી તેના ઉપર પ્રેમ રાખવામાં ધર્મનું કામ છે. પરંતુ બીજા લગ્નની અઘટિતતા સ્ત્રીઓના સંબંધમાં જેટલી લાગતી તેટલી પુરૂષના સંબંધમાં ઘણું કરીને લાગતી નહિ, અને જેટલી લાગતી હતી તેનું કારણ અન્ય હતું છોકરાંને સાવકી માનું દુઃખ ન થાય એટલા માટે ઘણું કરીને પુરૂષો ફરીને પરણતા નહિ.

ફરી લગ્નથી જે નૈતિક વૃત્તિને આ પ્રમાણે આંચકો લાગતો હતો તે વૃત્તિ ખ્રિસ્તિઓની તપોવૃત્તિમાં ભળી ગઇ, પણ તેને માટે કારણો જૂદાં અપાવા લાગ્યાં. પ્રથમ તો, આપણને માલમ પડે છે કે પતિના પ્રેમાળ સ્મરણને લીધે જીતેંદ્રિય રહેવું જોઇએ એ વાત તદ્દન જતી રહી. બીજી વાત એ છે કે સ્ત્રી પુરૂષના સંબંધમાં અત્યંત ભ્રષ્ટતા રહેલી છે એ વાત લક્ષમાં રાખી ખ્રિસ્તિ ધર્મના લેખકો લગભગ હમેશાં કહેતા કે બીજી કે ત્રીજીવારનાં લગ્નો માત્ર પશુવૃત્તિને તૃપ્ત કરવાનીખાતરજ થાય છે. ખ્રિસ્તિ ધર્મના કેટલાક પંથવાળાઓ તો બીજીવારના લગ્નને કેવળ ગેરવાજબી જ ગણતા હતા. આસ્તિક મત એવા લગ્નને જનસ્વભાવમાં રહેલી નિર્બળતાને લીધે વાજબી તો ગણતો હતો છતાં તે પ્રત્યે નાપસંદગી પૂરેપૂરી જણાવતો હતો. મનુષ્યના સ્વભાવમાં રહેલા ભ્રષ્ટ તત્ત્વને અનુસરી એકવાર લગ્ન કર્યું તો ભલે કર્યું, એટલી જ ભ્રષ્ટતા, પણ બીજીવાર લગ્ન કરીને વધારે ભ્રષ્ટ શામાટે થવું? અર્થાત્ આ બીજા લગ્નથી એટલુંજ સિદ્ધ થાય છે કે એ ભ્રષ્ટતા વધારે ભ્રષ્ટ થઈ છે, કારણ કે લગ્ન જાતેજ ભ્રષ્ટ છે એમ તેઓ માનતા હતા. આ વિષય પરત્વે ખ્રિસ્તિ વૃદ્ધોની ભાષા અત્યારે આપણને બહુ વિચિત્ર લાગે છે, અને પ્રથમ લગ્નની પરવાનગી સ્પષ્ટ શબ્દોમાં અને પુનઃ પુનઃ કથનથી જે તેમણે આપી છે તે આપી ન હોત તો એમજ લાગત કે લગ્નને તેઓ કેવળ ભ્રષ્ટ જ ગણે છે. દાખલા તરીકે, એક્ષના ગોરાસ બીજી વારના લગ્નને 'સભ્ય વ્યભિચાર' જ કહેતો હતો. એલેક્ઝાંડ્રિયાના ક્લેમેટના મત પ્રમાણે, વ્યભિચાર એટલે એક લગ્ન પછી ઘણા લગ્ન કરવાં તેજ. સેંત જેરામ કહે

તો કે પ્રથમના આદમને એક જ સ્ત્રી હતી; બીજા આદમને એક નહોતી. જે લોકો બીજીવારના લગ્નને વાજબી ગણે છે તે ત્રીજા આદમને માને છે અને તે બે વાર પરણ્યો હતો." તે પુનઃ કહે છે "વિચાર કરો કે જે સ્ત્રી બીજીવાર પરણેલી હોય તે જોકે વૃદ્ધ અને અપંગ હોય અને ગરીબ હોય તોપણ ધર્મની સખાવત લેવાને લાયક તે ગણાતી નથી. પણ જો સખાવતનો રોટલો તેની કનેથી લઈ લેવામાં આવે છે, તો સ્વર્ગનો રોટલો કેટલો બધો ભારે છે!" અર્થાત્ તે સ્ત્રી નરકમાં જશે. ઓરિજેનના મત પ્રમાણે "બીજીવારના લગ્ન કરનારા ઇશુ ખ્રિસ્તના નામે બચી જાય છે, પણ ઇશુ ખ્રિસ્ત પણ તેમને વિજય તો અપાવી શકતો જ નથી." "તેગીજ," ઇશુખ્રિસ્ત અને ધર્મ સંસ્થાના જોડાણની જે સરખામણી સતપોલ લગ્નની સાથે કરે છે તેને ઉદ્દેશીને સતગ્રેગરી નેઝીઅન એમ કહેતો: "બીજીવારના લગ્નો મને ગેરવાજબી જણાય છે. જો ઇશુખ્રિસ્ત બે હોય તો બે પતિ કે બે પત્ની હોય. ઇશુખ્રિસ્ત જો એક જ હોય, તો લોહી પણ એક જ છે: તો પછી બીજું લગ્ન નિંદ્ય છે. પણ જો બીજાની જ એ મનાઈ કરે છે, તો પછી ત્રીજા લગ્નોનું તો શું કહેવું?" ખરૂ જોતાં સ્ત્રી પુરૂષોએ ધર્મને જ વરવું જોઇએ, સંસારનો પ્રથમ પતિ જ બીજો છે, અને તેની પણ માંડમાંડ છૂટ અને ક્ષમા મળે છે, ત્યાં ત્રીજાની તો વાત કરવાની પણ ક્યાં રહી? ત્રીજામાં તો પાપ જ છે; અને તેથી પણ આગળ જાય તેને તો પશુ જ સમજવો જોઇએ તેથી બે વાર પરણેલો માણસ પાદરી થઈ શકતો નહિ, ધર્મ-સંસ્થાની સખાવત તેને મળતી નહિ અને અમુક કાળ પ્રાયશ્ચિત કર્યા વિના પ્રભુભોજનમાં તેને ભાગ મળતો નહિ. જે કેદી બે વાર પરણ્યો હોય તેને ઇગ્લાંડમાં મધ્યકાળમાં પાદરીનો લાભ મૃત્યુ સમયે મળતો નહિ; ઈત્યાદિ ધર્મની અનેક સખ્તાઇ આ બાબતમાં હતી.

પાદરીઓને કુંવારા રાખવાની બાબતમાં પણ ધર્મની વૃત્તિ જણાઇ આવે છે, પણ આ બાબત ઘણી વિશાળ છે, અને તેથી તેનો ઇસારો માત્ર અત્ર આપણે કરશું. આ વિષય પરત્વે બે વાત સર્વમાન્ય છે. ધર્મ સંસ્થાના બંધારણની છેક શરૂઆતમાં પાદરીઓને પરણવાની છૂટ હતી.

બીજી વાત એ છે કે લગ્નની અપવિત્રતાનો વિચાર અસ્તિત્વમાં હતો અને એમ લાગતું કે પાદરી વર્ગ પવિત્રતાના શિખરરૂપ હોવાથી બીજા કરતાં તે વર્ગને લગ્નની બાબતમાં ઓછી છૂટ હોવી જોઇએ. આ વૃત્તિનું પ્રથમરૂપ એ થયું કે પાદરીના બીજા લગ્નમાં કે વિધવા સાથે તેના લગ્નમાં ગેરવાજબીપણું અને પાપ છે એવી દૃઢ માન્યતા ઉત્પન્ન થઇ. ધર્મ-સંસ્થાના છેક પ્રાથમિક કાળથી આ માન્યતા અસ્તિત્વમાં આવી હોય એમ જણાય છે, અને ઘણા સૈકાઓ પર્યંત એ માન્યતાને એક અવાજે સૌ વળગી રહ્યા હતા. પછી એમ સમજાવા લાગ્યું કે પરણેલા પાદરીએ પાદરી થયા પછી પોતાની સ્ત્રીના સમાગમમાં વિશુદ્ધ રહેવું એ સદાચાર છે; પછી એમ સમજાયું કે તેમ કરવું એ કર્તવ્ય જ છે. પ્રથમ તો આ નિયમ પરત્વે સખ્તાઇ બહુ થતી નહિ; પરંતુ ચોથા સૈકામાં એવો સિદ્ધાંત સ્પષ્ટ થયો કે પાદરીઓએ પરણવામાં પાપ છે; છતાં પાદરીઓ પરણતા હતા, અને સામાન્ય રીતે તેમનાં લગ્ન ઉઘાડે છોગે થતાં હતાં. ધર્મ સંસ્થાના અધિકારીઓએ આ બાબતમાં સમય જતાં જે જે જૂદા જૂદા અભિપ્રાય બાંધ્યા હતાં તે વાત નીતિના ઇતિહાસમાં એક અતિ વિલક્ષણ પૃષ્ટ છે, અને નિયમે કરીને કુંવારાપણાની વ્યવસ્થા બાંધવા જતાં કેવાં માઠાં પરિણામ આવે તેનો પ્રબળ પૂરાવો આ પૃષ્ટ છે. જે લેખકોને મધ્યકાળના ઇતિહાસની પૂરીપાધરી ખબર નથી તેઓ સામાન્ય રીતે એમ માને છે કે જે જમાનામાં લોકોની આસ્થા કંપિત થઇ નહોતી તે જમાનામાં નીતિની વિશુદ્ધિ ઘણી મોટી હતી અને તેથી ધર્મ-સુધારણાના આગળના એક સૈકામાં મોટામાં જે ઘોર અનીતિ ચાલતી હતી તે નવી જ દાખલ થઇ હતી. પણ આ માન્યતા કેવળ ભૂલ ભરેલી છે. ધર્મ સંબંધી લેખકો બધા એક સરખી રીતે સાક્ષી પૂરે છે કે આઠમા અને તેની પછીના ત્રણ સૈકામાં ધર્મ-સંસ્થામાં પેસી ગએલી અનીતિ બીજા કોઇ કાળ કરતાં ઓછી નહોતી. અર્થાત્ ધર્મની આવી દૃષ્ટિને લીધે પાદરી વર્ગમાં અનાચાર ઘણો વધી ગયો હતો અને લગભગ આખા દશમા સૈકામાં તો પોપ પોતે પણ ઘણી દુરાચારી જીંદગી ગાળતા હતા. જંગલી રાજાઓ નાની ઉમરે પરણતા, કેવળ સ્વછંદી

પરંતુ કેથોલિક પાદરી જે પ્રમાણિકનાથી કુંવારી ઝંદગી ગાળે તો એવી જાતના નમુનાનો માણસ એ બની જાય છે કે જેમાં ગંભીર અને ભયંકર દોષોની સાથે માણસજાત મહા પ્રયાસે મેળવી શકે એવા કેટલાક ઉત્તમ ગુણો પણ ભળેલા હોય છે. સંસારના પ્રેમ અને ઘણાં ખરાં બંધનોથી મુક્ત, કેથોલિક સંપ્રદાયની સંકુચિત દૃષ્ટિએ જીવનને ઘણું કરીને જોવાવાળા અને મનુષ્ય સ્વભાવને કોમળ અને વિસ્તૃત કરે એવા સંબંધોથી રહિત થએલા એવા આ કેથોલિક ગુરૂઓ અત્યંત પ્રબળ અને ક્રૂર ધર્મ-ઝનુન માટે ઘણું કરીને મશહુર થએલા છે અને પોતાની ધર્મ-સંસ્થા સિવાય બીજી બધી બાબતના બેદરકાર માલમ પડેલા છે. તેમની મહદયતાનો પ્રદેશ સકૂચિત હોવાને લીધે, અને બુદ્ધિગત તાબેદારી તેમણે વ્હોરેલી હોવાથી યુવકોને શિક્ષણ આપવાના કામમાં ખાસ કરીને તેઓ અયોગ્ય હોય છે, અને દુનિયાના દુર્ભાગ્યે એ શિક્ષણ લાંબો કાળ તેમના હાથમાં રહ્યું હતું. બીજી રીતે જોઇએ તો ધર્મમાં એક ચિત્તવાળા, દૃઢ, બીન સ્વાર્થી, દુનિયાની વહાલામાં વહાલી વસ્તુઓનો કર્તવ્યની ખાતર ભોગ આપનારા, અને દુઃખ, સંકટ અને મૃત્યુ વખતે અડગ મનવાળા તે હોય છે.

આવા સારા નમુનાના કેથોલિક પાદરીઓ મધ્યકાળના અતિ અંધકારમય સમયમાં પણ ઘણા થયા હતા એ વાત ખરી; પરંતુ એકંદરે પાદરીઓ

એ ૮

મોર્ડ.

પાદરીની સ્ત્રીઓ અત્યારે સમાજમાં જે મોભો ભોગવે છે તે મોભો રખાતો ભોગવે એટલે દરજ્જે પાદરીઓના તે સંબંધોનો સંપૂર્ણ સ્વીકાર કદિ થયો નહોતો, અને નીતિના મુખ્ય ઉપદેશકો અને દૃષ્ટાંતભૂત પુરૂષો સામાન્ય રીતે એવા સબંધમાં પોતાનું જીવન ગાળે કે જે સબંધને લોકો સંશય પડતો - કે ખોટા માને તેની અસર દેશના દરેક વર્ગ ઉપર ઘણી ખરાબ થએલી હોવી જાઇએ. તેથી કરીને નીતિમાં તેમનો દાખલો બેશક બહુ ખરાબ બેડેલો હોવો જોઇએ. જન-સ્વભાવમાં રહેલા કુદરતી તત્ત્વની સાથે જ વિરોધ

માંડી બેઠેલી તપોવૃત્તિએ ધારેલા પરિણામથી કેવળ જૂદુ જ પરિણામ ઉપજાવ્યુ અને ધર્મનો સિદ્ધાંત જાણવા છતાં પાદરીઓ અનાચારમા જતા અટક્યા નહિ. લગ્ન પ્રત્યે નિરંતર હલકી દૃષ્ટિએ જોવાની ટેવથી અને લગ્નમાં જો કોઇ વાજબી ઉદ્દેશ હોય તો તે માત્ર વસ્તીની વૃદ્ધિ છે એવી ગણનાથી, કલ્પના ઉપર ખાસ કરીને ભ્રષ્ટ અસર થવા લાગી. મોટી ભકતાણી બની બાઇડીઓ પોતાના પતિથી અલગ રહેવા ઇચ્છતી, તેથી પતિઓને ગંભીર પ્રકારની ભ્રષ્ટતામા પ્રવૃત્ત થવાની જરૂર પડતી હતી. વહાલામા વહાલા મન્ધમાં પાપનો વિચાર પ્રવેશ પામ્યો અને લગ્નનો આખો વિષય ભ્રષ્ટતા અને સંકુચિત દૃષ્ટિથી જોવાવા લાગ્યો. પ્રોટેસ્ટંટ મતથી એક મોટો લાભ એ થયો કે વિચાર અને વૃત્તિની આ પદ્ધતિ એણે સંસારમાથી હાંકી કાઢી, અને લગ્નને પવિત્રતા અને મોભો પુનઃ પ્રાપ્ત કરી આપ્યા. આમ કુદરતના કાયદા સામે વર્તવાથી પરિણામ સારૂ ન આવ્યુ. લગ્નને મનુષ્યના વ્યવહારમાં યોગ્ય સ્થાન આપવાથી જ સમાજનુ શ્રેય થાય છે

તપોવૃત્તિનું બીજુ અનિષ્ટ પરિણામ એ આવ્યુ કે સ્ત્રીઓની પ્રતિષ્ઠા અને પદવીને અત્યંત હલકી ગણવાનુ વલણ પેદા થયુ આ વલણમા યાહુદી લોકોના લખાણોની અસર આપણને સ્પષ્ટ માલમ પડી આવે છે. કન્યાના બાપને ખરીદીના પૈસા આપવાના રીવાજનો સ્વીકાર તેમનામા હતો, એકથી વધારે સ્ત્રી કરવાની પરવાનગી હતી, અને સાગમા સારા માણસો પણ ઘણી બાઇડીઓ કરતા હતા. મનુષ્યના દુઃખોનું મૂળ સ્ત્રી ગણાતી હતી. દરેક બાળકના જન્મ પછી સ્ત્રીને વિશુદ્ધ થવાનો અમુક કાળ ઠરાવ્યો હતો, અને પુત્ર કરતા પુત્રીની બાબતમા તે બમણો હતો. એક યાહુદી લેખક ભાર દઇને કહ્યુ કે સ્ત્રીની મોહક સારપ કરતા પુરૂષની ભુડપ સારી હોય છે. યાહુદીના ઇતિહાસના પ્રાથમિક સમયમા સ્ત્રીની સર્વોત્તમતાના જે નમુના ચિતરવામાં આવ્યા છે તે ઘણુ કરીને બહુ હલકા પ્રકારના છે, અને રોમના ઇતિહાસમાં, કે ગ્રીક-કવિતામા જે નમુના આપણે જોઇએ છીએ તેમનાથી બેશક ઉતરતા છે.

યાહુદી લોકોના લખાણોમાથી ચાલી આવેલી આ અસરમાં તપો-

રીતે વર્તતા હતા, અને ધર્મસંસ્થામાં આગળ પડના મોભા ભોગવતા; અને ઘોર અનાચાર ત્વરાથી બધે પ્રસરી ગયા હતા. દશમા સૈકાનો ઇટાલીનો એક ધર્મગુરૂ પોતાના સમયમાં ચાલતા દુરાચારનું ચિત્ર આપતાં ટૂંકામાં કહે છે કે જો ધર્મના કાનુન બરાબર અમલમાં મૂકવા માંડીએ તો ધર્મ-સંસ્થામાં કોઇ રહે નહિ, કારણ કે એ સંસ્થામાં નાના છોકરાં સિવાય કોઇ ચોખ્ખું નહોતું, અને તે પણ અનૌરસ હતાં. આ અનાચાર એટલો બધો તો વધી પડ્યો હતો કે ધર્મગુરૂઓને પોતાની જગા વારસામાં મૂકી જવાનો ભય એકથી વિશેષ વખત ઉપજ્યો હતો. ધર્મ-ગુરૂઓ રખાત રાખે તો તેના ઉપર એક કર લેવાતો અને સૈકાઓ પર્યંત રાજાઓએ તે લીધો હતો. આવો અનાચાર સહન કરવા કરતાં પાદરીઓ પરણે તો તેમાં કાંઇ ખોટું નથી એમ પણ મનાવા લાગ્યું હતું. અને ચમત્કાર કરી બતાવવાની શક્તિમા લગ્ન નડતર રૂપ થતું નથી એમ બતાવવા અગીઆરમા સૈકામાં કેટલાંક દૃષ્ટાંતો પણ વર્ણવવામાં આવ્યાં હતાં. છતાં ધર્મ-સભાઓ 'લગ્નમાં પાપ છે' એવો ઠરાવ કરતી અને મોટા મોટા સંતો પણ તેમાં અનુમોદન આપતા. આમ પાદરીઓ જે જીંદગી ગુજારતા હતા તે સિદ્ધાંતમાં તો સામાન્ય રીતે પાપરૂપ ગણાતી હતી.

આ પ્રમાણે એક વખત પોતાના વ્રતનો ભંગ કર્યા પછી જાણી જોઇને પાપ આચરતા પાદરીઓ સામાન્ય માણસો કરતાં પણ વધારે અધમ થઇ જાય તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કશું નથી. ત્રેવીસમા પોપ જૉનને ગોત્રગમન અને વ્યભિચારને માટે સજા થઇ હતી; ઇંગ્લાંડના એક પાદરીને એક ગામડામાં સત્તર અનૌરસ છોકરાં હતાં; સ્પેનના એક પાદરીએ સીત્તેર રખાતો રાખી હતી; અને લીજના બિશપ હેન્રી ત્રીજાને ૬૫ અનૌરસ બાળકો હતાં. આવા છૂટા છવાયા દાખલાનો વિચાર આપણે ન કરીએ, તો પણ માત્ર રખાતના દોષથી પણ વધારે મોટા દુરાચારનું ચિત્ર ધર્મસભાઓ અને લેખકોના લખાણુમાં આપણી દૃષ્ટિએ પડયા વિના રહેતું નથી. એવું કહેવાય છે કે જ્યારે પાદરીઓ પરણતા ત્યારે તેમની સ્ત્રીઓને જ્યારે ખબર પડતી કે એવાં લગ્ન ધર્મની દૃષ્ટિમાં કાયદેસર ગણાતાં નથી

ત્યારે તેઓ વફાદાર રહેતી નહિ. લેખકો કહે છે કે મઠની સાધ્વી સ્ત્રીઓમાં અત્યંત અનાચાર પ્રવર્ત્યો હતો અને બાળહત્યાઓ અસંખ્ય થવા લાગી હતી. પાદરીઓ ગોત્રગમન કરવા લાગ્યા હતા, અને આ અનાચાર એટલો બધો વધી પડ્યો હતો કે પાદરીઓએ મા બ્હેન સાથે પણ ન રહેવું એવા અનેક વાર કાયદા કરવા પડ્યા હતા. ખ્રિસ્તિ ધર્મની એક મોટી સેવા સૃષ્ટિ-વિરૂદ્ધ મૈથુનનો જડમૂળથી નાશ કરવાની હતી. તે દુરાચાર પણ હવે મઠમાં ક્વચિત્ થતો આપણે સાંભળીએ છીએ. વળી ધર્મને નામે થતી કબુલતોનો ઉપયોગ દુરાચારમાં થવા લાગ્યો અને તેની સામે પોકાર ઉઠવા લાગ્યો. દરમ્યાન ધર્મમાં તો અનેક સખત બંધન થતાં રહ્યાં હતાં. પાદરીઓએ ગુપ્ત લગ્ન કરવાં નહિ; પ્રથમ પરણેલા પાદરીઓએ પોતાની સ્ત્રીઓ જોડે વ્યવહાર કરવો નહિ ઇત્યાદિ અનેક કાયદાઓ થયા હતા. તથાપિ લોક—અભિપ્રાય પણ તેમાં ભળ્યો, અને પરણેલા પાદરીઓની દુર્દશા થવા લાગી; અને અંતે પાદરીઓ કુંવારા રહેવા લાગ્યા. છતાં હજી એ બાબતમાં અનિયમિતતા કેટલી બધી હતી તે મઠની સંસ્થાને જ્યારે નાબુદ કરવામાં આવી ત્યારે મઠોમાં માલમ પડી આવેલા ઘોર દુરાચારોથી, અને લોકો પોતાના પાદરીઓને રખાત રાખવાની ફરજ પાડતા, ઇત્યાદિ વાતોથી સ્પષ્ટ દીસી આવે છે.

ધર્મગુરૂઓના આવા જીવનની ઘણી જ માઠી અસર લોકોની રેહેણી-કરણી ઉપર થયા વિના રહેતી નથી. પ્રોટેસ્ટંટ દેશો કે જ્યાં પાદરીને પરણવાની છૂટ હોય છે ત્યાં લોકોની નીતિ અને સ્થિતિ ઉપર બહુ મોટી અને સારી અસર થએલી છે એ વાત ઇતિહાસથી સિદ્ધ થાય છે. એ દેશોમાં સર્વત્ર સુખ, શાંતિ, સંતોષ અને અનાયાસે થતો સદાચાર જોવામાં આવે છે; અને માંદાની મુલાકાતમાં, ગરીબોને થતી સહાયમાં, ઉછરતા યુવકોને અપાતા ઉપદેશમાં; પાદરીઓની સ્ત્રીઓને પુષ્કળ અવકાશ અને પરિશ્રમનાં સ્થળ મળે છે, અને આવી બાબતોમાં સ્ત્રીઓનું કાર્ય-પ્રદેશ ખાસ કરી બહુ ઉપયોગી થાય છે.

વૃત્તિએ ઉમેરો કર્યો. પુરૂષને ફસાવનારૂં મુખ્ય સાધન સ્ત્રી છે એમ તપોવૃત્તિ ગણતી હતી, અને તેથી ખ્રિસ્તિ વૃદ્ધોના લખાણોમાં સ્ત્રીઓની ભારે નિંદા જોવામાં આવે છે. વિચિત્ર વાત એ છે કે એજ ખ્રિસ્તિ વૃદ્ધો અમુક અમુક સ્ત્રીઓના ભારે વખાણ પણ કરતા હતા સ્ત્રી નરકનું દ્વાર છે, માણસને જે જે દુઃખ પડે છે તે સઘળાની જનેતા સ્ત્રી છે એમ તેઓ કહેતા હતા. પોતે સ્ત્રી છે એટલી જ વાતથી સ્ત્રીઓએ શરમાવું જોઇએ, અને દુનિયા ઉપર જે સકટો એણે આણ્યા છે તેમને માટે નિરંતર પશ્ચાત્તાપ અને પ્રાયશ્ચિત એણે કરવા જોઇએ; ઇત્યાદિ હરેક પ્રકારે તેને નીચ અને હલકી ગણવામાં આવતી હતી, અને તેના શરીર-સૌંદર્યની ખાસ કરીને નિંદા કરવામાં આવતી હતી. પોતાને ઉઘાડે હાથે પ્રભુ-ભોજનની પ્રસાદી પણ કેટલેક ઠેકાણે લેવાની સ્ત્રીઓને મનાઇ હતી. અર્થાત્ તેમની પદવી પુરૂષ કરતા ઉતરતી છે એ વાત ખાસ કરીને નિરંતર લક્ષમા રાખવામાં આવતી હતી

પરિણામ એ થયુ કે વિધર્મી રાજ્યમાં સ્ત્રીની પદવી કાયદામા ઉચ્ચ લેખવામાં આવતી હતી તે વિચાર નષ્ટ થયો અને એવા કાયદા ખ્રિસ્તિ સમયમાં થવા લાગ્યા કે જેથી કરીને સ્ત્રીને કહિતા પરણવુ પડે અને કહિતા મામા જઇ સાખ્વી થવુ પડે. અર્થાત્ સ્ત્રીની પદવી કાયદામા પણ પરતન્ત્ર થઇ પડી સ્ત્રીના લાભમા વારસાના જે ઉદાર કાયદા થયા હતા તે બધા અદૃશ્ય થઇ ગયા, અને સ્ત્રીના ગેરલાભમા જતા આ કાયદાને રદ કરવાનો ગંભીર પ્રયાસ છે'ના એટલે અઢારમા સૈકા પર્યંત થયો નહોતો

વિશુદ્ધિનું ધોરણ ઉચ્ચ કરવાના પ્રયાસમા ખ્રિસ્તિ વૃદ્ધોને જંગલી લોકોના હુમલા અને વિજયથી બહુ સહાય મળી હતી. સંખ્યાબંધ ગુલામો મુક્ત થયા. સાર્વજનિક રમતો બંધ પડી, દેશની દુર્દશા થઇ જતા લોકો નિર્ધન થઇ ગયા, આ બધા ફેરફાર સ્ત્રીના સદાચારની વૃદ્ધિને અનુકૂળ હતા વળી સુધરેલા કરતાં જંગલીઓમાં સ્ત્રીઓનો સદાચાર ઘણો વિશેષ હતો વ્યભિચાર તેમનામા કવચિત્ જ દેખાતો વ્યભિચારી સ્ત્રીનું માથુ બોડાવી ઘરમાથી હાંકી કાઢી મારતા મારતા આખા શહેરમા તેની ફજેતી કરવામાં આવતી, અને તેવી સ્ત્રી યુવાન, સુંદર કે પૈસાદાર હોય તો પણ તેને કોઇ

પરણતું નહિ. રાજાઓ જ માત્ર ઘણી સ્ત્રીઓ કરતા, પણ તે શોખની ખાતર નહિ પણ શોભાની ખાતર. પોતાનાં બાળકોને માતાઓ જ ધવરાવતી હતી. બાળ હત્યાની મનાઈ હતી. વિધવાઓને ફરી પરણવાની રજા નહોતી. પુરૂષોને બંધીખાનાની બીક પોતા કરતાં પોતાની સ્ત્રીઓને માટે વધારે રહેતી. સ્ત્રીઓમાં ભવિષ્ય જાણવાની પવિત્ર શક્તિ રહેલી છે એમ તેઓ માનતા હતા, અને ઘણી વાર તેઓ તેમની આગાહી પ્રમાણે ચાલતા હતા. આવું વર્ણન ટેસીટસે પોતાના એક ગ્રંથમાં જર્મન લોકોની વિશુદ્ધિનું આપ્યું છે.

સામાન્ય રીતે એમ મનાય છે કે આ ગ્રંથમાં ટેસીટસનો ઉદ્દેશ પોતાના સ્વદેશી બંધુઓની સ્વચ્છંદી રીતભાત પ્રત્યે નાપસંદગી બતાવવાનો હતો અને તેથી જંગલીઓના સદાચારનું ચિત્ર આપવામાં એણે બહુ અતિશયોક્તિ વાપરી હતી. તથાપિ એકંદરે એ ચિત્રની સત્યતામાં શંકા લાવવાનું કાંઈ કારણ નથી. સ્ત્રીઓને ફસાવનારને મુઆ પછી અન્ય દુનિયામાં ભયંકર સજા થાય છે એવી પુષ્કળ વાતો સ્કેન્ડિનેવિયાના પુરાણમાં કહેલી છે. જંગલીની સ્ત્રીઓ વૈદું કરતી અને સ્વપ્નના ખુલાસા આપતી, અને ઘણી વાર લડાઇમાં પોતાના પતિઓની સાથે જતી, વેરાઇ ગયેલા લશ્કરને પાછું એકઠું કરી આપતી, અને ખુદ લડાઇમાં પણ પોતે ભાગ લેતી. ઓગસ્ટસને માલમ પડ્યું હતું કે જંગલી રાજાઓને બાન તરીકે રાખવા એ નિરર્થક હતું, પરંતુ તેમની સ્ત્રીઓને પકડવાથી તેઓ અવશ્ય વફાદાર રહેતા હતા. સ્ત્રીઓએ શૌર્ય બતાવ્યાના દાખલા પણ મળી આવે છે. મેરિયસે જ્યારે ટ્યુટન લોકોના એક લશ્કર ઉપર વિજય મેળવ્યો ત્યારે ટ્યુટન સ્ત્રીઓ તેની પાસે ગઇ અને દેવ–કુમારિકાઓની તેમને ચાકરડી થવા દેવાની રજા માગી કે જેથી કરીને ગુલામગીરીમાં પણ તેમની આબરૂ સચવાઇ રહે. પણ જ્યારે તેમની આ અરજની ના પાડવામાં આવી ત્યારે તેજ રાત્રે તે બધી પોતાને હાથે આપઘાત કરી મરી છૂટી. એક વાર એક સત્તાવાન અમીરે કામા નામની એક ગેલેશિયન સ્ત્રીના હાથની માગણી કરી. પરંતુ આ સ્ત્રી પોતાના પતિને વફાદાર હતી, અને તેથી તે અમીરના કોઇ કાવા-

વાલા એણે ધ્યાનમા લીધા નહિ ગમે તે પ્રકારે પણ તે સ્ત્રીને મેળવવાના ઇરાદાથી તેના ધણીને તે અમીરે મારી નખાવ્યો, એટલે તે સ્ત્રી ડાયેનાના દેવળમા પૂજારણ થઇ ગઇ. પછી તે અમીરે માણસો ઉપર માણસો મોકલી તે બાઇને બહુ સમજાવી, અને થોડોક કાળ વીત્યા બાદ તેની રૂબરૂ થવાની એણે હામ બીડી ત્યારે તે બાઇએ ખુશી હોવાનો દેખાવ કર્યો પણ કહ્યુ કે દેવીને પ્રથમ અર્ઘ્ય આપવાની જરૂર છે પછી ઝેર ભેળવેલો દારૂનો પ્યાલો હાથમા લઇ દેવીની પૂજા કરવા તે મદીરમા આવી, અને અરધો પોતે પી બાકીનો અરધો તેના પાપી આશકને આપ્યો. જ્યારે તે પી રહ્યો ત્યારે વેર લેવાની અને પોતાના સ્વામીને જઇ મળવાની પોતાને મળેલી તકને માટે તે ઘણી ખુશી થઇ અને મરીગઇ એપ્પોનિના નામની એક ગૉલ સ્ત્રીનો દાખલો તો એથી પણ વધારે વિલક્ષણ છે. તેના પતિ જ્યુલિયસ સેબિનસે વેસપેશિયનની સામે બળવો કર્યો હતો, પણ તે હારી ગયો. હવે તે સેહેલાઇથી જર્મનીમા ભાગી જઈ શકે એમ હતુ, પણ પોતાની યુવાન પત્નીના વિયોગનો વિચાર તેનાથી સહન થઇ શક્યો નહિ તેથી પોતાની એક સુંદર એકાંતવાસી મિલ્કતમા તે ભાગી ગયો અને નીચે ભોયરામાં તે રહ્યો પછી પોતે આપઘાત કરીને મરી ગયો એવી વાત ફેલાવવાનુ પોતાના એક છોડી મૂકેલા ગુલામને કહી બંધ શરીરનો ખુલાસો આપવા તે મિલ્કતને આગ લગાડી આણી તરફ એપ્પોનિનાએ આત્મઘાતના સમાચાર સાભળી ત્રણ દિવસ સુધી અન્ન લીધુ નહિ અને જમીન ઉપર પડી રહી છેવટે પેલા માણસે આવી બધી હકીકત કહી, ત્યારે દિવસે પોતાના ધણીનો શોચ કરવો જારી રાખી રાત્રીએ તે એને મળવા લાગી એમ કરતા તે સગર્ભા થઇ પણ સ્નેહીઓથી એ વાત તે ગુપ્ત રાખી શકી છેવટે આખર દહાડામા તે એકલી ભોયરામાં ઇ-ને કોઇ પણ જાતની મદદ વિના જોડકાંને એણે જન્મ આપ્યો અને એમને તે ઉછેરવા લાગી. આમ નવ વર્ષ વીતી ગયાં, પણ સેબિનસનો અંતે ત્યા પત્તો મળ્યો તેને પકડયો અને તે બાઇના અનેક દાના-વાના છતા તેને દેહાન્ત કરવામા આવ્યો અને વેસપેશિયનની કીર્તિને

કાયમનું કનેક ચોંટયુ.

પરંતુ જગલીઓની નૈતિક વિશુદ્ધિ તપોવૃત્તિના દૃષ્ટિબિંદુથી તદ્દન ભિન્ન પ્રકારની હતી. તેનું બધુ જોર માત્ર લગ્નની બાબત ઉપર જ એકત્ર થયુ હતું. લગ્ન સબધમા ઉત્તમ પ્રકારની વફાદારી બતાવવામા તે બહાર પડી આવતી, પરતુ કુમારી જીંદગીના જે અનિષ્ટ પરિણામ પાદરી વર્ગમા આવ્યા તે અટકાવવાની યોગ્યતા એનામા થોડી જ હતી. વળી જગલી રાજાઓમાં બહુ સ્ત્રી કરવાનો રિવાજ હતો અને સૈકાઓ સુધી ખ્રિસ્તિ ધર્મ તેમાં કાંઇ પણ અટકાયત કરી શકયો નહોતો. ફેરીબર્ટ અને શિલ્પેરીક બન્ને રાજાઓને એકી વખતે ઘણી રાણીઓ હતી. કલોટેર રાજા પોતાની સ્ત્રીની હયાતીમા તેની બેનને પરણ્યો હતો, અને રાજાના આ ઇરાદાની ખબર પડતા તે સ્ત્રીએ નીચે પ્રમાણે કહ્યુ કહેવાય છે. "મારા પ્રભુની નજરમાં જે સારૂ લાગે તે બેલાશક કરો; માત્ર તમારી આ દાસી ઉપર કૃપા રાખો એટલે થયુ." ડેગોબર્ટને ત્રણ સ્ત્રીઓ અને રખાતોનું ગણુ હતું. શાર્લમેનને પોતાને પણ એકી વખતે બે સ્ત્રીઓ હતી અને રખાતો પણ ઘણી હતી. પરતુ શાર્લમેનના વખત પછી આવા દાખલા બહુ જુજ બનતા હતા. કૌટુંબિક નીતિ ઉપર પોપ અને બિશપો ચીવટથી દેખરેખ રાખવા લાગ્યા, અને ઘણીવાર તેઓ તેમા ફતેહમદ પણ નીવડતા, અને રાજાઓ અને અમીરો પોતાની સ્ત્રીનો ત્યાગ કરવાનો પ્રયત્ન કરતા તો તેઓ તેમની સામે મજબુત વાધો લેતા.

તથાપિ પાછળના સમયના રોમન લોકોની નીતિ કરતા જગલીઓની વિશુદ્ધિ વધારે ચડીઆતી હતી એ નિ:સશય છે, અને એ વાત એમના કાયદાથી પણ સિદ્ધ થાય છે. પુરૂષની સામે બાયલાપણાનો ખોટો આરોપ લાવે તેને જે સજા કાયદા પ્રમાણે થતી હતી તેના કરતા વધારે મોટી સજા સ્ત્રીની સામે બેવફાઇનો જે ખોટો આરોપ લાવે તેને માટે કાયદામા રહી હતી વ્યભિચાર અને બળાત્કાર સભોગની સામે સખ્ત કાયદા હતા અને તે ગુના અટકાવવા બહુ નાની નાની બાબતોની પણ સભાળ લેવાતી હતી પોતાના ધણી કે પાસેના સગા કે છેવટ રીતસર નિમન થએલા

સાક્ષીની હાજરી સિવાય કોઈ સ્વતંત્ર સ્ત્રીની નસ ખોલવાની સરજનને મનાઈ હતી. અને કોઈ પુરૂષ સ્ત્રીનો હાથ વધારે પડતો ગેરવાજબી રીતે દબાવે તો પંદર મોહોરો તેનો દંડ થતો.

ખ્રિસ્તિ ધર્મની અસરથી લોકોની નીતિમાં જે મોટો ફેરફાર ધીમે ધીમે થઇ ગયો તેમાં આ બધી હકીકતો બેશક સહાયભૂત થઇ છે. જે દુરાચારની આપણે વાત કરીએ છીએ તે ઘણું કરીને બહુ ઓછો થતો. એનું અધમ સ્વરૂપ તો બેશક ઓછું થઇ ગયું હતું, અને લોકોમાં નવીન પ્રકારની લાજની લાગણી ઉપજવાથી એ બહાર આવતો અટકતો. નીતિનો સિદ્ધાંત વધારે સ્પષ્ટ થયો અને વર્તનમાં કાંઇક વિશેષ વિશુદ્ધિ આવી. ગ્રંથોમાં અત્યંત અશ્લીલતા લખાતી તે બંધ થઇ; અને લગ્નના પવિત્ર કાયદાનો સ્પષ્ટ ભંગ થતો તો તેની નિંદા થતી હતી અને ઘણીવાર તેની સજા પણ થતી હતી. ધાર્મિક સજા અને પશ્ચાતાપના નિયમોથી પણ વિશુદ્ધિના વિચારને અગત્યનું સ્થાન મળ્યું. કેટલાક વિધર્મી તત્ત્વચિંતકોના પગલે ચાલી, પોતાના બાળકને માતાએ જ ધવરાવવું જોઇએ એવો આગ્રહ મહાન સેન્ટ ગ્રેગરીનો હતો, અને છાલકા પોશાક અને રીતભાતની બાબતમાં પણ બારીક ઉપદેશ.થતો હતો. વેશ્યાનો ધંધો તદ્દન નાબુદ થયો અને વારાંગનાનો વર્ગ હલકો ગણાવા લાગ્યો હતો.

ઉપરાંત, એક બીજા પ્રત્યે વફાદાર રહેવાની સ્ત્રી પુરૂષ બન્નેની અરસપરસ ફરજ છે એ વિચાર ખ્રિસ્તિ વૃદ્ધોએ લોકોની સમક્ષ ખાસ રજુ કર્યો. ઘણા ખરા જમાનામાં જ્યારે પુરૂષોની અનીતિ પ્રત્યે લગભગ આંખઆડા કાન કરવામાં આવે છે, ત્યારે સ્ત્રીઓની નીતિ ઉપર બહુ સખત અને કરડી નજર રાખવામાં આવે છે, અને આ ભેદ નીતિના ઇતિહાસમાં બહુ વિસ્મયકારક લાગે છે. વળી સ્ત્રીઓને ફસાવવાનો પ્રયત્ન પુરૂષો ઘણું કરીને કરે છે, સામાન્ય રીતે સ્ત્રીઓને અબળા લેખવામાં આવે છે અને સ્ત્રીઓના સંબંધમાં તેમની ભ્રષ્ટતાનું કારણ ઘણું કરીને તેમની અત્યંત દુર્દશા અને નિર્ધનતા હોય છે; આ બધી બાબતોનો વિચાર જ્યારે આપણે કરીએ છીએ ત્યારે પુરૂષોનો દુરાચાર ક્ષમાયોગ્ય ગણાય અને સ્ત્રીઓના

દુરાચાર પ્રત્યે અત્યંત સખ્તાઇ રખાય એ વાત ન સમજાય એવી લાગે છે આ વિષમતાનાં કેટલાક કારણો પણ અપાયાં છે. આ મજાપાત્ર ગુનો પુરૂષોના કરતા સ્ત્રીઓના સંબંધમા વધારે ચોકસતાથી અને મહેલાઈથી જાણી શકાય એવો છે, વળી છોકરાંના ગુજરાનનો આધાર પિતા ઉપર હોવાથી, સ્ત્રીઓના અનાચારથી પુરૂષને નુકસાન અને અન્યાય થાય છે; વળી વ્યભિચારથી પેદા થયા ન હોય એવાં અન્ય અનૌરસ બાળકો ઘણુંકરીને અંતે ગુનેગાર કે ગરીબ નીવડી આવે છે અને તેથી તેમનો બોજો સમાજને ભોગવવો પડે છે, કારણ કે તેમને નિભાવવાનો કોઈ કરાર તેમના પિતાએ કરેલો હોતો નથી. ઉપરાંત, અન્ય કેટલાક કારણોને લીધે આ સદાચારનું પાલન એક જાતિ કરતા બીજી જાતિને વધારે કઠિન હોય છે, અને પ્રચલિત સામાજીક અભિપ્રાયને લીધે ઉપજતી નૈતિક ભદ્રતાના દરેક વિચારને અળગો રાખીએ તોપણ એ સદાચારનો ભગ સ્ત્રીની પ્રતિભામા સ્વાભાવિક રીતેજ વધારે હીણપદવાળો લાગે છે, અને વળી આ બાબતમા આપણી ઘણીખરી લાગણીઓ પુરૂષોએ બાંધી આપેલા નીતિના નિયમોને અને વ્યવસ્થાને આભારી છે અને તેથી પુરૂષોને તે વધારે લાભકારી છે; અને તેથી પુરૂષોનો બચાવ વધારે થાય છે

ગમે તેમ હો, પણ સ્ત્રી અને પુરૂષના આ બાબતમા સમાન હક છે એ બાબતમા ખ્રિસ્તિ વૃદ્ધોનો સિદ્ધાન્ત અને ઉપદેશ તદ્દન સ્પષ્ટ હતા, અને જો કે સેનિકાએ અને પ્લુટાર્કે અગાઉ આવો જ ઉપદેશ કર્યો હતો, તથાપિ પ્રાથમિક ખ્રિસ્ત સમયમા આ સિદ્ધાન્તનો જેવો સાક્ષાત્કાર થયો હતો તેવો સાક્ષાત્કાર અગાઉ કે પછી કદિ પણ ઘણુંકરીને થયો નથી પરન્તુ આ વિજય અદ્યાપિ પર્યંત ટકી રહ્યો છે એમ કહી શકાય એમ નથી વિરમી નામ કરના હાથના વખતમા જો કે નીતિનું ધોરણ બહુ ઉચ્ચતર થયું છે, તથાપિ આ દોષના સબંધમા દંપતીની અસમાનતા વિધર્મીઓના સમય કરતા અત્યારે ઓછી હોય એ મનાતી વાત છે, અને ઘણા જ શરમ ભરેલા અને મ... તિ અન્યાયનું કારણ આ અસમાનતા થાય છે.

સ્ત્રી-પૂજા -૧૦ ...વના સમયમાં આત્મિક પણ બહુ ગંભીર પૂજ્યભાવ

ગણાતો હતો એ વાત પણ આ બાબતમાં પાછા હટવાનું એક કારણ છે. પોતાની આપવડાઇ કે સાહસની વૃત્તિને સંતોષવાની ખાતર ઘંટે પેટે નિર્દોષ સ્ત્રીઓને પોતામાં પ્રેમમુગ્ધ કરીને અથવા તેમનો વિશ્વાસ ઉપજાવીને એક પુરૂષ તેમને ફસાવ્યે જાય અને લોકો તેની પ્રશંસા કર્યે જાય એ વાત ઇતિહાસના પૃષ્ટમાં અતિ ખેદજનક છે; અને ૭નાં સૈકાઓ પર્યંત એવો પુરૂષ સમાજના સાહિત્યમાં વખણાતો હતો. પ્રાચીન ગ્રીસમાં વારાંગનાને જે પદ પ્રાપ્ત થયું હતું તેનું નૈતિક દૃષ્ટિબિંદુ તે સમયનું જણાઈ આવે છે.

હકીકત એમ છે કે એક જ કાર્યમાં સ્ત્રી પતીત ગણાય અને પુરૂષ નિષ્પાપ રહે એ વાત બને જ નહિ એ અગત્યનું સત્ય પ્રાથમિક ખ્રિસ્તિઓએ ઉમદા રીતે અમલમાં મૂક્યું હતું; તથાપિ ખ્રિસ્તિ દુનિયાના લોકઅભિપ્રાયમાં તે સત્યનો પ્રવેશ હજી થયો નહોતો. તેમ છતાં ખ્રિસ્તિ સંસ્થાએ લગ્નમાં ધર્મનું જે શુદ્ધતત્ત્વ મૂક્યું હતું તેની અસર અત્યંત થએલી છે. એક પુરૂષે એક જ સ્ત્રી કરવી જોઇએ એ સિદ્ધાંત સ્થાપવામાં ખ્રિસ્તિ ધર્મે સફળ પરિશ્રમ કર્યો છે. લગ્નમાં ધર્મ પ્રતિજ્ઞા છે, અને લગ્ન એ ઇશુખ્રિસ્ત અને તેની સંસ્થાના સંયોગની એક પ્રતિકૃતિ રૂપ છે એમ કાંઇક ગુહ્ય અને ઘણા સ્પષ્ટ નહિ એવા અર્થમાં કહીને, લગ્ન એ જીવતાં સુધી સ્ત્રી પુરૂષનું પવિત્ર બંધન છે એવી ભાવના તે ધર્મે ઉપજાવી છે. આ ભાવનામાં હવે લોકોને પ્રાથમિક નીતિનું સહજ દર્શન સમજાય છે.

સામાન્ય રીતે લગ્નની પવિત્રતાનું જે સખ્ત બંધન કહેવામાં આવે છે, તેનો આધાર કુદરતના કાયદા ઉપર નહિ પણ ધર્મના કાનુન ઉપર રહેલો હોય છે. તથાપિ સ્ત્રી પુરૂષ જીંદગી પર્યંતના સાથી જોઇએ એ વિચારનું સમર્થન કેવળ બુદ્ધિથી વિચારતાં પણ ઘણે અંશે થઈ શકે છે. ધર્મના આદેશની વાત એક કોરે રાખતાં પણ પુરૂષનું આખું કર્તવ્ય માત્ર બે નિયમોમાં સમાઈ જાય છે. માત્ર બુદ્ધિનો જ ઉપયોગ આપણે કરીએ તોપણ પોતાના સુખને જે વાતથી નુકસાન થાય અથવા ચારિત્ર્યમાં ભ્રષ્ટતા આવે તે વાત કોઇપણ માણસે કરતાં અલગ રહેવું જોઇએ એ સ્પષ્ટ છે. પ્રથમની બાબતમાં પોતાના કાર્યથી ઉપજતા દૂરસ્થ અને

સમીપ બંને પરિણામો એણે ધ્યાનમાં લેવા જોઇએ, લગ્નથી પોતાના સાથીની અવસ્થા શી થશે, સમાજ એ સંબંધને કઈ દૃષ્ટિથી જોશે, છોકરાં જન્મે તો તેમની સંભવિત સ્થિતિ કેવી લાગે છે, તેમના જન્મની કેવી અસર થશે અને એકંદરે 'સમાજના શ્રેય ઉપર પોતાના દાખલાની અસર કેવી બેસશે; આ બધા વિચાર એણે કરવા જોઇએ. આ ગણત્રીમાં કેટલાંક તત્ત્વો સમાજની જૂદી જૂદી દશામાં જૂદાં જૂદાં હોય છે. આ પ્રમાણે જે સંબંધોની એક જમાનો પરવાનગી આપતો હોય તેમને બીજો જમાનો કદિ નિંદે અને તેથી તેમને માટે શિક્ષા પણ કરે; અને છોકરાંની સંભવિત સ્થિતિ અને સમાજ ઉપર તેમના જન્મની અસરનો આધાર તેના પોતાના ખાસ સંજોગો અને પ્રજાના સંજોગો ઉપર હોય છે.

બીજી બાબતમાં વિચાર કરવાના છે તે આ પ્રમાણેઃ આ વ્યવહારની અસરથી નૈતિક વૃત્તિઓ બેહેર મારી જશે કે વિકાસ પામશે? ચારિત્ર્યનો આંક તેથી ઉંચો થશે કે નીચો થશે? કલ્પનાના ધાંટા તેથી ઉશ્કેરાશે કે શાંત પડશે, કે જેથી કરીને વિશુદ્ધ પ્રેમને માટે માણસો નાલાયક થાય છે અથવા તેમના પ્રેમનું ક્ષેત્ર વિસ્તાર પામે છે અને આપણા સ્વભાવનો પશુભાગ ઓછો વધતો આગળ પડે છે? આપણા નૈતિક સ્વભાવના સહજ પ્રત્યક્ષથી આપણે જાણીએ છીએ કે આ પશુભાગની વિશેષતા ભ્રષ્ટ છતાં હમેશાં અસુખકારક નથી હોતી. વળી આપણે એમ પણ જાણીએ છીએ કે આપણા જીવનનો કાયદો એવો છે કે અમુક પ્રકારના લગ્નથી આપણી પ્રબળ અને સુંદર ભાવનાઓ જે પ્રથમ આપણામાં ગુપ્ત રહેલી હોય છે તે વિકસિત થઈ ખુલી થાય છે; અને અમુક પ્રકારનાં લગ્નો તે ભાવનાઓને બુઠ્ઠી કરી નાખે છે અને ચારિત્ર્યને ભ્રષ્ટ કરે છે.

આવા વિચાર કરતાં આપણને એમ કહેવાનાં પુષ્કળ કારણો મળે છે કે એક જ સ્ત્રી અને એક જ પુરૂષ જીંદગી પર્યંતના સાથી રહે એ સ્ત્રી પુરૂષના સંબંધનો વાસ્તવિક અને સામાન્ય પ્રકાર છે અને એવા સિદ્ધાંતથી લોકોનું સુખ અને નૈતિક શ્રેય એકંદરે વધી ઉત્તેજીત થાય છે. તેથી

સામાન્ય રીતે એ સિદ્ધાંતને અનુસરી લોકોનાં લગ્ન થવાં જોઇએ. પરંતુ આ સ્થિતિથી આગળ ધર્મની સહાય વિના જવું અશક્ય છે. આવા પ્રકારનાં લગ્નો મોટે ભાગે થવાં જોઇએ એ ઉપરથી એમ ફલિત થતું નથી કે એજ પ્રકારનાં લગ્નો વાજબી છે અને અન્ય પ્રકારનાં ગેરવાજબી છે. સમાજના લાભ બીજી જાતના સંબંધોથી સચવાતા હોય તો તે સંબંધો શા માટે તોડી નાખવા જોઇએ ? કાયમી લગ્નોની સાથે સાથે અલ્પ જીવી લગ્નો પણ હમેશાં સમાજમાં થએલાં છે. અને જ્યારે આ અલ્પાયુષી લગ્ન કરનારામાંથી કોઇને નાત બહાર કરવામાં આવતું નથી, ગુનાના ભાનની સાથે આવતું નીતિને ભ્રષ્ટ કરે એવું જીવન સ્ત્રી પુરૂષમાંથી કોઈ જ્યારે જીવતું નથી હોતું, અને પોતાની સંતતિના ભરણ પોષણની યોગ્ય વ્યવસ્થા જો તેઓ કરતાં હોય તો કેવળ બુદ્ધિના ધોરણ ઉપર એ લગ્ન પ્રત્યે આપણે નાપસંદગી શી રીતે બતાવવી તે સમજી શકાતું નથી. માત્ર અંધ કામ-વિકારની જહાંગીરી ઉશ્કેરણીથી પ્રેરાઈ જીંદગી પર્યંતનાં લગ્નો માણસો ન કરે એ વાત તેમનાં સુખ અને નૈતિક શ્રેય બન્નેની ખાતર અત્યંત અગત્યની છે. હમેશાં એવાં ઘણાં માણસો હોય છે કે જે પ્રબળ વૃત્તિથી દોરાઇ લગ્ન કરે છે, પણ પોતાની સ્થિતિએ પોતાના છોકરાંને નિભાવવાને અશક્ત હોય છે, અને તેથી એવાં લગ્ન કરીને સમાજને નુકસાન તેઓ કરે છે. તથાપિ તે છોકરાં પોતાના કરતાં ઉતરતી પણ આબરૂદાર જીંદગી ભોગવે એવી સગવડ તેઓ કરી શકે છે. આવા સંજોગોમાં બેમાંથી જેની નબળી સ્થિતિ હોય છે તેને આવા સંબધથી નુકશાન થતું નથી પણ ફાયદો થાય છે; દરજ્જાના ફેર તેથી ઓછા થાય છે; મિલનસાર પ્રકૃતિને તેથી ઉત્તેજન મળે છે; અને સેળભેળ વ્યવહારથી ચારિત્ર્ય ઉપર જે ભ્રષ્ટ અસર થાય છે તે, અથવા વિચારહીન લગ્નોથી સમાજ ઉપર જે માઠી અસર થાય છે તે, એનાથી ઉપજતી નથી; પરંતુ ઉપર કહેલા સબંધોની ગેરહાજરીમાં બેમાંથી એકાદું અવશ્ય મોટા પ્રમાણમાં થયા વિના રહેતું નથી. સંજોગો અને ચારિત્ર્યોની ભિન્નતા એટલી બધી મોટી છે કે જનહિતવાદના સિદ્ધાંત પ્રમાણે કેટલીક વાર એવાં અલ્પાયુષી લગ્ન કરવાં એ ડાહાપણ ભરેલું પણ ગણાય.

વિધર્મી મહારાજ્યના કાયદાનું બંધારણ અને ખ્રિસ્તિ ધર્મે ઉપજાવેલાં પરિવર્ત્તનો આપણે બરાબર સમજવાં હોય તો ઉપર કહેલા વિચારો લક્ષમાં રાખવાની જરૂર છે. રોમના મહારાજ્યના કાયદા બાંધનારાઓ આવા સંબંધો સ્પષ્ટ સ્વીકાર કરતા અને તેમનું નિયમન કરી તેમાં ખાસ મોભો મૂકવાનો મુખ્ય ઉદ્દેશ રાખતા. લગ્નોચ્છેદની બેહદ છૂટને લીધે એવા સંબંધોને લગ્નની સંજ્ઞા પ્રાપ્ત થતી, અને આ સંજ્ઞાને લીધે તેઓ કોઈ પણ પ્રકારે કલંકિત ગણાતાં ન હોવાથી, લોકોએ માન્ય નહિ કરેલા સંબંધોમાંથી જે ગંભીર માઠાં પરિણામો આવે તે એથી અટકતાં. વળી રખાત શબ્દમાં પણ ચોકસ કાયદા પુરઃસર સબંધનો અર્થ સમજાતો, અને આ નવીન યોજનાનો મુદ્દો કુંવારાપણું અટકાવવાનો બેશક હતો, અને સ્વચ્છંદી વર્તણૂક તે વખતે બહુ સામાન્ય થઈ પડી હતી તેને સુધારવાનો પણ કદાચ હોય. ખરૂં જોતાં આ રખાતનો સંબંધ એક પ્રકારનું લગ્ન જ ગણાતું હતું, કારણ કે જેને રખાત હોય તે પરણે અગર બીજી રખાત રાખે તો કાયદામાં તે વ્યભિચારનો ગુનો ગણાતો હતો. લગ્નના અતિ સામાન્ય પ્રકારની પેઠે તે સંબંધ પણ કોઇ પણ જાતની ક્રિયા વિના શરૂ થતો, અને મરજીમાં આવે ત્યારે તેનો અંત અણાતો. એ સંબંધની ખાસ વિલક્ષણતા એ હતી કે અમીર વર્ગ ગુલામગીરીમાંથી મુક્ત કરેલી સ્ત્રીઓ સાથે કાયદા પ્રમાણે પરણી શકતા નહિ તે તેમને રખાત તરીકે રાખતા. રખાતના દરજ્જાનો જોકે સંપૂર્ણ સ્વીકાર થતો હતો અને આબરૂસર ગણાતો હતો, તથાપિ પોતાનાં માથીના દરજ્જાની તે ભાગીદાર થઈ શકતી નહિ; કશો દાયજો તે લાવતી નહિ; તેનાં છોકરાં રખાતનો પોતાનો દરજ્જો અને મોભો ભોગવતા, અને પિતાની અમીરાઇ કે વારસામાંથી તેમને બાતલ કરવામાં આવતાં.

આવા વિચારો તે સમયે પ્રચલિત હતા, અને તેમની સામે ખ્રિસ્તિ ધર્મે પાધરી અને કટ્ટી દુશ્મનાઇ જાહેર કરી. આ વિરોધનું પ્રતિબિંબ રાજ્યના કાયદામાં બરાબર પડ્યું નહિ, પરંતુ ખ્રિસ્તિ જ્દોના લખાણોમાં અને ધર્મ સભાના ઘણાખરા ઠરાવોમાં બહુ સ્પષ્ટ દેખાઇ આવે છે. અફ્રિક, અમુક

અને ઉપયોગિતાની સઘળી ગણત્રીથી સ્વતંત્ર, ધર્મનો કાયદો એવો છે કે જીંદગી પર્યંતના લગ્ન સિવાય સ્ત્રીપુરૂષના અન્યસંબંધો ગુનાહિત છે એવો ખ્રિસ્તિ ધર્મનો ઉપદેશ હતો. આ સિદ્ધાંતને નિર્વિવાદ સૂત્ર તરીકે ગણવાનો ઉપદેશ આપીને અને તેથી અલ્પાયુષી સંબંધોની અત્યંત અપકીર્તિ કરીને અને સામાજીક સખત સજા કરીને, એવા સંબંધોમાં રહેલી જનહિતવાદ દૃષ્ટિનું પણ એણે ગંભીર રીતે રૂપાંતર કરી નાંખ્યું છે, અને ઘણાખરા દેશોમાં એવા સંબંધોને ગુપ્ત કરી નાખ્યા છે અને તેમનો વેશપાલટો કરી દીધો છે. ઘણું કરીને નીતિની કોઇ અન્ય શાખા એવી નથી કે જેના સ્વરૂપનો નિશ્ચય ખાસ નિશ્ચિત ધર્મશાસ્ત્રથી આટલો બધો થતો હોય, અને ધર્મની પડતીથી આ શાખા ઉપર જેટલી ગંભીર અસર થાય છે તેટલી અન્ય કોઈ શાખા ઉપર થતી નથી.

આ ચળવળને અંગે રોમના મહારાજ્યના પાછલા સમયમાં કેવળ સામાજીક લગ્ન જે થતાં હતાં તેને બદલે ધીમે ધીમે ધાર્મિક લગ્નો થવા લાગ્યાં. જે કાર્ય જીંદગીમાં અતિ અગત્યનું પગલું છે તે કાર્યને ધર્મના દિવ્ય આશિર્વાદથી અંકિત કરવામાં ખાસ યોગ્યતા રહેલી છે; અને ધાર્મિક ક્રિયાને લીધે તે કરારમાં ગંભીરતાનું બહુ ઉંડું ભાન આવે છે. આમ લગ્ન પરત્વે ખ્રિસ્તિ ધર્મની ખાસ ધાર્મિક દૃષ્ટિને લીધે ખાસ પવિત્ર ધાર્મિક ક્રિયાઓ સહિત તે થવું જોઇએ એવી માન્યતા ઉત્પન્ન થઇ. પણ તે રિવાજ ધીમે ધીમે દાખલ થયો હતો. લાંબા કાળ પર્યંત ગુલામોનાં લગ્ન ધાર્મિક ક્રિયા પૂર્વક થતાં નહોતાં; અને સ્વતંત્ર થએલા ગુલામોના સંબંધમાં જો કે તે સામાન્ય રીતે કરવામાં આવતી હતી, પણ ખાસકરીને આવશ્યક ગણાતી નહિ. દશમા સૈકામાં તે આવશ્યક ગણાવા લાગી. લગ્નને પવિત્ર કરવાનો ખ્રિસ્તિ ધર્મનો જે મુખ્ય ઉદ્દેશ હતો તે આમ ફળીભૂત થયો; ઉપરાંત, પાદરી વર્ગની સત્તા જમાવવામાં આગળ જતાં તે પ્રબળ સાધન થઈ પડયું. અને આ પાદરીઓ જીંદગીના આ અતિ અગત્યના કરાર પરત્વે જે જે બંધનો મૂકતા તો તે બંધનોને આધીન થવા માણસોને ફરજ પડાવવા તેઓ શક્તિમાન હતા. અર્વાચીન સમયમાં સામાજીક લગ્નોના સ્વીકારથી કેથોલિક

પાદરીઓની આ સત્તા કૌટુંબિક જીવનમાં ઘણી ઓછી થઇ ગઈ છે એ વાત એ ધર્મને એક જબરા ઘા રૂપ નીવડી છે.

વળી બીજી બાબતની પેઠે આ બાબતમાં પણ રાજ–કાયદાથી જૂદા પડીને ધર્મ મંડળીઓ દૃઢતાથી પોતાના વિચારને વળગી રહેતી કે લગ્નોચ્છેદમાં પણ કેવળ પાપ છે. કૉન્સ્ટનટાઈને કાયદો કર્યો હતો કે જો પતિ ત્રણ ગુના કરે અને પત્ની ત્રણ ગુના કરે તો તે વખતે લગ્નોચ્છેદ વાજબી છે. પણ લોકોની પ્રકૃતિને એ અંકુશ રૂચ્યો નહિ, અને કાયદામાં એક બે ફેરફાર કર્યા પછી જસ્ટીનિયનના કાયદા સંગ્રહમાં લગ્નોચ્છેદની કુલ પરવાનગી પાછી મળી. પણ જ્યાં સ્ત્રીના વ્યભિચારના પરિણામે ઉપસ્થિત થતા લગ્નોચ્છેદનો પ્રસંગ આવે ત્યાં ખ્રિસ્તિ વૃદ્ધો કાંઇક ઢચુપચુપણું બતાવતા, પણ બાકીના બીજા બધા પ્રસંગે તો તેઓ સ્પષ્ટ કહેતા કે લગ્નોચ્છેદ ગુનાહિત છે, અને જે ખ્રિસ્તિઓ રાજ કાયદાની છૂટનો લાભ લેતા તેમને માથે અમુક કાળ પ્રાયશ્ચિત કરવાનો બોજો તેઓ મૂકતા. ઘણા સૈકાઓ સુધી કાયદાની આ દ્વિવિધતા ચાલુ રહી હતી. જે પોતાની સ્ત્રીનો ત્યાગ કરે તેનો સખત દંડ કરીને જંગલીઓના કાયદા લગ્નોચ્છેદ ઉપર અંકુશ રાખતા હતા. શાર્લમેન લગ્નોચ્છેદને ગુનાહિત કહેતો, પણ તેને સજાપાત્ર ઠરાવવાની તેની હિંમત ચાલી નહોતી, અને પોતે જ તે કરતો હતો. પણ ખ્રિસ્તિ ધર્મ-સંસ્થા તો તેવો ગુનો કરનારને બહિષ્કારનો ભય બતાવતી, અને કેટલીક વખત તો તે ભય તે બરાબર અમલમાં પણ મૂકતી. અને બારમા સૈકામાં ખ્રિસ્તિ ધર્મનો સંપૂર્ણ વિજય થયો અને ધાર્મિક કાનુનના સિદ્ધાંતને સ્વીકારી રાજ્યે પણ કાયદો કર્યો કે લગ્નોચ્છેદ ગેર કાયદેસર છે; અને તેની મના કરી.

આ સંપૂર્ણ પ્રતિબંધથી માણસોનું સુખ કે નૈતિક શ્રેય કેટલે અંશે વધ્યું છે તે બાબતની તપાસમાં ઉતરવાનું અત્ર આપણું પ્રયોજન નથી. અત્યારે તો એટલું જ કહેવું બસ છે કે અત્યારે જેમ આ પ્રતિબંધની તરફદારી જનહિતવાદની દૃષ્ટિથી ઘણીવાર થાય છે તેમ જ્યારે ખ્રિસ્તિ પ્રજાઓમાં એ પ્રતિબંધ પ્રથમ મકાયો હતો ત્યારે નહોતું થતું, પણ ધર્મને નામેજ

તેની તરફદારી થતી હતી. ધાર્મિક ક્રિયા યુક્ત લગ્ન એજ લગ્ન; ઈશુના પોતાની સસ્થા સાથેના કાયમી મેળાપના ખાસ ચિહ્નરૂપ લગ્ન છે; એવી માન્યતાનું જ તે પરિણામ હતું. વ્યભિચારના પ્રસંગે પણ લગ્નની પવિત્ર ગ્રંથી તોડી નખાય નહિ એવું કેથેલીક મતનું સખત બંધન અર્વાચીન ધારાશાસ્ત્રમાં ઘણું શિથિલ થઈ ગયું છે; અને આ દિશામાં હજી પણ આગલાં પગલાં ભરાશે એ પણ નિઃસંશય છે. તથાપિ આ બાબતમાં વિધર્મી મહારાજ્યની બેહદ છૂટ પછી સિદ્ધાંત અને વ્યવહારમાં જે મોટો ફેરફાર થયો છે તે હવે સર્વને સ્પષ્ટ થયો હોવો જોઈએ.

જો લગ્ન આવાં ગંભીર અને અફર હોય તે લગ્ન એક બીજાની રાજી-ખુશીથી અને સ્વતંત્રતાથી થવાં જોઇએ એ વાત આવશ્યક નહિ તો છેવટે અતિ અગત્યની તો થઇ પડી. પ્રજાતંત્રના અસ્ત સમયમાં રોમના સ્વદેશાભિમાની પુરૂષોનો અભિપ્રાય એવો હતો કે રાજ્યને છોકરાં પૂરાં પાડવાના સાધન તરીકે લગ્નની ગણના થવી જોઇએ અને એવા ઇરાદાથી ફરજ તરીકે લગ્ન થવાં જોઇએ. અને ઓગસ્ટસના કાયદામાં જે લગ્ન ન કરે તેમને ઘણા લાભમાંથી બાતલ કર્યા હતા. લગ્ન કરવાની આ બન્ને લાલચો ખ્રિસ્તિ ધર્મની અસરમાં તણાઇ ગઇ. પ્રજાકીય સદાચારોના અસ્તની સાથે લોક-અભિપ્રાય અદૃશ્ય થઇ ગયો. તપોવૃત્તિના ઉત્સાહ કાળમાં કુંવારી જીંદગી પવિત્રતાનુ શિખર ગણાવા લાગી, અને તેની અસરને લીધે ઉપલા કાયદાઓ રદ થઇ ગયા.

લગ્નના પોતાના સર્વોત્કૃષ્ટ નમુનાનો સાક્ષાત્કાર કરાવવા માટે હજી એક બીજી અગત્યની વાત પણ ખ્રિસ્તિ ધર્મ-ગુરૂઓએ હાથમાં લેવાની હતી. આ વાત, પોતાના ધર્મથી જેમના વિચાર જૂદા પડતા હોય તેમની સાથે ખ્રિસ્તિ-સંસ્થાના અંગભૂતોને લગ્ન કરતાં અટકાવવાની, હતી. ધર્મ-પંથોનો માંહેમાંહેનો વિખવાદ અને એટલે બીજા કોઇપણ સાધન કરતાં મિશ્ર-લગ્નોથી ઘણો વધારે ઓછો થઇ જાય છે એ વાત ખરી, પરંતુ એટલું પણ અત્ર લક્ષમાં રાખવાનું છે કે એ વાત બને તે પહેલાં ધર્મની આગ્રહમાં ક્ષમા-વૃત્તિ બહુ કેળવાઇ ગએલી હોવી જોઇએ. જ્યાં દંપતિમાંથી દરેક જણ

અત કરણપૂર્વક એમ માનતું હોય કે પોતાનો પતિ યા પોતાની પત્ની કાયમની દુર્દશા ભોગવવાને નિર્મિત થએન છે, ત્યા એક બીજા વચ્ચે ખરૂ સુખ, સહૃદયતા કે વિશ્વાસ ઉપજી શકે નહિ, અને અમુક ધર્મમા કેળવાતાં છોકરૂ નરકનુ નિરતર વાસી થશે એવી જ્યા દઢ માન્યતા હોય ત્યા અમુક છોકરાને એક ધર્મમા કેળવવા અને બીજાને બીજા ધર્મમા કેળવવા એવી કૌટુંબિક સમજણ અશક્ય થઇ પડે છે.

ધર્મ–શ્રદ્ધાની ભિન્નતાને લઇને કુટુંબમા ઉપજતો વિખવાદ, ખ્રિસ્તિ ધર્મના પ્રવેશ પૂર્વે દુનિયામાં ઘણુ કરીને લગભગ કે તદ્દન અજ્ઞાત હતો, કારણકે મત–ભિન્નત્વ તો કદાચ અગાઉ પણ હશે પરન્તુ એટના બધા અગત્યના પરિણામ તેને આરોપિત કરવામા આવતા નહિ રામનુ રાજ્ય ખ્રિસ્તિ થયુ ત્યારે, અથવા ધર્મસુધારણાના સમયે, અથવા આપણા પોતાના જમાનામા, જ્યારે જ્યારે નવીન ધર્મની કે પથની સ્થાપના થતી હોય છે ત્યારે લોકોમા ધર્મની લાગણી બહુ પ્રબળ હોય છે અને તેમાથી મોટા અનર્થ ઉપજે છે અને ધર્મની બાબતમા કેળવાએલી ક્ષમાવૃત્તિની ખામીને લીધે જ્યા એક જ ઘરમા સ્ત્રી અને પુરૂષના ધર્મ જૂદા જૂ। હોય છે ત્યા તે ઘરમા અત્યત દુર્દશા ઉપસ્થિત થયા વિના રહેતી નથી, કારણકે બન્ને વચ્ચે જે શ્રદ્ધા, પ્રેમ અને વિશ્વાસ હોવા જોઇએ તે રહેતા નથી અને તેથી અનેક વિખવાદ બન્ને વચ્ચે ઉભ થાય છે તેમા પણ જ્યારે સ્ત્રીઓને અશિક્ષિત અને અજ્ઞાન રાખવામા આવે છે ત્યારે આ વિખવાદની હદ રહેતી નથી અનેક શાસ્ત્રીય શોધખોળને લીધે, સમીક્ષણયુક્ત અને ઐતિહાસિક પરિશીલનાને લીધે અને કેળવણીના સુધારાને લીધે, જ્યારે વિચારશીલ પુરૂષો અત્યત અગત્યના ધાર્મિક પ્રશ્નોનું મથન કરતા હોય છે, ત્યારે સ્ત્રીઓને એ સાધનોથી લગભગ કેવળ બહિર્મુખ રાખવામા આવે છે નિષ્પક્ષતા અને વિનયને માટે પુરૂષો કરતા સ્ત્રીઓના મન સામાન્ય રીતે કુદરતથી જ ઓછા લાયક હોય છે અને બુદ્ધિને કેળવી દઢ કરે એવી બાબતોના અભ્યાસને સ્ત્રી કેળવણીમાથી કેવળ અળગા રાખવા, આ મત ભિન્નત્વ બહુ વધી જાય છે અને તેની સાથે પરસ્પરની સહાનુભૂતિ આ વિચારોમા

તેમની પ્રબળ શ્રદ્ધા રહે અને વિરૂદ્ધ વિચારોના સમાગમમાં ન આવે એ મુખ્ય ઉદ્દેશ સામાન્ય રીતે રાખવામાં આવેલો હોય છે. પરંતુ સંકુચિત જ્ઞાન અને અપૂર્ણ સહૃદયતા–એટલા જ દોષો આ કેળવણીના છે એ નથી. એક અમુક પ્રકારના ધાર્મિક ઉપદેશનું ખાસ લક્ષણ હમેશાં એ માલમ પડેલું છે કે વિચારના સઘળા સિદ્ધાંતોને એ એક જ દિશામાં વાળે છે અને બુદ્ધિ વિષયક તટસ્થતાનો તદ્દન નાશ કરે છે. બીજી બાબતોમાં પ્રમાણિક નિશ્ચયને માટે માન નહિ તો છેવટે ગંભીર પ્રશ્નોના સંવાદમાં પોતાને અભિપ્રાય દર્શાવવા માણસોને હકદાર કરવા પૂરતું જેટલું જ્ઞાન જોઇએ તેનું કાંઇક ભાન આપણને જણાય છે. સંવાદના વિષયમાં કેવળ અજ્ઞાનપણે નિશ્ચયપૂર્વક બોલતાં માણસને અટકાવે છે; અને અજ્ઞાન માણસ પોતે જે વિષયમાં અજ્ઞાન છે તે વિષયમાં બહુ વાંચીને અને વિચારીને પોતાના વધારે સુશિક્ષિત પાડોશીએ તે અજ્ઞાની પોતે જે વિચારો માને છે તેમનો ત્યાગ કર્યો છે અથવા તેમાં ફેરફાર કરી એ માને છે એ જોઇ તેની સ્થિતિ બહુ કંગાળ અને દયાજનક છે એમ બોલતાં જો તે અજ્ઞાન માણસ માત્ર નમ્રજી અને સભ્ય હશે તો અટકશે. પણ ધાર્મિક પ્રશ્નોમાં આવી વાત કદિ બની નથી. કેવળ અંધ શ્રદ્ધામાં જ પરમ કર્તવ્ય છે એવો ઉપદેશ કરીને અને સઘળી શંકા ગુનાહિત અને શાપિત છે એમ કહીને, બીજી બાબતોથી તદ્દન ભિન્ન મનની અવસ્થા ધર્મ પોતાની બાબતમાં ઉપજાવે છે. એવાં ઘણાં માણસો હોય છે કે જેમણે બાઇબલનું એક પાનું પણ વાંચ્યું નહિ હોય અને પોતાના ધર્મના સિદ્ધાંતોની અથવા જે દલીલોથી તેનું મંડન થાય તેમાંથી કોઇની ખબર તેમને નહિ હોય, છતા અત્યંત વિશ્વાસ પૂર્વક વિવાદના પ્રશ્નો સંબંધી છાતી ઠોકીને મત તેઓ આપે છે; અને પોતાના અભિપ્રાય સાથે જે મળતા ન આવે તેમને જૂઠા કહેશે, ધિક્કારશે, તેમના ઉપર દયાની નજરથી જોશે અને તેઓ પોતાના વિચાર ફેરવે માટે પરમેશ્વરની પ્રાર્થના કરશે; પોતાના અભિપ્રાય સત્ય જ હોવા જોઇએ એમ સ્વીકારી લેશે અને બીજાઓએ તેમાં ખોજ કરી હશે તથાપિ તેમને ખોટા કહેશે; અને કોઇ પણ જાતની તપાસમાં ઉતર્યા વિના બીજાના

અભિપ્રાયને પાખંડી કહી જીંદગી પર્યંત તેમની સાથે વિરોધમાં રહેશે. કોઇ ગ્રંથને પાખંડી કહી કોળાહળ કરી મુકનારામાંથી ઘણાખરા તો એ ગ્રંથને ઉઘાડવામાં કે તેમાં કહેલા વિષયની ખોજ કરવામાં પણ ગુનો ગણતા હોય એ સંભવિત છે. પાદરીઓનાં અનેક ભાષણો આ વાતની સાક્ષી પૂરે છે અને અમુક પ્રકારના વિચાર કે હૃદયના ભાવમાંથી જેનું નિમાર્ગગમન થાય તેમની અવસ્થાનું અતિ કરૂણમય ચિત્ર આપોને સ્ત્રીઓની કલ્પનાને ઉશ્કેરી મૂકે છે. આથી કરીને ધર્માંધતા અને ગુપ્ત ખીજવાટ અસખ્ય કુટુંબોમાં પેસે છે; તેથી કરીને કુટુંબોની શાંતિમાં ઝેર રેડાય છે, સ્ત્રીપુરૂષનો અરસપરસનો વિશ્વાસ મદ પડી જાય છે, સત્યના શોધકની મુશ્કેલીઓ ઘણીજ વધી પડે છે, અને બુદ્ધિની ભીરૂતા, ઢોંગ અને ખોટા દેખાવ ચારે તરફ પ્રસરી રહે છે. તેથી જ્યારે રોમનું રાજ્ય ખ્રિસ્તિ થવા માંડયુ ત્યારે આ કૌટુંબિક વિખવાદ બહુ જાહેરમાં આવવા લાગ્યો; અને પોતાના મતની અખંડતા સાચવવાની અને જે ખ્રિસ્તિ થાય તેમનો ઉત્સાહ જાળવી રાખવાની સ્વાભાવિક ઇચ્છાથી દોરાઇ એવાં મિશ્ર લગ્નો ખ્રિસ્તિઓએ કરવાં જ નહિ એવો આગ્રહપૂર્વક ઉપદેશ ખ્રિસ્તિ વૃદ્ધોએ કરવા માંડયો. કુટુંબકલહ ઓછો થાય એ પણ ઉદ્દેશ હતો. ખ્રિસ્તિઓ ઇશુના અવયવો છે, તેથી અન્ય ધર્મીની સાથે ખ્રિસ્તિએ લગ્ન કરવાં એ એક જાતનો વ્યભિચાર છે એમ તેઓ કહેતા. રાજના કાયદામાં ખ્રિસ્તિઓને પાખંડી જોડે લગ્ન કરવાની મનાઇ નહોતી, પરન્તુ એવાં લગ્નોને ઘણી ધર્મ-સભાઓ સખ્ત શબ્દોમાં ગુનાહિત ગણી વખોડતી. આ પ્રમાણે લગ્ન સબંધી વિચારોમાં ફેરફાર ખ્રિસ્તિધર્મે કરાવ્યો. કુંવારી જીંદગીને અપાતી અત્યંત પવિત્રતા, લગ્ન સિવાય સ્ત્રી પુરૂષના કોઈ પણ જાતના વ્યવહારની સખત નિંદા, એક જ ધર્મનાં સ્ત્રીપુરૂષોનાં કાયમી લગ્નો થવાં જોઇએ એવો વિચાર અને તેનું ઉત્કૃષ્ટ ભાન, અને તે લગ્નો પણ ગંભીર પ્રકારની ધાર્મિક ક્રિયાઓ સહીત થવાં જોઇએ અને મૃત્યુથી જ છૂટાછેડા થાય એવો આગ્રહ, આ બધાં નીતિની જે શાખાની આપણે વાત કરીએ છીએ તેમાં, ખ્રિસ્તિ ધર્મની અસરના ચિહ્નો હતાં.

વળી આ નવીન ધર્મનું એક બીજું પરિણામ એ આવ્યું કે જે ગુણોમાં સ્ત્રીઓ ખાસ કરીને ભમકી નીકળે છે તે ગુણો બહુ માનનીય ગણાવા લાગ્યા. સ્ત્રીપુરૂષના ખાસ લાક્ષણિક ભેદ કેવા કેવા છે, અને આ ભેદોને લીધે જૂદા જૂદા જમાના, જૂદી જૂદી પ્રજા, જુદાં જુદાં તત્ત્વજ્ઞાન અને જૂદા જૂદા ધર્મોના સર્વોત્કૃષ્ટ નમુના ઉપર શી શી અસર થઇ છે તે બાબતની તપાસમાં ઉતરવા જેવું છે. શારીરિક સંપત્તિમાં, પુરૂષો બેશક બળમાં વધારે હોય છે, અને સ્ત્રીઓમાં સૌંદર્ય વધારે હોય છે. પન્તુ શાસ્ત્ર, માહિત્ય અને કળામાં બધું અગ્રસ્થાન લગભગ પુરૂષોએ જ ભોગવ્યું છે અને કોઇ પણ પ્રકારે બુદ્ધિની અતિ ઉજ્વળતા બતાવ્યાના સ્ત્રીઓના દાખલા બહુ જ જૂજ છે, અત્યંત પ્રતિકૂળ સન્જોગોમાં પણ ઘણા મહાન પુરૂષો મહાન કાર્યો કરી શક્યા છે અને સંગીત વિદ્યા અને ચિત્ર વિદ્યા કે જેની ખીલવણીને માટે સ્ત્રીઓના સન્જોગો અનુકૂળ લાગે છે તેમાં પણ અગ્રસ્થાન પ્રાપ્ત કરવામાં સ્ત્રીઓ તદન નિષ્ફળ થઇ છે—આ બધી હકિકતો જ્યારે આપણે ધ્યાનમાં રાખીએ છીએ ત્યારે પુરૂષો કરતાં સ્ત્રીઓમાં બુદ્ધિ કાંઇક ઉતરતા પ્રકારની હોય છે એ વાતની ભાગ્યે જ ના પાડી શકાશે. સ્ત્રીઓમાં રેફેલ, હેન્ડેલ, શેકસપીઅર કે ન્યુટન મળવા અશકય છે. પુરૂષો કરતાં સ્ત્રીઓ બુદ્ધિ વિષયક બાબતોમાં વધારે પ્રાસંગિક અને ઉડઉડ કરતી હોય છે; સામાન્ય સિદ્ધાંતો કરતાં અમુક અમુક દૃષ્ટાંતોમાં તેમનાં મન વધારે ચોંટે છે; વિચારપૂર્વક વિવેક કે આ અનુભવના કરતાં સહજ પ્રત્યક્ષોથી દરેક વાતનું તોલન તેઓ વધારે કરે છે. પંતુ વિચારની ચપળતા અને ત્વરિતતામાં, અને મનોભાવના રસિક અને બારીક ભેદ ત્વરાથી અને બરાબર પરખવાની કુદરતી શક્તિમાં તેઓ સામાન્ય રીતે ચડી જાય છે; અને તેથી તેઓ વાતચિતમાં આકર્ષક હોય છે, અને પત્ર લખનાર તરીકે, રંગભૂમિ ઉપર ખેલાડી તરીકે અને નવલ કથાકાર તરીકે તેઓ વધારે દીપી નીકળે છે.

નીતિની બાબતમાં પુરૂષો કરતાં સ્ત્રીઓ ચડી જાય છે એ નિર્વિવાદ લાગે છે. પોલિસખાતાના આંકડાઓને કાંઇક જેવું તેવું અને અપૂર્ણ પ્રમાણ ગણીને બોલીએ તો આપણને માલમ પડે છે કે વસ્તીમાં સ્ત્રી પુરૂષોની સંખ્યા

લગભગ સરખી છતાં સ્ત્રીઓ કરતાં પુરૂષો પાંચગણા કરતાં વધારે ગુન ઘણું કરીને કરે છે. બન્ને જાતિમાં પુરૂષ વધારે બળવાન હોવાને લીધે અને કુટુંબનું ભરણપોષણ કરવાનો બોજો તેને માથે પડેલો હોવાને લીધે સ્ત્રી કરતાં એને લાલચો વધારે હોય છે એ વાત ખરી, તથાપિ એ વાત પણ આપણે લક્ષમાં રાખવાની છે કે ભૂખમરાની સ્થિતિ સ્ત્રીઓમાં ઘણી સાધારણ હોય છે અને તેમના ગુજરાનનાં સાધનો ઘણાં જ મર્યાદિત હોય છે અને તેમની કમાણી ઘણી જ જૂજ અને જોખમ ભરેલી સ્થિતિની હોય છે. નૈતિક અને ધાર્મિક સ્વભાવનું મુખ્ય લક્ષણ આત્મ-ભોગ છે અને તે લક્ષણ સ્ત્રીઓ કરતાં પુરૂષોમાં બેશક ઓછું જોવામાં આવે છે. સ્ત્રીઓનું આખું જીવન ઘણું કરીને પરાર્થે જ ગાળવામાં આવે છે, બીજાની વૃત્તિને તાબે થવામાં અને તેનું સુખ સંભાળવામાં તેનું આખું જીવન વ્યતીત થાય છે. વળી કેટલીક વખત મનુષ્યના મનોભાવમાંથી સદાચાર આપોઆપ ઉગી નીકળે છે; કેટલીક વખત કર્તવ્યના ભાનને આધીન રહેવા વિચારપૂર્વક તે આચરવામાં આવે છે. આ બન્ને પ્રકારના સદાચારમાં પુરૂષો કરતાં સ્ત્રીઓ ચડતી જણાય છે. તેમની લાગણીઓ વધારે તીવ્ર હોય છે; આચાર અને વિચાર બન્નેમાં તેઓ વધારે વિશુદ્ધ હોય છે; ભૂલેલા ચૂકેલા પ્રત્યે વધારે કોમળ, દુઃખી પ્રત્યે વધારે દયાળુ, અને મગાંવહાલાં પ્રત્યે વધારે હેતાળ તેઓ હોય છે. ગરીબ અને સામાન્ય વર્ગમાં સ્ત્રીઓ ઘણું કરીને પોતાનાં સુખ અને લાગણીના ભોગે બીજાનું જ સુખ તાકતી હોય છે અને સતત સ્વાર્થ-ત્યાગનું જ જીવન જીવતી હોય છે. તથાપિ, પુરૂષો કરતાં સ્ત્રીઓમાં જો કે અસદાચાર અને ક્રૂરતાનું વલણ ઓછું હોય છે, પરંતુ તેઓમાં નાના પ્રકારની કલ, ઈર્ષ્યા, ખાર અને સાંસારિક લાભ એકંદરે વધારે હોય છે. વળી ચંચળ હિંમતમાં પુરૂષો કરતાં તેઓ ઉતરતી હોય છે. સહનશક્તિમાં તેઓ સામાન્ય રીતે ચડી જાય છે, પણ આ સહનશક્તિ સામાની સામે થઇને સહન કરે એવી જાતની નહિ, પણ આગવાની ઇચ્છા પ્રમાણે વળી સહન કરે એવી જાતની હોય છે. બુદ્ધિવિષયક સદાચારમાં પુરૂષો કરતાં સ્ત્રીઓ બેશક ઉતરતી હોય છે. સત્ય ઉપર પ્રેમ સ્ત્રીઓ ક્વચિત્ જ રાખે

છે, જો કે જે વાતને તેઓ સત્ય માની લેમે છે તેમાં તેઓ બહુ મક્કમ હોય છે અને પોતાથી ભિન્ન મત વાળાને તેઓ અત્યત ધિક્કારે છે નિષ્પક્ષપાતતાની કે શંકા કરવાની શક્તિ તેઓમા બહુ થોડી જ હોય છે વિચાર કરવાની તેમની પદ્ધતિ લાગણીનો એક પ્રકાર જ ઘણુ કરીને હોય છે ધર્મમા જો કે તેઓ બહુ ઉદાર હોય છે, પરન્તુ પોતાના અભિપ્રાયમા કે તુલના કરવામા કવચિત્ જ ઉદાર તેઓ થાય છે નિશ્ચય કરાવવા કરતા સમજાવી લેવામા તેઓ વધારે કુશળ હોય છે, અને માન્યતાને કિંવા આગ્રહને વસ્તુસ્થિતિના વાસ્તવિક દૃશ્ય ચિહ્ન તરીકે ગણવા કરતા દિલાસાના સ્થાન તરીકે તેની વધારે કિંમત તેઓ ગણે છે તેથી પોતાની આસ્થામા તેઓ આનંદ માણે છે જે મતભેદોથી વાતમા ફેર પડી જાય છે તે જોવાની, જે સિદ્ધાંતોની સામી થએલી ને હોય છે તેમા જે સારા તત્ત્વો રહેલા હોય છે તેમનો સ્વીકાર કરવાની, પ્રતિપક્ષીના અભિપ્રાયોથી તેની વ્યક્તિગત વર્તણુક નોખી પાડવાની શક્તિ પુરુષો કરતાં સ્ત્રીઓમા ઓછી હોય છે પુરુષોનુ વલણ ન્યાયપ્રત્યે ઘણુ હોય છે, સ્ત્રીઓનું વલણ દયા પ્રત્યે ઘણુ હોય છે ઉત્સાહ, સ્વાશ્રય, મન અને મનની મોટાઈમાં પુરુષો ચડી જાય છે નમ્રતા, કોમળતા, લાજ અને સહનશીલતામા સ્ત્રીઓ ચડી જાય છે સ્થિતિને તાદૃશ્ય કરી આપતી કલ્પના જે આપણને દયા અને પ્રેમના માર્ગમા ઉશ્કેરે છે તે સ્ત્રીઓમા વધારે તીવ્ર હોય છે અને તે કલ્પના અદૃશ્ય વસ્તુઓ ઉપર વધારે સ્થિત થઈ શકે છે સ્ત્રીઓના ધાર્મિક કે ભક્તિમાન સાક્ષાત્કાર વધારે સ્પષ્ટ અને પ્રબળ હોય છે અને સંભાવન છે કે જ્યારે પોતાની હાજરીમાં થએલા પોતાના બાળકના મૃત્યુથી પિતાને ઘણુ દુખ થાય છે ત્યારે બાળક જો કોઈ દૂર દેશાવરમા મરી જાય તો તેથી માતાને ઘણુ કરીને બહુ વધારે દુખ લાગે છે તથાપિ જોકે સ્ત્રીઓની લાગણીઓ વધારે પ્રબળ હોય છે, પરંતુ આ લાગણીઓ પુરુષોની લાગણીઓ કરતા ઘણુ કરીને ઓછી વિસ્તૃત હોય છે તેમની સ્પૃહા વ્યક્તિઓ ઉપર વધારે ચોટે છે તેથી મહાન બાબતો કરતા મહાન નેતાઓ ઉપર તેમનો પ્રેમ વધારે જામે છે અને યદિ જો કોઈ મહાન

બાબતની તેમને દરકાર થાય છે તો ઘણું કરીને તેનું કારણ એ હોય છે કે કોઈ મહાન્ પુરૂષે અગર જેના ઉપર તેમનો પ્રેમ હોય છે એણે એ બાબત ઉપાડેલી હોય છે. રાજકીય બાબતોમાં સ્વદેશાભિમાન કરતાં ભક્તિ તેઓમાં વધારે હોય છે. ઇતિહાસમાં, સામાન્ય કારણોની કુદને કેવળ અલગ ગખીને અમુક અમુક મનુષ્યોનાં ચારિત્ર્યના પ્રસંગો અને તેમનાં લક્ષણો પ્રત્યે જ પુરૂષો કરતાં પણ તેઓ વધારે આકર્ષાય છે. પરોપકારમાં સાર્વજનિક ઉદારતા કરતાં વ્યક્તિઓ પ્રત્યે ઉદારતા તેઓ વધારે કરે છે અને સાર્વજનિક સંકટને અટકાવવા કરતાં તેનું દુઃખ ઓછું કરવામાં તેઓ વધારે પ્રવૃત્ત રહે છે.

પ્રાચીન કાળમાં સ્ત્રીઓના કરતાં પુરૂષોના ખાસ સદાચાર વધારે પ્રશંસનીય ગણાતા હતા. હિંમત, સ્વમતનું સ્થાપન, મનની મોટાઇ, અને સ્વદેશાભિમાન નૈતિક શ્રેષ્ઠતાનાં મુખ્ય લક્ષણ ગણાતાં હતાં. બ્રહ્મચર્ય, લાજ, દયા અને કોમળ અને કૌટુંબિક સદાચાર કે જે ખાસ કરીને સ્ત્રીઓના સદાચાર છે તેમની બહુ ગણના થતી નહોતી. સ્ત્રીઓએ પોતાના પતિને વફાદાર રહેવું એ વાતને ખાસ અગત્યતા તેઓ આપતા હતા; સિવાય સ્ત્રીના કોઇ ખાસ સદાચારને તે સમયમાં અગ્રસ્થાન પ્રાપ્ત થયું નહોતુ. ઉલટું, બીજા સદાચારમાં સ્ત્રીનું સ્ત્રીપણું જેટલે અંશે નષ્ટ થતું તેટલે અંશે તેઓ વધારે પ્રશસનીય ગણાતી હતી. સ્પાર્ટાની માતાઓ, પોરશીઆ, એરિઆ ઇત્યાદિ સ્ત્રીઓ વખણાતી તેનું કારણ માત્ર એટલું જ કે તેમનું આચરણ પુરૂષવત્ થયું હતું. પોતાના દેશને માટે પોતાના સંતાનનું બળીદાન આપતાં તેઓ કાંઇ ગણકારતી નહિ, અથવા તો મર્દાની બતાવી શૂરવીરની પેઠે કષ્ટ સહન તેઓ કરતી. પરંતુ અર્વાચીન સમયમાં આપણે કેટલીક સ્ત્રીઓને વખાણીએ છીએ તેનું કારણ એ છે કે સ્ત્રીઓના ખાસ સદાચાર તેમનામાં બહુ બહાર પડી આવેલા હોય છે. આ પ્રમાણે પ્રાચીન કાળમાં પુરૂષોને યોગ્ય મર્દાની સદાચારમાં નીતિની શ્રેષ્ઠતા મનાતી હતી તે વિચાર ખ્રિસ્તિ ધર્મે ફેરવી નાખ્યો, અને તેની જગોએ સંતવત્ આચરણ શ્રેષ્ઠ ગણાવું લાગ્યું. તેથી ફરીને ગરીબાઈ, કોમળતા, ધીરજ, દીનતા, આસ્થા

અને પ્રેમ જે સ્ત્રીઓના ખાસ સદાચાર છે તે અગ્રસ્થાને આવ્યા. શિલ્પકળા પુરૂષના સદાચારને સારી રીતે આલેખી શકે છે; તેથી જ ઘણું કરીને વિધર્મીઓ શિલ્પકળામાં પંકાતા હતા. પણ ખ્રિસ્તિ કારીગરો ચિત્રકળામાં વધારે પ્રવીણ છે તેનું કારણ કે તે કળામાં સ્ત્રીનાં સૌંદર્ય બહુ સારી રીતે દર્શાવી શકાય છે. સ્ત્રીના સદાચારની આ નવી કિંમતને લીધે ખ્રિસ્તિ ધર્મમાં મેરી–પૂજાનું મહાત્મ્ય કહેલું છે.

ખ્રિસ્તિ ધર્મનું વલણ આમ સ્ત્રીઓનું મહાત્મ્ય વધારવાનું હતું. વળી સ્ત્રીઓની ધર્મ–ભાવના વધારે પ્રબળ હોય છે, અને જે ધર્મમાં તેના પ્રવર્તક પ્રત્યે ભક્તિ રાખવાની મુખ્ય ફરજ કહેલી હોય છે તે ધર્મ પ્રત્યે સ્ત્રીઓ વધારે આકર્ષાય છે. અને આ તત્ત્વો ખ્રિસ્તિ ધર્મમાં હોવાથી સ્ત્રીઓ તે ધર્મ ફેલાવવામાં બહુ સહાયભૂત થઇ છે. ઘણી ખ્રિસ્તિ સ્ત્રીઓએ પોતાના ધર્મને માટે પોતાનો ભોગ આપ્યો છે અને ધર્મવીરી થઇ ગઇ છે, અને પોતાના કુટુંબના પુરૂષવર્ગને ખ્રિસ્તિ બનાવવા તેઓ શક્તિમાન થઇ છે. સત ઓગસ્ટાઇન, સંત ક્રિસોસ્તમ, સંત બેસિલ ઇત્યાદિ સંતોને તેમની માતાઓએ જ પ્રથમ ખ્રિસ્તિ કર્યા હતા. તપોવૃત્તિની હીલચાલમાં અને સખાવતના મહાન્ કાર્યમાં સ્ત્રીઓએ ઘણો આગળ પડતો ભાગ લીધો છે. સખાવતનો સદાચાર સ્ત્રીઓના સ્વભાવને ખાસ કરીને અનુકૂળ છે, અને જો કે ઘણા જમાનામાં અને ધર્મમાં વ્યક્તિઓને દુઃખ મુક્ત કરવાનો પ્રયાસ સ્ત્રીઓએ કર્યો છે, પણ ખ્રિસ્તિ ધર્મના ઉદય પહેલાં સ્ત્રીઓના એ સ્વભાવને સંપૂર્ણ અવકાશ મળ્યો નહોતો. ફેબિઓલા, પોલા, મેલેનિયા ઇત્યાદિ અનેક સ્ત્રીઓએ પોતાનાં આખાં જીવન સખાવતોની વિશાળ સંસ્થાઓ સ્થાપવામાં અને તેમનો વિસ્તાર કરવામાં ગાળ્યાં છે, અને એમાંથી કેટલીક સંસ્થાઓમાં દુનિયામાં કેવળ નવીન પ્રકારની હતી. શહેનશાહબાનુ ફ્લેસિલા ઇસ્પિતાલમા માંદાની માવજત પોતાને હાથે કરતી, અને એવી સેવા કરવાની તત્પરતા ખ્રિસ્તિ પત્નીનુ પ્રથમ કર્તવ્ય ગણાતું. જમાને જમાને વૃત્તિનો આ હિલોળો ઉતરતો આવ્યો છે. તેથી કરીને મનુષ્યનું ઘણું દુઃખ ઓછું થએલુ છે અને નૈતિક ગૌરવ પણ સાથે સાથે વધ્યું છે.

વળી સ્ત્રીઓ ધર્મની દીક્ષા લઇ સંસ્થાના નાનાં નાનાં કાર્યોમાં મદદ કરતી. આવી સ્ત્રી કુંવારી રહેતી. લાયક વિધવાઓને, જો તેઓ એકજ વાર પરણેલી હોય તો, ખ્રિસ્તિ ધર્મની સંસ્થા સહાય કરતી અને પાળતી; અને નિરાધાર સ્ત્રીઓ પ્રત્યે બહુ દયા રાખતી. વૃદ્ધ સ્ત્રીઓ પ્રત્યે તો ખાસ માનની નજરથી સંસ્થા જોતી હતી.

આવા વિચારોને અનુસરી રાજ્યના કાયદામાં પણ ફેરફાર થવા લાગ્યા અને પોતાનાં બાળકોના સંરક્ષક તરીકે માતાઓનો હક સ્વીકૃત થયો. વિધર્મીઓના સમયમાં એ હક સ્ત્રીઓનેજ નહોતો. સારાંશ કે ખ્રિસ્તિ ધર્મને લીધે સ્ત્રીઓની પ્રતિષ્ઠા એકંદરે વધી, અને તેથી પુરૂષોના આચરણમાં પણ કોમળતા અને વિનય આવ્યાં.

કાયદામાં આવા ફેરફાર થયા નહોત તોપણ નીતિનું આખું દૃષ્ટિબિંદુ-જ ખ્રિસ્તિ ધર્મે એવું ફેરવી નાંખ્યું હતું કે તેથી કરીને સ્ત્રીની પ્રતિષ્ઠા અને ગૌરવ એની મેળે વધ્યાં જતાં હતાં. મધ્ય કાળની મહાધિકારી સ્ત્રીઓનો આગળ પડતો મોભો, સ્ત્રી સતોની મોટી સખ્યા, અને ખાસ કરીને કુંવારી માતા મેરીની પૂજનીયતા, એ બધાની અસર એજ દિશામાં થતી હતી. મેરી-પૂજાથી સ્ત્રીઓનું દૃષ્ટિબિંદુ વિશુદ્ધ બની બેશક બહુ ઉચ્ચ બન્યું છે; કારણ કે મેરીનું નૈતિક સૌંદર્ય અનુપમ હતું. વિધર્મીઓની દેવીઓમાં આવું સૌંદર્ય નહોતું, વિશેષે કરીને સ્ત્રીને યોગ્ય ખાસ સદાચારનું સૌંદર્ય તેમનામાં નહોતું! તેથી તેઓ જાણીતી હોવા છતાં તે પૂજાની આવી ગભીર અસર થઇ નહોતી. ખ્રિસ્તિ ધર્મની આ સેવાની અસર હજી સુધી પણ પહોંચે છે.

ધર્મ સુધારણા કાળે પ્રોટેસ્ટંટ મતે આ મેરી પૂજા મૂકી દીધી, પણ કૅથોલિક મતમાં એ પૂજા ચાલુ રહી. કૅથોલિક મન ભાવના-પ્રધાન છે; પ્રોટેસ્ટટ મતવિચાર-પ્રધાન છે. તેથી કૅથોલિક મત સ્ત્રીઓને ખાસ અનુકૂળ થાય છે; પ્રોટેસ્ટંટ મત પુરૂષોને ખાસ અનુકૂળ લાગે છે સ્ત્રીનું કામ ટેકો લેવાનું છે અને કૅથોલિક ધર્મ તે આપે છે; પુરૂષનું કામ પોતાનાજ પગ ઉપર ઉભા રહેવાનું છે, અને પ્રોટેસ્ટંટ મતનો એજ ઉદ્દેશ છે. આમ આ બન્ને મતના

દષ્ટિ–બિંદુઓમાં ફેર છે. કૅથોલિક મત સામાન્યરીતે ચારિત્ર્યને કોમળ કરે છે, પ્રોટેસ્ટટ મત દઢ કરે છે. પરંતુ કોમળતા ઘણીવાર નિર્મળતાનું રૂપ લે છે. સામાન્ય રીતે કૅથોલિક પ્રજા લાગણીમાં ઉત્સાહી, સ્વભાવમાં ખાસ કરીને મિલનસાર, અને સ્વભાવે વિનિત અને વિવેકી હોય છે; પ્રોટેસ્ટટ પ્રજા સત્ય–પ્રેમી, કર્તવ્યના દઢ ભાનવાળી, અને ચારિત્ર્યમાં દઢતા અને ગૌરવ-વાળી ઘણું કરીને હોય છે. કૅથોલિક મતના અનુયાયીમાં દીનતા અને ભક્તિ વિશેષ હોય છે, પ્રોટેસ્ટટ મતના અનુયાયીમાં સ્વતંત્રતા અને આત્મનિશ્ચય વધારે હોય છે. કૅથોલિક મતમાં વેહેમી થઇ જવાનું વલણ છે; પ્રોટેસ્ટટ મતમાં ધર્માંધ થઇ જવાનુ વલણ રહેલું છે. લગ્ન–સંસ્થામાં પ્રોટેસ્ટટ મતે વિશુદ્ધિ અને ગૌરવનું તત્ત્વ વધારે ઉમેર્યું છે અને તેથી સ્ત્રી–વર્ગને મોટો લાભ થયો છે; છતા કૅથોલિક મત જેવો સ્ત્રીઓને તે અનુકૂળ નથી એ વાત કબુલ કરવી જોઇએ.

વળી પ્રોટેસ્ટટ મતે મઠ–સસ્થાનો અત આણ્યો એ વાત પણ સ્ત્રીઓનો કે દુનિયાના હકમા એકદરે લાભદાયક થઇ નથી. નિર્ધનતા, કૌટુમ્બિક દુર્ભાગ્ય કે કોઇ બીજા કારણથી નિરાધાર થઇ પડેલી સ્ત્રીઓ મઠનો આશ્રય લઇ સદાચારની જીંદગી ગાળી શકતી અને ધાર્મિક ખેરાતના કામમાં મદદ કરી શકતી. પરતુ મઠો નાબુદ થઇ જતાં એ વાત જતી રહી. તપોવૃત્તિના સિદ્ધાંત ઉપર ચાલતી મઠની વ્યવસ્થામાં પણ સ્ત્રીઓની દુર્દશા વખતે થતી એ વાત ખરી છે, તથાપિ એ સસ્થાને સુધારી અન્યરૂપે રાખવામાં વધારે લાભ હતો. પણ તેને કેવળ નાબુદ કરવાથી ગેરલાભ ઘણો થયો છે.

આ પ્રમાણે સ્ત્રીપુરૂષના સંબધનો ઇતિહાસ આપણે જોયો. આ સબધ આગળ ઉપર કેવું રૂપ ધારણ કરશે તેનો નિશ્ચયપૂર્વક નિર્ણય અગાઉથી અત્યારે કરી શકાય એમ નથી. ઇતિહાસ કહે છે કે જેમ જેમ સુધારો વધતો જાય છે તેમ તેમ પુરૂષોની ઉદારતા વધારે સતેજ અને વધારે વિસ્તૃત થતી જાય છે; તેમનાં વર્તન વધારે કોમળ અને મર્યાદશીલ થતા જાય છે: અને સત્યનો પ્રેમ તેમનામા વધતો જાય છે. ઇતિહાસ એમ પણ કહે છે કે બુદ્ધિ વિષયક મહાન તેજસ્વી કાળમાં અને મોટા સામાજીક સુધારાના

સમયમા સ્ત્રીપુરૂષોના સબંધમા ઘણી ગેરવ્યવસ્થા પણ વારંવાર જોવામાં આવેલી છે. એક અમુક પ્રકારના ખાસ ધાર્મિક ઉપદેશને લીધે, અને ઔદ્યોગિક સાહસ અને અર્થ-શાસ્ત્ર વિષયક વિચારોમાં હાલમા થએલા મોટા ફેરફારને લીધે સાંપ્રત સમયમા આ સબંધ બાબત વિચારો બદલાઈ ગયા છે એ વાતની ના કહેવાય એમ નથી. વસ્તીના ત્વરિત વધારાને નજપુરૂષો અને નીતિવેતાઓ બન્ને પ્રથમ સારી વાત ગણતા હતા પણ હવે એવો મત પ્રચલિત છે કે એ વધારાને અંકુશમા રાખવા લગ્ન અને બાળકોની સખ્યા ઘટાડવામાં જ સમાજનો મોટામા મોટો લાભ સમાએલો છે. આવી માન્યતાને લીધે અને સુખાભિલાષી સુધારાની સગતીમા રહેલી ઘણી કૃત્રિમ હાજતોને લીધે, ઘણી સ્ત્રીઓને કુવારા રહેવુ પડે છે અને જીદગીમાં પોતાનો માર્ગ શોધી લેવો પડે છે, અને તેમની શારીરિક નિર્મળતાને લીધે મુશ્કેલીઓ ઉભી થાય છે તેમા હાલના કાયદા અને રિવાજથી વધારો થાય છે, પગારનો અને કેળવણીનો લાભ તેમને જોઇએ તેવો મળતો નથી; ઘણા ધધામાથી તેમને બાતલ રાખવામા આવે છે, બીજા કેટલાક ધધા પરત્વે તેમનુ ઉપહાસ કે નિંદા થાય છે; અને તેથી પરિણામ એ આવે છે કે ઘણી સ્ત્રીઓ બહુ કગાલ અને ગરીબ અવસ્થામા પોતાની જીદગી ગાળે છે અને ઘણી ખરી સ્ત્રીઓ દુરાચારમાં પ્રવૃત્ત થાય છે. વળી યાત્રિક સુધારો વધતાં સ્ત્રીઓ ઘરમા બેસીને કામ કરતી તે પણ ગયુ છે વિલાયતની શાળો આવતા રેંટીઓ હવે ઘરમા રહ્યો નથી.

આ બધાનુ પરિણામ અતે નીતિમા શુ આવશે તેનુ અનુમાન કરવાનું કામ નીતિવેત્તાનુ છે, ઇતિહાસકારનુ નથી. જમાનો બદલાતા સ્ત્રીઓની પ્રવૃત્તિ અને કેળવણી વદલાશે ખરી અને તેમની નીતિમા પણ કદિ ફેરફાર થાય, પણ નીતિ સબંધી કેટલાક પ્રત્યક્ષ-દર્શનો જે આપણને થાય છે તે કદિ પણ દૂર થઇ શકશે નહિ



## ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી પ્રસિદ્ધ થયેલાં ઈતિહાસનાં પુસ્તકો.

ઇંગ્લાંડની ઉન્નતિનો ઇતિહાસ ... ... ... ૨—૦—૦
ગ્રીસ દેશનો ઇતિહાસ ... ... ... ... ૦-૧૪—૦
ગુજરાતનો ઇતિહાસ-પ્રાચીન અને અર્વાચીન (બંને ભાગના) ૧-૧૨—૦
જગતનો અર્વાચીન ઇતિહાસ ... ... ... ૨—૦—૦
દક્ષિણનો પૂર્વ સંમયનો ઇતિહાસ ... ... ૦-૮—૦
પ્રાચીન ભારત ... ... ... ... ... ૦-૧૨—૦
ફ્રેન્ચ રેવોલ્યુશન યાને ફ્રાન્સ દેશ માંહેલી રાજ્યની ઉથલપાથલનો ઇતિહાસ ... ... ... ... ૦-૧૨—૦
બ્રિટીશ હિંદુસ્થાનનો આર્થીક ઇતિહાસ. ( ભાગ ૧ લો અને ભાગ ૨ જો. ) ... ... ... ૦-૧૨—૦
બ્રિટીશ રિયાસત-પૂર્વાર્ધ ... ... ... ... ૧—૮—૦
મરાઠી સત્તાનો ઉદય ... ... ... ... ૦-૧૦—૦
મુસલમાનોની રાજકીય તથા વિદ્યા સબંધી ચઢતીનો ઇતિહાસ ... ... ... ... ... ૦—૨—૦
રાસમાળા. ભા. ૧ અને ભા. ૨ ( દરેક ભાગના ) ... ૨—૦—૦
રૂશયા ... ... ... ... ... ૦—૬—૦
લંકાનો ઇતિહાસ ... ... ... ... ... ૦—૩—૦
વિક્રમાંકદેવ ચરિત્ર ... ... ... ૦-૧૨—૦
સુરત માંડવીનું દેશી રાજ્ય યાને માંડવીનો પુરાતન ઇતિહાસ... ... ... ... ... ૦—૮—૦
હિંદની રાજ્યવ્યવસ્થા અને લોકસ્થિતિ ... ... ૧—૪—૦
હિંદુસ્તાનમાં ઇંગ્રેજી રાજ્યનો ઉદય ... ... ૦—૬—૦
હિન્દ સામ્રાજ્ય-વૉ. ૪ શું. ભા. ૧ અને ૨ (દરેકનો)... ૧—૦—૦

આ સિવાય સોસાઇટીએ પ્રસિદ્ધ કરેલાં પુસ્તકોની વિસ્તારથી હકીકત મોટા કૅટલોગમાં આપવામાં આવે છે-તે આસિ. સેક્રેટરી, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, ભદ્ર, અમદાવાદ એમને એક પત્ર લખેથી મોકલી આપવામાં આવશે.